# ડા૦ વામન ગોપાળનું

## આયોડાઈઝડ

# સાર્સાપરિલા.

સાર્સાપરિલા આજ સાઠ વર્ષથી પ્રખ્યાત અને લાખો દરદીઓએ એનો ઉપયોગ કરી પોતાની નીરાશા દુર કરી છે.

લોહી એ મનુષ્ય જીવન છે. તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન થાય છે માટે તે સુધારવા દરેક માણસને કાળજી લેવી જોઈએ, તેને માટે આ સાર્સાપરિલા વીના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પેંચાથી ઉપદંસ એટલે ગરમી અને તેના વડે થતા રોગો—તેમજ લકવા, સંધીવા, ચામડીપર કાળા ડાઘા પડવા, આંગનું સુજી આવવું; શરીરમાં બળતરા થવી; શરીરની ઉપર દેવી સરખા ફોલ્લા થઇ આવવા વીગેરે વીકારો ઉપર આ દવા અકસીર થઇ ચુકી છે.

**શીશી ૧ નો રૂ. ૧॥ ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે પો. જુદું. ચાર શીશી એકદમ મંગાવનારને ખર્ચ સહીત રૂ. ૪-૧૩-૦ પડશે.**

અમદાવાદ એજંટ—ગોકળદાસ મોતીચંદ પારેખ

મળશે અમદાવાદ ઘાંચીની પોળ.

સુરત એજંટ—રા૦ મફતલાલ માનચંદ સરૈયા

ઠે૦—બુરાનપુરી ભાગળ

**ડા. ગૌતમરાવ કેશવ એંડ સન ઠાકુરદ્વાર-મુબંઈ.**

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪. છુટક નકલ ૮ આના.
" " પરદેશમાં રૂ. ૫.

૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મું. માર્ચ, ૧૯૨૩. અંક ૭ મો.

## અનુક્રમણિકા.



# તાકીદે જોઇએ છે.

'નવરંગ' માસિકના માસ સપટેમ્બર, ૧૯૨૨ ના અંકો જેટલા આવશે તેટલા રાખીશું. આના આઠ રોકડા આપીશું. માસ સપટેમ્બરના અંકો મોટી સંખ્યામાં વધારે છપાવેલા હોવા છતાં નવા ગ્રાહકોના મોટા ધસારાને તે પુગી શકેલા ન હોવાથી આ માંગણી કરવામાં આવે છે, માટે જે મેહેરબાન ગ્રાહકો ફાઇલો ન રાખતા હોય તેવાઓએ આ માસિકની ઓફીસમાં તુરત મોકલી આપવા મેહેરબાની કરવી.

દર મહીને કેટલું ખરચશો?




કેટલું બચાવશો?

સેંત્રલ બેંક તરફનો ઉપલો નકસો ઘરસંસારમાં તમોને ઉપયોગી થઈ પડશે.

---

તે પ્રમાણે તમારા ખરચો નીભાવી ખરાબ વખત માટે, દુઃખસુખના દીવસો માટે નાણું સંઘરવાની ટેવ પાડો અને તે નાણું

# સેંત્રલ બેંક ઓફ ઇન્ડીયા

ના સેવીંગ બેંક ખાતામાં મુકો, કે જ્યાં તમારૂં નાણું સચવાય અને તમોને બીજી સેવીંગ બેંકો કરતાં વધુ વ્યાજ તથા લાભ મળે.

# વધુ માટે લખો યા મળો.

(સોરાબ ન. પોચખાનાવાલા,)
મેનેજીંગ ડીરેકટર.

# નવરંગ.

પુસ્તક ૮ મું. માર્ચ, ૧૯૨૩. અંક ૭ મો


# મોતનો હાથ!

## પ્રકરણ ૭.

તે પછીના થોડાક દીવસો મધુરી એલઝીએ કૅપ્ટીન રેડક્લીફની આમદની આતુરતાથી રાહ જોવામાં ગુંજાર્યા તેણે બ્રેન્ડેડ ખાતે બીજા ગુરૂવારે આવવાનું વચન આપ્યું હતું અને તે તનોમન રૂપસુંદરીની પક્કી ખાતરી હતી કે તે પોતાના વચનનો ભંગ તો કોઇ કાળે કરનાર ન હતો.

એ દરમ્યાન વખત હમેશ મુજબ વહ્યો ગયો. સર જોન લાંબી મુસાફરીએ નીકળનાર છે એવી વાત ગામમા પુગી ગયલી હોવાથી ઘણાકો તેમને ભેટવા એ મુદતમા આવ્યાં. તે વૃધ્ધ બેરોનેટના મિત્રો તે સમાચારથી અચરત થયા કેમકે સર જોનની તંદરોસ્તી અત્યંત બેચેની ઉપજાવનારી હતી એવી તેમને હેલ્લી ખબરો મળી હતી.

મી૦ વેલન્સ, તે ન્હાના ગામનો રેક્ટર, પણ સર જોનની મુલાકાતે એ મુદતમા લઇ ગયો. તે મુલાકાત અસાધારણ લાંબો વખત ચાલી હતી અને જ્યારે મી૦ વેલન્સ તે વૃધ્ધ ઉમરાવને મળીને તેના ઓરડામાથી બહાર નીકળ્યો ત્યારે ઘણો દીલગીર હોય એવો ભાસ તેના હમેશનાં માયાળુ મુખડા ઉપરથી મળતો હતો.

તેણે સર જોનને મળ્યા પછી મીસ સ્ટર્નને મળવા માગ્યુ, અને એલઝી જ્યારે તેની નજીક આવી ત્યારે હરદમ કરતાં વધુ માયાથી તે તેણીને ભેટ્યો.

"હું તમારી સાથ એકાતમા વાત કરવા ઇચ્છુ છુ." તે ભલા પાદરીએ માયાથી કહ્યુ. "ફક્ટ થોડીક પળ. હુ તમને ઝાઝી નહીં રોકશ."

એલઝી તે રેક્ટરને બાજુમાના એક અલાહેદા ડ્રોઇંગ રૂમમાં લઇ ગઇ. મી૦ વેલન્સે તુરતજ પોતાનું કહેવું શુરૂ કર્યું.

"તમારા પિતા અત્રેથી જલદી ઉપડી જવાની તૈયારી કરી રહ્યા છે," તેણે કહ્યુ, "અલબત્તાં, તે એક એવણના મર્ખારાતુજ પાત્રરૂ પરીણામ હશે. તેવણે પોતાની ગેરહાઝરી

દરમ્યાન તમારી સંભાળ લેવાનું કામ મને સોંપ્યું છે. તમને કંઇ માહરી સલાહ યા મદદની જરૂર હોય તો તે આપવાનું તેમણે મને ફરમાવ્યું છે. વળી તેમણે મને એક સીલ કીધેલું કાગળોનું બંડલ આપ્યું છે કે જે એવણના મરણ પછીજ ખોલવાનું એવણે માહરી પાસ વચન લીધું છે."

"પપાએ એ વીશે મને કહ્યું છે અને મી૰ વેલન્સ એ ફરજ તમે સ્વિકારી છે એ જોઇ હું ઘણી ખુશી છું. હું ઇચ્છું છું કે એ બંડલ ખોલવાનો વખત કદી ન આવે. એમના એ બધા ધખારાઓ સામે મને ઘણોજ કચવાટ છે."

"તેમાં તમો તદ્દન ખરાં છો," તે રેકટરે એલઝીના વિચારોને પુષ્ટી આપી, "અંદર શું છે તે હું અટકલી શકતો નથી; કદાચ સર જોનનું વસીયતનામું હશે."

તે ભલા પાદરીએ જાણી જોઇને તેને માહીતી હોવા છતાં નજ ઉમેર્યું કે અંદર સર જોનનું કોઇ બાબતનું એક શરમીંદગીભર્યું કનફેશન હતું.

"મેં જે ફરજ સ્વિકારી છે તે સાધારણ રીતે તો એક ધારાશાસ્ત્રીને ફાળે જવી જોઇતી હતી, પણ સર જોનની ઇચ્છાનો અનાદર હું કેમે કરી કરી શકયો નહીં. એવણના એ વહેમ કે ધખારા સામે સવાલ ઉઠાવવાની માહરી હીંમત ચાલી નહીં. મીસ સ્ટર્ન, મેં એ માથે ઉઠાવેલી ફરજ સામે તમને તો કશો વાંધો નથીની?"

"જરા બી નહીં," એલઝીએ તરતજ દીલસોઝ જવાબ કર્યો, "હું તો ખુશી છું, ઘણીજ ખુશી."

મંગળની સહવારે એલઝીને નામનું એક કાગળ આવ્યું. તે જોઇ તે અજાયબ તો નજ થઇ, પણ તે વાંચતાં તેણી અત્યંત ખુશી થયલી દીસી. તે કાગળ નીચે પ્રમાણે લખાયલું હતું:—

"વ્હાલાં મીસ સ્ટર્ન,

તમને આ પત્ર લખવાની જે છુટ હું લઇ રહયો છું તે માટે તમારી માફી ચાહું છું. મને ઉમીદ છે કે તે તમે જરૂર બક્ષશો, કેમકે હું તમને એક મરતબા મળ્યાં છતાં એમ માંનતો થયો છું કે આપણા વચ્ચેની મિત્રાચારી વર્ષોની છે. આ કાગળ હું તમને ખાસ યાદ આપવા લખું છું કે આપણા વચ્ચે થયલી ગોઠવણ મુજબ આવતા ગુરવારે બ્લેરઉડ પાર્કમાં હું આવનાર છું. મને વિશ્વાસ છે કે સર જોનની તબ્બત હવે સુધરી હશે અને મને મુલાકાત આપી શકવાની તંદરોસ્ત સ્થિતિમાં હશે. મી૰ નોએલ કેમ્બેલ એ મુલાકાત માટે અતિ આતુર છે. તેનો સંદેશો સર જોન મીઠાસ અને મોહબતથી સ્વિકારે એ તેની મોટી આર્જુ છે.

તમારો સાચો,

કૅાલીન રેડકલીફ."

ઉપલા પત્રના જવાબમાં એક ઘણો ટુંકો રૂકકો એલઝીએ મોકલ્યો. તેણીને લાગ્યું કે તે ગુરવાર બદલ બુધવારે ત્યાં આવે એ ખાસ જરૂરનું હતું, કેમકે તેના પિતા ઝડપથી ઉપડી જવાની તૈયારીઓ કરી રહયા હતા.

"વ્હાલા મી૦ રેડકલીફ" (તેણીએ લખ્યું.)

"માહરા પિતાજી વતી તેમને માટે તમે જે શ્રમ ઉઠાવી રહયા છો તે માટે તમારો હું આભાર માનું છું. ખાસ કરીને એટલા માટે વધારે કે તમે મને ખાતરી આપી છે કે તેમાં માહરા પિતાજીનો લાભ વધારે સમાયલો છે. જો બની શકે તો અને ખાસ સગવડ કરીને પણ તમે બ્લેરઉડ બુધવારે આવો તો ઠીક થશે, કેમકે પપા લાંબી મુસાફરીએ જવાની તૈયારીઓ કરી રહયા છે.

તમારી હિતેચ્છુ,
એલઝી સ્ટર્ન."

તેણીએ એ ચીઠ્ઠી ખાસ પોતાની દાસી એનેટ પાસ પોસ્ટ કરાવી કે મારકહામની ચકોર ચશમ તે ઉપર જવા ન પામે. તે વફાદાર દાસી તે ચીઠ્ઠી સંભાલથી તપાલમાં રવાના કરી આવી અને ખબર આપી કે વિલ્યમ સ્ટ્રેટન કંઇ ખાસ કહેવાનું હોવાથી તેણીને મળવા માંગતો હતો.

"હું લાયબ્રેરીમાં જાઉં છું. તું તેને ત્યાં મોકલ," એલઝીએ ફરમાવ્યું.

એનેટ તે હુકમની બજાવણી કરવા ચાલી ગઇ અને એલઝી લાયબ્રેરી ભણી ગઇ. તેણીએ એ દરમ્યાન જોયું કે લેડી હેલીના તેણીની હીલચાલ ઉપર બારીક પણ છુપી નજર રાખી રહી હતી; અને વિલ્યમ સ્ટ્રેટનને લાયબ્રેરીમાં તેણી પછવાડે ગયલો બરાબર માર્ક કર્યા પછીજ તે ત્યાંથી ખસકી ગઇ.

તેણીએ એલઝીની એ હીલચાલની ખબર તુરતજ જઇને લૉર્ડ સોમરટનને આપી, અને તે ઉમરાવને સમજાવ્યું કે તેણે એલઝીને એમ નોકરો સાથ છુટ લેવા માટે ઠપકો આપવો. તે લેડી હેલીનાનું તે બોલવું સમજી માત્ર ખભાં ચઢાવી હસ્યો.

"એક ગેમ કીપર—શું નામ કહયું? સ્ટ્રેટન–હં! અરે! કંઇ નજીવી બાબત હશે, તે ઉપર તમારે ધ્યાન બી આપવું ન જોઇએ, લેડી હેલીના," તે બોલ્યો, "ને વળી હાલમાં આપણે મીસ સ્ટર્નના કામની વચે માથું બી કેમ મારે? એ જુવાન છે અને પોતાની મરજી મુજબ કરવા મકકમ મનની છે. એ તો કોઇ વેળા વખત આવશે ત્યારે વાત," તે એટલું બોલી લેડી હેલીનાને છોડી ગયો.

"સ્ટ્રેટન," તે જતાં જતાં મનસે બબડયો, "એ નામ હું કદી નહી ભુલશ. એક ગેમ કીપર–તેટલું બી નહી–ગેમ કીપરનો મદદનીશ! જોઉં તો ખરો એ કાકા કોણ અને કેવા છે. એને માહરે ભુલવો નહીં જોઇએ. કદાચ માહરા ખ્યાલો ખોટા બી હોય; પણ માહરે સાવધાન તો રહેવુંજ જોઇએ."

તે બહાર બાગમાં જઇ વિચારોમાં લીન થોભ્યો. થોડે વારે તે બાદશાહી મકાનમાંથી એક શખ્સ બહાર આવ્યો. તે સ્ટ્રેટન હતો. અને લૉર્ડ સોમરટને તેને ચીપી ચીપીને માર્ક કર્યો.

## પ્રકરણ ૮.

એલઝીએ તે જવાન ગેમ કીપર તરફ જોયું. તેણીએ તુરત જોયું કે તે કદાવર બાંધાનો અને મરદાનગીભર્યા દેખાવનો એક રૂષ્ટપુષ્ટ જવાન હતો.

"મને તાહરે શું કહેવું છે, સ્ટ્રેટન?" તેણીએ સવાલ કર્યો.

"હુ તમને ઝાઝાં નહીં રોકસ, મીસ," તેણે નમીને ઉત્તર કર્યો. તે જરા ઓસકાતો ને ગભરાયલો હોય એમ તેના હાવભાવ ઉપરથી જણાતું હતું, "એનેટ મને 'ઝેબાના ઝુપડાં ઉપર ચાલુ નજર રાખવા કહ્યું હતું' અને મેં તેમ કર્યું છે."

"મેહેરબાની, સ્ટ્રેટન અને તુંને કંઇ નવાંઇ જેવું માલમ પડયું?" એલઝીએ ધડકતે અંતઃકરણે ઉપલો પ્રશ્ન કર્યો.

"એક માણસને, મીસ, ઝેબાના ઝુપડાંની બારી સાથ કંઇ ફાંફાં મારતો મેં જોયો. હું તો તેને ગોળાથી વિંધીજ નાખવા ઇન્તેજાર હતો પણ તેવા કશા હુકમ વગર તેમ કરવાનું મેં મુનાસેબ વિચાર્યું નહીં."

"તાહરે કોઇ ઉપર પણ હથ્યારનો ઉપયોગ ન કરવો," એલઝીએ તે જવાનની વાતથી હેબતાઇ શિખામણ દીધી, "પણ તેં તેને પકડયો કેમ નહીં?"

"તેમ બની શકયું નહીં, હું તેની આગળ જાઉં જાઉં તેટલાં તો તે અલોપ થઇ ગયો."

એલઝી થોડીક પળો ચુપ રહી, પછી બોલી "ઠેંકયુ, સ્ટ્રેટન. એ મારે કોઇ આગળ ના બોલતો, અને ઝેબાના ઝુપડાં ઉપર ખુબ બારીકીથી ચોકી રાખજે."

તે જવાન ગેમ કીપર તેની ખુબસુરત શેઠાણીએ તેનામાં મેલેલા વિશવાસ માટે મનમાં મગરૂર ને મગન થતો ત્યાંથી ચાલ્યો ગયો.

તે દિવસે બપોરે સર જોન મારકહામની મદદ સાથે પોતાના રૂમમાંથી બહાર આવ્યો અને પોતાના સોલીસીટર મી૦ ગ્રાન્ટને તેડાવી મંગાવ્યો. તેઓ વચ્ચે એક કલાકથી વધુ મસલહત ચાલી રહયા પછી સર જોને પોતાની બેટી અને લેડી હેલીનાને પોતાની નજદીક બોલાવી મંગાવ્યાં અને પોતાના સોલીસીટરની હાજરીમાંજ તેમને સંબોધીને કહ્યું કે, તેની ગેરહાજરી દરમ્યાન બ્લેરઉડ પાર્ક તેઓના સ્વાધીનમાં હતો. તેનો કારભારી બધી મહેસુલ ઉઘરાણી બેન્કમાં જમા કર્યો જશે અને વખતો વખત સોલીસીટર મી૦ ગ્રાન્ટ તેનો હિસાબ તપાસી જશે. તેમની ગેરહાજરી દરમ્યાન બધુ જેમ ચાલતું આવ્યું હતું તેમ ચલાવવાનું હતું. કશી પણ ફરફાર કે હાથ ખાંચવાનો ન હતો. એલઝી અને લેડી હેલીનામાં સર જોનને સંપૂર્ણ ભરોસો હતો. વળી તેણે એક સાથ ગોઠવણ કરી હતી જેથી એલઝીની સહીના ચેકો તેઓ સ્વિકારનાર હતા એટલે કશી વાતની તેમને ગના કે ફીકર કરવાની ન હતી. લેડી હેલીનાને તે ગોઠવણથી મનમાં જરાક માઠું તો લાગ્યુંજ પણ સર જોનના મોંહો ઉપર તે કંઇ બોલી શકી નહીં,

સોલીસીટરના વિદાય થવા બાદ સર જોન પાછા પોતાનાં રૂમમાં ગોંધાયા અને થોડી વારમાં એલઝીને ત્યાં બોલાવી મંગાવી.

"વ્હાલી એલઝી, મેં તુને ગુડ બાય ઇચ્છવા તેડાવી છે," તેણે ભરાયલી છાતીએ પોતાની દીકરીને પેટમાં ચાંપી કહયું. "હું આવતી કાલે ખેરેકડ છોડી જનાર છું, અને હું પાછો આવું ત્યાં સુધી તું તેની માલેક છે.

ખુદા ન કરે ને કાંઇ અણુધાર્યો બનાવ બનવા પામે—કેમકે જીંદગીનો કંઇજ ઇતબાર નથી—તો મેં માહરૂં વસ્યતનામું કરી બની શકતી દરેક ચીઝ તાહરા નામ ઉપર કરી છે, આપણી મીલ્કતનો ચોકકસ ભાગ તો ટ્રસ્ટની રૂએ માહરા પુરૂષ વારસને મળવોજ જોઇએ," તે બોલતાં ડોસાજી કંમકમયા અને પછી ઝનુનથી વધાયું "અને એજ એક બીજું સબલ કારણ છે કે જેને વાસ્તે હું નોએલ કેમ્બેલને જાસ્તી ધીકકારૂં છું. પરવરદીગાર, માહરો ભેદ—માહરો ભરમ કેમ જાહેર થવા પામ્યો હશે? કોણ નાપાકનો જણેલો માહરાં આએ ભરમથી વાકેફ હશે? કોણ એમ વારંવાર બીહીવરાવનારાં કાગળો માહરી ઉપર મોકલાવ મોકલાવ કર્યા કરતું હશે? મને સલામત માનવામાં મેં કેવી સજ્જડ થાપ ખાધી? ઓ હું કેવો મૂર્ખો બન્યો—કેટલો મોટો મુર્ખો. માહરી દીકરી, માહરી જીંદગીનો તાહરે કાજેનો સર્વથી છેલ્લો સંદેશો મેં રેકટરને સપૂર્દ કર્યો છે. માંહરા મરણ બાદ તે અને તું મળી તે ઉખેડજો. તે અગાઉ તો જીનહાર નહીંજ. માહરૂં વીલ પણ તેનીજ પામે છે, તે સહી સાખ થઇ ચુકેલું છે. માહરાં સોલીસીટરને એ બધું જણાવવા હું માંગતો નથી. દીકરી એલઝી, માહરી હાલની જીંદગી અત્રે પુરી થાય છે અને જો હું પાછો ફરવા પામશ તો નવોજ માણસ બનીને નવાજ અને ખુશાલ વિચારો સહીત પાછો માંહરા દેશમાં આવશ."

પોતાના બાપના તે હૃદયભેદક બોલો સાંભળી એલઝીનું નાજુક હૈયું ભરાઇ આવ્યું. તે કંઇજ બોલી શકી નહીં;

"એલઝી, માહરી દીકરી, મેં તુને અનેક ચેતવણીઓ તો આપી છે અને એક બીજી વધારાની આપું છું," જરા વાર રહી સર જોને પાછું ચલાવ્યું, "તું બને ત્યાં સુધી પુરતા મીઠાશથી અને વિવેકથી લોર્ડ સોમરટન સાથ વર્તજે. એને કેટલીક માહરે લગતી એવી વિગતો જાણી છે કે જે મને નુકશાન પુગાડી શકવાની સ્થિતિમાં છે. પણ પાછો ફર્યા પછી હું એ ચંડાલના પાર્યા ચણા કરી મુકશ. એ માણસ મને મુતલગ પસંદ નથી, તેમ હું તેને હાલમાં તરછોડી કે અપમાન કરી શકતો બી નથી."

એક પળ ત્યાં ખામોશી પથરાઇ જે અરસામાં એલઝીને કોલીન રેડકલીફની યાદ થઇ.

"પપા, એક મેહેરબાની નહીં કરો," એલઝીએ નમ્ર અવાજે પ્રાર્થના કરી, "માંહરે ખાતર."

"તે શાને માટે, ડાર્લીંગ?"

"હું ઇચ્છું છું—કે નોએલ કેમ્બેલનો સંદેશો તમો એક ગરતબા વાંચો? મી૦ રેડકલીફ પાછા આવનાર છે અને—"

તેણે કડકાઇથી તેણીને ચુપ કરી મેલી. "નહી—નહીં! એક તો શું એક હજાર વખત નહીં! એજ હીચકારો બેણુનાદ કદાચ લોર્ડ સોમરટનની સાથ સામેલ હશે. મને લાગે

છે કે એનીજ મકસદને સાંધવા લોર્ડ સોમરટનને અહીંઆ જાસુસી ચલાવવા આવવા તેણે મોકલ્યો છે. અને તેના ઇનામ તરીકે આ બ્લેરઉડ-આ બધી સુંદર મીલકત-આ મનમોહક જગ્યાઓ-અને વર્ષે પચાસ હઝાર પાઉંડની બાદશાહી આમદાની. હું એને મળવાજ-જોવાજ રાજી નથી. એને શું કહેવનું છે તેના ખ્યાલથી હું ધ્રુજું છું. એને જોતાંજ હું એને ગોળીથી વીંધી નાખવા જેટલો ઉશ્કેરાઇ જવશ."

તે ડોસો એટલું બોલતાં અતિશય છેડાઇ ગયો. રાતો ભુંડ જેવો તેનો ચહેરો થઇ ગયો.

"નહીં, હું એને મળનાર નથી," તેણે દમ લઈને પૂનઃ અતિ ક્રોધથી કહ્યું, "એ પાછો આવે ત્યારે કહી દેજે કે તે ઘણો મોડો આવ્યો છે. એને કહેજે કે હું આઉં પછી વાત થઇ રહેશે, ને—"

તે વાક્ય તે પુરૂં કરી શકયો નહીં. હાંફથી અચકી જઇ તે ખુરશીમાં અધેલાઇ પડયો. પોતાના પિતાની આવી દુર્દશા જોઇ એલઝી દયા ને હેતથી દાઝી ગઇ. તેણીએ દિલાસાના મીઠા શબ્દોથી તેને મનાવી લીધો. તેના મનપસંદ અનેક ગાયનો ગાઇ તેને રીઝવ્યો.

બીજી સહવારે સર જોન પોતાના નોકર માર્કહામ સાથ બ્લેરઉડથી મુસાફરીએ ઉપડી ગયો, અને તેઓની વિદાયગીરી પછી એલઝી દુઃખનો એક દર્યાવજ રડી. તેમાજ તેણીએ પોતાના ઉભરાતાં અંતઃકરણની ખલાસી જોઇ. એક ચીઝ તેણીનો ગમ અમુક દરજ્જે ઓછો કમી કરતી હતી અને તે એ કે તેજ દિવસે કોલીન રેડકલીફ તેણીને મળવા આવનાર તેની આમદની ટગરમાં તેણી અધીરાઇથી ટલપી રહી. છેક રમી સાંજ થઇ; લંડનથી કશી પણ વધુ ત્રેનો બ્લેરઉડ આવવાનો હવે ટાઇમ રહયો ન હતો અને કોલીન ન આવ્યો એટલે તેણીને એવડી નાશીપાશી મળી. શું તેણીનું પત્ર તેને મળ્યું ન હશે?

બીજી સહવારે તેણીએ ટપાલ ઉપર ખાસ લક્ષ આપ્યું. તેણીના પપા તરફનું એક પત્ર હતું જેમાં તે લખતો હતો કે તેઓ લીવરપુલ સહીસલામત પુગ્યા હતા અને તેવણુની અશકતી વધુ અને વધુ ભાગતી જતી હતી. સર જોને નીચે ફુટનોટમાં જે લખ્યું હતું તે વાંચી એલઝી ચોંકી.

> "માહરા રૂમોને મજબુત બંધ કરાવજે. કોઇ ત્યાં જવા ન પામે તેની સાવચેતી રાખજે. તાહરા સિવાય કોઇને ત્યાં મોકલતી ના, કેમકે હું કાંઇ એવાં કાગળ્યાં ત્યાં ભુલી આવ્યો હોવશ કે જે કોઇ બીજાના હાથમાં જવા જોઇતાંજ નથી. ડાર્લીંગ, ગુડ બાય."

એલઝીએ પોતાનાં પિતાના આગ્રહ અનુસાર તેના રૂમો મજબુત બંધ કરાવ્યા. તે સઘળો બખત તેણી જાતેજ તે રૂમમાં હાઝર રહી કે જેથી તેના વ્હાલા પિતાજીની આજ્ઞાનો ભંગ કોઇ પણ રીતે તેણીથી થવા પામે નહીં.

બપોર થઇ પણ કોલીન રેડકલીફ આજે પણ ન આવવાથી તેણી દીલગીર થઇ.

"ચાલ જરા ઝેમા આગળ જઇ આઉં," તેણી પટપટી, "એ બિચારી સાથ છેલી મુલાકાત વેળા મેં રકઝીક કરી હતી તે તેને જઇને મનાવી લઉં.

"એને થોડાક ચલકતા સીક્કા મળશે કે તુરત મલકાઇને ખુશી થઇ જશે," એનેટે તે સાંભળી હસીને કહ્યું, "એ દાહડે દાહડે છેકજ કંજુસ થતી જાય છે."

"એ ઝેબા ખરેજ સુખી છે? પૈસાને એ કરે છે બી શું?" એલઝીએ પરચારો કર્યો અને પોતાની પર્સમાં ખાસ થોડુંક રૂપાનાણું લઇ તે ઝેબાના ઝુપડાં તરફ જવા નીકળી.

એલઝી જ્યારે તે હિન્દવાણી આયાના ઝુંપડાંમાં પુગી ત્યારે તે રાબેતા મુજબ બડબડતી અને બીંડી ફુકતી બેઠી હતી. તેનો બડબડાત કથા પણ અર્થ વિનાનો હતો. એલઝીને નકકી લાગ્યું કે તે બાપડીનું મગજ ભમતું હતું.

"ગુડ મોરનીંગ, ઝેબા," એલઝીએ કહ્યુ, "છેલ્લી વેળા હું તાહરી સાથ ગુસ્સે થઇને ગેઇ હતી, તે માટે તાહરી માફી ઇચ્છવા હું આજે આવી છું. હું તે વખતે માહરા પપા ડીયરને લગતી ચિંતામાં ચકચુર હતી."

એટલું કહી તેણીએ થોડાક સીકકાઓ ઝેબાની નજર આગળ ધર્યા અને તે ડોસીએ તુરત તે અતિ તીવ્ર આતુરતાથી લઇ લીધા. એલઝી તે ઘરડી દાસીનો એ મહા લોભ જોઇ વિસમ્ય તેમજ ખેદ પામી.

"ઉપકાર થયો, વ્હાલી," ઝેબાએ આંખમાં ચળકાટ સાથ કહયું, "એ તુનેજ ખપ આવશે. એક દિવસે એજ તુને જરૂરના જણાશે."

તે આગોહી સાંભળી એલઝી ઠમકમી. વધુ વાત કરવા તેણીને ગમ્યું નહી અને તે જલદીજ તેથી ત્યાંથી નાહસી છુટી.

તેણી ઝુપડાંમાંથી ઝેબાની રજા ચાહી બહાર નીકળી અને તેણીના મોટા અનગમાં અને ખેદ વચ્ચે લોર્ડ સોમરટનને તેણીએ પેલીજ આગળી જગ્યા ઉપર ઉભેલો જોયો કે જ્યાં ઝેબાની છેલ્લી મુલાકાત વેળા તે તેને મળ્યો હતો. તે હાથમાં ટોપી સાથ આતુર ચેહેરે ઉભો હતો.

"આ એક નહી ધારેલી ખુશહાલી છે, માહરા લાભમાં, મીસ સ્ટર્ન," તે ઉતસાહભર્યા ખુશ આવાજે બોલ્યો.

"પણ તેટલી ખુશહાલી મને તો નથીજ થતી," એલઝીએ ઠંડો ચોખ્ખો જવાબ આપ્યો, "હું એકલુંજ ફરવાનું પસંદ કરૂં છું."

"તમારાં જેવાં એક નાજુક લેડી માટે આ જંગલમાં એકલું ફરવાનું સલામતીભર્યું નથીજ, મીસ સ્ટર્ન. ચોરો તેમજ બીજા ઠગારા બદમાશો વગેરેથી આ જગ્યા ભરેલી મને તો દીસે છે."

"હું તેથી બીહીતી નથી, લોર્ડ સોમરટન. મને મેહેરબાની કરીને છોડી જશો. તમારી સંગતની મને જરૂર નથી. મને તે સહન કરવી જરા યઇને ગમતી નથી," તેણીએ તીરસ્કાર ભરેલા સાદે કહયું, "માહરા પપા ડીયરને મેં તમારે માટે એક વેળા જે કહયું હતું તે હું આજે તમને પાછું કહી સમજાવું છું કે તમે ગ્રેહસ્થ છેજ નહી. તમારામાં સ્વમાન જેવું કંઇજ નથી. એક કમીના કંગાલ હીચકારા કરતાં તમે કોઇ પણ પ્રકારે બહેતર નથી, તમે એક ન્હાના ઝેરી નાગ છેવ."

તે અપમાન સાંભળી લોર્ડ સોમરટન ગુસ્સાથી અર્ધ ઘેલો થઇ ગયો. તે પોતા ઉપરનો કાબુ છોડી બેઠો અને એક કુદકા સમેત આગળ વધી આવ્યો અને તેણીનો નાજુક કર પોતાના હાથોમાં જોશથી પકડી લીધો.

"આ અપમાન માટે—આ ઝેરી શબ્દો માટે," તે ગુસ્સાથી ફુંફાડા મારતો બોલ્યો, "હું ધાડકી વેર લેવરા, કાતીલ કીનો વસુલ કરશે."

"મને જવા દે, હીચકારા" એલઝીએ બુમ પાડી.

તેજ પળે બાજુની ઝાડીઓમાં ખડખડાત થયો અને તે ઝડપથી ખીસારમુક કરી એક ઉંચો જુવાન તેમાંથી ત્યાં બાહેર ધસી આવ્યો. તેણે એક હાથે લોર્ડ સોમરટનનો મજબુત જમણો હાથ પકડયો અને બીજે હાથે તેનો કૉલર ધરી એક રામબાણ પેચ આપી તેણે તે ઉમરાવને જમીન ઉપર રગડોલનો કર્યો. તેનો હાથ કોઇએ પકડતાંની સાથેજ, કહેવાની કશી જરૂર નથી કે, લોર્ડ સોમરટને એલઝીનો નાજુક કર પોતાના હાથમાંથી છોડી દીધો હતો.

"હું તમને વખતસર મદદ આપી શકયો તે માટે ખુશી ને મગરૂર છું," તે નવા આવનારે એલઝી તરફ જોઇ હસીને કહ્યું.

તે કૉલીન રેડકલીફ હતો!

(સાંધણ છે.)

# ગઊ રક્ષા.

નવરંગ માટે ખાસ રચનારઃ-(કવિ આદીલ)

(રંગત-લંગડી.)

સકળ સૃષ્ટિની ગઉ માતા છે, જેના તમે થઇ રહો દાસો,
દીન બંધુઓ=પામશો અંત સમે વૈકુંઠ વાસો= ટેક

ગુણગારી ગઉ માતા બિચારી રગેરગનું દુધ પાયે છે.
પાળણ પોષણ=મનુષ્યો તણું જેનાથી થાયે છે.
દહીં દુધ માખણ ઘી એ પદારથ ચારો, જણેજણ ખાયે છે.
વેદ પુરાનો=તથા શાસ્ત્રો જેના ગુણ ગાયે છે.

(શએર.)

જન્મ દઇ દઈ બાળને—માતાઓ જાયે છે મરી.
તેને પાઇ દુધ ગઉ માતનુ—સ્નેહીઓ પાળે છે ફરી.
બાળ ઉધારન આ જુઓ—ગઉ માત છે કેવી ખરી.
પાળણ કરો જેનું બંધુઓ—જશો પાર ભવ સિંધુ તરી.

ગઉ રક્ષણ ગઉઓનુ કરો ચિત ધરો નરો મુક્તિ પાસો.
દીન બંધુઓ=પામશો અંત સમે વૈકુંઠ વાસો.

૧.

પાળણહાર પ્રેમાળી દયાળી વ્હાળી માત ગુણગારી છે.
વિન વાચાઇ=માત આ કેવી પર ઉપકારી છે.
અમૃત રસને આપી સદા સુકા ખડની ખાનારી છે.
રક્ષક જેના=બનો બંધુઓ ફરજ તમારી છે.

(શએર.)

વળી બચેલ છે પુત ગઉ તણો—નથી ખામી જેની કામમાં.
ગાડીઓમાં રથોમાં જોડઈ—ફેરવે છે ગામે ગામમા.
ખેડુતો ખેતીઓ કરે—જોડે હળને રેંટો તમામમાં.
ખેંચે છે કોષો જળ તણાં—આવે છે લાખો કામમાં.

તેની જનુની ગઉ માતા છે જેની તમે વાહરે ધાસો.
દીન બંધુઓ=પામશો અંત સમે વૈકુંઠ વાસો.

૨.

ગઉ ગુણ અપરંમપાર દેખી હરવાર તેનો વધ અટકાવો.
બનો દયાળુ=ગળેથી જેના છરી લઇ છટકાવો.
ગઉનો કરો ઉદ્ધાર તેને નહીં જમને દવારા ભટકાવો.
ગણી જનુની=પ્રેમથી પુત્ર બની સુખ અટકાવો.

(શઅર.)

હાયહાય રે! હીંદ બંધુઓ—અટકાવો હીન્સા ગઉ તણી.
અતી પ્રેમે પાળી માતને—કરો સેવા તન મનથી ઘણી.
અહો નિત વધ થાય ગઉ તણાં—જેની ગંતી કોઇએ ના ગણી.
દાતા દયાના થઇ તમે—કરજો દયા ગઉના ભણી.
સદા બની ગઉના ગુણગારી ગઉ વધ અટકાવા ન્હાસો.
દીન બંધુઓ=પામશો અંત સમે વૈકુંઠ વાસો.

૩.

આંખ ઉઘાડી જુઓ ગુણી ગુણ છે લાખો ગઉ માતાના.
દીન દયાળુ=બની આશિષ લીયો જગ દાતાના.
લક્ષ ઉપાયો કરી ટાળો દુઃખ ગુણવંતી ગુણ જ્ઞાતાના.
નમ્ર અરજ આ=સુનો પ્રેમીઓ તમે રસ રાતના.

(શઅર.)

સઉથી સરસ પરમાર્થી—આ હીન્દ પુત્રો કેહવાય છે.
રગેરગ દયાનો અંશ છે—માયાની મુર્તિ ગણાય છે.
વાચા વણાંની માત અરે—નિર્દોષ મારી જાય છે.
નઓશેરવાં આદીલ જુઓ—જેનો સદા ગમ ખાય છે.
જીવ હત્યા ગઉઓની બચાવી "આદીલ" ગુણ ગઉના ગાસો.
દીન બંધુઓ=પામશો અંત સમે વૈકુંઠ વાસો.

૪.

# "વડવાનાં પુન."

અફસોસ, કિસમત તેની સામે સખ્ત રૂઠયું હતું. આ માફક ઠરી ઉઠવામાં મરદાનગી નથી એમ તે અગાઉ કહેતો હતો, મગર હવે તેનામાં પોતાનાં તકદીર સાથ બાથ ભીડવાની શકિત નહી હતી.

એમ પોતાનાં મન સાથ વિચારતાં, બરજોર પાડે ગૌર કરતો હતો. "ભલો દોસ્ત બરજોર!" "બરજોરજી શેઠ! બરજોરજી શેઠ!" એમ તેના ચાલતા વખતમા તેના દોસ્તો કહેતા ને બોલાવતા હતા. મગર હવે તેઓ તેને ઓલખવાનાં સાફ અખાડા કરતા. તેમાં બેશક તે કદરદાંન દોસ્તોનો ઝાઝો વાંક કહાડી શકાય તેમ નહીં હતું. તેઓ તે બેઠેલાં દાચા ભખી ખાધેલા દેખાવનાં ઘસાયલા પીસાયલા કપડાં પહેડતાં તદન ભિખારીની સ્થિતીમાં આવી પડેલા શખ્શ સાથ વાતચીતનો વેહેવાર કેમ કરી રાખે? પારસીઓ ઉગતા સુરજને નમે છે!

ગરીબ બરજોરની હાલત દીન ઉગે વધુજ કંગાલ બનતી જતી હતી; અને તેમાંથી નિકળવાનો એકબી રસ્તો-એકબી બારી નહી હતી. મગર તેટલા તેની નજર ખાનામાંની કંઇ ચીજ પર પડી કે તેને લાગ્યું કે આખરે એક રસ્તો હતો ખરો.

એ બરજોર પાંડેનો બાપ સટ્ટાનાં બુરા લખથી ખુવાર થઇને માર્ગે લાગો, જે પછી તેના શ્રીમંત કાકાએ પોતાને આશરે લીધો અને પોતાના વારસ બેટા તરીકે ઉધાર્યો હતો. તેનાં ઉંધા નસીબે ઘરડે ઘડપણ કાકાને પરણવાનું ફીકરં થઇ આવ્યું, અને કાકાને તાંહ વારસ દીકરાનો જનમ થયો કે વારસ તરીકેની તેની આશા લાસ થઇ ગઇ, તેમા વલી અધુરામાં પુરૂં કાણીના કારેસ્તાનથી તેને કાકા સાથ પંસાત થઇ કે કાકાએ તેને અપવેનસ આપવું બંધ કીધું ને ઘેરની બહાર કહાડયો કે તેની પુરેપુરી કમબખ્તીની શહરૂઆત થઇ.

પોતાનું ગુજરાન કરવા તે હવે કામકાજની શોધમાં પડયો. ચાકરીની શોધમાં તે ખુબ રખડયો રઝલ્યો, પણ તેના જેવા બીનઅનુભવીને કોણુ રાખે? અંતે તેને નિરાશ બનીને પોતાની કલમથી કંઇ કુટી કહાડવા ચાહયું, તે એક સારો લખનાર હતો, અને ગુજરાતીમાં જે બે ચાર વજનદાર ચોપાન્યા નિકલે છે તેમા અગાઉ લખાણ કરતો હતો. મગર અફસોસ, સદ હજાર અફસોસ! ગરીબ બરજોર, તે પોતાની ધારણામા ભુલ્યો, બલ્કે ઠગાયો, છેતરાયો! અગાઉ તેના લખાણો ખુશીથી છાપતા; અધીપતીઓ દામની વાત કરતાં અકલાઇ ગીયા. કોઇએ તો 'પૈસા આપવાનો હમારો ધારો નથી.' કરી ટુકડેથીજ તેને દાહર્યો, કોઇએ વલી "ગુજરાતી સાહીત્ય હંગુન ઘણી કંગાલ હાલતમાં છે તેથી એ લાઇનમાં તમે કઇ કમાણી કરી શકશો એવી મીથ્યા આશા રાખના ના," ની શીખ લખી વાલી, કોઇ અધીપતીને પૈસાની વાત નિકલતાં કેમ દુખ્યું ને કોઇને કેમ વિચ્યું. સરસ્વતી દેવી પોતાના પુજારીઓને ટુકડો રોટલી પેટનો દોજખી ખાડો પુરવા દેંહતી નથી, એમ અંતે કમનસીબ બરજોરની કડવા અનુભવ પછી ખાતરી થઇ. અને તે નિરાશ બન્યો.

તેને કાતર્યા પરનાં પોતાના કંગાલ ઓરડામાં નજર ફેરવીને જોયું. ગીરવી મુકે કે વેચી શકે તેવું હવે કાંઇજ બાકી બચ્યું નહીં હતું. એમ છેલ્લે તેના કપડાં ચપડાં વગેરે ગીરવી મુકઇ ચુકયાં હતાં, હવે તે તદન ખાખાવરખો થઇ ગયો હતો, અને છેલ્લો તે કયારે પેટ પુરતું જમ્યો હતો તેનીબી તે કમબખ્ત જવાનને યાદ નહી હતી.

તેટલા તેની ઘેરવાલીના પગલાં તેના બારણા આગલ સમજાયાં–જેને તાંહજ તે અગાઉ પૈસા આપીને જમતો હતો–તે ખસર ખસપોટ ધારતી ને મોટ ઘેરની એબઘણીના જેવો લહકો કરતી તેને બારણુ ખોલ્યું કે ઓરડામાં દાખલ થઇ, હંમેશનીજ માફક તે પૈસાનીજ પોક મુકતી આવી હતી. અને ખરેખર તો, તેને લાગતું કે તેણીના તકાલામાં કંઇ વજુદ હતું, કેમકે તેનુ ભાડું ચહડી ગીયું હતું, મગર તે અભાગ્યો જવાન જે કઢંગી ને કફોડી હાલતમાં આવી ગીયો હતો, અને જેથી તે લગભગ દિવાના જેવો બની ગયો હતો તેમાં તેની નીચ ઘરવાલીની તુમાખી ને અપમાન ભરી રીતભાતથી ઘણો વધુ ઉમેરો થયો.

"કાલે સહવારનાં ભાડાનો બંદોબસ્ત કરજે નહી તો પાધરૂં પોલીસના હાથમાં આપશ.–અરે! આજના વખતમાં આયજ ઓરડાનું બમણું ભાડું લોકો પગે લાગીને આપે, તોબી મુવાને દયા કરીને રહેવા દીધો તે જાણે ગુનેહગારી કીધી મુવા તાહરાથી ભાડું નહી ભરાતું તો ભીખ કાંઇ નહી માંગતો. ભરને ભરાયાને કહયું કે ખાલા કરી જા તો તેબી નહી કરતો એ જુલમ કેમ ખમાય? માહરા ખરા હકના પૈસા મને તો જોઇએ છે, અને હવે તે હું જબરીથી લેવશજ, સમજ્યો આંય ત્રીજો મહીનોબી પુરો થવા આયો ને હજુને ભાડું નથી. આપ્યું. કોર્ટમાં જાય તાહરે મુવા લોકો ઘેરવાલાનો વાંક કહાડે, ને ભાડું વધારે લપેછ કરીને ન્યુસવાલાઓ રસ લઇ લઇને નામની છાપાછાપી કરે ને સરકારમાં કાયદા બંધાવે, પણ ભુખરીબારસ ભાડુતોથી ઘેરવાલાને કેવું હેરાન થવું પડેછ તેનો કંઇ એ મુવલા ફુટેલાઓને સેજબી ખ્યાલ છે! "એમ બબડતી તે બારણાની બહાર ગઇ અને જરા થોભીને અણુકાથી બોલી હું ધારૂંછ કે, તમે લાટ સાહેબ છેલ્લા બે ચાર દહાડાની માફક બહારજ જોમરશો કેની?"

ઓ, ખરેજ, કમબખ્ત તો! તેની પાસે પેટનો ખાડો પુરવા એક ફુટી અરધીબી નહી હતી. અને આજે ચાર દહાડા થયા તેની નીચ ઘેરવલીની એજ રીત હતી. મગર આજે રાત્રે તે કહરઇ કે, બરજોરે પોતાનાં દાંતો કચકચાવ્યાં.

"સેતાનનો હવાલો તુંને!" તે બબડયો. "આજે બહાર હું જરૂર જમશ! દરેક ઇનસાનને ખાવાનો તો હક છે. હું ફરીથી લાંબે વખતે પેટ ભરતું ભોણું જમશજ, પછી ભલેને તે છેલ્લુંજ થાય."

તેને કપડાં પહેરી લીધાં, અને બને એટલો ઠીક ઠાક થઇ ગયો અને પછી ખાણાંમાંથી રીવૉલવર કહાડીને પોતાના પાતલુનનાં ગજવામાં સેરવી દીધી,

તે કાંહ જશે? તે દમનસીબ જવાને છેલ્લે પાટલેની હીંમત ધરતાં તાજ મહાલ હૉટલ તરફનો રસ્તો લીધો. તે ઘણો સોહવામણો હતો, અને તેની પર પડેલી જફા ને ઘસાયલા પીસાયલાં કપડાં છતાંબી તે એક અહરય જેવોજ દેખાતો હતો. તેને હોટલમાં દાખલ થઇને ડીનર ઓરડર કીધું ને એક પછી એક આવતી સ્વાદીસ્ટ વાણીઓને સારી કાની ઇનસાફ આપવા માંડયો.

"ચીકાર ખાધું!" તે ખુરશીમાં બેઠેલાતો બોલ્યો. "ખાધાથી માહરામાં નવો જીવ આવ્યો હોય તેવું લાગેછે. કેવું દલગીરીભરેલું કે માહરા કમનસીબે આય દુન્યામાંનું એ છેલ્લુંજ ખાધેલું પુરવાર થશે."

કલેજું કોતરી ખાતી ભુખ તુપ્ત થઇ કે તેને બીજું તીજું આજુબાજુનું ભાન થયું.

"બહારગામનાં લાગેછે," તેની પાસેની તેબલ પર લોકોને થોડીક વખત ધ્યાનથી તપાસ્યા પછી તે સેવટ પર આવતાં બબડયો. શું હેન્ડસમ છોકરી છે!" ટેબલ પર બેઠેલી તે ટોલીમાંની એક સીધી પતળી ને ઉંચી તારૂણીને જોતાં તેને વિચાર્યું. તેઓની આંખસે આંખ મલીને તે બાળાબી વળતી કંઇ અજબ આતુરતાથી તેને નિરખવા લાગી. તેનો મરદાનગીભરેલો કદાવર દેખાવ કોઇબી સુંદરીનું મન હરી લ્યે તેવોજ હતો.

અંતે તેનું આય ધર્યાં પરંતુ તે છેલ્લું ખાણું ખલાસ થયું. વેટરે તેનું બીલ લાવીને આપ્યું, અને તે વેટર નજીકમાંજ ભમતો હતો. એટલે ખરેખર તો વધુ વખત ખોટી થવા માટે હવે કશુંજ બહાણું રહયું ન હતું.

તેની નજીકની તેબલ પરનાં પેલા બહારગામવાલાંઓ જવા ઉઠયા.

"પેલી જાય તાંહ વેર તો થોભવુંજ પડવાનું." તેને વિચાર્યું. જો પછી જરા વારે તે મોટેથી બોલયો—"મેનેજરને બોલાવ, હુ બીલ તો નથી ભરવાનો." અને તે હીણાનશીબનાં જવાને જમણો હાથ પાતલુનનાં ગજવામાં રીવોલ્વર ખેંચી કહાડવા નાંખ્યો.

તેને તરત પોતાનો જીંદગીનો વિચાર કીધો હતો, મગર પેલી રૂપસુંદરી બીજાઓની પુઠે ચાલી નહી જતાં પાછી અંદર આવી હતી. તેને વેટરને બોલાવ્યો હતો. કદાચ તેને 'ટીપ' આપવા હોય.

"હવે માહરો લાગ છે," તે ઝડપી પગલે બહાર ગયા પછી કે તેને વિચાર્યું.

મગર પેલા વેટરને પોતાની છેક નજીક આવી ને ઉભેલો જોતાં તે જરા અચકી ગયો.

"પેલા બાઇએ, સાહેબનાં બીલનો પૈસા ચુકવ્યા છે." તે બોલ્યો "તેવને સાહેબનું બોલેલું સમજ્યું અને તેથી પાછાં આવીને પૈસા આપી ગીયા."

તે ખરૂં હતું—ને અજાણી સુંદરીએ તેને આપઘાતીક ગોહોતનાં પંપમાંથી તરતને માટે ઉગાર્યો હતો. મગર કાંય! તેના ધાર્યાથી તદન ઉલટુંજ બની ગયું હતું. તે ચકિત બનીને બેભાન જેવો જરા વાર ઉભો રહયો.

એક સખ્ત જેહમત બેચીને તેને પોતાને કુરાવાર કીધો. કોઇબી રીતે તેને હવે તે જગોમાંથી અને તુચ્છકારથી સુછમાં હસતા તે કંગાલ વેટરની સામેથી ચાલી જવુંજ જોઇએ. પોતાનો અસલ પ્લાન તાંહ અમલમાં મુકવા માટે હવે તેની પાસે કશું બહાણું નહીં હતું. તે તેથી પાછો ઘેરજ ગીયો. તે તદ્દન ગુંચવાઇ બલકે અકલસ ગભરાઇ ગીયો હતો.

કોઇનુંબી ધ્યાન ખેંચ્યા વગર તે પોતાનાં કાર્ટ્સ પર ગીયો અને બારણાની કલમાં કુંચી ફેરવીને તે ઓરડામાં દાખલ થયો. તેની બાંગી ઘુંટી તેબલ પર બે કાગલ પડેલા તેને જોયા.

"વરી બીલનાં ચીથરાં હોશે!" કંટાલાભરી બેદરકારીથી બબડતાં તેને એક ખોલ્યું. તેમાંથી એક ચેક ને ગરમ દિલસોજીથી તેની વેચાની લીધેલી એકાદ બે ટુંકી વારતા એ વિસે લખાયલું કાગલ નિકલ્યું. એક નવાજ નિકલેલાં ગુજરાતી ચોપાન્યાંનાં અધીપતી તરફનું તે હતું, અને તેમાં તેની કલમની બીજી વારતાઓની માંગણી કીધી હતી, ચેક પંદર રૂપ્યાનો હતો.

એ પંદર રૂપ્યા તે તદન કંગાલ્યતમાં આવી પડેલા જવાનને મનસે હાથીનો પગ હતો! એક નાહની શરખી દોલત હતી! તે રાતે પાછી બીજી વખત તેની જીંદગી બચી હતી! શાને માટે? ફ્તેહ પામે-એમ તેને મજણુન લાગું. અને તે ખરંજ હતું કેમકે બીજું કાગલ તેને ફોડયું, તો તેમાં તેને ચાકરીને માટે કીધેલાં એપ્લીકેશનનો જવાબ નિકલ્યો. તેમાં તેને પોણોસોનાં પગાર પર ત્રાવલ આપવા લખઇ આવ્યું હતું. તેના તકદીરનું ગાસ ફરવા લાગું હતું. હોટલમાંની રૂપસુંદરી સાથની મુલાકાત તેના બાબમાં ભાગ્યવંતી નીવડી હતી. નવું લોહી તેના અંગમાં આમેજ થયું હોય એવું તેને લાગું.

એ પછી બરજોરનું તકદીર ફરીજ ગીયું. તે ઠીક કમાવા લાગો હતો. તેના રચેલાં એક નાટકનુંબી તેને ઠીક દામ મલ્યું, અને તેને એક ચોપડી લખીને તે છપાવવાનું સાટું કીધું હતું. વળી તેનો પગાર બીજેજ મહીનેથી વધારવામાં આયો હતો. પુરૂષનું નસીબ પાતરાં તળે! તે શું કંઇ ખોટું છે. તે થોડા વખતમાંજ ઠીક પગભર થઇ ગયો.

એમ કરતાં ત્રણ મહીના પાણીના ધસી આવતા રેલ માફક વહી ગયા. મગર તે ત્રણ મહીના આપણા બરજોરે બેકરારીનાજ ગુજાર્યા હતા. હવે તે કંઇ ભુખે મરતો નહીં હતો, કે નહીં તેને હવે ચાકરીની શોધમાં રખડવું રઝડવું પડતું હતું, ત્યારે તે શાનો બેકરાર બને? વાંચનાર, હવે તે જવાન તો તેનો જીવ ઉગારનાર ફરેસ્તાની તપાસમાં બેકરાર રહેતો હતો. તે તેણી સારૂંજ મેહેનત કરતો, તેણીનોજ વિચાર કરતો, તે મધુરીનીજ મોહક મુર્તી પોતાની છાતીમાં કોતરેલી લઇને તે ફરતો હતો. અને તે તેને મલ્યો! તેની ઓફીસના વડાનાં લગનમાં તેનું જવાનું થયું અને તાંહ તે તેનાં ફરેસ્તાને મલવા નસીબવંત થયો.

કોઇ દોસ્તે તેઓની ઓળખાણ કરાવી. તેઓની આંખસે આંખ મલી, કે આપણા બરજોરનો બદલાયલો અવતાર છતાંબી તે બાહોશ બાલાએ તેને તરત ઓળખ્યો. જરા વારમાં તક મલતાં ખુલાસો કરવા તે મધુરી તેને એકાંતમાં ઘસડી ગઇ.

"જોવની હું તમોને સમજાઉં," તે સુંદરીએ ચલાવ્યું "હું કરાંચીથી મુંબઇ આવવા ઉપડી તેની એક રાત અગઉ, માહરા બાવાજીએ મને એક કામ સોંપ્યું હતું. તેવને કહયું કે જુવાનીમાં તેવન પર બહુ દુઃખ પડયું હતું, તેવન સાથ કિસમત તદન રૂસઇ બેઠું હતું. અંતે તેરન છેકજ કાયર ને બેજાર થઇ ગયા હતા, અને એક રાતે તેવને રીવોલવરથી પોતાની દીકરીનો આંકો લાવી નાંખવાનો વિચાર કીધો, મગર"—અત્રે તેણી પોતાના દાડમની કલી જેવા દાંત દેખાડતી જરા હસી—"તેવને પહેલે કેડે પેટ ભરીને જમવાનો મનસુબો કીધો-તેવને છેલ્લા બે ચાર દહાડા ખાધા પીધા વગરનાં કોરા કકરતાંજ કહાડયા હતા—તેથી તેવન એક સારા હોટલમાં ગીવા, અને બીલ ચુકવવાનો વખત આવે ત્યારે પોતા પર ગોલી છોડીને આપઘાત કરવાનો ઠરાવ કરી રાખ્યો. પેટ ભરીને જમી રહવા ને

બીલ આયું કે લાગલી તેવને રીવૉલવર બહાર કહાડી. તેટલા પાસેની તેબલ પર બેઠેલા એક પારસી તાંહ દોડી આયાં, વેટરનાં હાથમાં પાંચની નોટ સેરવીને બોલ્યા કે—"આય શેઠ માહરે ખરચે જમ્યા!"

વધું કાંઈબી બોલાય તે અગાઉ તો તે કોઈ ખરો હાતમ દીલનો શખ્શ ચાલતોબી થઈ ગયો, માહરા બાવાજી તેવનની પુઠે દોડીને પકડી પાડવામાં નિષ્ફલ નિવડયા, મગર તેવનનું નામ કોઈથી જાણી લીધું. કોઈબી રીતે તે ભલા માણુસની સવેલાની મદદથી માહરા ગરીબ બાવાજીની જીંદગી બચી હતી. તેવને તે પછી થોડુંકમાંજ કરાંચી ચાકરીએ જઈને પછી વેપાર કરવા માંડયો, અને તાંહજ આજે તેવન પાંચ પૈસે સુખી છે: પગભર થતાં તેવને પોતાનાં સારા તકદીર વિસે પોતાના જીવ ઉગારનારને જણાવવા ચાહયું મગર ખોલ કરતાં તેવને સમજ્યું કે તે ભલા શખ્શ તો બીચારા ગુજરી ગયા હતા તેવનનો એક દીકરો છે, તેને જો બને તો શોધી કહાડવા માહરા બાવાજીએ મને તાકીદ ફરમાવી છે, તમે જોવની," તેણીએ ઉમેર્યું, "તમે તે રાતે જ્યારે હોટલમાં દાખલ થયા, ત્યારે તમારી બેકરારીભરી કંઈક વર્તણુંકે મને માહરા બાવાજીની કહેલી વાત યાદ કરાવી, અને તેથી મેં તમોને ચોકસાઈથી તપાસ્યા."

પછી તેની થઈ પડેલી કઢંગી હાલતની ચુપકીદી તોડવા તેણીએ કહ્યું:-

"તમે મને મદદ કરશો? તમે તો બધે બહાર ફરો હરો તે ઘણાં લોકોનાં સમાગમમાં આવી શકો, 'ફરે તે ચરે ને બાંધ્યો ભુખે મરે' એ કહેવત હમો બૈરાંઓનાં બાબમાં તદન ખરી પડેછ, નહી? તમે માટીડાઓએ આગલા ભવમાં ઘણા સારા કામ કીધાં હોશે, માહરા બાવાજીનું કામ કર્યા વગર મને મુંબઈ છોડવા નથી ગમતું, ને બાવાજી તો કાગલે કાગલ મને તેડવાનીજ તાકી પકડી બેઠાંછ. તમોને, ગી૦ પાડે કરી હમણા ઓલખાવ્યા, એટલે હું જેવનની શોધમાં છું તેવનબી તમારા સગાંજ થતા હોશે? આંય કોઠ બરજોર પાંડેને શોધી કહાડવામાં તમે મને મદદ કરશો?"

"તેના બાવાનું નામ શું?" તેને ઉંચે દમે પુછ્યું, તેને જબરી જેહગત ખેંચીને પોતાનો અવાજ શાંત રાખ્યો હતો,

"ખાનબહાદુર બેહરામજી પાંડે," તે બોલી "તમે તેવનને ઓલખતા હતા?"

બરજોર તો ડંઘ થઈને બે પલ તે મીઠી માહણુઅનો ચહેરો જોવા લાગો. તેના બાપનું પુન ત્યારે તેને આરે આવ્યું હતું।

અત્રે તે મ્હુરીનાં સગાંઓ આવીને તેને ઘસડી ગયા, પણ જવા અગાઉ બરજોરને પોતાને ઘેર મલવા આવવાનું ઇજન કરતીજ તે ગઇ.

તેજ સાંજે નીચલું એક કાગળ બરજોરે તે લાડલી પર લખ્યું:-

**મેહેરબાન મીસ સુંબેદાર,**

હુંજ ખાનબહાદુર બેહરામજી પાંડેનો દીકરો છું એમ તમોને જણાવી દઈને તમારી વધુ શોધખોળ કરવાની મેહેનત હું બચાવી શકશ. મળવા આવવાનું

તમારૂં માયાલુ ઇજન થોડા વખતમાંજ અમલમાં મુકવાની હું ધારણા રાખું છું. સલામ સાથે.

લી૦ દુવાગો સેવક બરજોર બેહરામજી પાંડે.

શીરીનનાં પીતાએ તે જવાનની હકીકત પોતાની બેટીથી જાણ્યા પછી, જબરી કરીને તેને કરાંચી તેડાવી લીધો અને પોતાના ધંધામાં ભાગ્યો બનાવ્યો છે.

બીજા બે ચાર મહીના પછી નીચલો ફકરો ન્યુસમાં છપાયો. તે શું અત્રે ઉતારી લેવાની જરૂર છે?

"પાંડે-સુબેદાર-મુંબઇવાલા ખાનબહાદુર બેહેરામજી પાંડેના એક પુરા બેટા બરજોરનાં લગન કરાંચીના સાહસીક શેઠીયા ગુસતાદજી સુબેદારનાં એક પુરાં બેટી શીરીન સાથે બડી ધામધુમથી થયાં હતાં."

વડવાના પુન પરતાપ બચ્ચાંને આડે આવવાની ચ સલની શીખનો શું ઉપેલી વારતા એક દ્રષ્ટાંત નથી?

"MAVIS"

---

# કાંટાનું કટેસર.

લખનારઃ—સોરાબ બી૦ તાતા.

પટેલની મની હસને ચેહેરે ઓરડાનાં બારણામાં દાખલ થઇ પણ પોતાના ભાઈ નાદરને મોરચા ગીત ગાતો ને ઓરડાની વચેની તેબલ આગળ ઉભો રહીને રીવૉલવરમાં કારત્રીજ ભરતો જોઇ, તેણીનો મલકાટો ચેહેરો સેહજ ઉડાસ થયો, અને ફીકકા પડેલા ચેહેરાથી ફીકરમંદ અદાથી ગાલે ગલાયો દેમ થોડીક પળ એકાગ્ર ચીતે જોતી ઉભી.

"એ શું કરેછ, નાદર!" મની હરણીની ચપલતાથી નાદર આગળ આવી ભવાં ચઢાવી પુછવા લાગી, "મરેરે, એ અસતક વળી સાનું લાગ્યું? રીવૉલવર લઇને શું કાલાં ઘેલાં કરવા જાએછ, નાદર?'

'બૈરાંઓથી તોબા થઇ ને હાથ જોડયા'," નાદર હસીને મશ્કેરીની ઢબે બોલ્યો. "માટીડાનાં બધાં કામોમાં તમે લોક નાહક ફાંચડ મારોછ."

"ઇસ્સ ઑલ રાઇટ, ડારલીંગ," નાદરનો મીત્ર દાદી દલાલ, જે મની સાથે ભવિષમાં ગોઠવાવાનાજ વિચારમાં હતો તેણે જવાબ વાલ્યો. "ફીકર ના કર, મેહરૂ."

તેજ વેળા મનીની માતા નાજામાય અંદર આવી અને પોતાના દીકરાના હાથમાં રીવૉલવર જોઇ ધાસ્તીથી ફીકકી પડી. પોતાની માતાને જોઇ મનીને વધુ બોલવાનું જોર આવ્યું. "જોવની માયજી, આએ નાદર ઉન્નરેલ્ગો કાંઇ સમજતોજ નહી; રીવૉલવરમા કારત્રીજ ભરેછ, ને અકસમાટ ફુટસે તો કાંઇ કાંટાનું કટેસર થસે."

"એ સું કરેછ, નાદર?" તેની માતાએ ફીકરમંદ ઢબે પુછયું. "એ પીસતોલ કાંહાંથી ઉંચકી લાવ્યો! એ વલી સું ધતીંગ માંડયાંછ? કાંઇ ઓરતું દોર થસે."

"માયજી, તમેબી સું મનીની સુજે રાગનો વાઘ કરી મુકોછ," નાદર ચીરડાઇને બોલ્યો, "એ તો નાટકમાં ફોડવા જોઇએછ."

"હમારી કલબનો નાટક ભજવવાનો છે, જેમાં છેલ્લા પાર્ટમાં એ રીવૉલવરનો ઉપ્યોગ કરવાનો છે," દાદીએ સમજાવ્યું.

"પણ નાટકમાં રીવૉલવર જોઇએ, ને તેમાં કારત્રીજ બી વપડાએ?" મનીએ તકરાર કીધી, "કોઇની સાંએ ટાંકી તો નાહક જીવની બરબાદી થાએ."

"મની, એ તો ખાલી કારતુસો છે," દાદીએ જવાબ વાલ્યો. "એમાં કાંઇ ખરો દારૂગોળો ભરેલો નથી. હું પોતે કાલે સાંજે બ્લૅન્કસનની દુકાનેથી કારતુસો વેચાતી લાયો. એનો તો ખાલી અવાજ થાએ; એ કારતુસોથી કાંઇ ઇજા નહીં થાએ."

"પણ; દીકરા, એવી આસનાઇ સું કામ કરવાની ?" તેની માતાએ ચીંતાતુર અદાથી સલાહ આપી.

"અરરરર ! હજુ તો નાટક થયો નથી, તેટલાં ઘેરમાંજ આહીં નાટક થાયછે," ફફડીને નાદર બોલ્યો. "ચટ, ચટ; મોરાં કાંહા ભોગ લાગા કે રીવૉલવર ઘેર લાવી કારત્રીજ ભરવા ઉભો. હું સું કરસ તે તમે સું ધારોછ ? જેમ રીહર્સલ કરતી વેલા ખાલી બીડી ફુંકવાની પાધપ ટાંકે તેમ નાટકમાંથી પાધપ ટાંકીને મોઢેથી ભાપ દઇને બોલું એટલે પછી સ્તેજ પર કોહેલા ઇંડાં ને કેલાંની છાલ ને કલીંગરની ચીપોનો વરસાદ પડે ! મની, જરા અકકલ તો પકડ ! નકામી ધાંધલ કરી ગડબડ ગોટ્યારૂં કરેછ. બીજા નાટકોમાં કોઇની સાંમે રીવૉલવર ફોડેછ, તે સું ખરેખર મરી જાએછ કે ? ફંડને માટે અમારી કલબે કસરવેજનો નાટક તેયાર કીધોછ, જેમાં કસરવેજ વીરજીનો પાર્ટ આએ દાદીએ લીધોછ. એ જાણે કે મને કાવત્રાંમાં ફસાવી હેરાન કરેછ, અને મારૂં ભેજું કાઢવા ખુરશી ઉંચકીને મને મારવા જાએછ, અને બચાવમાં હું મારી રીવૉલવર ફોડી એને ખેત્મા કરૂંછ, ને પછી પડદો પડેછ. એ તો નાટકનો સૌથી કરૂણારસ અને ઝણઝણાટ મચાવનારો પાર્ટ છે."

"પણ-પણ-દાદીની દુશ્મનને મરતુસ લાગી તો !" ધાસ્તીથી ફાટેલે દોલે મની બોલી. "દાદી, તેંજ કાંય આએ પાર્ટ લાધો હોસે ? પણ વાર, તું રીવૉલવર ફોડે ત્યારે એનાં દીલ પર ના ટાંકતો, બાજુએ ટાંકજે, સમજ્યો નાદર. કાંય ખરૂં કેની, માયજી ?"

"મરેરે ! આએ હુલ્લડ પોર્યોઓ તો હમારૂં બોલેલું ગણકારતાજ નહીં." તેની માતા ચીરડાઇને બોલી. "હોનારતમાં કોઇ ડાહયું છે, વાંચ્યું તું કે પેલી બીચારી બાઇ પોતાના ધણીની પીસતોલ તપાસતાં અંદરથી ગોલી છુટતાં વગર મોતે મરી ગેઇતી તે."

"પણ નાજામાય, તે તો ખરી ગોલી હતી તેથી," દાદીએ સમજ પાડી. "આ પીસતોલમાં તો ખાલી દારૂગોલો છે. એનેથી કાંઇ માણુસ મરી નહીં જાએ."

"હા,—મરી નહીં જાએ ને ઘાએલ થાવ," મનીએ જીકકર કીધી. "જે હોય તે; મને તો પીસતોલ જોઇનેજ ધુજરાં છુટેછ. સો વાતની એક વાત. તું જે વખતે ફોડે ત્યારે હવામાં ઉંચે ધરીને ફોડજે."

નાદર પાછો ચીરડાઇને બોલ્યો; "ચટ, ચટ, ચટ ! સુ રીલી ગર્લ ! નાટકને હીરો પોતાની સાંમેના બદમાસને મારી નાખવા ઉંચે હાથ કરી હવામાં રીવૉલવર ફોડતાં પેલો જમીન ઉપર તુટી પડે ને મરી જાએ, તેના જેવું બીજું કાંઇ બી હાંસી મસકેરી જેવું છે ? ખરો ભાગ ભજવવોજ જોઇએ. હું બરાબર દાદીની છાટીની સાંમેજ રીવૉલવર ટાંકીને ફોડસ, અને હું તેનાથી લગભગ છ ફીટ દુર ઉભો રેહેવસ, તો આ ખાલી કારટુસોની કાંઇબી ધાસ્તી રેહી સકસે ?"

"જરાબી ધાસ્તી નહીં," દાદીએ વચે પડી વધુ ખાત્રી આપી. "તું બીહ ના, મની, મને કાંઇ બી અલવલ આવવાની નથીજ."

"ઓ, ખાઇ જોવ! સાડાબાર થયા!" ઘડીઆળ જોઇ ચીંતાથી નાદર પુકારી ઉઠયો, "વખત થઇ ગીયો! માયજી, મારી આ બેગમા આ રંગ, પાઉડરના ડાબડા, મારો ડગલો પાટલુન ને બે સરસ સાડી અને બ્લાઉઝ મુકી તૈયાર કરો તો. હમે બાય કલબમાથી અર્ધા પોણા કલાકમાં પાછા ફરીયેંછ."

અને નાદર માલ ઉપર પોતાના ઓરડામા કપડા બદલવા ગયો, અને તેની માતા તે ઓરડામા રેહી, જ્યારે દાદી અને મનીને બાજુના ઓરડાનાં એકાંતમા અકેક સયે વાહાલથી વાત કરવાની ટક મલી.

દીલજીટ મનીએ તેનાં ગલામા પોતાના નાજુક કર વીંટાવી નાટકના પાર્ટમા રીવૉલવર ફુટે તે વખતે બહુ સાહ્યચેતીભરી સંભાળ લેવાની વાજબી અને રૂડી સલાહ આપી, અને જવાબમાં તે વાહલા જુવાને કોઇ ફીકર ન કરવા ધીરજ આપી

દીલકશ મનીને સખ્ત શરદી થએલી હોવાથી તે દીને બપોરે એક્સેલસીયરમાં આઇતન એમેચ્યુઅર કલબનો 'કસરેવજ' નો નાટક જોવા જવાનું તેણીએ મુદલજ ડહાપણભર્યું વિચાર્યું નહી, કે જે નાટકમા તેનો ભાઇ નાદર અને તેનો વાહાલો દાદી અકેકના હરીફ મુદ્દઇ તરીકે બને મુખ્ય ભાગ ભજવવાના હતા. અને આવો નાટક જોવાથી તે તનોમન સુંદરી તદન બેનશીબ રેહી જે માટે તેણીને ઘણી નીરાસા અને નાસીપાસી બરપા થઇ.

કલબમાથી બને પાછા બંગલે આવ્યા, અને ચા પીને જવાની તૈયારી કીધી

"જો, ભાઇ પેલી કમબખ્ત ગનથી જરૂર બહુ સંભાળ લેજે હું કે." મનીએ ફરીથી ચેટવણી આપી, જેથી નાદર પાછો ફરડી પડયો.

"ચટ; ચટ! તુ તો બલાના હાજા ગગડાવી નાખે એવી પોચી છે! બૅન, તતા ડીયર."

તેની માતા નાજાંબાય કોઇ અતલગના સગાં બિમાર હોવાથી ત્યાં ગેઇ, જ્યારે મની એખલીજ બિછાણે લેટલી બંગલામાં રેહી. એક નૉવેલ લઇ પોતાનું મન રીઝવવા તે વાંચવા બેઠી અને થોડે થોડે વારે ઘડયાલ તરફ નજર કીધી. "પેહલો ભાગ તો પુરો થયે હોસે," તેણી બબડતી, "અને નાદર અને દાદી પોતાના પાર્ટમા જબરી ધામધુમ કરતા હોસે."

સમી સાંજ થતાં એક છોકરો સાજ વર્તમાન લાવ્યો. અને નૉવેલ પડતી મેલી તે પેપર ઉઘાડવા લાગી. અંદરના પેજમા મોટાં મથાલા ઉપર ખુદરતી તેણીનુ લક્ષ ખેંચાયુ.

"એમુલ જીંદગીનો ભોગ થઇ શકે એવી ગંભીર ભુલ."

"ગેઇ કાલે સાંજે," મનીએ અધીરાઇથી તે ફકરો વાચ્યો. "એક જુવાન પારસી ગ્રહસ્થ કોટની મેસર્સ બ્લેન્કસનની જાણીતી બંદુક વેચનારની દુકાને જઇને થોડી ખાલી કારતુસ માગી, જે તે દુકાનના એક નવા મદદનીશે વેચાતી આપી. થોડોક વખત પછી કમનશીબે માલમ પડયું કે તે નવા મદદનીશે બીલકુલ ગફલટી અને ભુલથી તે ગ્રહસ્થને ખાલી કારતુસ આપવાને બદલે ખરી ભરેલીજ કારતુસ આપી હતી દેખાવમાં બને વચ્ચે જવલેજ ફરક માલમ પડતો હોવાથી આવી ગંભીર નજરચુક થવા પામી તે દુકાનવાલા મી૦ બ્લેન્કસને

રાતોરાત બધાં પેપરોમાં આ ભુલ માટે ખુલાસો કરવાની અર્જ કરવાથી અને તે ન જણાએલા ગ્રહસ્થને ચેતવણી આપવા, હમોએ હમારાં પેપરમાં આ ખબર છાપી છે. જો તે ગ્રહસ્થ કે તેના લાગતાવલગતાનાં વાંચવામાં આવે, તો તે ભરેલી ખરી કારત્રીડજની બહુ સંભાલ લેવી, અને ખાલી કારત્રીડજને બદલે ન વાપડવા, અને તાબરતોબ તેઓની દુકાને જઇને બદલાવી લાવવાની ગંભીર ચેતવણી આપવામાં આવે છે. તે પારસી ગૃહસ્થે કાલો સુટ પેહેડયો હતો, માથે કરઝન હેટ હતી, અને ચેહેરો ઘણો સોહામણો હોવા સાથ આંખે રીમલેસ આઇ ગ્લાસ પેહેડેલો હતો."

"ઓ, માયરે! હવે કેમ કરૂં!" ધાસ્તીથી ચીચ્યારી પાડી બિછાંણા ઉપરથી મની ચોંકી ઉછલી બોલી. તેનાં વાહાલા દાદીએજ બ્લેનકસનને ત્યાં આગલે દીવસે કારત્રીડજ ખરીદી કીધી; પેપરમાં જે વર્ણન કીધું હતું, તે તેનેજ આબાદ જવાબ કરતું બંધબેસ્તું હતું. બેદરકારીથી ભુલમાં ખોટી ગોલીને બદલે ખરી ભરેલી ગોલી જે ગૃહસ્થને અપીયતી તે ખરેખર તેનો વાહલો દાદી હતો.

તે દીલજીટ છોકરી જોતજોતામાં દહેસનથી મોહત જેવી ફીકકી પડી જઇ તોફાની પવનમાં ડોલા ખાતાં ઝાડની ડાલીઓ મિસાલ તનબદનથી ધ્રુજવા પરી. થોડીક પળ બિછાંણા આગલજ મારબલનાં કોરી કાઢેલાં પુટલાં મીસાલ રતબપ ચીટકી ઉભી. તેણીએ ઘડયાલ તરફ ઝડકી નજર કીધી. સાતનો અમલ થયો હતો. તે ઍમેચ્યુઅર નાટકકારો જ્યાં નાદર દાદીને પીસનેલની ગોલી છોડી મારી નાખે છે. તે પાર્ટ તરફ લગભગ આવી પુગેલા હોવા જોઇએ એમ તે બીહધેલી બાળાએ માન્યું. તેનો ભાઇ બગ ભજવનાં પોતાના વાહાલાની બાટી સાંએ રીવૉલવર ફોડશે, તો અફસોસ, અંદર ભરેલી ખરી કારતુસો હોવાથી વાહાલો દાદી ખરેખરજ બેજાન થશે—વગર મોહતે ગોયા બીચારો નાહક પોતાનો પ્યારો બેકીંમતી જાન તે પાક પરવરને જોતજોતામાં માત્ર ગંભીર નજર ચુક અને ભયંકાર ભૂલનાં પરિણામે સદકે કરશે!

"અરે, ખોદાયજી!" બંને હાથો ધાસ્તીથી મસલી મની ધ્રુજી જતાં પુકારી ઉઠી. "હવે શું કરૂં? મ–મ મને કાંઇ સુજ પડતું નથી! મારો વાહાલો દાદી નાહક જાન દુસમન ખોહોસે! ઓ મારા પાક પરવર!"

મગર તેણીને ખબર હતી કે કાંઇબી કરતવ્ય કરી બતાવ્યા વીના પાક પરવરની પવીત્ર યાદથી કાંઇ ચીજ જવલેજ સફલ થતી હતી.

ધાસ્તીથી દીવાનાં બનેલાં મગજ ઉપર જોસથી પોતાના મજબુત હાથો દાબી તે ઓરડામાં થોડીક પળ ફરવા લાગી, જે વેળા છેક ગુંચળ તુલીક લટકતા કાલા ચલકતા રેશમ જેવા બાલથી અને નાજુક આંખોમાંથી મોતી સમાન ઝીણાં ગોલ ગબડી પડતાં આંસુઓ સાથે તે અભાગણી ગોયા ઘેલી જેવીજ લાગતી હતી.

પણ કરતું શું? દરેક પલ, દરેક ઘડી ધાસ્તીભરી હતી! સરકમ અને સરદીથી તે દુઃખી બાલાનું આંગ જીણી તાવથી લગાર દુઃખતું હતું, અને બેચેન જીવમાં ખચીતજ વધારો થયો. ના, એક ઘડીબી ગુમાવવી જોઇતી ન હતી. હજીબી તે મારતી ગાડીએ નાટકસાલામાં દોડી જઇ જો તે પાર્ટ નહીં ભજવાયો હોએ તો તાબરતોબ જઇને ચેતવણી આપતી.

તેણીએ કપડાં બદલવાનીગી કનવાર કીધી નહી, કાંય કે તેમ કરતા વધુ વખત વીંટી જાએ. દીલમાનાંજ કપડાં સાથે છુટા બાલ સાથે હવેરી બાવરી એક દીવાની સ્ત્રી માફક તે ઓરડામાથી માત્ર તેણી બાહાર પડી, જે વેળા પક ધ્યાન વચે એક પગ ઉપાનો અને એક પગમા સ્લીપર સાથેજ તે બંગલામાંથી હરણીની ચપલતાથી બાહાર પડી—ગો!! ' પછી મીસાવ દોડી ઉડી!

બંગલાથી થોડે કદમ દૂર એક તેકસી સારા નશીમે ધીમાં કદમે જતી હતી, તેની સામેજ દીવાની જેવી મની ધસી ગેઇ, જેથી તેને ખરેખરજ ઘેલી સમજી તેના શૈફરે સમય સુચકનાથી બ્રેક ટાઇટ કરી ગાડી ઉભી કીધી, અને તે અખ-ળાની બીજી બાજુ ચાલી જવાની ગહા સૈફરે જોઇ, મગર તેણી તો દીવાની આહાથી દરવાજો ઉઘાડી અંદર એક ઉપર બેસ સમેટ અફલાઇ ઝીંગાઇ પડી!

"ખોદાને ખાતર હાક!" મની ભાગાતુટા શબ્દોથી જબરી હાંફતી બોલી. "જલ્દી—એક-દમ વીજલીની કાંતી હાંક, બસ ચલાવ."

"પણ, બાઇ, કાહા ચલાઉં?" તે શૉફર દીનસોજી પારસી હતો તેને મનીની આવી સ્થીતીથી ચોકીને પુછ્યુ.

"તું બસ હાંક; ખોદાને ખાતર ફુલ સ્પીડે દોડાવ," મની અધીરાઇનાં દુઃખથી ઘાહા મુશીબતે દમ લેતા અચકા અચકીને બોલી, "એક પલ ના ખો! જે માગસે તે આપસ! આખ મીંચીને દોડાવ! ઓ, ખોદા! મોત જીવતનો ગંભીર સવાલ છે! ખુદાને ખાતર, મારે ખાતર—"

"પણ, બાઇ, હાકું કયાં તે તો કહેતા નથી," શાફરે માયાથી પુછ્યું. તેણે એમજ માન્યું કે કોઇને કાઇ અકસમાટ થયો હોશે તો તે તરફ તે ચીંતાથી દીવાની બનેલી છોકરી જતી હોસે.

"ઓ-ગે'-મે'-કહયુ નથી?" મની પાછું બબડી 'ઍક્સેલસીયર ઠીએટરમા! બાઇ મારે ખાતર, બસ આખ મીંચી મોટર દોડાવ. ઓ! એક મીનીટ એક જમાના જેવી માહા-ભારટ છે જો! એક ઘડી મોડું થશે તો-તો—નાહેક જાનની બરબાદી થસે.'

કાઇબી ખાનાખગબ બનાવની આગાહી તે માયાલુ શૉફરને થવા લાગી, જેથી વધુ બોલયા વિના પોતાની મોટર ચલાવી, અને બને એમ ટુંકે રસ્તે અને કાયદા વીરૂધ 'ફુલ સ્પીડ'જ વાહોમ ચલાવી. મની રેહ પરેલ તરફ રેહેતી હતી, અને ત્યાંથી કોટમાં આવતાં બેશક ઘણીવાર લાગે, છતાંબી "ઠીએટર આવ્યુ કે, ઍકસેલસીયર આવી કે," એવાજ બડબડા-તની તાસવીસ તેણી મોટરમા અધીરાઇની તાવથી જળી જતાં તનગદનથી થોડી થોડી મીનીટે કરવા પડી. મોટરની બેઠકમાં એક બાજુ ધાસ્તીયા કાંપતી દબાઇ બેઠી. ઓ, ખુદા! તેણી જો અવારી જશે તો કેવું બુરૂં ખાનેખરાબ પરિણામ નિપજશે?

"મારા વાહાલા દાદીના મોહતનું કારણ નાદરજ થઇ પડશે જો!" દુઃખથી હાથો મસલતી મની બબડી, "મારો પોતાનોજ ભાઇ તેને બેજાન કરસે! ઓ, દાદી-વાહલા દાદી!"

તે દુર્ભાગી સુંદરીની આંખો અંસુઓમાં ગોથા ડુબી ગેઇ, અને તેનાં નાશીપાસ જીગરમાંથી દુઃખના ટચકાં નીકલ્યાં.

આયદે ટૅકસીની ઝડપ ઓછી થઇ અને એકદમ ઠોભી. રસ્તો લોકોથી ભરાએલો હોવાથી શૉફરને ઠોભાવવાની ફરજ પડી. તે વલી કોઇને હાથી ચાંપીને તે ઘેલી જેવી છોકરીની સુઝે કયાં નાહક ચાંચડા મારવા જાએ?

અધીરાઇથી મનીએ ચીસાચીસ પાડી, અને ટૅકસી ચલાવવા કાકલુદી કીધી. થોડીક મીનીટ પછી ટેકસી પુર જોસમાં આગલ વધી. મની પોતે નાટકશાલામાં વખતસર જઇ પુગે તે માટે તે કીરતારની દુઆ ઇચ્છવા લાગી, જો કે ટેકસી ઘણી ઝડફે જતી હતી, તો બી તેને મનસે ઘણીજ ધીમી ચાલતી લાગવાથી, થોડે થોડે વારે ઘણી જોસથી ચલાવવા તે કાકલુદી કરતી,

આખરે ઍકસૅલસીયર થીએટર આવી. ટૅકસી ઠોભી કે કુદકો મારી મની ઉતરી. તે સીધી વચમાના રસ્તા ઉપરથી ઉઘાડા પગે અને છુટા બાલથી દીવાની અદાથી અંદર ગબડી, પેહેલા વર્ગના બારણા બાહાર ડૉર કીપર ઉભો હતો, તે તેણીને ગભરાટથી જોતો ઉભો.

"મને જવા દે, ભાઇ," તેણી મીનતજારીથી કરગરી, "ખોદાને ખાતર જવા દે. સ્તેજ પર તે લોકને આગલ વધતાં અટકાવવા જોઇએ. ઓ, મોહત જીવતનો સવાલ છે, મને—મને—"

તે બીચારો તેણીને દીવાનીજ સમજયો, અને અંદર જવા દેતાં અટકાવી, મગર જીવ ઉપર આવેલી મની તેને હડસેલા મારી અંદર ધસી ગેઇ; સ્તેજ તરફ તેણી દોડી. તેની નજર સ્તેજ ઉપર પડી. બે સખ્સો સામસાંમી બિજાજમાં જનુનથી તકરાર કરતા હતા; તેઓ નાદર અને દાદીજ હતા. ધમકીથી એક ખુરસી પોતાના હાથમાં ઉંચે ધરી બીજા સામે મારવા ધસ્યો, જયારે તેજ ઘડીએ બીજો સખ્સ પોતાનાં ગજવામાંથી પીસતોલ કાઢી ટાંકતો હતો.

ઓ! તે ધાસ્તીભરી જીવ સટોસટ પલ!

તેણીએ ચીસાચીસ પાડી, અને અંદર ધસી ગઇ; સ્તેજ ઉપર જવાના દાદર ઉપરથી તે ઉપર ચડવા જાએ તે આગંમજ રીવૉલવર ફુટવાનો અવાજ થયો.

"ઓ—સબર! ભઇ! ઓ! રીવૉલવર ના માર! ઓ—મારો—મારો—દાદી—બે જાન!" અને બીજીજ પળે સ્તેજ ઉપર આવી તે નાતવાન છોકરી બેભાન તુટી પડી. રીવૉલવર ફુટવા પછી તેનો દાદી ખુરસી એક બાજુ ફેંકી સ્તેજ ઉપર તુટી પડયો! અફસોસ! ખરી ગોલીથી તે ખચીત બેજાન થયો!

જેમ દાદી રીવૉલવર ફુટી કે તુટી પડયો, તેમ કમનશીબ મની બી તે પછી બેભાન તુટી પડી, અને તાબરતોબ પડદો પડયો! હાઉસમાં બેઠેલા લોકોને સમજ પડી નહીં કે તે ખરો બનાવ હતો કે નાટકનો એક ભાગ હતો!

જે વેળા ઉપલો કરૂણારસ પાર્ટ સ્તેજ ઉપર થયો, તે વેળા મનીની માતા નાંજાંમાંય પોતાનાં અતલગનાં બિમારને જોવા ગેઇ હતી. તે ચીંતાથી બબડી. "મરેરે! હવે મને પસતાવો લાગેછ કે મેં એમ કીધુંજ નહીં હોતે! આજે નાદરની કલબનો નાટક છે, તેમાં

એ રીવોલવર ફોડેછ ને ઘેરમાં કારતુસો ભરતાંજ મને બધી હેમટ ને ફકર લાગી; મને એમમાં બધું ગોઠવવા કેહી જેવો નાદર બાહાર ગીયો કે મેં તે કારતુસોથી ભરેલી પીસતોલ મુકી નહીં! કોણ જાણે બા કાંઇ આદાની સુંઠ ચાએ, ને રંગમા ભંગ થઇ જાએ તો! મેં તે પીસતોલ મારી કબાટમાં છુપાવી, ને મને ખબર હોવાથી પાસેના બંગલામાંથી દાવરના ડાલીની રમકડાંની રીવોલવર તેમાં થોડો દારુગોલાની તોટી ભરાવી લાવી; તે બી નાદરના જેવીજ રીવોલવર લાગતી'તી, મેં તે અંદર મુકી દીધી. તે બી ફુટેછ ત્યારે અવાજ તો કરેછ. પણ હું જાણુંછ કે નાટકશાલામાંથી ઘેરે આવી મારો નાદર બહુ મારી પર ગુસ્સે થવાનોજ."

જ્યારે મોડેથી તે માતા ઘરે આવી ત્યારે મનીને નહીં જોઈ તે ફકરમંદ થઇ; આખો બંગલો ઢુંડયો, પણ તેનો પતોજ નહી મળવાથી નાજામાય ધાસ્તીથી ફગલાઇ ગેઇ; મગર થોડીક મીનીટ પછી ટેકસી વરન્ડામાં આવી અને હસતે ચેહેરે નાદર, દાદી અને મનીને બાહાર આવતાં જોઇ તે તાજુબીથી પુકારી ઉઠી.

"ઓ, મની! તું બી નાટક જોવા ગેઇ! કાંય, તુ તો સરગમ થયો'તો તે જવાની નહીં હુતી ને? મારા જવા પછી ગેઇ કે?" નાજામાય અર્ધી ટપકાની ધપે બોલી.

"બધી ચીજોમાં બૈરાંઓજ ફાચડ મારી બધો બીગાડ કરેછ," નાદર ગુસ્સાથી બોલ્યો. "બૈરાંઓથી તો ખચીત તોબાહ થઇ! તે થોકથીજ ઝઘડા થાયછ, તે લોકથીજ લડાઇ ને ખુના મરકી બી થાયછ. માયે પોતાની ચાલાકી વાપરી રીવોલવર બદલી, અને બેહેનજીએ ઘેલાં જેવાં નાટક તકટા પર આવી, નાટકમા નાટક ભજવી બતાવ્યો, સારું થયું કે લોકો ખરેખર નાટક તેમી સમજેલા!"

બધો ખુલાસો જ્યારે તે માતા આગળ બલી મનીએ કીધો, ત્યારે તેણીએ પોતાની ગોદમાં વાહાલથી મનીને દાબી. ખરેખર તો વહાલી માતાએ પોતાનું મનનું સુજ્યુ કીધું. જ્યારે એક વફાદાર બેહેને પોતાના વાહાલાને પોતાના ભાઇને હાથેજ બેજાન કરતો અટકાવવા પોતાનુ મનનું સુજ્યુ કીધુ હતુ જો નાજામાયે તે રીવોલવર બદલી ન હોતે તો ખચીતજ કરુણારસ બનાવ બનવા પામતે.

"હાં, હરવાયા" નાજામાયે તેને ખખડાવ્યો. "બૈરાઓથી તો બધી ખાનાખરાબી થતી અહેજનાં બચી ગેઇ. તમે લોક મરી, પોચી મરોડી, ભુંજ્યો પાપડ બી નહીં ભંગાએ અને ખાલી બાર ગજની લબાસ મારી ચત્તંનું ઉંધું કરી નાખે, પણ ફરેસ્તા જેવી ઓરતોથીજ બધી રીતે તમારો બચાવ થાયછ, સમજ્યા. અમોલા બેસોજી."

બંને જુવાનોએ બંને અબળાઓની મારી ઇચ્છી દીલોજાન આભાર માન્યો.

વધુ કેહેવાનું બાકી શું છે?

# જવાળામુખી પર્વતો સંબંધી વધુ વિવેચન.

લખનારઃ-J. F. M.

વહાલાં વાંચનારાઓ ગયા અકટોબર માસના નવરંગના (પાને ૧૮૭ થી ૧૯૧ સુધી) અંકમાં "થોડાક જવાળામુખી પર્વતો" એ મથાળાં નીચે જે લેખ પ્રગટ થયો હતો, તે પર આજનો વિષય થોડું વધારે અજવાળું નાંખશે.

જવાળામુખી પર્વત એટલે એક મોટી ફાટ, જે પૃથ્વીના ઉપરના ઠંડા પડમાં થઇને પૃથ્વીનો અંદરનો ભાગ કે જ્યાં અતિશય ગરમી હોવાથી દરેક ચીજ, ખડકો સુધ્ધાં, પીગળેલી હોય છે, ત્યાં સુધી જાય છે.

હઝારો, બલ્કે કરોડો વર્ષ અગાઉ પૃથ્વી એક સૂર્યની માફક બળતો દડો હતો. આ બળતો દડો જેમ વખત વહેતો ગયો તેમ ઠંડો પડતો ગયો. એટલે સુધી કે હાલમાં ઉપરનું પડ ઠંડું થઇ ગયું છે, જો કે અંદરના ભાગમાં હજી અતિશય ગરમી છે. દાખલા તરીકે, એક પપેટાને જો આપણે બાફી કાઢીએ અને પછી થોડીવાર રહી કાપીએ, તો માલમ પડે છે કે જો કે ઉપરની છાલ ઠંડી પડી ગઈ છે તો પણ અંદરના ભાગમા એટલી ગરમી છે, કે આપણી આંગળી દાઝી જાય છે. તેજ પ્રમાણે, પૃથ્વી ઠંડી પડતી ગઇ તેમ ઉપરનું પડ પણ ઠંડું પડતું ગયું. માંહેલા ભાગમાં ઘણી ગરમી હોય છે. હવે તે ગરમ ભાગમાંની વરાળ બાહેર નીકળવા કોશેશ કરે છે, જેથી ઉપલાં ઠંડા પડ પર દબાણ થાય છે. આ પડ પર દબાણ થવાથી પોચા ભાગો તે દબાણને શરણ થઇ જાય છે. આ રીતે વરાળને બહાર આવવાની તક મળવાથી તે પોચા ભાગને ઉંચકી નાંખે છે અને પોતે બહાર નીકળે છે. તમો એક પાણીથી ભરેલી કીટલી લો. પાણી ઉકળે ત્યાં સુધી ગરમ કરો પછી ઉપરનું ઢાકણ મજબુત કરી નાળચાંને બુચ મારો, વરાળને બહાર નીકળવાનો માર્ગ જડતો ન હોવાથી તે કીટલીની બાજુઓ પર દબાણ કરે છે. જો બુચ મજબુત ન મારેલો હોય તો તે તે દબાણને તાબે થઇ "ધડ" અવાજ કરી ઉડી જશે અને વરાળ ધસારાબંધ બહાર નીકળશે, એટલે પાછું વરાળનું જોર ઓછું થઇ જાય છે. જો બુચ મજબુત હોય તો ઢાંકણ કદાચ નીકળી જાય અને જો બુચ અને ઢાંકણ બન્ને મજબુત હોય તો કીટલી ફાટી જશે આ જાણવું અગત્યનું છે કે પાણી જેટલી જગા પ્રવાહી રૂપમાં (Liquid) રોકે છે તેના કરતાં વાયુરૂપમાં (Gaseous) ૧,૯૦૦ ગણી જગા રોકે છે, આ જગા એ "વાયુરૂપ પાણી" એટલે વરાળે રોકવીજ જોઇએ, તેથી જો વરાળને કોઇ ચીજનો અટકાવ હોય તો તે ચીજને વરાળ પોતાના માર્ગમાંથી દુર કરે છે.

ઉપલું ઉદાહરણ વાંચ્યા પછી આપણને સહેલ સમજ પડે છે કે પૃથ્વીની અંદરની વરાળ બહાર નીકળવા માગે છે, તેથી તેણે પોતાનો માર્ગ ખુલ્લો રાખવોજ જોઇએ, પૃથ્વીનું પડ નડે છે માટે તે દબાણ કરે છે. જેમ એક લશકરમાં કોઇ ભાગનું બરાબર રક્ષણ થતું ન હોય તો દુશ્મન તેનો લાભ લઇ, તે નબળા ભાગ પર તુટી પડી વિજય મેળવે છે, તેમ વરાળ પૃથ્વીના પડ પર હુમલો કરી નબળા ભાગને ઉડાવી દે છે અને પોતે બહાર ચાલી જાય છે.

હવે આ દબાણથી પડેલી ફાટમાંથી પીગળેલો ખડક, વરાળ, રાખ, પથરા વગેરે બહાર નીકળે છે, પીગળેલા ખડકને લાવા (Lava) કહે છે. તે ફાટનું મુખ જમીનમાં મોટું ઉંડું નાખું પાડેલું હોય એવું દેખાય છે. લાવા આ નાકાંમાંથી બહાર નીકળી આજુબાજુ ફેલાય છે. થોડો વખત ગયા પછી તે ઠંડો પડી સખત ખડક બને છે, એજ પ્રમાણે જમીનમાંથી પીગળેલો લાવા બહાર નીકળી ઠંડો પડયા કરે છે એટલે તે ભાગ ઉંચો થતો જઇ આખરે "પડો" હોય તેવો આકાર બને છે. આબાદ અધરણીના લાડવા જેવો તે ડુંગરનો આકાર જોઇ લેવો. આ પ્રમાણે જેમજેમ રસ વધારે ને વધારે વહેતો જાય છે તેમ તેમ ડુંગર ઉંચો થતો જઇ આખરે પહાડ હજારો ફુટ ઉંચો બને છે. આપણે કોટોપેક્સી (Cotopaxi) વિષે વાંચી ગયા. આ પર્વત એન્ડીઝ (Andes) પર્વતોની હારમાં આવેલો છે. એની ઉંચાઇ દરીઆઇ સપાટીથી ૧૯,૫૦૦ ફુટ છે. તે નરદમ લાવાનો બનેલો છે. લગભગ ૪,૦૦. ફુટ સુધીનો ઉપલો ભાગ નિરંતર બરફથી ઢંકાએલો રહે છે. એના મુખમાંથી વારંવાર ઉની રાખ, ધુળ, અને પથરો આકાશમાં ઉડે છે અને આજુબાજુનાં પ્રદેશોમાં ફેલાય છે.

જે ફાટ પડી હોય છે તે ફાટ ઉપરના નક્કર ખડકમાંથી થઇ છેક પૃથ્વીના અંદરના ભાગમાં જાય છે. આ મુખ્ય ફાટ ઉપરાંત બીજી નાની ફાટો ઘણી હોય છે.

અગાઉના વખતોમાં જ્યારે અંદરની ગરમીનું જોર હાલમાં છે તે કરતાં વિશેષ હતું ત્યારે દુનીઆના કેટલાક ભાગોમાં હજારો માઇલો સુધી લાવા ફેલાએલો હતો. આ લાવા હાલમાં ઠંડો પડી જવાથી ત્યાં હવે નદીઓ વહી ખેદાનો થયાં છે. દાખલા તરીકે, હિંદુસ્તાનમાં દખ્ખણનો દ્વિપકલ્પ હજારો ફુટ ઉંડા લાવાનો બનેલો છે. હજારો વર્ષોની વાત પરથી આ લાવાનો બનેલો ઉંચ્ચ પ્રદેશ નદીઓથી ખેડાઇ ફળદ્રુપ થયો છે. તેમાં ખીણો બની છે અને શહેરો વસ્યાં છે. આગળના વખતમાં જે ભયાનક જવાળામુખી પર્વતો આ પ્રદેશમાં હોવા જોઇએ તેની નિશાનો હવે જડતી પણ નથી.

જ્યારે બળતા પહાડો ફાટે છે ત્યારે અંદરથી જે વરાળનો ગંજાવર જથ્થો બહાર નીકળે છે તેનાં વાંદળાં થઇ વરસાદ વરસે છે. કેટલીક વખત એક પહાડ ફાટી તે હમેશ માટે સુપ્ત થઇ જાય છે. તેનું કારણું દેખીતું છે. વરાળનું દબાણ ઓછું થાય છે. એવા પહાડો થોડો વાર રહીને લીલોતરીથી ઢંકાઇ જઇ જાણે કોઇ વખત ફાટયાજ ન હોય તેવો દેખાવ ધારણ કરે છે. એવા ઠંડા પડી ગએલા પર્વતો દુનીઆમાં ઘણા માલમ પડે છે. એ સાબીત કરે છે કે આગળના વખતમાં હાલમાં છે તેનાં કરતાં વધારે બળતા પહાડો હતા.

હિંદુસ્તાનમાં આંડામાનના ટાપુઓમાં "બેરન" ટાપુ (Barren Island) એક વેળા બળતો જવાળામુખી હતો.

---:o:---

# બ્રહ્મચર્ય.

## શિખરણી છંદ.

૧

જતા જોયા ઝાઝા, જરૂરથિ જમાના જગતના,
તપાસ્યા કૈં તાજા, વિવિધ ઇતિહાસો વિગતના,
ખુલાસાથી ખોળ્યે, પતિજ પડી કે પ્રાચીન ગયા,
હતા સાચા વીરો, વિષય સુખમા અંધ ન થયા.

૨

અહા ! આર્યાવૃતે, ભિષમ પણ શુ ભિષ્મ નૃપનું,
રહ્યા રેતસ ઉર્ધ્વે, કથન ગણકાર્યું ન કૃપનુ,
ભરી જેને ભારત, અડગ પણ અંગે મનમથા,
હતા સાચા વીરો, વિષય સુખમા અંધ ન થયા

૩

ધરો ધ્યાને ધાતા, ધનુરધરતા દાસરથિએ,
તડી તાડિક ત્રાડી, શરિરમણિ છેદી શરથિએ,
લટયા લાખો લાશો, તદપિ ન થયા આર્દ્ર હૃદયા,
હતા સાચા વીરો, વિષય સુખમા અંધ ન થયા.

૪

દિલાસા દ્રષ્ટાંતો, મથન કરવાથી મળી શકે,
અને પોતે તેવા, પ્રગટ પણ થયો તો પળી શકે,
સ્મરો શબ્દો સ્નેહે, સપથ દ્રઢ લૈ રાખે શ્રધયા,
હતા સાચા વીરો, વિષય સુખમા અંધ ન થયા.

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

# બેહેસ્તનો ખજાણો !

## એક ટુંકી વારતા.

લખનારઃ—Niobe

તે એક જુવાન અને ખુબસુરત મરદ હતો. છતાં તેનાં મોંહ ઉપર મોહોતનીજ નામુરાદી, ને માહ ભય પમાડે એવી શોકાતુર ઉદાસિણતા પ્રદિપ્ત જણાતાં હતાં. તેના હાથોની તાઇટ મુઠ્ઠીઓ વાળેલી હતી. જ્યારે તેની આંખો કોઇ નહિ ખમી શકાય એવાં અસહ્ય દુઃખનાં ઉંડાણમાં ઉતરેલી સામી ટેરક ઉપર મુકેલી તૈયાર ભરેલી તે ચકચકીત રીવોલવર તરફ કોઇ ભેદી આકર્શણથી ખેંચાયલી જણાતી.

આહ ! ગયો અઠવાડયાંમાં બની ગયલા તે માહ વિચીત્ર, શોકાતુર બનાવોનો ખ્યાલ કરતાં તેનું મેંરતક અંગાર પેઠે તંપી આવ્યું. જ્યારે તેનાં કપાલ ઉપર પરશેવાનાં ઠંડાં ઝરાં ફુટી નીકળ્યાં. અને તેનો મોહોત કરતાં બી સફેદ ચેહરો, જો બની શકે તો હજુણુ વધારે ભયભીત-સફેદ બન્યો.

અરે ! ઓ, દયાલુ ખોદા ! જો ખરેખરજ ખોદાનો ઇનશાફ હસ્તિ ધરાવતો હોય, તેણે વિચાર્યું, તો શું આ ઇનશાફ હતો ? જીંદગીભરની સચ્ચાઇ, નેકીનો બદલો-રૂઇન; વરસોની મેહેનત ને ઝેહેમતનો બદલો-રૂઇન; એક જવાન ઉછળતી જીંદગીની ઉત્તમ, અભિલાશા, ને પોતાનાં વ્હાલાંઓને સુખી કરવાની આસાનો બદલો—રૂઇન !

તેણે પોતાનું માથું પટકી નાખ્યું. આહા, હાં ! નાશ અને નાશ ! તે સિવા બીજું કાંઇજ નથી. આખી દુન્યાથી કંટાળેલો, જીંદગીથી ધરાઇ ગયલો હવે તે શું કરે ? ફરી એક વાર તેની નજર તે રીવોલવરનાં ચકચકતાં મુંડાં તરફ ફરી—જે આવકારનાં આમંત્રણથી તેને પોતાં તરફ બોલાવતી-ખેંચતી હોય, એમ તેનાં પત્થર મિશાલ જડ થઇ ગયલાં અંતકરણમાં તે વેળાએ લાગ્યું. તેણે એક હાથ લંબાવી, તે હથયાર લેવાની વેત્રણ કરી. જ્યારે તેનાં હાથ સાથ તે શાંહજણુંજ આવેલું એક નાહનકડું કાગળ્યું અડક્યું. જેમાં થોડાક-પણ જીગરનાં સાચ્ચા પ્રેમથી લખાયલા તે સોનેરી બોલો, ફરી એક વાર તેની આંખો સામે તરી આવ્યા. આહ ! એક માતા ! તેનાં સોનેરી જીગરમાંથી વ્હેતા બિનસ્વાર્થી પ્રેમ સાથ, આય જગતનાં કીયા બેકીમતી ખજાણાની સરખામણી કરી શકાય ? તેણે એક ઊંડો નિશ્વાસ મુકયો. આ તેની જીંદગીની કટોકટ ઘડીએ એક ભલી માતાનો સાચો પ્રેમ, આકાશ પરથી ઉતરી આવેલા એક પેગામ ગણ્યો. અને સુરાઇ, અને લાલસામાં ફસાવતું તે ભંયકાર હથયાર તેને

કમકમાટ સાથજ બાજુ ખીસાડી નાખ્યું. "મારા બેટા, આ દુન્યામાં ગમે તેવો તું એકલો હોય પણ એક માયના જીગરમાં તો સદા તારા માટે જગ્ગા છેજ; તારો પૈસા ગયા હોય—તારા મીત્રો—તારી વ્હાલી તેં ગુમાવી હોય-પણ મારા વ્હાલા, મારી જીંદગીનાં ખઝાણા! તારાં માતપીતા ને બેહેનો તો તને આવકાર આપવા-ને પ્રીતીનાં શબ્દોથી વધાવી લેવા તૈયાર ખડેલાં છેજ!" એક ન્હાનાં ગામડાંમાં રહેતી સાદી પણ ભલી માતાને મુખથી ઓચરાયલા તે સોનેરી સખુણો તેનાં કાનોમાં ફરી ફરીથી વાગતા જણાયા! અને તોપણ જીંદગીની નીરાશીથી એવો તો નાસિપાસ બનેલો-કચડાયલો તે હતો કે એક મીઠી માતાનો પ્યારભી તેને કોઇ રવેશે સાંત બનાવી શકયો નહિ. તે આવકારથી વધાવી લેતા પ્યારો હાંથોમાં દબાવા કરતાં—મોતની સાંતીમાંજ જઇ પડવાનું તેને વધુ ખુશકારક લાગ્યું.

તે માણસ કે જે ફકત થોડાં અઠવાડયાંઓ આગમચ આખાં લંડનનો સર્વેથી માનીતો સૌથી શ્રીમંત હતો—અને આજે તેનાં મોતની આય બોહોલી દુન્યામાં કોઇને કશી દરકાર વઠીક હતી નહિં—એક ગામડાંમાં વસ્તા થોડાક હેતવંતા જીવો સિવાય. તે મેન્ટલ-પીસ ઉપર પ્રકાશતો, એક ઠંડો, મગરૂર ખુબસુરત મુખડો તેનાં ખોવાયલા પ્યારની એક ઝાંખી યાદ માત્ર આપતો દેખાતો! તે પ્યાર જે તેનો પોતાનો હતે—જો તે તુચ્છ, દગાથી મેળવેલા પૈસા તે રાખી શકયો હોતે તો બીજાઓને રડાવી, ખુવાર કરી શ્રિમંતાઇ મેળવવા કરતાં, તેને એક ગરીબ પણ આબરૂદાર માણસ ગણાવાનું વધુ પસંદ કર્યું હતું. જેના બદલામાં આ દુન્યાની દરેક વ્હાલાંમાં વ્હાલી ચીજોથી તેને છુટું પડવું થયું હતું. તેની ગરીબીની જાણ સાથજ, એક ઠંડા, ટુંકા, લગભગ તોચ્છડાં કાગળ સાથ લેડી વીવ્વન કાર, તેની અદરાયલી મોહોરદારે સેવટનોજ છેડો છોડવી આપ્યો હતો. આખાં પવિત્રતાનાં ઇંગલંડની તે ખુબસુરત કહેવાયલી મગરૂર અબલાએ એવા એક સાચ્ચા, પણ ગરીબ માણસ સાથ પરણવા કરતાં હઝાર વાર મરવાનું વધુ પસંદ કર્યું હોતે!

અને તે છતાં આ દુન્યાની ગતિ ન્યારી છે. એક પ્રેમવંતી માતાનો સાચ્ચો પ્યાર મેળવવા કરતાં—આખાં ઇંગલંડનાં તે ખુબસુરત પણ ઠગારા પ્યાર માટેજ તેનું જીગર તરસ્તું હતું. અને તે ખોવાની નાસિપાસી સાથેજ ઠંડા, ક્રૂર મોહોતને જઇ મલવાનું તેણે વધુ મીઠું—વધુ આવકારદાયક ગણયું હતું.

"આહ! મારા ખોદા! દયાળુ ફરેસ્તાઓ!" તે પોકારી ઉઠયો. "શું નેકી, સચ્ચાંઇ ને પ્રમાણીકપણાંનો એજ બદલો છે? રે, ઓ, ખોદા! શું પવિત્ર ઓરતો, ને બહાદુર,- વફાદાર મરદો આ જગત માટે સરજાવાંજ નથી? રે, ઓ, મોટા બાપ! તું કે જે આટલો ઇન્શાફી—ને પવિત્રતાનાં નુરથી ઝગઝગી રહેલો છે—તે ઓ, બાપ! કયાં સુધી—અરે! કયાં સુધી આવો ગેરઇન્શાફ તું ચાલવા દેશે?"

અને તેના જવાબમાં હોય તેમ તે માતાનાં સાદાં, ને ટુંક કાગળનાં એકેકા હરફો મોટા સોનેરી દીવાઓ મિશાલ તેની આંખ સાંમે ઝગઝગી રહયા. અને એક હરડયભેદક, દીલ ચીરી નાખનારૂં હસ્તું તે હસ્યો; "આહ! માતા! મારી માતા!" તે શોકથી બબડયો.

ક્રીગઝવેની મોટી નવી બંધાયલી, ભપકાદાર, સુંદર ખીલડીંગે માહેલી, એકમાં તે હાલમાં ઉભો હતો. તેણે પોતાની બારીએથી તે આંખ ભમીત કરે એવાં ઉંચાણ પરથી ટીંગાઇને હેઠે

જોયું. આહા! એકજ કુકડો! અને સઘળું ખલાસ! અને તે પણ એ રીતે તેને પોતાની જીંદગીનો છેડો લાવવા ગમ્યું નહિ! તેની માતાનો મીઠો સરોદ પુકારતો—તે હેતવંતા ધરડા પીતાનો માયાલુ ચેહેરો તેની દ્રષ્ટી સામે પ્રકાશતો જણાયો. અને પાછો એક ધીમા નિશ્વાષ સાથ તે ત્યાંથીખી ખીસી ગયો.

"સાંતી! સાંતી! તું મને કયાં મલશે?" અને હવાં એકાએક તેને ટેમઝનો ખ્યાલ થયો. ખચીત! તે ઠંડાં વ્હેતાં પાણીજ તેણે સેવટની સાંતી આપશે, આહા! ઓ, ખોદા! બીજી દશ મીનીટ વધુ—અને જવાલા પેઠે તેનું જલતું મગજ અને માહજારત દુખની અગ્નિમાં સળગી ઉઠેલો તેનો આત્મા તે થંડા, સાંત, પાણીથીજ સેવટનો શાંતીમય આરામ પામશે!

કોઇ ધુપો અવાજજ જાણે ત્યાં ધરડી ગયો. અને એક સ્વપનો જોતાં માણસની અદાએ તે ટેમઝનાં કિનારાનાં એક સર્વેથી એકાંત ભાગ તરફ જઇ પોહોચ્યો. તે ત્યાં પુગો અને ફાડી જતાં ઝીગરે તે ચળકતાં, ઠંડા પાણીને નીરખતો ઉભો. અરેરે! શું ત્યારે એજ તેનો અંત હતો? તે એક મગરૂર, સાચો મરદ—શું ઓરતનાં પ્યારની બિનપાયદારીથી પોતાનો કીંમતી જીવ ખોએ? કે તે જીવ— કે જે તે માહનામી સાહેબે તેને સપુરદ કર્યો. અરે! તેનાં વખત અગાઉ લેવા—કે ખોવા તેને હકજ શું હતો?

પણ પોતાનાં વિચારો વચ્ચે તે સખત ચોંકયો. એ શું હતું? રગેરગ દુખની એક ઝીની કરૂણામય ચીસ. જેનું અગાધ દુખ વરનવા જાણે કોઇ શબ્દોજ નહિ! એક મરણ પામતાં વાઇઓલનનાં છેલ્લાં કરૂણામય દસકલાં જેવી! જેની અગાધ ઉંડી દીલગીરી સમજતાં તે તનબદનથી ધ્રુજ્યો. માહ ગભરાતથી તેણે આંખો ફાડી જોયું. અને અરે! તેણે શું જોયું?

પોતાથી થોડાંક કદમ દુર, લગાર નીચાનમાં એક ઓરતને ઉભેલી તેણે દીઠી. હવામાં ઉડતા વાળો સાથ—આકાશ તરફ લંબાવેલા હાથોએ રાત્રીની ઝાંખી રોશનીમાંખી અદ્ભુત સુંદરતા ધરાવતા, સ્વર્ગની એક દેવી જેવા તે અતી નાજુક રૂપાલા આકારને જોઇ તે બે ઘડી હેરત રહયો. પવિત્રમાં પવિત્ર, ને સ્વચ્છમાં સ્વચ્છ એક કમ્પોમાંથા કોતરી કાઢેલી, એક મેરોનાના જેટલી દિલેરતાઇ, સુંદર! હદ બાહરની નાજુકી ને કોમળતા ધરાવતો, એક હવાઇ પરયાંનો જેવો અસાધારણ સુંદરતાભર્યો તે ઉંચો નાજુક બાંધો—તેની દરેક ગ્રેસ, ને સીમેટરીમાં એવો તો પરફેક્ત—એટલો તો સુંદર કે હેરલ્ડ વેનકોર્ટને લાગ્યું કે અલાદીનની વાતોમાંની ઓરાદ પરી, કે સાહજાદીનેજ તે જોતો હોય!

તે એટલું તો જોઇ શકયો કે મોતનાં કિનારા પર ઉભેલી તે નવજવાન ઓરત એક ઈંગલીશ વુમન હતી નહિ. તેણીનો ધોળા ઝુળનો પોશાક, ને માથાં ઉપર ઓપેલા એક પાર્દાર, રંગીન રેશમી સ્કાર્ફથી સ્પેન દેશની કોઇ વતની હોય, એવી લાગતી. તેણીની ચામડી લગાર ઝાંખી, સાંવલી, પણ પરોઢવાનાં ઉગતા સુરજ જેવી પ્રકાશિત, તાજી, ને ગેલાબી—ને મધ્ય રાત્રીનાં સિહા પડછાયા જેવા તે કાળા રેશમી વાળ કમરથીખી નીચે પડતા, ને હવામાં ઉડતા જોઇ શકાતા હતા.

પણ તેણીએ કાંઇ તેણે ત્યાં ઉભેલો જોયો નહિ. ને દુખની એક કરૂણામય બુમ સાથે તે ઉછળી—ને તે પાણીમાં જઇ પડી! એક બીજી તેવીજ બુમ સાથે તે ધસ્યો, ને હવાઇ

નાજુકી ધરાવતા, તે પટલા, અતી મરોડદાર આકારને પોતાની જોરાવર બાથમાં ઝીલી મજબુત પકડી લીધો. અને એક ઝટકા સાથ ખેંચી પાછી જમીન ઉપર લાવ્યો.

"હેવન્સ–ગર્લ!" તે પોકારી ઉઠયો. "એ તું શું કરતી હતી?"

બે ફાટેલી, દીલગીરીમાં ગરકાવ આંખો તેનાં બાણી ટીંકાઇ. તે નાજુક હાથોએ તેને જોરાવર બાથમાંથી છુટવાનાં ફોકટનાંજ વળખાં માર્યાં.

"મને જવા દેઓ!" તે ગુંગળાતા દમે બોલી. "છોડો મને મરવા દયો!"

"હશે!" તેણે ધીમેથી પણ ઝનુનથી કહ્યું. "ખોદાએ બક્ષેલી એ પવિત્ર જીંદગીનો અંત લાવવાને તને હકજ શું છે?"

"હું મરવા માંગુંછો! મારે મરવુંજ જોઇયે!" કદી નહિ સમજાયા હોય એવા નીરાશીથી ભરપુર શીરીન સરોદે તે દીલરૂબા સુંદરી બોલી. અને ફરી એક વાર તેનાં હાથોમાંથી છુટી થઇ તે ઠંડા, ક્રૂર પાણીમાં પોતાની ઝળકતી, સુંદર જીંદગીનો અંત લાવવાને કોશેશ કરી જોઇ. નીરાશીથી દીવાનાં બનેલાં એક બચ્ચાંનાં જેવું તેણીનું ઝનુન હતું. અને તેણીને બચાવતાં, ને પકડી રાખતાં ને એક બચ્ચાંને પટાવે તેમ પટાવી શાંત કરતાં તે જવાનને અનેક મુસીબત થઇ. જ્યારે તેનાં જોર સામે તે ટકી નજ શકી—ત્યારે પવનના સપાટાએ ખરી પડતા એક નાજુક સુંદર ફુલની અદાએ હાંફતી, ઠાકથી અર્ધ બેહોશ બનેલી તેની બાથમાં ધગલો થઇ પડી.

કાંઇક શાંત થતાં તેણે જોયું કે આસરે વીસેક વરસની તે એક અતી સ્વરૂપવાન, નઓજવાન તારૂણી હતી. તેની જાદુભરી સિહા ચશ્મોમાં આ જગતનું પ્રરસ્તાન–તે મીઠા પરવાલા સમ હોઠોમાં કવીઓનું એક સ્વપનું સમાયલું હતું. તે આફતાબી, ગુલાબી મુખડો દેખીતા દુખ અને ઠાકથી હાલ કાંઇક જર્દ બનેલો તેની બેફામીમાંખી અજબ જેવો દીલકસ, ને નુરમંદ નજર આવતો હતો, જ્યારે લગભગ ફાટેલા, જુનાં વસ્ત્રો સાથ–મોહોતના છેલ્લાં પગઠીયાં પર ઉભેલી–છતાં વાર્તામાંની એક ફૅરી–પ્રીનસેસ જેવી સુંદર, સાંત, દરસાદાર ને તોરવંતી તે હતી, તેના ચેહેરાની દરેક લાઇનમાં, તેનાં પીગરની અરંપાર સુંદરતા, ને ગ્રેસફુલ હીલચાલમાં ખરૂં ખાનદાની ખમીર, ને અમીરી દબદબો સમાયલાં હતાં.

"મારાં બચ્ચાં! તું જાણે છે કે એ તું શું કરતી હતી તે?" તેણીને કાંઇક સાંત થયલી —ને પુરતી હોંસમાં આવેલી જોતાં તેણે બહુજ નરમાસથી છતાં ઠપકાવવંતા અવાજે કહેયું "તે માહનામી સાહેબે બક્ષેલી એ જીંદગી તું તેના વખત અગાઉ કદી લઇ શકે નહિ, તારા નિમાયલા વખતની એક કલાકથી આગળ કે પાછળ! એ જીંદગી જે 'તેણે' આપી છે–તે તે પોતેજ લઇ શકે! તારાં ગમે એવાં દુખ–કે કાતીલ નામુરાદી છતાં–તું નહિ! ત્યારે માઇ ચાઇલ્ડ! મને કહે કે એ ત્રેજડીનો અર્થ શું છે? એક ફેંડાના જેવા પવિત્ર, ને ફીરેસ્તા જેટલા સુંદર તારા દેખાવ સાથ! કહે મને કે કોઇ રીતે આ રાત વિટા અગાઉ હું તને મદદ કરી શકું?"

"નહિ તમેબી નહિ–કે આ જગતનું બીજું કોઇ પણ ઇનસાન નહિ," દીલમાં ચુંઢાઇ આવે એવી નિરાસીથી તે રૂપસુંદરીએ કહયું, તેણીનો અવાજ એક મ્યુઝીક! તેના સબ્દો તેની રચણા અને મધુરતામાં એક ગાયન કરતાંબી સુરીલા, ને અસરકારક હતા.

"જો તું જાણે કે તારીજ પેઠે મોતની સોધમાં આવેલા એક સખશ સંગાઠ તું છે, તો કાંઈક વધુ ખુલાસાથી તું બોલશે?" હેરલ્ડે ઘણી આતુરતાથી સવાલ કર્યો, "મને તારૂં નામ આપ, ચાઈલ્ડ, કે વધુ રાત વિંટવા અગાઉ હું તને તારાં માતા કે કોઈ સગાં હોય તો તેઓને હવાલે કરી શકું!"

એક એવું તો મધુર, ને શોકથી ભરપુર હસ્યું તે પરવાલા સમ હોઠો વાટે બાહેર પડયું કે એક આકાશની દેવી, કે સ્વર્ગીય ફરેસ્તાનીજ હાજરીમાં હસો હોય એમ હેરલ્ડ વેનકોર્ટે ધાર્યું—અને માન્યું.

"આકાશમાં ચકચકતા તારાઓ તમો જોઇ શકો છો ત્યાં મારાં માતા છે. ફીરેસ્તાઓની આગળ—તે કિરતારની હુઝુરમાં અને ત્યાં જતી મને અટકાવો નાં, સાહેબ! દુરસાં દીલની બદકારીથી છુટવા–ગુમાવલું નામ, અને જખમાયલી મગરૂરીથી બચવા! ઓહ! મને મરવા દેઓ!" અને નહિ ખમી શકાય એવાં જોશથી હવે પેહેલીજ વાર તે રડી.

દીલજખી ધનશાનોની દુષ્ટાએ કચડાઇ જતાં તે ફુલને આંસુ ભરી આંખોએ તે જોતો ઉભો. જ્યારે ખુશનાં ધનશાક અને રાસ્તી વીશે ફરી એક વાર તેણે સવાલ ઉઠાવ્યો.

"રે, ઓ, કિરતાર! સ્વચ્છતા, અશોઈ, ને નેકીની પ્રીતીમાં જે તું છે–તો કયાં સુધી—અરે, કયાં સુધી આવો ક્રૂર ગેરઇનશાફ તું ચાલવા દેશે!"

તેનાં જવાબમાં હોય તેમ તે છોકરીએ પોતાનો એક હાથ લંબાવ્યો. નાજુક, ઘટમદાર, ને અન્યારો, ને એક ફરમોનાં જેવો પવિત્ર, ને સ્વચ્છ તે ચેહેરો તેનાં ભણી ફેરવ્યો.

"આપણાં સર ઉપર ચમકતા આસ્માનની હુઝુરમાં–આબ વ્હેતાં, રાહત આપતાં પાણીની સમક્ષમાં હું કહું છું કે હું નિર્દોષ છું." તે છોકરીએ સમજાવ્યું. "અને તમે તે માનશો? તમો કે જે આટલા ભલા ને ઇનશાફી છેઓ! તો પછી મારી નિર્દોષતા જાણી–મારી અણોઇભરી ઇઝઅતને ખાતર–મારાં પવિત્ર નામને ખાતર–મને આબ વ્હેતાં પાણીમાં આસરો લેવા દેઓ! દગાખોર મરદોનાં દગાથી બચવા–કુળ ઇનશાનયતનાં ખોફથી—"

"બસ કર! બસ કર, ઓ, છોકરી!" તે બોલી ઉઠયો. "તારી નીર્દોષતા ને પવીત્રાઇમાં હું માનુંછ! તારી મોહોબત ને મરવતને હું માન આપુંછ! છતાં ક્રૂર મોતને પડખે હું તને છોડી શકતો નથી! તારૂં નામ મને જણાવ, ઓ, છોકરી! કીયાં આનદાન થી તું ઉતરી આવેલી તે સમજાવ!"

"મેડરીડથી થોડેક દુર એક એકાંત કીલ્લો મારૂં બચપણુ—કહો તો મારી જીંદગી પસાર થઇ છે. ને ઉમરાવ એસ્ટસડોર્ફ" તે સ્પેનીશ રૂપસુંદરીએ સમજાવ્યું. "મારા પીતા, તે ડોના એની મારા ફુઇ એ બે સિવાય અત્યાર તક કદી કોઇને મેં ચાહયાં, કે પીછાણવા વટીક હતાં નહિ. તારાઓનાં પ્રકાશ, કે ફુલોનાં પમરાત જેવી મારી જીંદગી સ્વચ્છ, અને પવિત્ર ગુજારવામાં આવી હતી; અને ઘણીક વાર મારા પીતા મને કહેતા સમજાવતા; 'કારમેન, આપણો માન પામેલાં ને પવિત્ર નામ સિવાય બીજો કાંઇ પણ વારસો તું મારી તરફથી મેળવશે નહિ, દીકરી; પણ તારી નિર્દોષતા ને નેકી, ને આપણી ખાનદાની અસલ્યાત જે તું મેળવશે તે કરોડાના ખજાનાથીબી વધુ છે. અને તેની તું તારા જીવની પેઠે જાલવની કરજે." અને મેં

તેવણુને તે માંગેલું વચન લાખો વીશ્વાશથી સપુરદ કર્યું. મારી જીંદગીમાં મારા પીતા, મારાં ફુઈ, ને આલકાઝારનાં વંશથી ઉતરી આવેલાં ઉમરાવજાદી ડ્રેમ મારગારીટ, ને અમારાં ગામડાંનાં મઠનાં વડા જોગન સીસટર કારસોટા સિવાય હું કદાચજ કોઈ બીજાને મળતી. અને મૅાદરીડથી થોડાક માઇલને છેડેજ અમારૂં મકાન આવેલું હોવા છતાં તે રાજધાણી શેહેર કે તેને લગતી ધામધુમોથી હું તદ્દન અજાણ્યું હતી."

હયાં તે ઘોબી—ને ક્રોધ બની ગયલા બનાવોની દુખકારક યાદથી તે સુંદર છોકરી આખા તનબદને ધ્રુજી—તે કાળી ચશમોનાં નરમ મખમલી પલકારા અરે! એવા તો શોકકારક હતા. હૅરલ્ડ વૅનકોર્ટ તે બહાદુર ઇંગલીશ મૅન તે તરફ જોઇ વટીક શકયો નહિ. તેણે જોયું કે દક્ષીણું તરફનાં ઉંચ, અમીરી ખાનદાનની તે નબીરી હાલમાં ગરીબી અને નાશનાં છેક છેલ્લાં પગથાંયાં ઉપર આવેલી હોવી જોઇએ. તેનાં વસ્ત્ર લગભગ ફાટાં ચીરાડે હવાલ—તેણીનાં માથાં ઉપરનો તે રેશમી રંગીન સ્કાર્ફ વટીક રેસા નીકળી ગયલો—પીંજાયલો અને રંગ વિનાનો થવા આવ્યો હતો, અને એવા કંગાળ વસ્ત્રો, ને મોતનાં પડછાયા છતાંબી તે સ્પેનીશ સુંદરી એક બાદશાહજાદી જેવીજ સુંદર, દમામવંતી, ધરસાબાજ, ને તોરવંતી હતી. ગોયા એક પદભ્રષ્ટ શાહજાદી પોતાનું ખોવાયલું રાજ પાછું મેળવવા ચાહતી હોય!

"સીનોરીટા!" તેણે કહયું. "તમો સ્પેન દેશનાં વતની છેઓ છતાં તમો આટલું સ્વચ્છ ઇંગલીશ બોલી શકો છો? મેં તો ધાર્યું કે ઇંગલાંડમાં તમે વરસો ગુજારયાં હોય! તમારૂં નામ બાનુ—"

"મારૂં નામ" તે ધીમા મધુર હલકે બોલી, "મારૂં નામ કારમેન સોરીઆ છે. મારા માતા એક ઇંગલીશ લેડી હોવાથી મને ખાશ એ ભાષાનું સિક્ષણ આપવામાં આવ્યું હતું."

તેણે એ ખુલાસો સાંભળતાં માનથી નમન કર્યું: આહ! કારમેન! કેવું મધુર નામ—કેવો તે મનોહર ચેહેરો! તે ચેહેરામાં આ જગતનું અમરત—કારમેન એ બોલોમાં કુલ દુન્યાંનું મધુર ગાયણ તેણે સમાયલું લાગ્યું.

"સીનોર," તે પાછું બોલી, "તમે મારી જીંદગી બચાવી છે! પણ ઓહ! તે નકામું છે! તદ્દન નકામું! મારા પીતાના વ્હાલાં ઘરને છોડી આવવા પછી—મારાં પવિત્ર નામનાં નાશ પછી આ જીંદગી મને હવે તદ્દન નકામી છે!"

હૅરલ્ડ વૅનકૉર્ટ તેણીની શેહેજ વધુ નજદીક આવ્યો, "સીનોરીટા,મેં એક વાર તે ક્રૂર પાણીમાં તમારી સુંદર જીંદગીનો નાશ થતો અટકાવ્યો છે. અને કાંઇબી કારણ જાણ્યા વગર તે ફરી એક વાર તે ગુમાવા દેવા માગતો નથી. યાદ રાખો! કે તમો એક એવા માણુસની સાંમે છો કે જે પણ પોતાની જીંદગીના અંત માટેજ અત્રે આવેલો છે. તમે એક વાર તમારી જીંદગીનો હેવાલ કહેવો શરૂ કર્યો છે, તો દયાલુ ખોદાની યાદને ખાતર તે પુરોજ કરો! કે જ્યા તમારા બાબમાં (જયારે તે કિરતારે મને તમારા બચાવ અર્થે મોકલીજ આપોછ ત્યારે) શું કરવું તે હું સમજી શકું!"

એક ગંભીર હાસ્ય તે મનોહર, રૂપાલા ચેહેરા ઉપર ફેલાઇ રહયું.

"આહા! સાન્ટા મેડોના! મારી જીંદગીનો સર્વેથી પવિત્ર, ને સ્વચ્છ ભાગ તો હું તમને કહી ચુકી છું. પણ-પણ—" અને હવાં તે પાછી ફુમકમી-શોહેંજ થોભી-ને જરાક વાર હીંમત એકઠી કરી મીઠા દીલગીરીભર્યા સાહદે આગળ ચલાવ્યું, "થોડાંક અંધાકાપ્પાંએ. પરંતો તે એક બનાવ છે, જેની મધુરી મોહક શુરૂઆત મધ કરતાં બી મીઠી છતાં મારી જીંદગીને એક ત્રેજેડીમાં ફેરવી નાખનાર હતી. પણ અરે! તે વખતે મને તેનો ક્યાંથી ખ્યાલ હોય! હેમ લારગારીટને ત્યાં હું તે શાહજ ગુજારનાર હતી. ચંદ્રમાં પ્રકાશીત, ને ઝળઝળતો હતો. રજનીનો પડછાયો પડવો શુરૂ થઈ ચુકયો હતો. જેની ગંભીર વાયોલેટ રોશણી ટ્રેલીસ ઉપર ઉગેલાં મીઠાં હનીશકળ, રાતાં ગોલાબો, ને પેશન-ફ્લોવર્સની સુંદરતામાં ગાઢ ગંભીરતા વધારતી જણાતી હતી. ઓરેન્જનો શુંવાસ સઘળે ફેલાઇ રહયો હતો. જ્યારે મર્તલનાં સફેદ ઝુમખાઓ, ને સુંદર કારી રોકાં પમરતાં ઓરેન્જ-બ્લોસમસ ચંદ્રની રોશણીમાં ઝમકતાં જણાતાં. હું એ સઘળું જોતી, ને વખાણતી બચ્ચાં સહી ખુશાલીથી હસ્તી, ધીમે ધીમે મારાં મન સાથ લલકારતી ઉભી હતી. ત્યારે—આહ. ત્યારે—મેં તેણે અચણુચ મારી સાંમે ઉભેલો જોયો. ઉંચો અને ખુબસુરત એક ગ્રીક દેવતા જેવો, તેવા સોનેરી બાલો, ને બ્લુ આંખો-ને અપોલો જેવી ખુબસુરતી ધરાવતો ચેહેરો મેં મારી જીંદગીમાં પેહેલીજ વાર જોયો. તેણે જોતાંજ મને લાગ્યું મારા ઇંગલીશ મામાનાં દેશનોજ તે એક વતની હોવો જોઇયે. અને દૂર ઇંગલંડનાં તે ખુબસુરત રહેવાસીને જોતાંજ મારૂં જીગર-મારો આત્મા તેની તરફ ગોયા ખેંચાઇ રહયો."

તે નાજુક હાથોની મનઆકર્શક હીલચાલ-તે રાતા હોઠો પરનું હસવું-ને તે શાંત સ્વચ્છ કુલીન મુખમુદ્રા પર પ્રગટી રહેલી મેડોનાનાં જેવી નિર્દોષ, ઝળેહળતી, જોતાં હેરલ્ડ વેનકોર્ટ બે ઘડી અજાયબીથી હેરત રહયો.

"મેડોનાં!" તે બબડયો, "આગળ ચલાવો!"

"આહ! સીન્યોર! હવે આગળ જેમ તમો સાંભળશો, ત્યારે કદાચ એવું માન તમો મારા માટે રાખી શકશો નહિં. અને તોપણ જ્યારે મેં કહેવાનું શુરૂ કીધું છે, ત્યારે તો હું કહેવશ! તે વખતે મેં ધાર્યું કે, ખુદ આકાશનો એક દેવતાજ મારી સામે આવી ઉભો હોય! જો કે હવે આપ તમારાં સુંદર મુલકમાં આવ્યા પછી હું જોઉં છું કે, આપ દેશનાં લગભગ સઘળા મરદો ગ્રીક દેવતાઓની ખુબસુરતી, ને સોનેરી વાળ ને બ્લુ આંખો ધરાવે છે. આહ! સીનોર! તમો પોતેબી લગભગ તેવાજ છો. જ્યારે હવાંની ઇંગલીશ છોકરીઓની સુંદરતા એક રોઝ-બદને તમામ મળતી છે. પણ તે વખતે હું આ સુંદર દેશ, અને તેનાં વતનીઓથી તમામ અંજાણી હતી. અને મારાં માતાનું મુલક-જે જોવા હું સદા તરસતી હતી-ત્યાંનાં એક રહેવાશીને આવેલો જોતાંજ મારૂં જીગર પ્યાર અને વીશ્વાશથી તેનાં તરફ ખેંચાઇ ગયું. ત્યાર પછી અવારનવાર અમો મળતાંજ રહયાં. તારાઓનાં ચકચકીત પ્રકાશ, ને ચંદ્રની મધુર વાયોલેટ રોશણીમાં મેં તેનાં મુખથી પ્યારનાં શબ્દો સાંભળ્યા. અને સ્વર્ગનાં સર્વેથી સુંદર સ્વપનાં કરતાંબી, પ્યારનાં તે મધુર વચનો મને હજારો ઘણાં વધુ વ્હાલાં, ને કીંમતી લાગ્યાં."

પ્યારનાં તે ભોલાવલા સ્વપનાઓનો વીચાર કરતી તે સ્પેનીશ સકુમારી કેટલીક મીનીટ સુધી ચુપ-વીચારવંત બેઠી. અને પછી ધીમાં શીરીન હલકે આગળ કહેવું શુરૂ કર્યું.

"તેણે મને કહયું કે હું ખુબસુરત હતી, ખુબસુરતીની એક દેવી—પ્યારની પ્રતીમાં! ને મીન્યોનેટનો બોહોક બોહોકાર, ને પેશન-ફ્લોવરઝની હાજરીમાં એ સુવચનો સાંભળતાં હું સુખથી આજેજ બની. આ પેહેલીજ વાર મેં સાંભળ્યું કે હું આવી સુંદર હતી. ને તેનેજ ખાતર હું ખુશી થઇ. તેની ઇચ્છા તે મારૂં બેહેસ્ત—તેનું સુખ તે મારી જીંદગી હતી. ફકત જો કાંઇબી મારી દીલગીરી—કે અસંતોષ હોય તો મારો લવર તરફની મારા પીતાની નાપસંદગી હતી. ખુદા જાણે કેમ, પેહેલાંથીજ તેવણે તેને માટે અવીશ્વાસ ધરાવ્યો. અને તેવણની એ નાપસંદગીએ—છુપી મીલાંકાતોને ઉત્તેજન મળ્યું. અને અમે હવે વારંવાર ત્યાંનાં મેંઘ તરફનાં તે એકાંત રસ્તાઓ પર મલવા લાગ્યાં. અને એવી એક મુલાકાત દરમ્યાન તેણે મને કહયું કે જો હું તેની સાથ છુપીથી ઇંગલંડ આવી શકતી હોઉં તો તે મને પોતાની પરણી ઓહોરદાર બનાવે! અને પાછળથી મારા પીતા જ્યારે મને પરણી ગયલીજ જાણશે ત્યારે—માફ કર્યા વીના રહી શકવાનાંજ કેમ હતા? અને એ સઘળું મેં મારી નાહાન અકકલે તે વેળાએ ખરૂં માન્યું. અને અગાઉથી નકકી કરી રાખવાં મુંજબ એક ઝળકતી શાહજનાં મારૂં તે વાહલું ઘર સદા માટે છોડી આવી."

"અને મૅડોના, તમને શું તેની ઉપર કાંઇજ શક-કાંઇબી વસવસો ઉત્પંન થયોજ નહિ?"

"ચકચકતાં તારાઓના અકાશમાં જેટલી સચ્ચાઇ-ફુલોની સુંદરતામાં જે વિશ્વાસ મેં ધરાવ્યો હોય તે કરતાંબી વધારે વિશ્વાસ, અને વ્હાલથી મેં તેનાં બોલો માન્યા, ને આહ, સીનોર!-તમે કદીબી જાણશો નહિ કે તેની દગાઇ જાણતાં કેવી ભયાનક નિરાસીથી મારો આત્મા કચડાઇ ગયો, મારાં ઇંગલંડ આવ્યા પછી તે મને મળ્યો અને મને જણાવ્યું કે, તે દીને તો છેક શાંહજ થઇ ગયલી હોવાથી હમારાં લગન થઇ શકે નહિ અને તેથી તે મને એક હોટેલમાં લઇ ગયો. અને ત્યાં—અરે! ત્યાંજ-પોતાનાં ખરાં રૂપમાં તે બાહેર પડયો, મારા પગ પાસ ગુંચણીએ પડી. મારા સ્કર્ટસની બોર્ડર પર મોંહ છુપાવી તેણે તે એકરાર કર્યો, તેણે કહયું કે અમારા લગન કોઇ દીવસબી થઇ શકે નહિ કારણ તે એક સાદો મી૰ હૅરીંગટન નહિ—પણ લંડનની સોસાયટીનો એક મોરો ને માન પામેલો અર્લ હતો, અને પોતાનાજ સર્કલની એક લેડીને પરણવા કબુલી ચુકેલો હોવાથી, મારી સાથ લગન (તેની ગમે એવી મરજી હોવાં છતાંબી) કદીબી થઇ શકેજ નહિ, કેટલોક વખત સુધી તે શબ્દો ઉકળાવવાની કોષેશ કરતી હું બેસી રહી અને જ્યારે હું તેનો ખરો અર્થ સમજી શકી કે, નાઉમેદીની એક ચીસ સાથ હું નીચે પડી. "હરબર્ટ, હરબર્ટ!" મેં પોકાર્યું, "મને મારી નાંખો! એબી બેઇઝતી સાથ જીવવા કરતાં, ગમે એવું મોત હઝારો ઘણું આવકારદાયક છે."

દુખથી ઝુમી પડેલી તે મેડોનાનાં માથા ઉપર હૅરલ્ડ વેનકોર્ટે દયાવી એક હાથ મેલ્યો, "મારી ગરીબ, ગરીબ છોકરી! અંજાણતા ફસેલી નિર્દોષ, પવિત્ર મેડોના!" તે લાગણીથી ધ્રુજતા, નરમ અવાજે બોલ્યો.

"આહ, સીનોર, તમે ભલા છેઓ! તેથીજ એવી દયાથી વર્તી શકોછો! પણ મારી ઉપરના ગમે એટલા હેત છતાંબી, હું ખાતરીથી કહુ છું કે મારા દેશનાં વતનીઓ મને પાછી ફરેલી જોયા કરતાં એક ન્હાની ઘોરમાં સુતેલી જાણી આભારથી માથાં નમાવશે!"

"સીનોરા! તેં લોક ગમે તે ધારે; તે સાથે મને દરકાર નથી; પણ સ્પેનની એક ઉમરાવજાદી સીનોરા સોરીગ્રોનો એકવાર જાન બચાવ્યા પછી—વગર દયાએ કાંઇબી મદદ આપ્યા વિના હું હવેથી જઇ શકનાર નથી: આગળ બોલો; મેડોના! તમારો હેવાલ પુરો કરો."

શરમથી ઝુમી પડતી આંખોએ તેણીએ પોતાનું માથું વધુ નમાવ્યું. અને તે નાજુક કમાનદાર હાથો આસરો માગતી ધપે તેની તરફ લંબાવ્યા.

"હવે મને કહેવાનું ઘણું થોડું છે. તેનો તે દુષ્ટ એકરાર સાંભળતાં હું કમકમીને બાજુ થઇ ગઇ. અને ત્યાંથી સદા માટે ચાલી જવા હું તે બારણાં તરફ ગઇ. એક કુદકો સમેટ ત્યાં તે ધસી આવ્યો ને ખડખડાતે હસ્યો. 'છોકરી, તું શું દીવાની છે?' તેણે કહ્યું, "તું કદાબી એમ ધારી શકે છે કે તને મેળવવા આટલી રંજ ખેંચવા પછી, કદીબી એટલી શેહેલથી હું જવા દઉં?"

"ઓ હરખટ! તું કોણ છે?" મેં દુખથી પોકર્યું "એક મરદ કે એક દોજખી દેવ!"

"દુષ્ટ એક દેવજ!" તેણે ગગડાત કર્યો. "તારી ખુબસુરતીએ મને દીવાનો બનાવ્યો છે ને જેથી કાંઇ દુષ્ટ સપતાણુપતથીબી જો તુ મેળવી શકાતી હોય—ઓ, બેહેસ્તનાં થંડા પુતળાં—આકાશનાં ઝળકતા સેતારા—"

"પણ તે આગળ પુરૂં કરી શકયો નહિ. દુખથી બાવરી બનેલીએ—મેં તે દરવાજો ગગડાવી કહાડયો. "ઓ દયાળુ ફરેસ્તાઓ માફ બળવાન કિરતાર! મને મદદ કરો!" મેં પોકાર્યું ને તે ખરાં અંતરથી ચાહેલી દુવાનાં પરીણામમાં હોય તેમ તે બારણું ઉઘડી ગયું અને કેટલાક માણસોને મેં ત્યાં એકઠાં મળેલાં જોયાં. કાંઇબી ખુલાશો આપ્યા વિના—કે એક સેકન્ડબી થોભ્યા વગર હું ત્યાંથી બાહેર નીકળી દોડી. ને તે નવાં દેશમાં નવાં લોકોમાં દીવસો સુધી રખડતી ફરીછ, અને ત્યારેજ મેં જાણ્યું કે મારા જેવી એક બીનઅનુભવી, અંજાણી છોકરી માટે—તમારૂં ખુબસુરત લંડન—કેવું બંયકાર, જફાકારી બયું હતું,

ચંદ્રની રૂપાલી રોશણીનો નરમ રૂપેરી પ્રકાશ, અંધકાર રાત્રી જેવાં તે શીહા પેચદાર ઝુલફાંઓ, અને તે કરતાંબી શીહાઇ ઝલેહવતી આંખોના મખમલી પ્રકાશ સાથ, કાંઇ અજબ જેવી મન આકર્શક હારમનીથી જોડાયલાં લાગતાં, એક સાંચામાથી ઘડી કહાડયા હોય એવા ઘટમદાર, રૂપાલા, અન્યાળા તે હાથો તે જવાન ઇંગ્રેજે ઘણી મમતાથી પોતાના હાથોમાં ધર્યા.

"હું બાકીનું સમજી શકું છું, ઓ, મેડોના!" તેણે કહ્યું. "તમારા આવા ચેહેરા, ને અમીરી રીતભાત સાથ ઇંગલંડનાં એકાદ ઘરમાં ચાકરીની આસા રાખવી—કે, તમારાં ગુજરાણ જેવું કમાવું એ મુસ્કેલ—અરે! કેટલું કેટલું મુસ્કેલ છે!"

"ખોદા તમારૂં ભલું કરે, સાહેબ." તે લાગણીથી ગુંગલાયલા સાદે બોલી. "પણ તમો પેહેલાજ છેઓ કે જે મને સમજી શકો છો! જ્યારે આહ! ઓ; પવીત્ર લેડી, તારા આશીષ વરસજો! ઓ, દયાળુ ફરેસ્તાઓ! તમારી મદદ હોજો! પણ જે દુખ, હડમારી, ધીક્કાર, અને નામોશી મેં મારાં માતાનાં આપ વહાલાં મુલકમાં પગ મેળ્યા પછી ખમ્યું છે, તે હું કદી વર્નવી શકવાની નથી. ને હવે જ્યારે જીવવાનું તદનજ અસકય થઇ પડયું છે—

ત્યારે–આય વ્હેતાં, થંડાં નીરમળ પાણીમાં, સદાની રાહાત, અને શાંતી મેળવતી મને અટકાવો નાં!

તે તેણીની પાસે બેઠો. અને એવી તો કાલજીથી, લાગણીથી તેની સાથ તકરાર ચલાવી અને અનેક–એટલા તો દુઃખ અને હાડમારીનાઃ દાખલાઓ તાંકી બતલાવ્યા, કે દેહેસ્તથી ફાટેલી આંખ્યોએ, હાંફતા દમે તેને સાંભળતી તે બેઠી.

કેટલીક મીનીટ સુધી ત્યાં ગંભીર ચુપકીદી પથરાઇ રહી. તે જવાન મરદ, એક જીંદગીની સર્વથી વ્હાલી, ભલી ને ઉમદા બાનુનું ચિત્ર પોતાની નજર સામે ઉભું કરતો–જેનાં એક સુગંધી ફુલનાં જેવા એકથી, અનેક સદ્‌ગુણો, સર્વોન્સટન–અને તે અંતરાફતાં ગામડાંઓમાં પમરી રહેલા હતા. તે સાદી, પણ ઉંચ આચારવિચારની, સોનેરી બાલો, ને મીઠ્ઠા ચેહેરાની હેતવંતી માતા, જે નાવારેસ બાળકો, અને રખડતાં ગરીઓનાં એક રહબર ફીરેસ્તા તરીકેજ ઓળખાયલી હતી. અરે! તે મીઠી મધુર માતા શું આય નાવારેસ છોકરીને આસરો નહીં આપે? અમીરી ખાનદાનની—પણ ભુલેલી–એકલી અટુલી!

તેણે ફરી એક નજર તે ઉંચી સ્વરૂપવાન તારૂણી તરફ ફેંકી અને 'મીડ' તરફનાં હનીસકલનાં સુંદર વેળઓથી ધંકાયલાં,ને તારા સમ ચમકતાં સફેદ સ્નોડ્રોપ્ટસ લવલી ડેપીડીલ્સ, ને લટકતાં બ્લુબૅલ્સથી સોભી રહેલાં તે વ્હાલાં ઘરનો ખ્યાલ તેની આંખો સામે ઉભો થયો. હા, જોકે લંડનની સોસાયટી, શ્રિમંત દોસ્ત આસનાવ, ને જરની મોટાઇ તે ખોઇ બેઠો હતો, પણ તે વ્હાલું સાદું ઘર તો તેનું પોતાનુંજ હતું. અને જો! એક બાદશાહી મેહેલને દીવાલે એવી ખુબસુરત આ સ્પેનીશ સુંદરી- જે નિર્દોષતા, નેકી, અને પવિત્રાઇની પ્રતીમાં હતી–તે જો તેની પોતાની–તેની પરણેતર થવા કબુલી શકતી હોય તો આ અવિન એક સ્વર્ગમાં ફેરની શકાય. આ જગતની તકલીદી શ્રીમંતાઇ કરતાં એક બેહેસ્તનોજ ખજાનો મેળવેલો કહેવાય.

"મેડોનાં!' તેણે કહયું. "તમારા વ્હાલાં પીનાને મલવા શું તમારું જીગર–તરસ્તું નથી! તે હેતવંતી ફુઇ–જે શોકનાં આંસુઓથી તમારી જુદાઇ માટે રડતી– તવળતી હોય!"

"આહ! ઓ, મોટા ખોદા! સાન્ટાં મેડોના!" તે સ્પેનીશ રૂપસુંદરી બોલી. "તેઓ મારેનાં મારા ગમે એવા મોટા પ્યાર તેમને ભેટવાની મારાં અંતકરણની સર્વોત્તમ ઉમેદ છતાં હવે–હું કદી તેઓ સામે જઇ શકું નહી. મારા પવિત્ર નામ ઉપરનાં આ સીદા પડછાયા સાથ તેઓને મોહ બતલાવવા કરતાં–આ વ્હેતાં પાણીમાં કબરવાસ થવાનું હું વધુ પસંદ કરૂં!"

"મેડોના! કારમેન!" તેણે કહયું. "જો પેહેલાના જેવુંજ એક સ્વચ્છ, અને પવિત્ર નામ તમો મેળવી શકતાં હોવો તો?" તે નાજુક, નાના અન્યાળા હાથો, તેને પોતાના હાથોમાં લીધા, તે કાળી, મખમલી ચસમોના ઉંડાણમાં તેણે ઘણાં હેતથી જોયું અને તે છોકરી શક, અને આસાથી ધ્રુજતી, કાંપતી, હાંફતાં દમે તેની સામે જોતી ઉભી.

"મેડોના," તેણે પાછું કહયું, તેવાંજ વ્હાલ અને વિશ્વાસથી. "જો તમારૂં પવિત્ર નામ તમો પાછું મેળવો–એક સાચ્ચા ઇંગ્લીશમૅનનો પ્યાર–એક સુંદર ઘર ને હેતવંતા માતપીતા તો મને કહો, ઓ, મેડોના! કે તમો પાછાં સુખી થઇ શકો? તમારા પીતા અને ફુઇને હીંમતથી મલવા જેટલાં!"

તે નાનાં કમાનેદાર હાથો તેણીએ ઘણાં વિશ્વાસથી તેના હાથો ઉપર મેલ્યા. અને તે બોલી—ત્યારે તે મીઠો ધ્રુજતો અવાજ વાજીંત્રના તારો કરતાંબી મધુર ને અસરકારક સમજાતો હતો.

તમો કહેછ તેવું જો સુખી ભવિષ્ય હું મેળવી શકતી હોઉં તો — હા! પણ આહ! સીનોર—મારા જેવી એક બદબખ્ત ઉપર ખુદાના એવા પવિત્ર આશીષ વરસી શકતા હોય એ જાણે હું માનીજ શકતી નથી!

"મેડોના—કારમેન!" તેણે કહયું "તું આ દુન્યાનું એક સર્વેથી બેમુલું ઝવાહીર છે. તારી જીંદગીની આ એકજ—કમનસિબ ભુલ છતાંબી! મને કહે, ડાર્લીંગ કે તું મારી પરણેતર બનવા રાજી થશે? મારાં માતપીતાને તારાં ગણવાં—મીઠનાં એકાંત સુંદર ગામડાંમાં હમો સાથ વેસેવા?"

દરકાં ખાતી તે ઉઠી ઉભી થઇ. આહા! તે કેટલીક મધુર, ને મનોહર હતી. લગાર સાંવલી છતાં—પરોઢયાંનાં નરમ તેજસ્વી તડકાં જેવીજ પ્રકાશીત, ને પવિત્ર! તે નાજુક રોયુક દાર માથું એક રાણીનાં તાજ લાયકનું સુંદર. ને સોભાયમાન! જયારે તે ન્હાનાં ખુબશુરત પગો (સ્પેન દેશની બીબીઓની ખાસ બગરી) કદી દાબના હંટરેસેબી ન ધરાવયા હોય, એટલા બધા નાજુક, ને સોભંતા!

"મેડોના" તે કમલ જેવા પવિત્ર ને સુંદર ચહેરા ઉપર એક હેતવંતું ચુંબણ લેતાં તે ખુબ શુરત ઇંગલીશમેન—હેરલ્ડ વેનર્કાટ બોલ્યો. મને કબુલવામાં સ્વર્ગીય સાંતીભર્યું સુખ, અને પ્યાર તું મેળવશે. ને એ બધાં સુખમાં શ્રેષ્ટ, સ્વોંતમ, એક પ્રેમવંતી માતા તું મેળવશે! એક પ્રીતી, રીફાઇન્ડ ઇંગલીશ મમાં—જેવી તે પોતે ધરાવી હોતે! ને જંગલમાં ખીલતા વાઇલ્ડ રોઝીઝ જેવી—બે હસ્તા, ખુરવુંમાં ચેહેતાની ન્હાની લાડકવાઇ બેહેનો!"

તે નાજુક કમાનદાર હાથો તેનાં ગળાં આસપાસ વીટળાયા "હેરલ્ડ, મારા બર્થીર! હું તમને આહવશ—સુખી કરીશ!" એક બચ્ચાં પેરે નીરદોષ્તાથી, તેનાં બોલાવેલા બોલ તે બોલતી ગઇ.

તેણે ઘણુંજ વહાલથી તેને હૈયાં સરસી ચાંપી.

"મારી કારમેન! મારા બેહેસ્તનાં ખજાણાં!" તે હેતથી પટપટયો, "સહવાર ઉગતાં પેહેલીજ ત્રને આપણે મીઠ તરફ જઇશું. ને તે બોટી થતા પ્રેમવંતાં માબાપને મલશું. અને પછી ઘણી જહેલીજ તારા પીતા અને ફુઇની સ્મંતી સાથ આ બેમુલા ખજાણાને મારી પરણેતર બનાવશ! મારી પરણેતર—મારી પોતાની!"

જવાબમાં તે મીઠાસથી હસી. ને તે શિહા, ઝલેદવંતું માથું ઘણાં પ્યાર અને વિશ્વાસથી તેની છાતી ઉપર નમાવ્યું.

"હેરલ્ડ, મારા સ્વ! તમારી મરજી તે સદા મારા હોકમ રહશે!"

"મારી વાઇફ—મારી મેડોના" તે હેતવંતા જવાબથી ખુશી થતા, ને તે પરવાલાં સમ હોઠ પર એક કીસ લેતાં તેને આ ધર્તી પર એક સ્વર્ગનોજ ખજાણો મેળવ્યો.

———:o:———

५००० वर्ष पहेलां लखाएलो

# ज्योतीषनो महान ग्रंथ!!!

हिंदुस्ताननां महान रुषीओमां भृगु रुषीनुं नाम जग मशहुर छे.

## पंडीत काशीवाळा
## ने
## मळो.

आ महान रुषानुं लखेलुं ताज्जुबीभरेलुं पुस्तक "भृगु संहिता" अमारी पासे मोजुद छे.

प्राचीन ज्योतीष शास्त्रनी सत्यता जुओ.

कच्छना नामदार राओ, जी. सी. आइ. ई. फीरोजशा म्हेता, गोखले, म० गांधीजी, लो० तिलक, मावजी गोविंदजी शेठ अने बीजा नामांकित आसामीओनी जन्म कुंडलीओ तेमना जीवननी साची विगतो सहित आ ग्रंथमांथी नीकळी छे.

आ ग्रंथमांथी तमोने नीचे जणावेली ताज्जुबी भरेली विगतो मळशे.

मुंबइना जाणीता आगेवानो, श्रीमंतो आ खातानो लाभ लइ चुकया छे

एटलुंज नहिं पण मुंबइमां महान गणाता ज्योतीषना पंडीतोनो पण आ ताज्जुबीभरेलो ग्रंथ जोवाने दरोडो पडे छे.

बहारगामना घराकोए कुंडळी साथे रु. १० अगाउथी मोकलवा. मजकुर ग्रंथना आधारे समग्र जीवननुं वृतांत रु. १० नी वी. पी. थी मोकलवामां आवशे. एटले एकंदर फी रु. २० थशे.

तमो साथे लावेला कुंडलीनी नकल तेमां तइयार जोशो–

कुंडलीना आधारे तमारी जींदगीनी जन्मथी मृत्यु सुधीनी तेमज मृत्युनो टाइम वगेरे ताज्जुबी भरेली विगतो तमे जोशो.

## पंडीत काशीवाळा

भृगु ज्योतीष कार्यालय.
२९२-९४ बीजे माळे–कालबादेवी रोड,
दादी शेठ अग्यारी गलीने नाके
मुंबइ २.

# સંસારનો ફાંસો.

લખનારઃ—દારાં કાપડીયા

## પ્રકરણ ૨૯.

આપણી વારતાની કમનસીબ હીરોઇન જે સદવારે, પોતે શું કરતી હતી ને કયાં ઉતરતી તેનાં કીંમત માત્રથી ભાણ્યુ વગર, વાંદરાનાં સ્ટેશન ઉપર ઉતરી પડીને અંદર ગલીઓ ને શેરીઓમાં હાંફથી એક મુડદાં માફક બેસુધ્ધ થઇને તૂટી પડવા અગાઉ, ભટકતી હતી તે વખતે એજ સ્ટેશનની લગોલગ એક અકસ્માત થવા પામ્યો હતો. મરહુમ ખાનબાહાદુર મેહરવાનજી મગોલનાં જવાન વિધવા મેહરબાઇ પોતાનાં દીકરા સાથે મોટારમાં ફરવા જતાં હતાં, જેટલાં સામેથી એક છાકટા હુણ્યુ જેવા ડ્રાઇવરને હાથે ઢંકરાઇ આવતી ટેક્ષી સાથે તેઓની કાર આથડી ને ત્યાં જોતજોતામાં મામલો ગંભીર બની ગયો. અલબત, તે ગંભીર મામલા વાસ્તે જવાબદાર પેલો ટેક્ષી ડ્રાઇવરજ હતો; પરંતુ તેની જોખમદારી વાસ્તે તે જવાબ દઇ શકયો નહિ, કાંયજે તેનું તો ત્યાં અને ત્યાંજ મરણ નીપજયું. જો કે મેહરબાઇ અને તેમણો દીકરો એરચ બને એક સરખાં મોટારમાંથી તો ઉછલાઇ પડયાં હતાં, પણ મેહરબાઇને માત્ર અંહી તંહી હાથ પગ ઉપર ઘસાડાઓ સીવાય બીજી કાંઇપી ઇજા થવા પામી નહિ, પરંતુ એરચ બાપડો તો સખ્ત ઠપકાઇ પડયો હતો ને તેનો પણ જોતજોતામાં જાન નિકળી ગયો હોય તેમ હોશ ફરામોશ થઇ લાંબો છર ભર રસ્તા ઉપર ફસડાઇ પડયો.

ત્યાં એક નાનું જેવું લોકનું ટોળું એકઠું થઇ ગયું તે માતા તો, પોતાને થયેલી ઇજાઓ ભૂલી જઇ, તેણીનાં દીકરાની પાસે ગુંચણુ મંડીને પડી ને તેનું માથું પોતાનાં ખોળામાં લીધું, કે જેમાંથી લોહી ફુવારાનાં પાણી માફક ખડખડ વહયું જતું હતું.

"ઓહ, કોઇ દાકટરને બોલાવો!" તે આકળી ગામરી પડેલી માવીતરે દુઃખથી-દયાથી-પોકાર્યું, "ખુદા ખાતર કોઇ જલદી એક ડાકટરને તેડો!"

ત્યાં એકઠું થયેલું લોક બધું કામદાર વર્ગનું, નવરા બેઠેલા વિકટોરીઆવાળાનું હતું; પણ તેમાં સારા નસીબે એક જરથોસ્તી તરતનોજ સામેલ થવા પામ્યો હતો, તે, મીસીસ મેહરબાઇ મગોલનો ગભરાત જોઇ તુરત બાહાર આવ્યો.

"બેહન, ડાકટરને બોલાવતાં ને તેને અહીં આવી લાગતાં અર્ધો કલાક નિકળી જશે," તે જરથોસ્તી જવાને કહ્યું. "અહીંથી થોડાજ છેટાં ઉપર ધી હોસ્પીતાલ ઑફ સેંટ જોન્સ આવેલી છે. સૌથી સરસ રસ્તાન તો એજ કે એવણને તાંહ લઇ જવા જોઇએ."

મેહરબાઇનાં મગજમાં એ વાત તુરત ઉતરી ગઇ. તે ભેગાં મંજેલાંઓ વચ્ચે થોડીક હીલચાલ થઇ, પેલા જરથોરતી ભાઇએ તુરત પોતાનાં ડગળાની ઓંય ચઢાવી. મોટોરનું બારણું તેના મીજાગરાઓમાંથી કાઢી નાંખવામાં આવ્યું; અને તે ઇજા પામેલા કમનસીબ જવાનને તેની ઉપર સુવાડી હોસપીતાલમાં જવાનો રસ્તા ઉપર સૌએ ચાલુ મુકયું, મેહરબાઇ તે દીકરાની લગોલગ ચાલતાં હતાં–તેવણુનો તો બધો પ્રાણજ નિકળી ગયો હતો! લોક તેઓની પુથેપુથે આવતું હતું.

એમ તે નાનું જેવું સરઘસ તે ગમધોર; ગંભીર, જુની ધબના પોરચમાં દાખલ થયું, અને દરવાજા ઉપરનો બેલ જોસથી વજાડવામાં આવ્યો; અને, જ્યારે સઘળાંઓ જવાબમાં બારણું ખોલવાની રાહ જોતાં ઉભાં ત્યારે મેહરબાઇ મગોલની નજરે એક પગથી આગળ મોહત જેવી નિગંત ને ગાઢ ઉંધે ઉંઘાતી તે અબળાનો નાજુક આકાર પડયો, ત્યાં ગરબડ ને ઉશકેરણી જરા જ્યાદા હતી; છતાં તે અવાજે પણ નાજી પારખ કાકની ધાડી ઉંઘમાંથી જાગી શકી નહિ. મેહરબાઇ તેણી તરફ ગયાં.

"ઓ ખુદા!" તે બાઇએ પૂકાર્યું; "આય બિચારી છોકરી અંહી કેમ આવવા પામી?"

કોઇને ખબર હતી નહિ.

"કોઇ મોટે ઘેરની લાગેછ." તેવણે કહેવું. "પણ મને બીહક લાગેછ કે બિચારી સેવટનો દમ ભરેછ. એને વાસ્તે બી કાંઇ મદદ કરવી જોઇયે. ઓહ. અરેરે, આજની સહવાર–અંધા અકસ્માત ને અપશુકનથીજ ભરેલી!"

ત્યાર પછી પેલા વજાડેલા ઘંટના જવાબમાં તુરત ત્રણ ચાર જણાઓ આવી લાગ્યાં ને તે પછી જે ગરબડ વધારે બરપા થવા પામી તે ગરબડની અંદર કુદરતી સઘળાંઓ પગથી ઉપર પડેલી તે નાઝનીનનેગી આજે પારટીની માની લીધી, નાજીને, હોસપીતાલની અંદર લઇ જવામાં આવી અને એક સુખદાયક ઓરડામાં લઇ જઇને સુવાડી. એમ ઘણા કલાકો વહી ગયા કેડેજ સૌને માલમ પડયું કે આ પારસી છોકરીને મેહરબાઇ મગોલ ને તેવણુના બેટા એરયને થયેલા અકસમાત અથવા તો તેઓ પોતાની સાથે કાંઇ પણ સંબંધ હતો નહિ.

ડોકટરોએ એરચ મગોલને તપાસ્યો; જેવી પેહલી ધાસ્તી રાખવામાં આવી હતી તેટલી બધી ગંભીર ઇજા, સારા નસીબે, તે જવાનને થવા પામી હતી નહિ; અને જ્યારે એ ખુશી ભરેલી ખબર સમજીને મહેરબાઇ એક માતાનાં ખરાં અંતઃકરણની ખુશાલીનાં સુખી આંજુઓ રડતી બેઠી ત્યારે તે હોસપીટાલની એક સીસટરે આવીને તેણીને સવાલ કર્યો કે પેલી અજાણી પારસી છોકરીનું હવે તેઓએ શું કરવું? તેણીને કશી વાતની ઇજા ન હતી, પરંતુ તે ઘણી માંદી પડી ગયેલી હતી.

"માહરી સાથે તો કોઇ જુવાન છોકરી છેજ નહિ." મહેરબાઇ મગોલે અજાયબીથી જવાબ દીધો; પછી પોરચમાં પડેલી પેલી છોકરીની યાદ તેવણુને તુરત થઇ. "એની સાથે અમને કાંઇબી લાગતુંવળગતું નથી," તેવણે કહ્યું. "પણ ખુદાતાલાએ માહરા ઉપર કીધેલી માહરાંના ... ને ... તેવણની એટલી બધી ઉપકારી ... કે જો એને ખરેખરી જરૂર

હોશે ને એનું દુન્યાંમાં કોઇ ને કાંઇજ નહિં હોશે તો હું ખુશીથી એ છોકરીને માદરી સંભાળ હેઠળ લેવશ."

અને એ મીસાલે બિચારી નાજાં પારખ બલાં મીસીસ મહેરબાઇ મગોલનો સંબંધમાં આવી.

## પ્રકરણ ૩૦.

મરનાર ખાનબહાદુર મેહરવાનજી મગોલ પોતાની પાછળ પોતાની ધણીઆણી અને બેટા માટે ઘણી સારી પુંજી મુકી ગયા હતા; અને આજે મહેરબાઇ મગોલ આખ્ખાં મુંબાઇમાં સૌથી પૈસાદાર બાઇ લેખાતી હતી. એ બાઇ ઘણી જવાન વએ રંડાપો ભોગવતી થઇ હતી, અને જો કે તેણીનો દયાળુ ચેહરો સદા શોકાતુર ને ગંભીર રહેતો, છતાં તેની ખુબસુરતી ઘણી વિખ્યાતી પામી ચુકી હતી. જ્યારે તે સુખ ને આબાદીની ઉંચી ટોંચે આવી ત્યારે પરવરદીગારે તેણી કનેથી તેનાં ભરથારનું માથાનું છત્ર છીનવી લીધું. તેણીએ તેજ વખતથી ફેશનેબલ દુન્યાંને નીલાંજલી આપી, અને પોતાની તમામ હસ્તી તેણીનાં બેટાને અર્પી દીધી–તે એકનું એક બચ્ચું—કે જે બી, તેનાં બદલામાં, પોતાની માવિતર તરફ હદબાહાર કાળજીવાળો ને તેણી વાસ્તે મગરૂર હતો.

મહેરબાઇ ઘણાં ઉદાર દીલનાં અને સખાવતી જીગરનાં હતાં; કોઇની તવંગી ઓસરીએ કશીબી માંગણી કરતા જતું તો કદીબી તે નાશીપાશી લઇને નીચે ઉતરતું નહિં. એ રીતે, વાંચનારા સાહેબો, જોઇ શકશો કે આપણી નાજાં સારે નશીબે ભલા હાથોમાંજ આવી પડી હતી.

જો કે એસ્થને થએલી ઇજાઓ એટલી બધી ગંભીર તો ન હતી, કે જેથી ચીંતા જન્મ પામે, તોબી દાક્તરોએ તો સલ્લાહ આપી કે તેને થોડા દીવસ આ હોસ્પીતાલમાંજ રાખી મેળવો, એવી બીહક દેખાડીને કે વળી પાછો અહીંથી ખસેડતાં કોઇ કમનશીબે તેને નહિ ધારેલી હાણી થવા પામે. અને તે ડાહપણવાળી માતા એ ફરમાન પ્રમાણે ચાલવા કબુલ થઇ.

"ધી હોસપીતલ ઑફ સેન્ટ જોન" માત્ર એક હોસપીતાલનુંજ કામ બજાવતી ન હતી, પરંતુ તે એક જાતનું નિરાધાર ને દુન્યાંની દયા ઉપર છુટેલાં કમનશીબો વાસ્તે આશ્રમ પણ હતું, ત્યાં નાતજાતનો કાંઇબી તફાવત રખાતો ન હતો. તે ન્હાની મોટી સીસટરોનું એક ટોળકાં હેથળ ચાલતી હતી–તે અબળાઓ કે જેઓની તમામ જીંદગી ભલાં કામ કરવામાંજ અરપાઇ ગઇ હતી. તે ભલાં ને પરગજુ ખવાસની બાઇઓમાં જે એક, સૌથી વધારે દયાળુ ને સૌથી વધારે મીઠી સીસટર–સીસટર એનજેલા–હતી તેણીનાં ચાર્જમાં આપણી નાજાંને સુપ્રત–વામાં આવી હતી. કોઇબી તે પારસી છોકરી વાસ્તે જાણતું હતું નહિ–કોઇએ બી તેણીને તે

પોર્ચમાં દાખલ થતી ને એસુદ્ધીમાં સુઇ જતી જોઇ હતી નહિ; પણ મંહેરબાઇ અગોસે ખાસ ખુશીથી તે લોકોને જાહેર કરેયું હતું કે આ બાળકીને, તેણીનાં પોતાનાં ખરચે, દરેક સગવડ ને તેણી ઉપર દરેક ધ્યાન આપવું.

જ્યારે ત્યાંનાં હાઉસ–ડોકટરે એરચની તપાસ પુરી કીધી ત્યારે તે જ્યાં નાજાને લઇ જઇ સુવાવડવોમાં આની હતી ત્યાં આવ્યો.

"કોઇ ચીજ ઘણી ગંભીર છે," તે શીકકા ચેહરા ઉપર વાંકો વળી અને તે છોકરીનાં હાર્ટ ઉપર પોતાનો હાથ મેળી દાકટરે સીસટર એનજેલાને કહ્યું. "એ જીવેછ તો ખરી. પણ માઠી અસર મગજને થયેલી છે. કાંઇ ઘણી ખરાબ અસર એનાં મગજને પોંહચવા પાંમીછ. એ બાપડીને પાછળથી ઘણું ભારી પડશે, જો એમાંથી એ સાજી થવા પાંમે તો. પુઅર, પુઅર, ચાઇલ્ડ! એને વિષે કોઇને પણ કંઇ જણાયું નથી, હું ધારૂં છ?"

"હાજી–કશું બી નહિ," તે સીસટરે જવાબ દીધો.

એકાએક નાજાંનાં સુંદર માંથાએ હીલચાલ કીધી, અને તેણીની વાંપેલેટ આંખો એકદમ પોહળી પટાક થઇ ઉઘડી ગઈ, કે જ્યારે તે નજરમાં દેખાવ બધો ખાલી ને મીનીંગ વગરનો હતો.

"જાંહગીર! જાહંગીર!" તે પુકારી ઉઠી; અને તે દાકટરે, ઘણાં ડહાપણભર્યા દેખાવે સીસટર તરફ જોઇ, કહ્યું:—

"આય તો કોઇ પારસી નામ છે–કોઇ પારસી જેન્ટલમેનનું! હું ઇચ્છુંછ, સીસટર, કે આપણે એની હકીકત જાણતાં હોતે કે જેથી આપણાંથી કાંઇબી બની શકતે."

"જાંહગીર! જાંહગીર!" નાજાંએ મોટા કરૂણારસથી પાછું પુકાર્યું; અને તેણીનું માથુ તકીઆ ઉપર કંટાળા અને કરાજીથી એમથી તેમ અછાડપછાડ કરવા લાગ્યું. "જાંહગીર! જાંહગીર!"

"મેં કહ્યું તેમ એ જાંહગીર કોઇ પારસી જેન્ટલમેનનું નામ છે," ડોકટર પાછું બોલ્યો. "ને મને તો લાગેછ કે જ્યાં છે ત્યાં બાતેનમાં કોઇ લવ–સ્ટોરી છે."

"જાંહગીર! જાંહગીર!" નાજાંએ પાછું પુકાર્યું, અને સીસટર એનજેલાએ પોતાનું માંથું ધુણાવ્યું.

"માહરી વાહાલી, એ તુંને સમજશે તેની અગાઉ ઘણો વખત વહી જવાનો છે," તેણીએ કહ્યું.

"એ એક ઘણો ખરાબ કેસ થશે," ડોકટરે જણાવ્યું; "પણ ખુદાની મેહરથી એ સારા હાથોમાં આવી પડીછ. હાલમાં તો માંથાં ઉપર બરફ ફેરવ્યા સીવાય બીજું તમારે વધારે કાંઇબી કરવાનું નથી, સીસટર."

તે સીસટરે તેણીનાં લાંબા રૂપેરી વાળનો જથ્થો પોતાનાં હાથોમાં લીધો, જ્યારે તેણીનું માંયળું ઝગર તે આંખોમાં ખુલ્લો ઝળકાત મારી રહ્યું.

"હું આશા કરૂંછ કે એને કાપી નાંખવામાં નહિ આવશે," તેણી દીલસોઝીથી બોલી.

"નહિ, આપણે એ મનોહર જથ્થાને તો બચાવીશું." ડાક્ટરે જવાબ કર્યો.

એક આતશ જેવી ગરમ, છુટવતી, ભભુકાદાર લાલી તે અફાડપછાડ કરતી માહાણુમનાં ફીક્કા ચેહરા ઉપર ધાઇ આવી; તેણીનુ માથું એક પળનાં પણ થાંભ્યા વગર એમથી તેમ તરફડતું હતું, "જાહગીર! જાંહગીર!"ની ઝડપી, તીક્ષણ બુમો એક સરખી તે નાજુક હોઠો વાટેથી બાહાર આવતી હતી.

જેમ જેમ ફીવર ચઢતી ગઇ તેમ તેમ તે જે ગમે તે બોલવા અને બકવા લાગી. એક વખતે તો તેણીએ એક ગાયનની લીટીઓ ચાલુ ગાયા કરી તે સીસટરને બીહઘરાવી મારી તે ગયન કોઇ ખરેખરૂં ઘણું કરૂણારસીક હતું–પણ તે કરૂણારસ એ બેશુધ્ધીમાં પડેલી છોકરીએ કાંઇ એવા તોરથી ગાયો કે દેખાણુ સીસટર એનજેલાની આંખમા આંસુઓ ભરાઇ આવ્યાં ને તે બીહધી, જો કે તે ગાયનનો અર્થ તો તેણીની સમજણમા આવી શક્યો નહિ. ફક્ટ તે ઝીણો કરગરતો અવાજ તેણીનાં જીગરમા અસર ઉપજાવી શક્યો. તે ગાયનની લીટીઓ શુ હતી?

"બદન તુજ વિનાં બળતુ રહયું,
જીગર ગમનાં આતશથી જળતુ થયુ,
પણ નહિ આવ્યો તાહરા મેળાપનો જોગ,
'શું' કરમની કોહાંણી ને શુ માહરા ભોગ!"

ભલાં મેહરબાન્ પોતેમી અવારનવાર તેણીનાં બીછાણાં આગળ આવલા, અને તે આજીજી ભરેલા "જાહગીર!"ના બુમો સમજી ઘણી વેળા તેવણુંબી દીલ પીગળી આવતું ને આંખો આંસુઓથી તર થઇ જતી.

ત્યારપછી સાવધ થવાનો વખત આવ્યો, કે જ્યારે, રફતે રફતે, તે ઘાટકી ઝાંખુ ધુમસ વિખરાતુ ગયુ, અને યાદદાસ્ત શકિત. એથી પણ વધારે નિર્દય, પોતાની જગા લેવા લાગી. સીસટર એનજેલા તે દીવસ પોતાની જીંદગીમાં કદી વિસરી જઈ શકી નહિ, કે જ્યારે તે સુંદર શોકાતુર આંખોએ તેણીની આંખોમાં જોયું, અને તે નબળા, પટલા, દુબળા અવાજે પુછ્યુ—

"હું કયાં છેઉં?"

"ભલા સેન્ટ જોનની હોસપીતાલમા, માહરાં બચ્ચાં," તે માય જેવા હેતે બોલી. "ખુદાનો ઉપકાર માનવાનો છે કે આયંદે તું શુદ્ધીમા આવી બોલતી થઇછ."

"કયા–કઇ હોસપીતાલમા?"

"તું વાદરે આવેલી છે, માહરી વાહાલી," તે નને જવાબ કર્યો.

"વાદરે! હું તો નદી આગળ રેહની'તી!" નાજ' બહુ નબળાઇથી બોલી. "વાંદરે! હું અંહી કેમ આવી?"

"હું તે કહી શકની નથી. અમોએ તુંને પોર્ચમાં પડેલી જોઇ હતી."

બહુજ ધીમેથી તે રાતની યાદ તેણીનાં મગજમાં તાજી થવા લાગી. તેણીને એક પોર્ચ ને તેમા સળગતું લેમ્પ યાદ આવ્યુ, તે આ કોઇ ભલા ફરેસ્તાઇ ચેહરાની અબળાને

જોવા સામર્થવાન શખ્ષ. પણ તે અંહી કાંય આવી હતી? પછી તેણીને તે ત્રેનમાં બેઠી હોય તેમ લાગ્યું; હવે તે પેલા કારમંખા બગીચામાં ઉભી ઉભી મની ગઝદરનાં મોંડેથી બધી નાતરસ વાતો સમજતી હતી કે તે-ન જાં-કદી પણ પરણેલી હતી નહિ અને જેહાંગીરની તે ધણીઆણી હતીજ નહિ. તેણીને એ બધું અત્રે યાદ આવ્યું. અને તેણે તે મીઠી ચેહરાની નન ભણી જોયું.

"સીસટર," તેણીએ પુછ્યું, "શું હું એટલી બધી સીક નથી કે જેથી હું મરી જવંશ ?"

"હું આશા નથી રાખતી, માઇ ડીયર," તેણીને નમ્ર જવાબ મળ્યો.

"ઓહ, માહરે વાસ્તે દુઃવા ગુજારો કે હું મરી જાઉં! ખુદા સારાં માણસોની તો બંદગી હંમેશાં સમજેછ. દુવા ગુજારો કે હું મરી જાઉં!"

"મોહત કાંઇ હંમેશાં જીંદગી કરતાં વધારે સારૂં નથી," તે સીસટરે સમજાવ્યું. "મેં તાહરાજ જેવી એક નવજુવાન બાળાની છેલ્લી સારવાર કીધી હતી તેનાંથી તું જુદી પડેછ."

"કેવી રીતે?" તે દરદીએ પ્રશ્ન કર્યો.

"હા, માહરી વાહાલી, તે તાહરા જેવીજ એક યંગ ગર્લ હતી—બધી લાગણીવાળી, ઉતાવળી અને આકુળી. તે કોઇ મોટી ત્રખ્શમાં હતી, અને તેની જીંદગી બચવા પાંમે તેવાં એકે ચીન્હ માલમ પડયાં નહિ. હું માનું છ કે તે મરી ગઇ હોતે તો સારૂંજ થતે, કેમજે તેણીની મુશીબત ઘણી મોટી હતી; પણ, એક રાતે જ્યારે હું તેની પાસે બેઠી બેઠી ભણતી હતી ત્યારે તેણીએ મને અજાયબીથી ચમકાવી, "સીસટર," તેણે કહ્યું. "પરવરદીગાર પાસે એવી બંદગી કરી અર્જ કરો કે હું મરી નહિ જાઉં." "કાંય માહરી વાહાલી?" મેં સવાલ કીધો; "મોહતમાં તો શાતી અને આરામ છે," અને જવાબમાં તે બોલી, "જીંદગીમા એનાં કરતાં કાંઇ વધારે સારૂં છે." તે બોલી. "પસતાવો કરવાનો વખત જીંદગીમાં પુષ્કળ હોયછ. માહરે માટે બંદગી કરો કે હું મરી જાઉં નહિ, પણ જીવું. અને દુઃખ ભોગવીને માહરાં પાપનો પસ્તાવો કરૂં."

નાજાં કશું બોલી નહિ; પણ આ એક ધડો તેણે પોતાનાં જીગરમાં કોતરી રાખ્યો. અને, વાંચનારા સાહેબો, ઘણાંક ભાણુ ભુલેલાઓ વાસ્તે પણ આ એક ધડો તેઓનાં અંતઃકરણમાં નોંધી રાખવાજોગ નથી?

આયંદે તે દીવસ આવ્યો કે જયારે નાજાં હોસપીટાલ છોડી જવા લાયકની સાજી થઇ; અને મહેરબાઇ પોતાનાં વચનને તદન સાચ્ચા નીવડયાં અને પોતાને ત્યાં તેણીને તેડી મંગાવી.

થોડા દીવસો અગાઉથીજ તેવણને સીસટરો મારફતે એક કાગજ મળ્યું, કે જેમાં નાજાં હવે તદન સાજી થઇ હતી અને તેથી હવે તેણીનું શું કરવું તે જણાવવા લખ્યું હતું. એ કાગજનું પરીણામ આ આવ્યું કે તેઓને તે બાઇ તરફથી હોકમ મળ્યો કે તેણીને તેમણે ત્યાં મોકલી આપવી. તેણીનું શું કરવું તે તેના આવ્યા પછી તેવણ નાકી કરનાર હતાં.

એ મગોલનો મેહરબાઇ પોતીકા ધણીનાં "મેહર વીલા"માં માહીમ ખાતે પોતાનાં દીકરા સાથે રેહતાં હતાં, અને જ્યારે તેઓને સીસટર તરફથી કાગજ મળ્યું કે નાજાંને આજે

મોકલવામાં આવનાર હતી ત્યારે તેણીનાં આવવાનાં વખતે તેવણ આગલા દીવાનખાનામાં તે છોકરીની રાહ જોતાં બેઠાં.

નાજાં આવી—તે શોકાતુર, શોભામણી સુંદરી, અને મેહરબાઇએ તેણીને ખરાં જીગરનો ઘણોજ દીલસોજીભર્યો ગરમ આવકાર આપ્યો. તે બાઇ હતાંજ ઘણાં ભલાં ને નેક ખસલતનાં ને નાજાં જેવી નિરાધાર જણાયેલી છોકરી ઉપર સ્વભાવિક તેવણને ઘણી લાગણી થઇ. તેણીને આવતાં વાર તેવણે ઉઠીને એક મીઠી વાહાલી માતાનાં હેતની કોટી કીધી ને એક સોફા ઉપર તેણીને બેસાડી પાસે પોતે બેઠાં.

"હું તુંને જોઇને ખચ્ચીત ઘણી ખુશી થઇછ, વાહાલી દીકરી," તે માતા તુલ્ય બાનુએ ખરાં દીલની ખુશીથી કહ્યું. "આવ, એમ આવ; માહરા પાસાંમાં. કે જેથી હું તાહરામાં એટલો બધો ઇનટરેસ્ટ શેતી કાંય થઇછ તે તુંને બરાબર સમજાવી શકું." અને નાજાં તે બાઇની લગોલગ વધારે સુખ ને સગવડથી ગોઠવાઇને બેઠી, "માહરો એકનો એક દીકરો છે, તું જાણેછ. એક વાહાલથી વીહલી પડતી માતાનાં મનથી તેનાં એકનો એક દીકરો શું છે તે? થોડા વખતની વાત ઉપર, તુંને જણાયું તો હોશે કે, અમો લોકો સહવારનાં ફરવા જતાં હતાં ત્યારે અમુને પેલો કમનશીબ અકસમાત નડ્યો. હું તો બચી જવા પામી, પણ માહરો હીરો—કોઇ દુશમન—ઝડપાઇ ભચડાઇ ગીઓ. એને તુરત આસપીતાલમાં લઇ જવામાં આવ્યો ને ત્યાં ખુદાતાલાની હજારો હજાર દયા વચ્ચે એની જીંદગી બચી જવા પામી. તુંણી તે વખતે ખુદા માલુમ કેમ, ત્યાં આવવા પામી હતી; અને જ્યારે મેં તાહરે વાસ્તે સમજ્યું ત્યારે પરવરદીગારે માહરા પર કીધેલી પાર વગરના મેહરબાંનીનાં ઉપકાર વાસ્તે, તરત ને તરત કસમ ખાધા કે માહરે તુંને માહરા ચાર્જમાં લેવી ને જરૂર હોય તો તુંને બધી મદદ આપવી. હું તુંને માહરા કબજામાં લેવા માંગુછ. તું તેમ થાય તો ખુશી છે?"

તે કોમળાંગીનું જીગર ભરાઇ આવ્યું ને આંખમાં આંસુઓ ઝળકી રહ્યાં!

"તમે મને ઉપકારથી બધી ચગદી નાંખીછ," તેણીએ જઘું પણ કેહવા ને બોલવા ચાહ્યું; મગર ફક્ત તે એટલાજ શબ્દો ઉચારી શકી. "હું માહરાં દીલની ખુશાલી ને આભાર કયા બોલોમાં તમને જણાવી શકું?"

"ત્યારે તું માહરો "ચાર્જ" થવા કબુલ છે? હું ખુશી છેઉં. એમ નાં માનતી કે હું તાહરી જીંદગીનાં ભરમ ઉપર તરાપ મારવા માંગુછ; પણ મને ફક્ત એક સવાલ કરવા ગમેછ, અને તેનો જવાબ માહરા હોઠો આપી શકે તે અગાઉ માહરૂં અંતઃકરણ આપેછ, કોઇબી જોઇ શકે કે તાહરી જીંદગીમાં કાંઇ ભયંકર ખાનાખરાબી થએલી છે, કેહ મને, ખરેખરજ નિખાલેશ મનથી જણાવજે કે, તાહરી જીંદગીમાં જે બી કાંઇ ખોટું થયું હોય, તેમાં વાંક તાહરો છે?"

નાજાંએ તે બાઇ તરફ જોયું, ફીકકા પણ સેહજબી બીહવા વગરનાં ચેહરે.

"તમારા સવાલનો કેમ જવાબ દેવો તે હું સુધીબતે સમજી શકુંછ, મેહરબાઇ," તે મધુરીએ કહ્યું. "કાંઇબી ખોટું કરવાનો મને ઝાખામાં ઝાખોબી ખ્યાલ હતો નહિ; પણ હું નબળી, નાદાન, નિર્દોષ હદ વગરની થઇ કે જેથી ખુદાની નજરમાં તો પાપ માહરેબી ફાજે નોંધાયું."

આગળ વાંચજે, માહરાં કાગજો લખજે, માહરી આગળ મ્યુઝીક ગાજે, કારણ કે મને મ્યુઝીક ઘણું ગમેછ. તુંને તાહરા રૂમઝ અલાયેદા મળશે; અને જ્યારે માહરે તાંહ પહરોણાંઓ આવે ત્યારે તને ગમે તો તું રીટાયર થજે. ત્યાર પછી, જ્યારે વખત ખતમ થાય ત્યારે, જો તુંને નહિ રેહવા ગમે તો, હું તને એવી સારી ભલામણ લખી આપશ કે તુંને કેયેથી ઘણી સરસ ચાકરી મળી જશે."

"હું તમારો ઉપકાર કેમ ભુલશ, મેહેરબાઇ ?" તે ચાતુરી ખરાં દીલનાં જોશથી આભારમાં બોલી. "માહરા જેવી એક અંજાણી અદુલી પર તમે કેવાં મેહરબાંન છેઓ ! જો તમે નહિ હોતે તો માહરૂં શું થતે ? હું શું કરતે ?"

"તાહરે પરવરદીગારનો ઉપકાર માંનવાનો છે—માહરો નહિ." મેહરબાઇ બોલ્યાં. "ખુદાનો ઉપકાર માંન."

જ્યારે હુ પેલી હોસપીતાલનાં નાનાં ઓરડામાં સુતી હતી ત્યારે મને હંમેશાં ફીકરથી વિચાર આવ્યા કરતો હતો કે હું સારી થવશ પછી કાંહ જવશ, અને માહરૂં શું થશે ! અને હવે ભલાં મેહેરબાઇ, તમે માહરા મગજ પરથી એક સઉથી ભારી બોજો ઉંચકી લીધોછ.

"ચાલ, હવે, જરા આપણે વધારે કામની વાતો કરીએ. અલબત, હું ધારૂંછ કે હમણાં તાહરી પાસે તો કાંઇજ નહિ હોશે—કપડા ચપડા, પૈસા તકા ?"

"નહિ," તે દીલકશ છોકરીએ જવાબમા ધીમેથી કહ્યુ

"શરમાવા કે ઓમકાવાની કશીબી જરૂર નથી," મહેરબાઇ બોલ્યાં અને એમ બોલતાં બોલતાં પોતાની કબાટ આગળ જઇ તેમાંથી એક નાનું જેવું નેટનું બંડલ લઇ આવ્યાં, "આય લે; એ હમણાં તાહરી પાસે રાખવાની જરૂર છે. તુ જ્યારે પૈસાવાળી થાય ત્યારે એ મને પાછી ભરપાઇ કરી દેજો. ને હવે, આવ હું તુંને માહરાં કપડાંઓ દેખડું, તેમાંથી તુંને રૂચતું ને પસંદ આવતું હમણાં કામચલાઉ લઇ લે. પછી તું તાહરાં કપડા સીવડાવ્યા કરજે."

અને તે છોકરી ભલી મીસીસ મગોલની આ મહેરબાંની સારૂ આભારથી એટલી તો દબાઇ ગઇ કે પોતાની ગમે તેવી કોશેશ છતાં કાંઇ પણ બોલી શકી નહિ અને ચુપચુપ એક ચાવી આપેલાં પુતળાં માફક તેવણની પુઠે પુઠે દેસીંગ રૂમમાં ગઇ.

———:o:———

## પ્રકરણ ૩૧.



થોડા દીવસમા તો તે મહેરબાઇની માયા મહેરબાનીથી "મેહર વિલા"માં રાયેતપાયેત પણ થઇ ગઇ, તે નરમ દીલની ભોળી જુબળીએ મેહરબાઇનું દીલ તેણીની શોકાતુર અદા અને ડાહપણ ભરેલી રીતભાતો વડે કાંઇ એવું જીતી લીધું કે તેવણ તેને પોતનાં પેટની માનેબી જયાદા ચાહવા ને માન આપવા લાગ્યાં જેમ જેમ વધારે વખત ગો

તેમ જ્યારે ને વધારે તેઓ એકમેકનાં હેનમાં ગંથાયાં અને ગુંથાયા. જ્યારે બે ભલાંઓજ સાથે મળે છે ત્યારે એકમેક સાથે ભળી જતાં તેઓને કાંઇબી વિલંબ લાગતો નથી; એ તો જાણે દુન્યાંનો સરેરતોજ છે.

"તુને ગરીબ ગુરબાંઓની મુલાકાત લેવા ગમશે, દીકરી?" એક દીવસે મેહરબાઇએ કહ્યું. "હું તને 'કાર્ટ બ્લાંશ' આપશ; તું જેમ ગમે તેમ ઉપયોગ કરજે. આપણી કોમમાં સખાવતો તો ઘણી અને મોટી થાયછ; પણ ધામાધુમી ભરેલી જાહેરાત આપતી સખાવતોમાં હું માનવાવાળી નથી—હું તો મારી પોતાની અંગત ખાત્રી વગર એક પઇબી દેખાદેખી ખાતર કોઇનાં દાબદબાણથી હરામમાં ધોળી ન ખતી નથી. આપરી કોમમાં એવાં કાંઇક સેંકડો કુટુંબો પડેલા છે કે જેને મદદની જરૂર છે, પણ બધે ઠેકાણે માહરાથી એકલે હાથે પુગી વળાતું નથી. દરવાયો, માહરો એરચ! એને તો એવી ચીજમાં કોઇ દલટબી નહિ આવતી. તું હવે મને મજાહની એક મદદગાર મળી ગઇછ."

એક વાર ફરી ગરીબ નીરાશ્રીત લોકોના બારગે ચઢતાં પરોપકારી નાજાંની દલગીર આંખોમાં તે અસલનો ચળકાટ ઝળકી રહ્યો! તેણી ઉપર ગગડી પડેલાં અસલ નાંમોશીના વાદળાંનું દુઃખ—જખુન કાટીલ દુઃખ આ તેણીનાં ફાજે આવેલાં એક સુભ, સુખભર્યા કાર્યથી રફતે રફતે નરમ થવા લાગ્યું. એક વાર પાછો તે મીઠો મુખડો પોતાનું કામ કરવા લાગ્યો, જખમી જીગરોનાં ઘા રૂઝવવા લાગ્યો, જ્યાં વખતો સુધી અંધકારનો સંતાપ વ્યાપી રહેલો હતો ત્યાં સુર્યનાં તડકાં જેવી લાઇટ પાથરવા લાગ્યો.

જે દીવસે તે પહેલવહેલ્લી "મહેર વિલા" માં આવી હતી તેજ દીવસે મહેરબાઇએ તેણીનું નામ પુછ્યું હતું.

"એક નાંમમાં છે તો કાંઇ નહિ," તે પ્રશ્ન કરતાં તેવણ બોલ્યાં હતાં; "પણ તે છતાં માહરે તાહરૂં નામ તો કાંઇ રાખવું જોઇએ. તુને તો 'લીલી' કહી બોલાવવી જોઇએ."

"માહરૂં નામ નાજાં પારખ છે," નાજાંએ જવાબ દીધો. જ્યારે મેહરબાઇ બોલતાં હતાં ત્યારે તે વિચાર કરતી હતી, અને પરીણામમાં તેણીએ ઠરાવ કરી લીધો કે તે કોઇબી જુદું નામ અખત્યાર કરશે નહિ; કોઇબી ઠગારો અવતાર તેણીને પસંદ આવ્યો નહિ. "હું તમારાથી છુપાવશ નહિ, મહેરબાઇ." તેણીએ ઉમેર્યું, કે જે વખતે તે નો ફીકકો રૂપાળો ચેહરો શરમથી લાલ મારી આવ્યો હતો, "હું તમારાથી છુપાવા ચાહતી નથી કે થોડો વખત હું બીજું નામ ધરાવતી હતી, કે જે હું ખરાં દીલથી ને ખાત્રીથી માનતી હતી કે માહરૂં પોતાનું હતું; પણ હું ઠગાયેલી છેઉં. મને તે નામ ઉપર કાંઇબી હક હતો નહિ."

મહેરબાઇ મગોલ ફકત ચુપકીદીમાં નમ્યાં; તેણી આ ભોળા જીગરની બાળાને ઘણું માન આપતી થઇ હતી, કે જે કોઇબી ઠગાઇ ને જુઠાઇ સામે હંમેશાં વીરૂદ્ધતા દેખાડતી માલમ પડી હતી.

સઘળું ખુશાલીભર્યું અને સુખદાયક ચાલ્યું ગયું, જ્યાં સુધી કે એરચ 'મેહર વીલા' [illegible]

એકનો એકપુરો દીકરો ઓસ્પીતાલમાંથી સાજો થયા પછી તુરત માદ્યુલેશ્વર હવાફેર અર્થે નિકળી ગયો હતો ને નાજાં આવી વસી તે વખતે ગેરહાજર હતો, જેથી નાજાંનાં સંબંધમાં તેને કોઇ વાતની માહીતી ન હતી અને મેહરબાઇએવી તેને કશું લખ્યું હતું નહિ. વળી 'મેહર વિલા'માં આવ્યા પછીથી તેણે નાજાંને ઘણે દીવસે જોઇ. જ્યારે તેઓ મળ્યા, ત્યારે તે મનોહર ચેહરાની મધુરીને તેણે અજાયબીથી આંવરી બનેલી આંખોએજ ટીકીટીકીને જોઇ, તે એક મજાહનો જવાન છોકરો હતો, અને તે પોતાને ઘણો આકર્ષક માનતો હતો; ગમબંધ, તે ખરાસે ઘણો નેક ને ભોળો હતો, પણ તુરતનોજ કોલેજમાંથી બાહાર પડેલો અને તમામ લાડ ને પ્યાર વચ્ચેજ ઉછરેલો હોવાથી તે સેહજ ઉછાંછળો, ઉતાવળો ને આકળો હતો. તેણે તે શીક્ષ, સોહામણા ચેહરાને થોડો વાર ટીકીટીકીને જોયો અને પછી તેણીને હસીને દુરથી સલામ કીધી.

મરહુમ મોરેનાં કમનસીબ નાજાંનાં ખ્યાલો ઘણાં ગભરાવનારા ને મુંઝવનારા હતા. તે ફ્રંટ ડોકાનો એક મન વગરનો લેહકો કરી જાસ્તી કાંઇભી બોલ્યા કે પુછ્યા પરછ્યા વગર તે જવાનની હાજરીમાંથી એક બીહધેલી હરણીની ઝડપે નાહથી. એરચ ચકીત થઇ ગયો; અને પછી હસ્યો, જાણે તેનાં ખ્યાલો ઘણાં ખુશનુમાં હોય તેમ.

પરંતુ તેની કોશેશોમાં તે ફગાયો—તે દાદર આગળ અને આગલા હોલમાં ચાલુ ભટક્યા કીધો અને પોતાની માતાની હાજરીમાંથી જોઇને તે કરતાં તે જાસ્તી વખત આવ્યા કીધો; મગર ફોકટ! તેણે તે જાદુઇ 'વીઝન' પાછું જોયું નહિ. અને એવી રીતે પોતાની કોશેશોમાં નિષ્ફળ ગયેલો, પોતાનાં ખ્યાલોમાં નાશીપાશી પામેલો, હારેલો મારેલો, થાકેલો, ચીરડાયેલો તે પોતાની માને તેણી વિષે પુછતો આવ્યો.

"મમાં," તે દીકરાએ કહ્યું, "ગઇ કાલે મેં આપરા ઘેરમાં દાદર આગળ એક ફરેસ્તો જોયો."

"દીકરા, હા. એ એક ફરેસ્તોજ છે, જો તું મીસ પારખને મીન કરતો હોય તો," તે માતાએ જવાબ દીધો.

"એ મીસ પારખ કોણ છે?"

"માહરો 'ચાર્જ'" તે માતાએ જવાબ કર્યો, અને તેને મોટી અજાયબીથી પોતાની તરફ નિહાળતો જોઇ તેવણે સઘળો ખુલાસો તે દીકરા આગળ હસીહસીને કર્યો.

તે છોકરાને નાજાંનાં વિચારે ઘણી ખુશાલી લાગી. તેણીની દુઃખ ભરેલી કેફીયત જાણી તે ઘણી દયા પામ્યો.

"હાઉ સેડ!" તેણે સઘળું સમજી પૂકાર્યું. અને ઓહ! એ એક કેવો ચારમીંગ સંજોગ હતો કે તે જવાન રૂપસુંદરી તેની માતાનાં છાપરાં હેઠળ આવી રહી હતી.

એમ બીજું એક અઠવાડીયું ગબડી ગયું, પણ એરચે તે ચકોરી વિષે કાંઇભી જોયું કે જાણ્યું નહિ. નાજાંએ, એક સહવારે પોતાના સીટીંગ રૂમમાં જતાં, ટેબલ ઉપર ઘણાં

તે એરચ તરફથી હતો, તેણીએ તે ફુલો એકઠાં કરી લીધાં અને મેહરબાઇનાં રૂમમાં લઇ આવી.

"આય તમારે વાસ્તે લાગેછ, મેહરબાઇ," તે બોલી. "ભૂલથી માહરા ઓરડામાં કોઇએ મૂકયાંછ."

મેહરબાઇએ કાંઇભી કહેયા વગર તે ફુલો પોતાની ટેબલ ઉપર ગોઠવાવ્યાં: તેવણુને પોતાનાં દીકરાનો કદીબી વિચાર આવ્યો નહિ. જ્યારે એરચે પોતે મોકલેલાં ફુલો તેની માતાની ટેબલ ઉપર વેરવિખેર પડેલાં જોયાં ત્યારે તેણે હાથ અને પગ અફાળ્યાઃ તેને નિરાશાની એક હાય પણ ફેંકી. તેની જીંદગીમાં તેને એવી રીતની નિરાશા કદી મળી નહિ હતી. મગર તે કાંઇ ખાંડયો જાય તેવો હતો નહિ: બીજે દીવસે પણ નાજાંએ ગઇ કાલનાં કરતાં વધારે સુંદર ફુલો પોતાના ઓરડામાં જોયાં. તે ફુલોબી અગાઉનાં ફુલો માફકજ ફેંજે પુગ્યાં.

"આઇ વિલ નોટ બી ડીસકરેજડ" તે આ નાશીપાશી જોઇ મન મોટું કરી ગંભીર ચેહરે તેનાં મનથી બોલ્યો, અને બીજે દીવસે તેણે બજારમાં ઘણાં જવલેજ મળે તેવાં ખુશબોદાર ફુલોનો એક બહુજ મઘમઘનો તોરો તૈયાર કરી તેણીનાં ઓરડામાં મૂકયો. ઓ. તે મીઠો કુદરતનો સ્વર્ગીય ખુશબો! નાજાંનું મગજ તર થઇ ગયું; તેણીને તેનાં વાહલાં ગામડાંની યાદ થઇ—ત્યાંની કુદરતની બલીહારી, પવિત્રાઇ, સુગંધી ઇત્યાદીનાં ખ્યાલો થયા ને તે ચળકતી ચક્ષુઓ આંજુઓથી તર થઇ આવી! તેણીએ ઘણું ઇચ્છયું કે તે એ સુંદર 'બોકે' પોતાની પાસે રહેવા દે; મગર તેમાં તેણીએ ડાહપણ જોયું નહિ—તેમાં તેણીની સલામતી માલમ પડી નહિ, અને પોતાની ઘણી ઘણી મરજી છતાં તેણે તે તોરો રેહવા દીધો નહિ ને જઇને ડાઇનીંગ રૂમમાં મૂકી આવી, કે જેથી એરચ જાણવા પામે કે તે ફુલો સ્વીકારવામાં આવ્યાં ન હતાં તેણીને આવી રીતે તેને 'ઇગનોર' કરતી જોઇ તે વધારે ખીજવાયો—વધારે પોતાનાં ખ્યાલોની મસ્તીમાં ગરમ ને જુસ્સાવાળો બન્યો; અને કોઇબી રવેશે પોતાની ફ્રેન્ડ્હજ કરવાનો ઠરાવ કર્યો. કીસમતે તેને યારી આપી, પોતાની માયનાં ડ્રેસીંગ રૂમમાં જતાં તેણે તે દીલકશ કોમળાંગીને તેવણુનાં સીટીંગ રૂમમાં એખલી બેઠેલી જોઇ.

તે લગારે નાઉમેદ થયો કે, તેનાં આવાં 'ગ્રેલન્ટ' ધરાંવરાં છતાં તે ખુબસુરત ચેહરો તેને જોતાં ના તો એકદમ લાલ થઇ આવ્યો કે ના તો ફીકકો મારી ગયો. નાજાંએ માત્ર તેને એક ધીમું ડોકું કીધું—જે માટે કહી શકાશે કે તેણીનું ડહાપણ હતું—અને પછી એક વારબી પાછું તેની તરફ કદી જોયું નહિ. તે પછી, તેણે નાજાંને વારંવાર જોઇ; પણ તે સઘળી વખતે નાજાંએ ના તો નજર ઉંચકી તેની તરફ જોયું કે ના તો હોઠો ઉપાડી તેની સાથે વાતો કરવાની દરકાર કીધી. મહેરબાઇ આ જોઇ ખરેખરાં ઘણાં ખુશ થયાં, તેવણુને લાગ્યું કે આ જવાન છોકરી તેવણુના દીકરા જેવા ઉમરનાં જવાન સાથે ખરેખર ઘણી ડાહપણ ભરેલી રીતે વર્તતી હતી.

થોડાંક બીજાં વધારે અઠવાડીયાંઓ પસાર થઇ ગયાં, અને સઘળું સમાધાનીભર્યું ... નાજાંએ પછી ... તેણીની જવાન જીંદગીમાં પસાર

જતાં દુઃખ, નામોશી ને નાશીપાશીનાં તે ભયાનક ભોગને હાથી દેવાની, કાંપી. તે ગલીઓમાં જતી અને તેઓને સલાહ, સંતોષ તથા સુખ આપતી; વળી પોતાનાથી બન્યું એટલી બધી રીતે ભલા મીસીસ મહેરબાબ મગોલને મદદરૂપ થવા લાગી; પરંતુ તે ભયાનક જખમનું દરદ તો તેણી ઉપર ચાલું ગાલેબ થએલું રહેતું, તેણી તેને છુપાવવાનાં અને ઢાંકવાનાં ઘણાં ફાંફાંઓ મારતી, પણ અફસોસ! ને દુઃખની કળતર તો નજ નરમ પડી!

આખરે એરચે પોતાનાં મગજનું અમનોહરપણું ખોલી દીધું અને તેણી આગળ બાબુકાર જાહેર કર્યું કે તે તે નાઝનીનનાં પ્યારમાં પગથી માથાં વહેર ગીરફતાર હતો! પહેલ્લી શરૂઆત તેણે તેણી ઉપર એક મોરેકકો કેસ મોકળી કાધી; નાજાએ તેને ખોલ્યો, અને તેમાં તેણે એક બ્રોસ અને હાયમંડનાં ઇઅરીંગસની જોડી જોઇ. તે બાળાએ, જાણે તેનો ઝળકાટ જોવાઇ શકાતો નહીં હોય તેમ, તે દાબડાનું બારણું ઘણાં જોરથી ચપ્પત ઢાંકી દીધું; તે કીંમતી પત્થરાનો માત્ર દેખાવજ તે બાપડીનાં મસતક ઉપર બધી ડરામણી કડવી યાદો આણી તેને બધી ધ્રુજવી ને કમકમાવી મેગી. તે તેની આગળ ગઇ અને પેલો કેસ એમનો એમ તેને સ્વાધીન કરી દીધો.

"મઇ એરચ," તે હાવકું મોંહ રાખી ઘણા ગંભીર અવાજે બોલી; "આપ પ્રેઝન્ટ હું તમારી તરફથી સ્વીકારી શકતી નથી. અને એટલીબી માહરા ઉપર મેહરબાની કરશો કે હવેથી ફુલો પણ માહરા ઉપર ના મોકલતા?"

"તમારી ખફગી છુતી જવા જેટલો હું કમનસીબ થવા પામ્યોછ તેથી મને ઘણું દુઃખ ઉપજેછ," એરચ જુસ્સાથી બોલ્યો.

"માહરી તમે ખફગી છુતી લીધી નથી," તે દીલરૂબા નાઝનીને જવાબ કર્યો, "તમે તો માહરા પર મેહરબાની કીધી."

"ગ્રેટ હેવન! આપ બૈરાંઓથી શું છે?" તે જવાન વારસે તેનાં મનથી વીચાર્યું. "આવ સૌથી ખુબસુરત છોકરી આવા સુંદર મોંઘા ફુલો ને ઝગઝગીત હીરાઓથી બીલકુલ અંજાઇ જતી નથી!"

"જેમ તમારી મરજીમાં આવે તેમ કરવા હું ખુશી છેઉં," તેણે, તે પછી, નાજા તરફ ફરીને કહ્યું, "માહરો ઇરાદો ફકત તમને ખુશ કરવાનો હતો તેમ કરતાં જો હું નિષ્ફળ નિવડ્યો હોઉં તો હું મને પોતાને ઘણો કમનસીબ માનુંછ, હું ખરેખર ઘણો દુઃખી થયોછ."

એક હસતું, કે જે તે મનોહારીણીનાં ચેહરા ઉપર લાંબો વખત થયાં ગેરહાજર હતું તે, આવ્યું—એક હસતું કે જે તેણીની આંખોનાં શરૂ થઇ મીઠા હોઠ વાટે પ્રગટ થવા પામ્યું—એક હસતું કે જે એટલું તો તેનાં મીઠાસમાં મનોહર હતું, એટલું તો ચીત્ર ભ્રમીત કરે તેવું હતું કે દીવાનો એરચ તેનાં મનથી એકાએક બોલી ઉઠ્યો—

"હું એને પરણુંશ—અને ફર પરણુંશ! એ એક સૌથી ખુબસુરત પરણેતર કેહવાશે; પણ તેમ થવા અગાઉ ઘણું ઘણું વિચાર કરી જોવા જેવું છે."

એક વખતે એવો એક વિચાર તેનું મસતક ઘેર ઘાલી બેઠો કે તરત તે તેનો ભોગ થઇ પડ્યો તેણીનો ...

રાત અને દીસ એક સરખો કરતો તેની છંદગીમાં પેહલવહેલ્લી તેનાં ઉપર ગલખો કરી આવેલી તે એક ઘણી ગંભીર લવ ફીવર હતી, કે જેનાં તાપમાં તે બધો બળી જળી મુવો. તેણે ઘણી છોકરીઓનો વિચાર કરી જોયો હતો, પણ લાંબો વખત સુધી નહિ–થોડા વખતમાં તો તે તેઓને ભુલી જવા પાંમ્યો હતો; પરંતું નાજ્ના પારખથી તો તે તેનું મસતકજ સરખસર ઓહી બેઠો.

તેણે તે વિષે થોડા વખત વિચાર કરી જોયો; તેની માતાએ તેણીની ગઈ ગુજરી વિષે કાંઇ ઇસારો એક વખતે કર્યો, જે તે માનતો હતો કે સંસારીક ગુંચવાડા ભરેલી અને બેદી હતી. પણ તેના શું થયું? તેણી પાસે કાંઇ પણ પૈસા ન હતા, એ વાત સાચ્ચી; પરંતું ખુદ તે પોતેજ એક બેકીંમતી અને બેમુળ ખજાનો હતો. તે કાંઇભી કારણ જોઇ ન શકયો કે તેને શોધ્યું જડયું નહિ કે જેને આધારે તે એમ માની શકે કે તે આ છોકરીને નહિ પરણે, કે તેણી ઉપર તે પોતાનો જાનથી કુરબાન કરવા તૈયાર હતો. એવી રીતે તેણી સાથે પરણવાનો વિચાર કીધા પછી તે જવાનને ખ્યાલ ગયો કે કદાચ તે પોતે તેની સાથે પરણવા ખુશી ન હોય. તેનો મુખ્ય ગુંચવાડો તેણી આગળ માંગણી કેમ કરવી તે બાબેનો હતો. તે તે પોતાની માતાને કહે–યા તો લખીને જણાવે કે મોંઢે મોંઢુ મુલાકાત કરી વાત કરે!

તેને લાગ્યું કે લખીનેજ કહેવામાં વધારે શોભાભરેલું હતું. અને તે પ્રમાણે તેણે એક ચીઠી લખી, કે જે કાગજ તેની ઘણમાં ખચ્ચીત અત્યંત વખાણવા જેવું હતું. તે પોતે બી, તે વાંચીને અજબ થયો કે, એવું સરસ લખવા તે કેમ પામી શકયો!

તેણે પછી તે પોતાને હાથે નાજ્નને આપ્યું.

"મીસ પારખ," તે બોલ્યો, "આય કાગજનો જવાબ મને દુન્યાંનો સૌથી સુખી શખ્શ બનાવશે અને નહિ તો મને દુઃખ ને સંતાપમાં સદાનો જળતો કરશે."

તે મહેણુબ તેનાં આવાં ધરાંપરાંથી ખરેખર ઘણી કચવાઇ અને દુઃખ પાંમી હતી. તે જુવાન તેણીને ગમતો હતો, કાંય જે, ફકટ તે તેણીનું ભલું કરનાર બાપનો બેટો થતો હતો. જ્યારે પેલું કાગજ વાંચ્યું ત્યારે તે એક આંચકાથી બધી ધણધણી રહી!

કોઇ તેણીને પરણવા માંગતું હતું–તેણી સાથે પરણવાનો વીચાર પણ કરતું હતું—એ માત્ર તેણીને અત્યંત ભયંકર અને બીહક ઉપજાવનારૂં લાગ્યું. તે, કે જે જીંદગીની પરણેતર માનતી હતી તેને એક લગનની માંગણી આવે! ખુદ તે ખ્યાલેજ તેણીનાં દીલમાં આકરાં આવ્યાં ને તે ધ્રુજી પડી.

પણ પછી ડાહપણ તુરત તેણી ઉપર ગલબો કરી આવ્યું અને પેલાં કાગજનો તેણીએ જવાબ કર્યો–ટુંકો, સાદો, સમજદારીભર્યો, કે જે વાંચી જવાન એરચની તો શીકકીજ ફાટી ગઇ! આવી એક માંગણી વાસ્તે તેણીએ તેનો ઘણો મોહ્બાદાર રીતે ઉપકાર માંન્યો, પરંતુ તે સ્વીકારવા વાસ્તે તેણીએ સાફ નાં લખી. વળી તેણીએ સાથે સાથે માગી લીધું કે એવી

એરચે તો બાધા હાથ અને પગ અફાળ્યા. તે ક્રોધ અને કોપથી બધો સળગેલા આતશ ગોસાસે લાલ થઇ આવ્યો ! તે તુરતજ પોતાની માં કને દોડયો અને તે નાની રમણીને તે કેટલો બધો ચાહતો હતો તે બધા જોરા અને હોંશથી તેણીને જણાવી દીધું.

"એ કદી પરણવાની નથી, માહરા દીકરા," મેહરબાઇએ ઘણા પતાભણા અવાજે કહ્યું. "મને એની ગઇ ગુજરી વાસ્તે કાંઇ ઝાઝી ખબર નથી; તે છતાં માહરી ખાત્રી છે કે તેમાં કંઇ એવું છે કે જેને લીધે તે પરણી જવાનાં ખ્યાલથી હમેશાં દુર નાહસ્તી ફરશે."

જવાન એરચનો ચેહરો ઉતરી ગયો.

"માહરીબી શું કમનશીબી છે કે જે છોકરીને હું કદી પરણી શકવાનો નથી તેનંજ પ્યારમાં હું પડયો," તેણે ઘણા બળાપાથી કહ્યું.

"મને લાગેછ કે અત્યાર સુધી તાહરી દરેક મરજી સચવાયેલી છે અને પાર ઉતરેલી છે, હવે ત્યારે, તેથી, તુંને નાશીપાશી ખમતાં પણ શીખવું જોઇયે." તેની માતા તેને વાસ્તે ખરેખર ઘણી દલગીર થવા પામી; પણ, એજ વખતે, વળી, તે બાઇએ સુંદર નાજાનો ઘણો ઉપકાર માન્યો, કે તેણીએ તેનાં દીકરાને નાં પાડયો. તેણીએ તેને પોતાને ત્યાં ફકટ ખુદાએ કીધેલી મેહરબાનીનાં બદલામાં લીધી હતી; પરંતુ તે છોકરીને પોતાની વહુ તરીકે તો તે બાઇએ કદી આશા રાખી નહિ હતી.

નાજા આંખમાં અત્યંત દુઃખનાં દેખાવ સાથે ભલાં મીસીસ મગોલ આગળ આવી. "મેહરબાઈ," તે નાશીપાશીથી તુટેલા અવાજે ઘણી દયા ઉપજાવે તેવી રીતે બોલી; "હવે માહરે ચાલી જવું જોઇએ; મને તમો લોકને છોડીજ જવાં પડશે. હું અહીં રહી શકવાની નથી. એરચ ઘણાં દલગીર અને દુઃખી જેવા થઇ ગવાય, અને જ્યારે હું જતી રેહવશ ત્યારે, થોડા દીવસમાં એવણ મને ભુલી જશે."

"મને બીહક લાગેછ કે નહિ," તે માતાએ જવાબ કર્યો; "અને ઘણાં સબબો સર મેં ઇચ્છયું હતે કે તું માહરા દીકરાને પરણી જઇ શકી હોતે. તું એનાં ઉપર ઘણો સારો વગ ચલાવવા પામતે, પણ ખેર ! શું તું ધારેછ, તાહરે અમને છોડીજ જવાં જોઇયે ?"

"હું બીહુંછ કે તે ઉપરાંત બીજો કોઇ રસ્તો નથી," નાજાએ સાવ લાચારીનાં અવતારે જણાવ્યું.

મેહરબાઇ મગોલે એક ઉંડો નિસાસો નાંખ્યો. પોતાની કમપેન્યનને એમ છોડી જતી જોઇ તેવણને ઘણું દુઃખ ઉપજ્યું, તે છતાં તેવણેઅી કબુલ રાખ્યું કે હવે તે છોકરી માટે આ છાપરું શોભાગયું હતું નહિ અને તેણીએ જવું જોઇયે. થોડીક વાતચીત પછી તેઓ એ ઠરાવ ઉપર આવ્યાં કે તેણી વાસ્તે ચાકરી સારૂ કોઇ મોટાં પેપરમાં જાહેર ખબર આપવી અને તેનાં જવાબમાં મળેલી અરજીઓ ઉપર તે બન્ને બાનુઓએ સાથે મળી મસલત ચલાવવી અને પછી નક્કી ઠરવું.

એ પ્રમાણે, તે જાહેર ખબર નાખવામાં આવી; અને તેઓની મોટી અજાયબી વચ્ચે કોઇક ઇજનબંધ અરજીઓ તેઓને મળી, કે જેમાંની અર્ધીબી ... ખબર ના

કમનશીબોને ફાળે કવચીત આવવા પામે છે. તે સઘળી અરજી તેઓએ ચીપીચીપીને વાંચી અને તેનાં ઉપર ઘણો ઘણો વિચાર કરી જોયો. આખરે તેમાંથી એક તેઓએ પસંદ કીધી, કે જે ઠેઠ હૈદ્રાબાદથી આવવા પામી હતી. એક ઇંગ્લીશ લેડી અને જેન્ટલમેનને તેણીનાં જેવીજ સંપુર્ણ એકોમપ્લીશડ, સારી કેળવણી પામેલી ને કોઇ વગદાર બાઇની ભલામણ લાવતી કમપેન્યન, તે ઘણીઆણી વાસ્તે, જોતી હતી. તેઓએ એ અરજી ખાસ એમ પસંદ કીધી કે તે ઇંગલીશ કપલને મીસીસ મેહેરબાઇ ઘણી અંગત રીતે પીછાણતાં હતાં. તેઓ કોઇ મી૦ અને મીસીસ નોરમન કરી હતાં, કે જેઓ હૈદ્રાબાદમાં આવેલાં "નવાબ મનઝીલ"માં વસતાં હતાં.

થોડા દીવસ વધારે આગળ પત્રવેહવાર ચાલ્યો અને બંનેને એકમેકની શરતો માફક આવતી થઇ પડવે તે સાટું આવંદે નકકી થયું; અને ગરીબ બિચારી નાજાં ભલાં મીસીસ મેહેરબાઇનો સુખી પલ્લો સદાને વાસ્તે તજી જવા તૈયાર થઇ ગઇ.

એવીજ મુશીબત છે, પ્રીય વંચનાર, એક જવાન ખુબસુરત દુન્યાંની દયા ઉપર છુટેલી નિરાધાર નારની! ખુબસુરતી તો ખુદાઇ બક્ષેશ છે—તે મેળવવાની ઘણી કુંવારીકાઓ હોંશ ને તલબ કરે છે—પરવરદીગાર તરફથી મળેલી તે અનુપમ ભેટ વાસ્તે સર્વ કોઇ ભાગ્યશાળી માને છે; કીંતુ તે મોંહભરેલી સુંદરતા ધરાવવામાં કેવી મુશીબતો હોય છે; તેને નેકી નિતી સાથે ટકાવી રાખતાં લોહીનું કેવું પાણી થાય છે તે તો જેને અનુભવ હોય તેજ કલ્પી શકે છે!

બિચારી નાજાંએ પોતાની ખુબસુરતીને લીધે તો એક બદમાસનાં હાથ ઉપર ફસી પડી, પોતાનું સુખ્યારૂં ઘેર, શહેર, બાપ સગાંસ્નેહીઓ તજી આવી અને પોતાની સ્થિતિ સૌથી ખરાબ કરી મેલી. હવે જ્યારે તે એક બીજા ઘરમાં નિરાંત કરતી પડી ત્યારે ત્યાં પણ તેણીની સુંદરતા તેણીને નડવા આવી અને એક વાર પાછી તે બાપડીની કમનશીબી તે શાંતીભર્યો સુખી મુકામ હંમેશ માટે તજી જવાની થઇ.

તે એક નવાં ઘરે નવાં શહેરે અને નવાં લોકોમાં જતી હતી; પરંતુ જે કીસમતની ખાનાખરાબી તે જવાન નાદાન આંખે જોવા પામવાની અને અનુભવ મેળવવાની હતી તે જો અત્યારે તેણી જાણવા પામતે તો કદાપી હીંમત કરી તે એમ કદમ ઉઠાવતે ખરી? અલબત નહિ! પરંતુ તે ખુબસુરત નાઝનીનનાં કીસમતમાં તો હજી ઘણું ઘણું સોસવાનું અને ઘણું ઘણું જોવાનું હતું!

(સાંધણ છે.)

# પ્રજાકીય કેળવણી.

લખનારઃ—"એક અભ્યાસી."

(૧)

જુવાન પ્રજાની કેળવણી પરદેશીઓના હાથમાં હોય, પરદેશી વિચારો જુવાનોના મગજમાં ભરવામાં આવતા હોય તેથી પ્રજાકીય જીંદગીનું સત્વ જેટલું જલદી ચુસાઇ જાય છે તેટલું બીજા કશાથી ચુસાતું નથી. પરદેશી અંકુશ અને પરદેશી આદર્શોથી પ્રજાનું ચારિત્ર્ય (Character) નિર્બળ થાય છે. પરદેશી વિચારો, પરદેશી ટેવો, પરદેશી રિવાજો, પરદેશી પોષાક અને પરદેશી ભાષાથી "સ્વદેશીપણું"જ ભુસાઈ જાય છે. પરિણામે આપણે પૂરા અંગ્રેજ કે યૂરોપીઅન પણ નથી બનતા ને દેશી પણ નથી રહેતા. છેલ્લાં ૫૦–૬૦ વર્ષમાં અંગ્રેજી કેળવણીના ફેલાવાની સારી માઠી અસરોનો જેમણે અભ્યાસ કર્યો છે તેઓ આ ભયંકર સત્યની સાક્ષી પૂરશે. પશ્ચિમની કેળવણીથી આપણને તદ્દન ગેરલાભજ થયો છે, ફાયદો બીલકુલ થયોજ નથી–એમ કહેવાનો લેખકનો ઉદ્દેશ નથી. પશ્ચિમની કેળવણીથી મોટામાં મોટો ફાયદો એ થયો છે કે આપણે રાજકીય હકોથી વાકેફ થયા છીએ અને પ્રજાસત્તાકના–પ્રજાને જવાબદાર સરકારના–જે ભણકાર ગ્રીસમાં પ્રાચીન કાળમાં થયા હતા તેનો ધ્વનિ આજે હિંદુસ્થાનમાં જોરશોરથી સંભળાય છે. પાશ્ચાત્ય કેળવણીનો આ ઉત્તમ લાભ આપણે ભૂલી જવાનો નથી.

પણ એ લાભ બાદ કરતાં પાશ્ચાત્ય શિક્ષણથી હિંદની પ્રજામાંથી ધર્મજ્ઞાન અને ધર્મ તરફની ટીલાગીરી ઓછી થઇ છે તે હાનિ જેવી તેવી નથી. આપણી તરૂણ પ્રજા "સ્વદેશ" અને "સ્વદેશના ધર્મ"થી અલગ રહીને દરેક ઉમદા વિચાર માટે પશ્ચિમ તરફજ મ્હોં તાકયા કરે એ સ્થિતિ કોઇ પણ પ્રજા માટે અસહ્ય છે. ખાસ કરીને જે દેશનો આધાર ધર્મપર છે, જેની સામાજિક ઇમારત ધર્મના પ્રબલ પાયા પર ચણાઇ છે તે દેશને મીશનરી સ્કુલ અને કૉલેજમાં અપાતા ફરજીયાત પરધર્મના જ્ઞાન તથા તે સાથે પરદેશી સંસ્કૃતિના મોહથી કેટલું મોટું નુકસાન થાય તે વાંચનાર ન સમજી શકે એમ હું માની શકતો નથી.

પરદેશી સંસ્કૃતિ (Civilisation) હિંદના ધર્મ પ્રધાન જીવનને સાવ નષ્ટ કરી શકી નથી. તેટલાં આપણા નેતાઓ જાગી ગયા. રાજા રામ મોહનરાયના વખતથી બંગાલમાં કેળવણીની જરૂર ઓછે વધતે અંશે સ્વીકારાઇ હતી. બંગાલના ભાગલા વખતે પ્રજાકીય કેળવણીની ચળવળમાં પૂર આવેલું. સરકાર પરના ક્રોધને લીધે, આવેશને લીધે, એ પ્રજાકીય સંસ્થાઓ સ્થપાઇ હતી તેથીજ તે વધુ વાર ટકી શકી નથી. હાલમાં અસહકારને લીધે સ્થપાયલી રાષ્ટ્રીય

શાળાઓની દશા પણ તેવીજ છે. પ્રજાકીય કેળવણીને કોઇ રાજ્યદ્વારી હકકની લડત સાથે જોડી દેવાથી તરૂણ પ્રજાના ભાવી પર ઘણી ખરાબ અસર થાય છે. તે આપણે ભુલી જવાનું નથી. રાષ્ટ્રીય–National–પ્રજાકિય કેળવણી પરનાં આ લેખમાં વિચાર કરતી વખતે રાજ્યદ્વારી નહિ પણ શિક્ષણની નજરેજ વીચાર કરવામાં આવશે.

ડૉકટર એની બેસંટ, લાલા લજપતરાય, સ્વ૰ સર રાશબિહારી ઘોષ, તારકનાથ પલિત વિગેરેએ પ્રજાકીય કેળવણીના ફેલાવા માટે બહુ કર્યું છે. આર્ય સમાજની દયાનંદ એંગ્લો વેદીક કૉલેજ, મદ્રાસની નેશનલ યુનીવર્સીટી, ગુજરાત વિદ્યાપીઠ, અલીગઢની મુસ્લીમ યુનીવર્સીટી–આ બધીય સંસ્થાઓ પ્રજાકિય શિક્ષણ આપવાનો દાવો કરે છે પણ તેઓ સંપૂર્ણ રાષ્ટ્રીય નથી. એક પંથ, એક ધર્મ, એક રાજકીય સંસ્થાને માટે તેઓ કેળવણી આપતી હોય એવી લાગે છે. આ સંસ્થાઓ દેશ સેવા અને દેશાભિમાનની ભાવનાથી સ્થપાઇ છે તેની હું ના પાડતો નથી. પણ હજુ સુધી આપણે ત્યાં સાચી પ્રજાકીય કેળવણી અપાતી નથી.

"બાળકને સમાજ, દેશ અને માનવજાતિ તરફની ફરજ બજાવવાને લાયક બનાવી પ્રભુની પીછાન કરાવે તે સાચી કેળવણી–" પછી એવી કેળવણી કાળો આપતો હોય કે ગોરો તેનો વિચાર કરવાનો નથી. કેળવણીની આ ઉદાર અને વ્યાપક ભાવના છે; પરંતુ હિંદ માટે—આપણા દેશ માટે—રાષ્ટ્રીય કેળવણીનો વિચાર કરતી વખતે આ વ્યાપક ભાવના વહેવાર જણાતી નથી. આ ભાવના પશ્ચિમના "સુધરેલા" ગણાતા દેશોમાં પણ હજુ પુર્ણ પણે અમલમાં આવી નથી.

પ્રજાકિય કેળવણી એટલે શું? પ્રજાકિય કેળવણી કેવી હોવી જોઇએ? ડૉકટર એની બેસંટ આ પ્રશ્નનો જવાબ આપતાં કહે છે કે;

(૧) તે [કેળવણી] પર હિંદીઓનો અંકુશ હોવો જોઇએ, અભ્યાસક્રમ હિંદીવાનોને હાથે ઘડાવો જોઇએ ને તેનો અમલ પણ હિંદીઓએ કરવો જોઇએ. ભક્તિ, ડહાપણ અને નીતીના હીંદી આદર્શોને ખાસ અગત્યતા આપવી જોઇએ અને તેમાં ધાર્મિક પંથોની નહીં પણ ધર્મની નીર્મળ ભાવનાની સુગંધ હોવી જોઇએ. એ ભાવના વિશાલ, ઉદાર અને સહનશીલતાવાળી છે. તે સર્વને સતકારે છે અને સઘળા ધર્મો પ્રભુને પામવાના જુદાજુદા માર્ગો છે તથા સર્વ પયગંબરો પ્રભુના દુતો છે, એ મહાન સત્યને તે માને છે.

(૨) પ્રજાકીય કેળવણીનું વાતાવરણ મગરૂર અને ગૌરવભર્યા દેશાભીમાનથી ભરપુર હોવું જોઇએ અને આ વાતાવરણને હીંદી સાહીત્ય, હીંદી ઇતીહાસ, હીંદનાં વૈજ્ઞાનીક સાહસો, કલા, યુધ્ધો, વસાહતો, વેપાર ધંધા આદીના અભ્યાસથી મધુર, તાજું અને વ્યાપક રાખવું જોઇએ. ધર્મશાસ્ત્રની સાથેજ અર્થશાસ્ત્ર અને ધર્મની સાથેજ સાયંસ અને રાજ્યદ્વારી જ્ઞાનનો વિદ્યાર્થીઓને લાભ મળવો જોઇએ.

(૩) આપણાં ઘરોથી પ્રજાકીય કેળવણીને અલગ ન કરવી જોઇએ. એકના આદર્શો, લાભો, સિધ્ધાંતો અને લાગણીઓ તેજ બીજાનાં આદર્શો, લાભો, સીધ્ધાંતો અને લાગણીઓ હોવાં જોઇએ; કારણ કે પ્રજા કુટુંબોની બનેલી છે. નિશાળ અને ઘર વચ્ચેનો હાલનો વિરોધ

બંધ થવોજ જોઇએ. નિશાળ અને કૉલેજના શિક્ષકોએ ઘરના શિક્ષકો સાથે સહકાર કરીને કામ કરવું જોઇએ.

(૪) પ્રજાના સ્વભાવને ઓળખી લઇ પ્રજાકીય કેળવણીએ પ્રજાકિય ચારિત્ર્યની ખીલવણી કરવી જોઇએ. હિંદ નાનું અથવા મોટું ઇંગ્લંડ થવાનું નથી પણ તે તો વિકાસ પામીને વધુ શકિતવાળું હિંદ થવાનું છે. બ્રિટિશ આદર્શો બ્રીટન માટે સારા છે. હીંદને હીંદી આદર્શો લાભકર્તા છે. આપણે કોઇની છાયા કે યંત્રરૂપ થવા માગતા નથી. આપણે તો પ્રજાઓની એક એવી મધુર કુલગુંથણી કરવી છે કે જેમાંથી કુદરત અને પ્રભુની વીધવીધ શકતીઓ પ્રગટ થાય. કુદરત એક રંગી થઇ જાય અને નદી, વૃક્ષ, ફુલ, પર્વતો અને આકાશમાં એકજ રંગ નજરે પડે તો એ દેખાવજ કેવો અળખામણો થઇ રહે? મધુર વીધવીધતાજ પુર્ણતાની નીશાની છે.

હિંદના રિવાજો અને રાહરસમો માટે આપણે પરદેશીઓની મરજી માગવાની કે તેમને પગે પડીને આપણી સંસ્કૃતિ તેમને સમજાવવાની કંઇજ જરૂર નથી. હિંદની જમાનાજુની સંસ્કૃતિ, તેનાં દર્શનશાસ્ત્રો ને ઉપનિષદો જગતની માલીકીનાં છે. પશ્ચિમની જડવાદી પ્રજા તેનો લાભ લઇ શાંતી મેળવવા ચાહતી હોય તો આપણે કંજુસાઇથી આપણા દરવાજા બંધ કરવા માગતા નથી. પણ હીંદી સંસ્કૃતીને માનવજાતીના પારણા સમાન આ પ્રાચીન દેશને કોઇ ઉદ્ધત અને અભીમાની યુરોપીઅન વખોડી કાઢવાની ધૃષ્ટતા બતાવે તો તે આપણે કદી પણ સાંખી લેવા માગતા નથી. હીંદ જે છે તે છે. તેને યુરોપના સર્ટીફીકેટની જરૂર નથી. કેમકે આ પુરાતન દેશમાં પ્રભુ જેટલો પ્રકાશ્યો છે તેટલો જગતના કોઇ પણ દેશમાં પ્રકાશ્યો નથી.

આપણે હમણાં ક્રાંતી [transition] માંથી પસાર થઇએ છીએ. મહાન પરીવર્તન આપણી નજર સામે થઇ રહ્યું છે. આપણા ભવીષ્યનો મોટો આધાર આપણાં બાળકોની કેળવણી પર છે. કેળવણી આ દેશ માટે મોતજીવતનો પ્રશ્ન છે. જે પ્રજા પોતાની તરૂણ પ્રજાની—બાળક પ્રજાની ભવીષ્યની ઉન્નતી માટે બેદરકાર રહે છે તેને જીવવાનો કશો હકકજ નથી. જે માબાપ પોતાનાં બાળકોને અભણ રાખે છે અથવા ભણાવી શકતાં નથી તેમને "માબાપ" થવાની જવાબદારી વહોરવાની કશી જરૂર નથી. ગુજરાન કરવાની અને કેળવણી આપવાની તાકાત વિનાના હિંદના સ્ત્રી પુરૂષોને લગ્ન કરીને આ દેશમાં કંગાળ, રોગી, ટટાં જેવા અભણ બાળકો પેદા કરવાનો હકકજ નથી.

આમ હોવાથીજ વિચારકો આજે વિચારમાં પડયા છે. કેળવણી દરેક દેશ માટે, દરેક માબાપ માટે, દરેક જુવાન સ્ત્રીપુરૂષ માટે આજે એક મહાન સવાલ થઇ પડયો છે. બધા દેશોના સમર્થ વિચારકો આ ગંભીર સવાલ પર પોતાનાં મગજ કસી રહયા છે. આપણે માટે તે મહાન અને મુખ્ય સવાલ છે. આપણું સઘળું લક્ષ આપણા બાળકોની કેળવણી પર એકત્ર કરવાની જરૂર છે; કારણ કે તેના પર આપણા ભવિષ્યનો આધાર છે. આવા ગંભીર

# નવરંગ

પુસ્તક ૮ મું. એપ્રીલ-મે, ૧૯૨૩. અંક ૮-૯ મો.

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.
ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.
વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪.     છુટક નકલ ૮ આના.
" " પરદેશમાં રૂ. ૫.
૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મું.     એપ્રીલ-મે ૧૯૨૩.     અંક ૮-૯ મો.

અનુક્રમણિકા.



# તાકીદે જોઇયે છે.

'નવરંગ' માસિકના માસ સપટેમ્બર, ૧૯૨૨ ના અંકો જેટલા આવશે તેટલા રાખીશું. આના આઠ રોકડા આપીશું. માસ સપટેમ્બરના અંકો મોટી સંખ્યામાં વધારે છપાવેલા હોવા છતાં નવા ગ્રાહકોના મોટા ધસારાને તે પુગી શકેલા ન હોવાથી આ માંગણી કરવામાં આવે છે, માટે જે મેહેરબાન ગ્રાહકો ફાઇલો ન રાખતા હોય તેવાઓએ આ માસિકની ઓફીસમાં તુરત મોકલી આપવા મેહેરબાની કરવી.

# ડા૦ વામન ગોપાળનું

આયોડાઈઝડ

# સાર્સા પરિલા.

સાર્સાપરિલા આજ સાઠ વર્ષથી પ્રખ્યાત અને લાખો દરદી-
ઓએ એનો ઉપયોગ કરી પોતાની નીરાશા દુર કરી છે.

લોહી એ મનુષ્ય જીવન છે. તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન થાય છે માટે તે સુધારવા દરેક માણસને કાળજી લેવી જોઈએ, તેને માટે આ સાર્સાપરિલા વીના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંસ એટલે ગરમી અને તેના વડે થતા રોગો—તેમજ લકવા, સંધીવા, ચામડીપર કાળા ડાઘા પડવા, આંગનું સુજી આવવું, શરીરમાં બળતરા થવી, શરીરની ઉપર દેવી

સરખા ફોલ્લા થઈ આવવા વીગેરે

વીકારો ઉપર આ દવા અકસીર થઇ ચુકી છે.

**શીશી ૧ નો રૂ. ૧॥≋ ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે પો. જુદું. ચાર શીશી એકદમ મંગાવનારને ખર્ચ**

સહીત રૂ. ૪-૧૩-૦ પડશે.

અમદાવાદ એજંટ—ગોકળદાસ મોતીચંદ પાસેથી
મળશે અમદાવાદ ઘાંચીની પોળ.

સુરત એજંટ—મી૦ પ્રભુદાસ પાનાચંદ સરઈય
ઠે૦—બુરાનપુર ભાગળે

## ડો. ગૌતમરાવ કેશવ એંડ સન ઠાકુરદ્વાર-મુંબઈ.

# નવરંગ.

પુસ્તક ૮ મું. | એપ્રીલ-મે, ૧૯૨૩. | અંક ૮-૯ મો.

# મોતનો ડાઘ!

## પ્રકરણ ૯.

---:o:---

લૉર્ડ સોમરટન જમીન ઉપર રગડોળાયલો, ગુસ્સાથી બાહાવરો બનેલો અને ચહેરામાં ખેજાસતથી અતિશય રાતો થઇ આવેલો ઉઠ્યો. તેના ઉપર કરવામાં આવેલો હુમલો એટલો તો અચણુચ ને અણુધાર્યો હતો કે તે પળભર ચિત્તભ્રમ બની ગયો.

તેણે કૉલીન રેડકલીફ ભણી પગથી માથા સુધી ધુરકી ધુરકીને જોયું, અને જોતાં સાથ જાણી લીધું કે તે જોરાવર જવાનનો મુકાબલો તે કરી શકે એ બીલકુલ સંભવીત નહોતું. કૉલીન રેડકલીફ તો તે ઉમરાવ તરફ મશ્કરી ને તિરસ્કારનું મીશ્ર હાસ્ય હસતો ઉભો હતો.

"એક માણસ ઉપર પીઠેથી હુમલો કરવામા કોઇ પણ પ્રકારની મર્દાનગી કે બાહદુરી નથી," લૉર્ડ સોમરટને ઉઠી ઉભો થતાં અને પોતા ઉપર કાબુ મેળવી સખ્ત અવાજે કહયું, "મને ખુલાસો જોઇએ છે. હું તમને ઓળખતો નથી. તમે અત્રે શા હકથી આવ્યા છો?"

"એક જવાન બાનુને ગુંગળાવનારા કે સતાવનારા હીચકારા બદમાશની ધટટી ખબર કોઇ પણ કીસમે લેવામાં કોઇ પણ રીતની નામર્દાઇ હું જોતો નથી." કૉલીન રેડકલીફે ધીકકારથી ભરેલા સાદે કહયું, અને પછી એલઝીને થરથરતી ને દયા ચાહતી નજરે તેની ભણી જોતી જોઇ તે તેણી તરફ ફર્યો.

"મીસ સ્ટર્ન, ચાલો, તમને ઘરે પુગાડવા હું આવું?" તે બોલ્યો અને પોતાનો હાથ આપ્યો કે જે તે રૂપસુંદરીએ આભારથી તુરત ઝાલી લીધો. તેણી પોતાની નાહીંમત માટે શરમીંદી બની; પોતાની નબળાઇ માટે મન સાથ ખીજવાઇ. તેણીનું હૃદય એટલું તો જોશથી ધબકારા લઇ રહયું હતું કે તે શ્વાસ પણ મુશ્કેલીથી ખેંચતી હતી.

"એક પળ થોભો," લૉર્ડ સોમરટન બોલ્યો, "આપણા કાર્ડોની આપ લે, હું ધારું છું કે, જરૂરી છે, આપણે એકજ ઘરના પહરોણા હોવાથી આપણે પાછા મળીશું. મીસ સ્ટર્નને

ખાતર હું કડવાસમાં ઉમેરો કરવા ચાહતો તો નથીજ, પણ આ બાબતનો અંત આટલાથીજ આવી જનાર નથી, એમ તમે ખાતરીથી માની લેજો."

"હું તમારી તહેનાતમાં છું.–મી•–ઓહ–લૉર્ડ સોમરટન," કૉલીને લોર્ડ સોમરટને આપેલો કાર્ડ વાંચી કહ્યું, "તમારો કાર્ડ જોઇ હું કહી શકું છું કે આપણે કંઇ છેકજ અણજાણ્યા તો નથી. હું કોલીન રેડકલીફ આર્ટીસ્ટ છું."

તેનું નામ સાંભળી એક પળ લોર્ડ સોમરટનના ચહેરા ઉપર આશ્ચર્યની છાયા છવાઇ રહી, પણ બીજીજ પળે તે તીરસ્કાર રૂપે હસ્યો અને મન મનાવાનું ડોકયું એલઝીને કરી ત્યાંથી ચાલતો થયો.

"લોર્ડ સોમરટન માહરો એક ગ્રાહક છે. મેં એમના બંગલાનું ઘણું એક કામ આગળ કર્યું હતું, માહરા અનેક ઉદાર અને દાતમદીલ આશ્રયદાતાઓ માહેલો એ એક છે. જો કે આજ સુધી અમે એકમેકને રૂબરૂમાં કદી મળવા પામ્યા નથી." કોલીને એલઝીને લોર્ડ સોમરટન સાથનો પોતાનો સંબંધ સમજાવ્યો.

"ઓ! ત્યારે તો તમને માહરી લીધે નાહકનું નુકશાન થયું. તમારી સાથનો એવણનો સંબંધ હવે તો સદાનો તુટીજ ગયો." એલઝીએ તે સાંભળી કહ્યું, "હું ખરેખર ઘણી દીલગીર છું, મી૰ રેડકલીફ."

તે આર્ટીસ્ટે પોતાના ખભા ચઢાવ્યાં અને હસ્યો. તે હસવું કેવળ વિચિત્ર હતું. એલઝીએ, તેથી, ચોંકીને તેના ભણી જોયું.

"લુચ્ચો?" તે બડબડ્યો, "અનહદ લુચ્ચો! મીસ સ્ટર્ન, મેં એનું કામ કરવાનું છોડી દીધેલુંજ છે. મેં એની ખાસીયત જાણતાંજ એનું કામ લેવાનું છોડી દીધું હતું. શુરૂઆતમાં કોઇપણ રીતની પુછપરછ કરવાની હું મહેનત લેતો ન હતો, તેમ કરવાની માહરી સ્થિતિજ ન હોતી. એના કાંટાને પોષવા મેં કેટલુંક એનું કામ કર્યું હતું કે જેથી અને લાભ બદલ નુકશાન થવા પામ્યું, અલબત્તાં તે વેળા હું હાલના જેટલો લોકનો માનીતો કે પ્રખ્યાતીમાં નહીંજ હતો."

એલઝી સ્ટર્નની તે સાંભળી ખાત્રી થઇ કે આજના બનાવ ઉપરાંત લોર્ડ સોમરટનને એટલો ધીકકારવાનું બીજું પણ કોઇ સમર્થ કારણ કોલીન રેડકલીફને હતું.

"હવે તો તમને ઠીક લાગે છેની, મીસ સ્ટર્ન?" તેણે તે પછી તુરત એટલા તો નરમ અને માયાળુ આવાજે પુછ્યું કે એલઝી ચહેરામાં લાલ થઇ આવી.

"ઓ, બચ્ચીતજ, હવે મને કંઇ નથી," તેણી મીઠાસથી બોલી, "હું પહેલે તો ઘણીજ બીહીધી કે રખે તમો એકમેકને ઘાવ પુગાડો. લોર્ડ સોમરટન એવો લાગે છે કે જો તેના હાથમાં પીસ્ટોલ કે છરી હોય તો એવે સમયે તેનો ઉપયોગ કરવા ચુકે કે અટકે નહીં. તમે પાછા મળનાર છે એ માટે મને ધાસ્તી છે. બાકી આ બાબતની સહજ બી દરકાર હું કરતે નહી."

તે ખડખડાત હસ્યો, જો કે તે સાંભળી તેની ચશ્મોએ જુદોજ રંગ પકડ્યો અને તે મન સાથ પટપટ્યો. "સોમરટને હવે બીહીપેલો ને સાવધાનજ રહેવું જોઇશે."

તેઓ હાથમાં હાથ ભેરવી ઘર ભણી જવા નીકળ્યાં. ઝાડોની ગીચ ઘટાઓમાંથી બાહેર પડી પાર્કમાં દાખલ થતાં એલઝીએ પોતાનો હાથ ખેંચી લીધો, અને કોલીન તરફ જોઈ હસી.

"તમે છુટાં ચાલી શકશો, મીસ સ્ટર્ન," તેણે કાલજીથી પુછ્યું, "એમ ચાલવાનું એટલાથીજ પુરૂં થયું તે વાસ્તે હું દીલગીર છું. એ બધો વખત માહરે મનથી સ્વર્ગીય હતો. હું તે કદી પણ ભુલીશ નહીં," તે બોલતાં અટકયો અને તેણી ભણી એક ઝડપી નજર નાંખી. "મીસ સ્ટર્ન, તમે મને બેઅદબ માની લીધો હશે. હું એક સાધારણ ચીતારો તમો જેવાં એક આલા દરજ્જો ધરાવતાં સાથ કશા પણ બાધચારા વગર કે કોઇ તમો જેવા તરફનાના પ્રમાણપત્ર ધરાવ્યા વગર આવી છુટથી માહરી મેળેજ બોલાતો થયો છું તેથી."

"એમ ના બોલો, મી૰ રેડકલીફ" એલઝી બોલી, "જીનીઅસ (અદભુતતા) ની સમાનતા દુન્યાભરમાં હોતીજ નથી. તે ઉમરાવો અને રાજાઓ કરતાં પણ આલાજ છે. શું તમો એમ માનતા નથી કે એ દુન્યામાં બહુ થોડાજ માણસોને નસીબ થાય છે. કોઇક વખત તો હું એવો વિચાર કરવાનું પસંદ કરૂં છું કે અસલી ગ્રીક દંતકથાઓ કલ્પીત નહીં પણ જીવતી જીંદગીઓના સાચાંજ વૃતાંતો છે. ને પ્રમાણપત્ર–શું તમે માહરા કઝીનના મિત્ર નથી? તેના એક અતિ અગત્યના ખાનગી કામ વાસ્તે તેણે તમને રોકયા છે એજ સર્વથી શ્રેષ્ટ પ્રમાણપત્ર છે." તેણીએ અધું હસીને કહ્યું, જે સાંભળી કોલીન રેડકલીફનું હૈયું ખુશાલીથી પ્રફુલ્લીત થયું.

"તમારૂં કાગળ મને મોડું મળ્યું, તેથી, હું તમારા ફરમાવ્યા મુજબ જલદી આવી શકયો નહીં;" તેણે, ને પછી કહ્યું, "મને ઉમીદ છે કે સર જોન મને મળી શકવાને હવે ખુશી ને તંદરોસ્ત હશે."

"મી૰ રેડકલીફ, માહરા પપા તો અત્યારે માઇલો દુર નીકળી ગયા છે. કાલેજ સહવારે તેવણ, તમને ઉડાવવા, બ્લેરઉડ છોડી ગયા."

કોલીન રેડકલીફ તે સાંભળી સખ્ત નારાજ થયલો દીસ્યો.

"એ શી રીતની આંધળી મુર્ખાઇ," તે જરા ગુસ્સાના તીખાશથી બોલ્યો, "માહરી સામે એટલો બધો અણગમો ધરાવવાનું એવણને કારણજ શું મળ્યું હશે?"

"તમારી સામે નહીં, મી૰ રેડકલીફ," તેણીએ તેની ભૂલ ભાંગી, "પણ માહરા કઝીન નોએલ કેમ્બેલ સામે."

"હા, હા. હું ભુલ્યો. એક પળભર મેં માહરેજ લગતું એ માની લીધું. મીસ સ્ટર્ન, તમારા પપાના ભુતકાળના ચારિત્ર સંબંધી અમે કંઇક સમજેલું છે–મેં અને નોએલ કેમ્બેલે. ચોકકસ બનાવ માટે એવણ ગુંગલાય છે અને અંતઃકરણના ડંખથી પીડાય છે તેમાંથી તેમને મુકત કરવાનો–તે ભેદ ખુલ્લો કરવાનો માહરા–અમારા હાથમાં ઇલાજ છે."

"તે મને કહી શકાય એવું છે, મી૰ રેડકલીફ?" એલઝીએ પુછ્યું.

"નહીં," તેણે ઝડપથી કહી દીધું, "તમને તે કહેવા જોગું નથી, માહરો પ્રયત્ન ફોકટ ગયો છે અને માહરે હવે અહીંથી સદા માટે જવું જોઇએ."

સેદા માટે ! આ તે શબ્દો એલઝીને કેવા અરૂચીકર થઇ પડયા. એલઝીને તે કંઇ હદ વિનાના નીરાશાજનક બલકે ભયંકર ભાસ્યા, ને તે આખે અંગે ધ્રુજી ઉઠી.

"અને તમે, મીસ સ્ટર્ન, તમે એ તમારા કઝીન નોએલ કેમ્બેલ વિશે શું વીચાર ધરાવો છો ?" તેણે એકાએક પ્રશ્ન કર્યો.

"હું એ બાબતમાં કશો નિર્ણય આપી શકું એમ નથી," એલઝીએ તે એકાએક પૂછાયલા અણધાર્યા સવાલથી સહેજ ચમકીને કહયું, પણ જો તે માહરા પપાનોજ દુશમન હોય તો પછી તે માહરો બી એજ. માહરા પપા ડીયરની ખાતરી થાય નહીં કે તેવણુની તેને માટે બુરૂં માની લેવામાં ભુલ છે ત્યાં તુલ્લીક હું એ માહરા કઝીનને મળવા કે તેની સાથ પીછાન પાડવા રાજી નથી. તે તમારો મિત્ર છે એટલે માહરા કરતાં તમો તેને વિશે જાસ્તી જાણુતા હશો અને તે કેવો છે તે સમજી શકતા હશો."

"હા," તેણે તે જવાબથી સહેજ નીરાશ પામેલા નામુરાદ આવાજે કહયું, "હું તેના સમાગમમાં બહુજ આવ્યો છું. મને નોએલ કેમ્બેલ માટે સાચે સાચું તમને કહી દેવા દેવ. તે એક હીચકારો છે. મને તમારાથી તેની ખાસ્યત છુપાવવાની કશીજ જરૂર નથી. તે એક હીચકારો છે. એક સ્વાર્થી, ઘાટકી હીચકારો. તે એક ઘણોજ ધીકકારી કાઢવા જોગ ઇસમ છે."

એલઝીએ તેના ભણી અજાયબીથી જોયું.

"મી૦ રેડકલીફ, તમે મને અજાયબી બધી ભરી મુકો છો. એક અંધવાડયાંની વાત ઉપર તો તમે મને જુદુંજ કહયું હતું. તેને માટે પપા ગેરસમજુતીમાં અટકાતા હતા એમ તમે બોલયા હતા. હવે તો હું તેને મળવા નો શું પણ જોવા બી ખુશી નહીં થવશ. અને હું ખુશીજ છું કે તેના કાસદને પણ પપાએ નહીંજ મળવાનું વાજબી વિચાર્યું," તે બોલી બોલવા તેણીને ગમ્યું તો નહીજ, પણ બોલ્યા વિના પણ તેણીથી રહેવાયું નહીં.

"ચાલો ઘરમાં આવોની, લેડી હેલીનાને મળશો કેની ? એ માહરે માટે ઘણી વીહીલી પડી હશે. હું ઘણુંની બહાર નીકળેલી છું. તમે પણ ઠાકી ગયલા હશો."

"નહીં ! હું અંદર આવવા ચાહતો નથી. હું બાહારથીજ જઇશ. મને હવે અહીં રહેવાનો કોઇ સમય કે બાહણું નથી. હું જઇશ. માહરો સુખનો સમય ટુંક સમયમાં પૂરો થઇ ગયો છે. ગુડ બાય, મીસ સ્ટર્ન, મને એકજ ઉમીદ છે અને તે તમારા નાજુક કોમલ કરો ઉપર માનની અને પ્યારની એક છેવટની બકી લેવાની છે !" અને એલઝી તેને હા કે ના કહે તે અગાઉ તેણે પોતેજ તેણીનો રૂપાલો કર માનથી પકડી લઇ તે ઉપર એક નરમ બોકી કરી ત્યાંથી એક બોલ પણ વધુ બોલ્યા વગર, તુરત ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૦.

એક પળમાં કોલીન રેડકલીફ નજર આગળથી ગુમ થઇ ગયો. તેના ચાલી જવાના લાગેલા આંચકાઓથી ઝાડીઓનો થયલો ખડખડાત સમી જતાં ત્યાં સર્વત્ર ચુપકીદી ફેલાઇ રહી હતી.

તે ચિતારો કેવો વિલક્ષણ સ્વભાવનો માણસ હતો? આવી વિચિત્ર રીતે વાત કરવાનો ને વર્તવાનો તેને શું એકાએક ધખારો ભરાયો હતો?

તે ગયો હતો અને જ્યારે એલઝીએ તે જોયું અને જાણ્યું ત્યારે તેનું અંતર ગમીથી ભરાઇ ગયું. તે તો ગયો હતો પણ એલઝીની નજર સામે જાણે લોર્ડ સોમરટનની કાળી ગુસ્સાથી ભરેલી આંખોજ ચારે તરફથી તેની તરફ ટીકટી જણાતી હતી.

તે ત્યાંજ બેસી રહી; વખતના વહેવાની દરકાર કર્યા વિના કે તેનો ખ્યાલ માત્ર પણ કર્યા સિવાય ને ત્યાંજ બેસી રહી. તેણીના મનમાં બસ એકજ એકલો ખ્યાલ હતો—"એ ગયો. મ્હારા પુરૂષ માંહેલો સર્વથી સરસ—મ્હારા મનુષ્યનો રાજા ગયો. ખરેખર હમેશ માટે ગયો?"

બંગલામાંથી લંચના ઘંટનો સાદ સમજી તે પોતાના ખાબમાંથી બ્હાર થઇ. લંચનો વખત થયો હતો અને તે કેટલો બધો વખત ત્યાં એકલી બેસી રહી હતી. તે અંદર જવા ઉઠવા જતી હતી પણ તેટલાં બાજુની ઝાડીઓમાં પાછો ખડખડાટ થતો સંભળાયો. કોઇ ઝડપથી તે તરફ આવતું હતું. તેણીના અંતરમાં તે ક્ષણે કોઇ અજબ પ્રકારની અવનવી લાગણી સ્ફુરી રહી; માત્ર એકજ ક્ષણ તે અજબ જેવી ખુશ લાગણી તેણીને થઇ પણ પછી બીજીજ પળે ભયની એક ધ્રુજરીથી તેણી તનબદનથી કંપી ગઇ. રખે લોર્ડ સોમરટન ત્યાં આવતો હોય. આ તેણીનું નિરાંતે બેસવાનું એકાંત માનીતું મકાન બી શું ત્યારે તેણે શોધી કાઢ્યું હતું? તે ત્યાંથી ચાલી જવાની ઉતાવળમાં પડી પણ તેણી તેમ કરી શકે તે અગાઉ ત્યાંની ઝાડીઓ ચીરી કોલીન રેડક્લીફ પાછો તેણી સામે ઓચીંતો આવી ઉભો.

એલઝીના મુખમાંથી અચરતીની એક ન્હાની ચીસ નિકળી પડી. તે ચીસમાં સંતોષ ને ખુશહાલીનો દેખાઇતો અંશ હતો. તેણીએ પોતાની બંધે આંખો શરમથી મિંચી દીધી.

"મીસ સ્ટર્ન, હું પાછો આવ્યો છું. આખર કરીને હું માંસનોજ બનેલો છું, ને માંસ માત્ર નરમ હોયજ છે. હું પાછો આવ્યો છું, તમારી માફી માંગવા—મ્હારી બેઅદબ ને વિચિત્ર વર્તણૂક માટે જોઇતો ખુલાસો આપવા."

એલઝા આંસુઓથી અર્ધી ભરાયલી મોહક આંખ્યોએ તેના ભણી જોઇ રહી હતી અને તે જોઇ કોલીનને પહેલે ઝટકે તે તનોમન સુંદરીને પોતાના હૈયાસરસી જોરથી ચાંપીને પોતાનો મોટો પ્યાર તેણી કને જુસ્સાદાર શબ્દોમાં વર્ણવવાનું સખ્ત મન થયું; પણ પોતાની તે લાગણીઓ ઉપર બડી મુશકેલીથી કાબુ મેળવી તે તેમ કરવાથી બાઝ આવ્યો.

"મીસ સ્ટર્ન, લોર્ડ સોમરટનને મળ્યા વગર હું બ્લેરઉડ પાર્ક છોડી જઇ શકું એમ નથી. હું જાઇજ કેમ શકું? જો જાવું તો એ મને હીચકારોજ માને, મેં એને મળવાને પ્રોમીસ કર્યું છે તે તો તમે સમજ્યું હતુંની?"

"હા, તમે તેને મળવા કબુલ થયા હતા તે હું જાણું છું." એલઝીએ કહ્યું, "પણ હું ઇચ્છું છું કે તેમ તમે કર્યું ન હતે. હું એ માણસને જેટલી ધીક્કારૂં છું, તેટલી તેનાથી ડરૂં પણ છું."

"તમારૂં આ કહેવું મને ખુશીમાં ઉછળતો કરે છે. એની સાથ કેમ કામ લેવું તે હવે હું જાણું છું. મને-એક ચીઝનો ખુલાસો કરશો; મીસ સ્ટર્ન, કે એ બ્લેરઉડ પાર્કમાં સર જોનના ગયા પછી શું પંકતીએ રહયો છે? એ શું તમારો પહરેગીરો છે, યા લેડી હેલીનાનો."

"એનો જવાબ માહરે માટે આપવો જરા મુશ્કેલ છે," એલઝીએ જવાબમાં ઉતાવળે કહયું, "પપાએ એ માણસને છંછેડવા કે અપમાન નહી કરવા મને આજ્ઞા કરી છે. જો કે તેમની ગેરહાઝરીમાં તો હું આ મકાનની માલેક છું," તેણી મગરૂર અદાએ છેલ્લો વાકય બોલી, "હું બ્લેર ઉડની માલેક છું ને હું લોર્ડ સોમરટનને હવે જણાવી દેવશ કે તેની અત્રેની હાઝરી મને કચવાવનારી ને નાખુશ કરનારી છે. તમે અત્રે છેવ, મી૦, રેડકલીફ, એટલે એટલું એને કહી સમજાવવાની મને હૈયે હામ ને હીંમત છે.

તે જરા ગુંચવાયલા જેવો ઉભો; પછી બોલ્યો, "તમારી સાથ ન માફ થઇ શકે એવી બેઅંદાઝ છુટ લેવાનો ગંભીર અપરાધ કરવા બદલની માફી?"

એલઝી ખેઝાલતથી રાતી બની ગઇ, અને તેને જવાબ દેતાં તેનાં નયનો નીચાં નમી પડયાં.

"માફ કરવા જેવું કંઇજ નથી," તે નમ્ર મંજુલ નાદે બોલી.

"તમને કીસ કરવાની પાક બેહયાઇ કરવા માટે પણ, મીસ સ્ટર્ન ? ઓ એલઝી, એલઝી, હું પળ ભર દીવાનો બની ગયો હતો. હું ઘણા ઉંડા પાણીમાં ને તે બી માહરાં બળ કરતાં જીયાદા બળ ધરાવનારાં પાણીના જબરા રેહમાં હું તણાઇ ને અટવાઇ ગયો. માહરી જીંદગીનો અંત હયાંજે આવી અટકેલો છે, ને તે હયાંજ અટકવો જોઇએ, કારણ એલઝી, હું તને ચાહું છું, દીવાના ને બેઅંદાઝ પ્યારથી તને પુજું છું. માહરી તું વ્હાલીના પ્યાર માટેની કોઇ સીમાજ નથી. દિવસે અને રાત્રે તાહરો મીઠો ચહેરો મને મહારી કંગાળ અવસ્થાની ઉંડી ખાહીમાંથી બહાર નીકલવાની ગેબી અને આશાભરી રોશણી પુરી પાડે છે."

તેણે તે રૂપસુંદરીનો નાજુક કર પોતાના હાથોમાં લીધો અને જીુસ્સાભરી અંગણીત ચુમીઓથી તે ભરી મુકયો. તેના આ ઓચીંતા જીુસ્સાભર્યા પ્યારના એકરારથી તે બે ઘડી ગાફેલ બની ગઇ હતી. પણ તેના મનથી સારી રવેશે જાણતી હતી કે તેમાં તેને સુખ, મજાહ ને ખુશહાલીની લહેર લાગતી હતી.

"તું મને તુચ્છકારી કાઢતી નથી," તે જરા વાર રહી ધીમેથી બોલ્યો, "તું મને ચાહતી હશે, કદાપી માહરા જેટલાજ જબરા પ્યારથી. એલઝી, બ્લેરઉડમાં હું આવ્યો તે પળને માહરે કડવા શ્રાપોથી વધાવવી કે માહરી જીંદગીના મોક્ષદ્વારનું આંગણું માનવું?'

તેણે તે મધુરી મોહક ચશમોમાં જોયું. ત્યાં તેનો જવાબ જોઇ લઇ શકાતો હતો. તેણે તેણીના હોઠો બહુજ ઉશકેરણીથી ચુમ્યા કે જે વારે તેને સ્વર્ગનાજે સુપમા ગોપા તલ્લીન કરનારા મધુરા આવાજે તેણી તેનું નોમ બડબડી રહી હતી.

"કોલીન, આજ વર્ષો થયાંનો તું માહરે મનશે પુરૂષોનો રાજા છે. તું કદી ખોટું કરેજ નહીં.

તે બન્ને જવાન જીવોની જીંદગી માહેલો તે સર્વથી મીઠો અને સુખી કલાક પવનની પીઠ ઉપર હોય તેમ ઝડપથી પસાર થઇ ગયો. પ્યારની પ્રબળ ને અજબ જેવી શકિતમાં મોહમુગ્ધ બનેલું તે જોડું તે દરમ્યાન તે સિવાય કશા આસપાસના ખ્યાલો કરવા જેટલું સજાગૃત ન હતું. થોડા દિનો અગાઉ તો તેઓને એકમેકને માટે સ્વપ્નોએ ન હતો અને આજે? હા, આજે તો પ્યારની દૈવી શકિતના બળે તેઓ મોત સિવાય કશાથી બી વિખુટાં ન પડે એવા ગાઢ સમાગમમાં આવી ગયાં હતાં.

"આપણો પ્યાર જાહેર કરવાનું હાલને તબકકે બહુજ ઉતાવળીયું થઇ પડશે, એલઝી" કોલીને કેટલી મીઠી પ્યારભરી ને વાંચનારા મહેરબાનોને આપણા માટે નકામી વાતો પછી કહ્યું, "આપણે એકમેકના પ્યારમાં એટલાં તો જલદી ગીરફતાર થઇ ગયાં છીએ કે દુન્યાની નજરે તે મન ચકિત કરનારોજ દેખાવ દેખાશે, ને વળી માહરા માયજીને એ જાહેર કર્યા વગર કોઇને પણ તે જણાવવા હું આતુર કે ઇન્તેજાર નથી."

"તાહરાં મમા ડીયર," એલઝી બોલી. "ઓ, હું જરૂરજ તેવણને ચાહતી થવશ. એવણ જેવાં કોઇ એકની માયાળુ મહેર ને શીરછત્ર મેળવવા તો હું તલ્પી રહી છું કે જેથી તે મુરંબીમાં વિશ્વાસ ને સંતોષ અને વળી દુ:ખમાં સાચા ને લાગણીવાળા દીલાસાનીજ આશાથી માહરી મુશીબતો વ્યકત કરી શકું."

"માહરા મમા ડીયર તરફથી ઘણા પ્યારની તું આશા રાખતી ના, ઉલટી તેણીની તમામ જીંદગી તો માહરા એકલામાંજ ભરી મુકેલી છે. હું તેણીનું એક પુરૂંજ બચ્ચું છેઉં અને તેથી તે માહરા અને તેના વચ્ચે કોઇ આડ કરતુ આવે તે જોવા ને ઇન્તેજાર નથી. અલબત્તો એ તેની એક જાતની અદેખાઇ કહેવાય. હું તાહરી નજરે તમામ સંપુર્ણ કદાપી હોઇશ, પણ તેણીની નજરે તો હું ઘણીક વખતે નિશફળતાજ છું," તે એટલું કહી હસ્યો પણ એલઝી તેના તે શબ્દોથી સહજ નાશીપાશ થયલી દીસી અને તે પછી તેણીએ કોલીનની માતા સંબંધી કશી વાત કરીજ નહી.

તેઓ તે પછી સાંહજના ત્યાંજ પાછા મળવાનું ઠરાવી ઝટ બંગલામાં ગયાં કેમકે વખત પુષ્કળ વહયો ગયો હતો અને તેઓ માટે બંગલામાં આતુરતાથી લંચ માટે રાહ જોવાતી હતી.

લંચ પછી કોલીન રેડકલીફે પોતાનો કાર્ડ લેડી સોમરટન ઉપર મોકલી આપ્યો. તે પાછળ તેણે પેનસીલથી નીચલું લખ્યું હતું.

"ડ્રોઇંગ રૂમમાં હું તમારી મુલાકાત માટે ખાસ ખોટી છું."

(સાંધણ છે.)

# સુધારો સગુણી હીયે ધારો યારો.



નવરંગ માટે ખાસ રચનાર—કવિ આદીલ.

———:*:———

સુનો સહજણો આજ તમ શીખ મ્હારી,
સુની વાત લેજો હીયામાં ઉતારી.
સજી સત્યતાનો સદા સાજ સારો,
સુધારો સગુણી હીયે ધારો યારો.

૧

સખાવત સકળ સ્રષ્ટિમાં કરવી ન્યારી,
સહી સ્વર્ગની જાણજો તેજ બારી.
સદા સાચવી કીર્તિનો કોટ ન્યારો,
સુધારો સગુણી હીયે ધારો યારો.

૨

સબળ થઇ અબળના થજો હેતકારી,
સુખો દઇ દુઃખીને, સુખી થાજો ભારી.
સફળનાં ફરી ફેરા સ્વર્ગે સિધારો,
સુધારો સગુણી હીયે ધારો યારો.

૩

સજનતાપણું સાચવો દારીદારી,
સજીત થઇ રહો સત્યના વેશધારી,
સદાવ્રત સદા સ્થાપજો નરને નારો,
સુધારો સગુણી હીયે ધારો યારો.

૪

સુનો ના કદાપિ કશી તારી મારી,
સુનો તો શ્રવણથી સુનો વાત સારી.
સદા સર્વથી રાખજો ભાઇચારો.
સુધારો સગુણી હીયે ધારો યારો.

૫

સદા ઇશની કરજો અહોનિશ યારી,
સમય સુખમાં ગાળશો નર ને નારી.

સકળ સૃષ્ટિથી નાવડી તનની તારો,
સુધારો સગુણી હીયે ધારો યારો.

૬

સખત રાહે આદીલ છે વિષ વારી,
સપુતો જતા ના હીયે હાંમ હારી.
સવાબોના અમે બનો તમ સવારો,
સુધારો સગુણી હીયે ધારો યારો.

૭

———:※:———

મીસીસ ગદેરી—"દારાબજી, આપણે રૂસ્તમને કાંય ડાકતર બનાવવો જોઇએ, જ્યારે સે આટલા બધા ડાકતરો કકરી જાયછ ત્યારે ?"

મી૦ ગદેરી—"પણ વહાલી, તેં આય દીવસે દીવસે જાતજાતના નવા નવા દરદો ફાટ ાયછ તેનો કાંઇ વિચાર કીધો !"

સમન.

---


WHY LOOK
"OLD?"
Persian
Hair Dye
RESTORES
"GREY HAIR'
To be had from the Army and Navy, Kemps, Phillips Thomson and Taylor, Leach and Weborny, Treacher. and also from all known Chemist & Druggists. SOLE AGENTS.
HORMUSJI DOSABHOY & Co.
BOMBAY NO. 4. TEL NO 511.

# સાહિત્ય પરિષદના પ્રમુખ.

## રા૦ ખબરદારનાં લલિત કાવ્યોની ગુજરાત કદર કરશે?

(મળેલું.)

ભાવનગરની આવતી સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન ગુર્જરમૈયાના પનોતા પુત્ર રા૦ અરદેશર ફરામજી ખબરદારને આપીને તેમની અપૂર્વ સાહિત્ય સેવાની કદર કરવાની આગ્રહ પૂર્વક ભલામણ કરીને "સાહિત્ય"કારે પોતાની નિષ્પક્ષપાત રાજનીતિનો એક વિશેષ પુરાવો આપ્યો છે. રા૦ ખબરદારે એ પદ માટેની પોતાની લાયકાત અત્યાર અગાઉની પુરેવાર કરી છે. પોતે પારસી હોવા છતાં જેની ભાષામાં પારસી ગુજરાતીની ગંધ પણું ન જણાય, એટલું જ નહિ પણ શુધ્ધ ગુજરાતી લખવાનો ફાંકો રાખનારા ભલભલા હિંદુ લેખકોના ગર્વ ગાળી નાંખે એવી શુધ્ધ રમ્ય અને રસીલી બાની માટે રા૦ ખબરદારની ગુર્જર આલમ ઋણી છે અને ઋણી રહેશે. "કાવ્ય રસિકા," "વિલાસિકા" અને "પ્રકાશિકા" દ્વારા ગુજરાતી આલમને, "દયાર્ણુની લાલભાઇ મહેતાજીની નિશાળ"ના આ પારસી વિદ્યાર્થીએ ઘેલી કરી છે. માનવ જીવનના કડવા મીઠા અનુભવો, સુલલિત શબ્દ રચના, રાગ અને પદબંધ રાગણીઓ, પિંગળના શાસ્ત્રીય નિયમોનું યથાવિધ પાલન, ગંભીર શીલસુરી અને તે સાથેજ ઉછળતી ઉર્મીઓનો ધસમસતો આવેગઃ આ સર્વ લક્ષણો રા૦ ખબરદારના કાવ્યોમાં નજર પડે છે.

"સાહિત્ય"કાર લખે છે કેઃ "હાલના કોઇપણ ગુજરાતી કવિ કરતાં ખબરદારે વધુ પ્રમાણમાં આપણી કવિતાના પૂર્વ સંસ્કાર પોતાની કવિતામાં ઉતાર્યાં છે. પ્રેમાનંદ, સામળ, દયારામ અને દલપતરામની કવિતાનો અભ્યાસ કરીને તથા પિંગળ અને કાવ્યશાસ્ત્ર ઉપર કાબુ મેળવ્યા પછી એ કવિતા કરવા બહાર પડયા; અને પરિણામમાં આપણા શિષ્ટ કવિઓની છાપ એમની કવિતાપર પડી છે. અંગ્રેજી કહેવત પ્રમાણે એમણે જુની મશકમાં નવો દારૂ ભર્યો છે ખરો; છતાં આપણા શિષ્ટ કવિઓનો સીધો ને એકલો વારસ હાલ કોઇ હોય તો ખબરદાર છે."

સાહિત્યકારના ઉપલા કથનનો એકેએક બોલ સત્ય અને અતિશયોક્તિ વિનાનો છે. ખબરદારની કવિતાજ આપણને આજે દયારામ પ્રેમાનંદની સ્મૃતિ કરાવે છે. શેલી ને ટેનિસનના ઢંગધડા વગરના અનુકરણથી નહિ પણ નવયુગના વિચારપ્રવાહને આપણી પ્રાચીન સંસ્કૃતિના મહાસાગરમાં યોગ્ય ઢળાણ દ્વારા ભેળવી દઇને રા૦ ખબરદારે આપણા રાષ્ટ્રીયત્વને સાચવી રાખ્યું છે એટલુંજ નહિ પણ પશ્ચિમના તેજના અંબારથી મોહાંધ થયા વિના તેમણે આર્યોની જુગજુગજુની સંસ્કૃતિનો વારસો આપણે માટે સાચવી રાખવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે.

કમનસિબે સરસ્વતી દેવીના પવિત્ર પ્રદેશમાં ગુજરાતીઓએ અમુક પંથો પાડયા છે. પ્રથમ નાગરાણીને પેટે નડિયાદના નાગરવાડામાં જન્મ લેનારનેજ સરસ્વતી દેવીની ઉપાસના કરવાનો હક્ક છે એવી આત્મઘાતક માન્યતા કેટલાકોએ પ્રચલિત કરી હતી. શિક્ષણના પ્રચાર સાથે નાગર સાહિત્યકારોને પોતાના "વાડા"માં પદવીધરોને દાખલ કરવાની ફરજ પડી. એ અરસામાં ડીગ્રીધરોજ સાહિત્યનો ઇજારો લઇ બેઠા; પણ "વીસમીસદી"ના મસ્ત અવધુતે—સાહિત્યના ફકીર અને કલાના અદ્વિતિય ઉપાસક સ્વ. હાજીમહમ્મદે ડીગ્રીધરો અને નાગરોના પરવાના ખુંચવી લેવાની અન્ય લેખકોને તક આપી "સાહિત્ય"ની જુની લડતને

વેગ આપ્યો ત્યારથી ઇજારદાર પક્ષો ચિંતામાં પડયા છે અને તેમની તતુડી હાલમાં વધુ સંભળાતી નથી છતાં દીલગીરીની બીના એ છે કે હજુ આપણા સાહિત્યકારો કોમી અને પાંથિક પક્ષપાત સાવ ભુલી ગયા નથી.

સાહિત્યકાર પારસી કોમના સાહિત્યકારોની સાહિત્ય સેવાની કદર બુજવા માટે રા૦ ખબરદારને પ્રમુખસ્થાન આપવાની સુચના કરતા નથી પણ ભાઇ અરદેશરની વિદ્વતા સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન શોભાવે એવી છે તેથીજ તેમની નીમણુંક કરવાની ભલામણ કરે છે. "પારસી ભાઇઓને ન્યાય મળશે" એ તો રા૦ ખબરદારની નીમણુંક કરવાનો "વિશેષ લાભ" છે. સાહિત્યકારની આ સુચનાને હું અંતઃકરણ પુર્વક ટેકો આપું છું અને મને આશા છે કે રા૦ ખબરદારની સાહિત્ય સેવાની ઝાંખી પીછાન ધરાવનારા પણ આ સુચનાને વધાવી લેશે.

રા૦ ખબરદાર અને રા૦ બોટાદકર સિવાય, પ્રેમાનંદની "અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી"ની લહજ્જત ચખાડનાર કોઇ બીજો ગુજરાતી કવિ હાલમાં નથી ને હોય તો તે મારી જાણમાં નથી. "ગુર્જરીની મોંઘી મીરાત" જો કોઇ કવિએ સાચવી રાખી હોય તો તે રા૦ ખબરદાર અને રા૦ બોટાદકર છે. એ બે કવિઓની તુલના કરવાનો આ પ્રસંગ નથી છતાં હું એટલું તો કહી શકું કે આજે જો ગુજરાતમાં સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાન પર કોઇ સાહિત્ય સેવકનો વધુ દાવો હોય તો તે રા૦ ખબરદારનો છે.

"સ્વ. ગોવર્ધનરામ, રા૦ કેશવલાલ, દી. બ. અંબાલાલ, દી. બ. રણછોડભાઇ, રા૦ નરસિંહરાવ અને રા૦ બ૦ હરગોવીંદદાસ કાંટાવાળાની સેવા" સાહિત્યની આલમે "અત્યાર લગીમાં ધ્યાનમાં લીધી છે" અને "હજી ગુજરાતી પ્રજાએ નાનાલાલ, રમણભાઇ, આનંદશંકર, કમળાશંકર, ઠાકોર, મણીશંકર," વિગેરેની કદર કરવાની રહી છે. સાહિત્યકારનું એ કથન સત્ય છે પણ તેઓ પોતેજ કહે છે તેમ છ છ વખત હિંદુ પ્રમુખ નીમ્યા પછી "આપણે એટલા બધા નગુણા થઇશું કે આપણે પારસી કે ઇસલામી ભાઇઓએ માતૃભાષાની બજાવેલી સેવાની કદર ન કરી શકીએ ?" "સાહિત્ય"ના નિષ્પક્ષપાત તંત્રીને કદાચ કલ્પના પણ ન હોય છતાં હું વાંચકને કાનમાં કહી દઇશ કે આવતી સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન કવિ ન્હાનાલાલને અપાવવાની તેમના કેટલાક અનુયાયીઓ જબરી કોશેષ કરશે. રા૦ ન્હાનાલાલની રમ્ય ભાવનાઓથી મુગ્ધ થઇને તેમને એ માન આપવું હોય તો મને કંઇ વાંધો નથી પણ "મોટાલાલ" ને "ન્હાનાલાલ" ની કાવ્યશૈલી વિષેની મશહુર ચર્ચા પછી સૌ. લીલાવતીના કથન પ્રમાણે કવિ ન્હાનાલાલ વિષે એકજ મત પર આવવું પડે છે કે He lacks something: what that I do not know (બહેન લીલાવતીનો મત હું સ્મરણ શક્તિને આધારે ટાંકું છું.) ગુજરાતમાં રા૦ ખબરદારનું રેખાચિત્ર દોરીને આજ સુધી અનેક નામથી ઓળખાતા "મોટાલાલ" રા૦ ખબરદારજ છે એમ સૌ. લીલાવતીએ પ્રકટ કરી દીધુ છે એટલે હું નિઃસંકોચ કહી શકું કે રા૦ ખબરદારે "મોટાલાલ"ની સંજ્ઞા નીચેના લખોમાં રા૦ ન્હાનાલાલની અપધાગદ્યની વિપયગામી શૈલી "કાવ્ય"જ નથી એમ સચોટ પુરવાર કર્યું છે. "મીઠી પરભૃતની મધુર વાણી" લલકારી એક કવિ તરીકે ગુજરાતના કાવ્ય પ્રદેશને લીલોછંમ રાખવાની રા૦ ખબરદારની સેવાની ગુજરાત જો નગુણું ન હોય તો આ વખતે કદર થવીજ જોઇએ.

અંતમાં હું ફરી ફરીને સાહિત્ય પરિષદના કાર્યવાહકોને અરજ કરૂં છું કે તેઓએ રા૦ ખબરદારની સર્વાનુમતે, પસંદગી કરીને એ મસ્ત સાહિત્ય સેવકની સુંદર સેવાની કદર કરી ગુજરાતીઓને માથે આજ સુધી પડેલા "પક્ષપાત" ના કલંકને ધોઇ નાખવું.

:o:

# નેણમાં નીર ભરો શું?

—————:o:—————

(રાગ કાફી)

નેણમાં નીર ભરો શું, વીરા! ખોયું છે આંખરતન હો!

બાપદાદા તમ બહુબહુ કરતા જગતમાં જેની જતન હો,
ભૂલા પડી તમે ભ્રમમાં ભમાઈ, શરમાવ્યું તે નરરતન હોઃ
વીરા, ખોયું છે આંખરતન હો. ૧

પરકરમાં નિજ સર દઇ નાચ્યા, નચવ્યા જ્યમ થનગન હો;
કીધી નહીં દરકાર પ્રથમ કંઇ, આજ ઊઠે છે અગન હોઃ
વીરા, ખોયું છે આંખરતન હો. ૨

સંપ કીધો તમ શત્રુએ દ્વેષે કરવા તમનં પતન હો;
હાય તમે નહિ એક રહયા ત્યમ, પ્રેમ ધર્યો નવ મન હો!
વીરા, ખોયું છે આંખરતન હો. ૩

નેણ ભરી ભરી નીર વહાવ્યે આવે નહિ ગત ધન હો;
ઊઠો, ઉદ્યોગ કરો શુભ જોગે, માડવો ઐકયહવન હો!
વીરા, ખોયું છે આંખરતન હો. ૪

એજ પ્રકાશે સદન ઉજવાશે, વેરશે હાસ્ય વદન હો;
ભુવનભુવનમાં જ્યોતિ રેલાશે, ગાશે કવિઓ કવન હો!
વીરા, માતના આંખરતન હો! ૫

અરદેશર ફરામજી ખબરદાર.

—————:o:—————

૫૦૦૦ વર્ષ પહેલાં લખાએલો

# જ્યોતીષનો મહાન ગ્રંથ!!!

હિંદુસ્તાનના મહાન રૂષીઓમાં ભૃગુ રૂષીનું નામ જગમશહુર છે.

## પંડીત કાશીવાળા ને મળો.

આ મહાન રૂષાનું લખેલું તાજુબીભરેલું પુસ્તક "ભૃગુ સહિતા" અમારી પાસે મોજુદ છે.

પ્રાચીન જ્યોતીષ શાસ્રની સત્યતા જુઓ.

કચ્છના નામદાર રાઓ જી. સી. આઇ. ઈ. ફીરોજશા મ્હેતા, ગોખલે, મ૦ ગાંધીજી, લો૦ તિલક, માવજી ગોવિંદજી શેઠ અને બીજા નામાંકિત આસામીઓની જન્મ કુંડલીઓ તેમના જીવનની સાચી વિગતો સહિત આ ગ્રંથમાંથી નીકળી છે.

આ ગ્રંથમાંથી તમોને નીચે જણાવેલી તાજુબી ભરેલી વિગતો મળશે.

મુંબઇના જાણીતા આગેવાનો, શ્રીમંતો આ ખાતાનો લાભ લઇ ચુકયા છે એટલુંજ નહિં પણ મુબઇમાં મહાન ગણાતા જ્યોતીષના પંડીતોને પણ આ તાજુબીભરેલો ગ્રંથ જોવાને દરોડા પડે છે.

બહારગામના ઘરાકોએ કુંડળી સાથે રૂ. ૧૦ અગાઉથી મોકલવા. મજકુર ગ્રંથના આધારે સમગ્ર જીવનનું વૃતાંત રૂ. ૧૦ ની વી. પી. થી મોકલવામાં આવશે. એટલે એકંદર ફી રૂ. ૨૦ થશે.

તમો સાથે લાવલા કુંડલીની નકલ તેમાં તઇયાર જોશો— કુંડલીના આધારે તમારી જીંદગીની જન્મથી મૃત્યુ સુધીની તેમજ મૃત્યુનો ટાઇમ વગેરે તાજુબી ભરેલી વિગતો તમે જોશો.

## પંડીત કાશીવાળા

ભૃગુ જ્યોતીષ કાર્યાલય.
૨૯૨-૯૪ બીજે માળે-કાલબાદેવી રોડ,
દાદી શેઠ અગ્યારી ગલીને નાકે
મુંબઈ ૨.

# અમારો અભિપ્રાય

—:o:—

નવરંગ માટે ખાસ લખનાર–S. M. K.

—:o:—

## તોખમની તકોબરી.

અંગ્રેજી પરથી લખનારઃ—મી૦ દારાં કાપડીયા.

મી૦ દારાં કાપડીયાની "તોખમની તકોબરી" નામની નવલકથાનું અવલોકન કરતાં મને આનંદ અને ખેદની ભેગી લાગણી થાય છે. સંતોષની બીના એ છે કે આ મીશ્રીત લાગણીમાં આનંદનું પ્રમાણ વધારે છે, ભાઇ દારાં કાપડીયા મુછનો દોરો ફુટયો ન્હોતો ત્યારથી સાહિત્યની "ભીખારી" પણ "રસીક" આલમના સમાગમમાં આવ્યા છે અને ધીમેધીમે તેમની નવલકથાકાર તરિકેની શકિત ખીલતીજ જાય છે.

તોખમની તકોબરીમાં લેખક કહે છે તેમ "ધપાધપ ને ગપાગપ ખુનો" કે "ધમાધમ ને ભમાભમ પીસ્તોલોના ધડાકા" નથી પણ એક સાદી સરળ સંસારી વારતા છે. "માતબરની મહેરાં" નવલકથાની મુખ્ય નાયીકા છે. જમાનાની ગીરદેશીથી માતબર કુટુંબ પાયમાલ થઇ જતાં તેને એક ગરીબીમાંથી તવંગર થયલા જવાન સાથે નાખુશીથી લગનની ગાંઠ બાંધવી પડે છે. અહિંથી વારતામાં ખરો રસ ઉમેરાય છે. મેહેરાં પવિત્ર પણ તુમાખી છોકરી છે–તેનો પતિ પ્યાર ઘેલો મસ્ત છે. મેહેરાંની નિર્દય બેદરકારી છતાં પણ તે મસ્ત જવાન તેના શબ્દને કાયદો માની માથે ચઢાવે છે ને છેવટે–છેક છેવટે મેહેરાં તે મસ્ત જવાનની બેસુલ મહોબતની કદર કરી તેના પરથી વારી જાય છે। જન્મથીજ સોના રૂપાના રમકડાં સાથે રમતા ખાનદાનના નબીરાઓમાંજ "ખાનદાની" ને "ગૃહસ્થાઇ" નથી હોતી પણ ગરીબામાં ને "હલકાં" ગણાતા કુટુંબોમાં પણ "શીરેસ્તાઇ ખસલત" અજબ હદે ખીલેલી હોય છે તે બતાવવાનો હેતુ લેખક સફળતાથી પાર પાડયો છે. દીલના દર્દ પરથીઅન મીશ્રીત ગુજરાતીમાં વર્ણવવાની મી૦ કાપડીયાની શકિત મોહક છે; છતાં અસલ અંગ્રેજી વારતા પરથી આ નવલકથા લીધેલી હોવાથી મેહેરાંની "નિર્દય બેદરકારી" હિન્દુસ્થાનની રમણીને લાંછન લગાડનારી છે એમ કહ્યા વિના નથી ચાલતું. જે જવાન મેહેરાંને માટે જો બની શકે તો આકાશના તારા તોડવા પણ તૈયાર થાય તેના તરફ માતબરની મહેરાં બતાવે છે તેવી બેદરકારી કોઇપણ જરથોસ્તી રમણી બતાવી શકે એ તદન નહિ માની શકાય અને ન કલ્પી શકાય એવી વાત છે. મી૦ દારાંને હું આગ્રહપુર્વક વિનંતી કરૂં છું કે પશ્ચિમની વારતાઓને પારસી સંસારમાં ધપાવવાને બદલે હવે સ્વતંત્ર નવલકથા લખવામાંજ પોતાની શકિત વાપરવી. પારસી સંસારમાં અનેક જાતના ગંભીર સવાલો છે કે જેના પર નવલકથાકારની અસરકારક કલમ જેવી ટીકા કરી શકે તેવી ધાર્મિક ઉપદેશકો કરી શકતા નથી. "માતબરની મેહરાં"ની "ટહેંકરાંઇ અને તકોબરી" આ નવલકથામાં છેક અકુદરતી હદે ન ગઇ હતે તો મી૦ દારાંની આ કૃતિ ઓર રસમય બનત. આટલી ટીકા સાથે મી૦ દારાંને આ નવલકથા લખવા માટે હું અંતઃકરણપુર્વક મુબારકબાદી આપી એ ભાઇને સાહિત્યના ક્ષેત્રમાં વધુ ને વધું ફતેહ ઇચ્છું છું.

—:o:—

# સુંદર કોપી બુકો.

:o:

( પ્રગટ કરનારઃ—"જીવજાન." )

વિદ્યાર્થીઓને ખરેખર ઉપયોગી થઇ પડે એવી કારાપાનાની નવી એકસરસાઇઝ બુક મી૦ જીવજાને બહાર પાડી છે તે જોતાં કંઇક નવું કરી બતાવવાની તેમની ઉમેદ સ્પષ્ટ જણાઇ આવે છે. બીનજરૂરી જાહેર ખબરો અથવા નકામી બાબતેથી એકસરસાઇઝ બુકના કવરો ગમે તેમ છાપીને પોરીઆઓને ગળે વળગાડી દેવાને બદલે મી૦ જીવજાને એક સંગીન સુધારો કર્યો છે અને તે બહારના કવર પર બોધદાયક અંગ્રેજી કવિતાઓ સાથે તેનો સુંદર તરજુમો ગુજરાતીમાં રજુ કરવાનો છે. આ કવિતાઓ રસીલી, બોધદાયક અને અસરકારક છે અને ઉંચાં કીમતેડ કાગળની સુંદર બાંધણીવાળી આ એકસરસાઇઝ બુકસ વિદ્યાર્થી આલમને ઘણી ઉપયોગી થઇ પડે એવી છે. અંગ્રેજી કવિતાની ચુંટણી ખરેજ મનપસંદ છે અને એક દાહેકાથી બી વધુ વખતથી કવિતા દેવીની પુજા કરનાર મી૦ જીવજાને જોડેલી બેતો રસીલી અને વીદ્યાર્થીઓને બોધ આપે એવી છે. મી૦ જીવજાનના આ સાહસને ઉત્તેજન આપવાની અમે સર્વેને મેકકમ ભલામણ કરીએ છીએ કારણ કે બીજી સામાન્ય કોપીબુકોનીજ કીમ્મતે તે મેન્ડેટસ એજંસી, (૭૪, નાનાભાઇલેન, ચર્ચગેટ સ્ટ્રીટ પાસે કોટ, મુંબઇ) માંથી મળી શકશે. આ "કાવ્યમય" કોપીબુકો અમારા સઘળા વાંચકોને વાપરવાની અમે બેધડક ભલામણ કરીએ છીએ. આ એકસરસાઇઝ બુકની કિંમ્મત ફકત ૧।। આનો છે.

:o:

## મેન્ડેટસ !

પ્રિય વાંચનાર, કરકસરની આ જમાનામાં ખાસ જરૂર છે કારણ કે વેપારી મંદીને લીધે દરરોજ સેંકડો આસામીઓને તડાતડ "પેઉ" આપી દેવામાં આવે છે. આવા આફતના વખતમાં જો કરકસર નહી કરવામાં આવે તો મારવાડીના ઘર શોધતાં બી પતો લાગવાનો નથી. ઘર વપરાશની ચીજોના વપરાશમાં ખાસ કાળજી રાખવાની જરૂર છે એટલુંજ નહિ પણ ઘરના વાસણો જરા કાણાં થઇ જતાં તેને ખુણામાં નાખી દેવા જોઇતાં નથી. જો ગળતાં વાસણોને સંધાવવા હોય તો તે માટે જ્યારે જોઇએ ત્યારે ગરમી મળવી મુશ્કેલ છે, રેવણ તાપ સામે ટકી શકતી નથી, સીમીટ કડાકુટ વાળી અને મોંઘી પડે છે અને રીવેટ જરૂર વખતે તૈયાર હોતી નથી. પણ હવે તમારે કંઇબી ચીંતા કરવાની જરૂર નથી. ગજવામાં આઠ આનાના દોઢીઆ નાખી નીકળી પડો ને "મેન્ડેટ"ની ખરીદી કરી લાવો ! ફકત સવા આનાના નજીવા ખરચમાં, એક પળમાં એક આંટો ફેરવ્યાથી બાલડી, બોઇલર, ટાંકી બાયટબ, ગીરણી, પીપો વીગેરે કોઇ પણ ધાતુના વાસણોના કાણાં તરતજ સંધાઇ જાય છે અને તે પાછાં નવા જેવાં વપરાશમાં આવે છે. એક ડબ્બીની કીમ્મત ફકત આઠ આના છે. અમારા વાંચનારાઓને આ "મેન્ડેટ" વાપરવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

:o:

# નેકીનો નતીજો

## અને

# બદીનો બદલો.

લખનારઃ—હો. ળ. માદન.

## પ્રકરણ પહેલું.

### પહેલુ પગથ્યું.

વાંચક! અત્યાર અગાઉ ઘણી વાર હું દક્ષીણની રાજધાની આલા હજરત નિઝામના પાયેતખ્ત હયદરાબાદની સયર કરાવી ચુકો છું, ત્યા કહેવાતી 'મુગલાઈ' પણ ખરેખર પરાક્રમી બાહોશ પોલીસનાં એક વધુ પરાક્રમનું બયાન અત્રે રજુ કરૂં છું, ઝરા ગઓરથી વાંચજો.

હૈદરાબાદનો કોયો રહીશ ત્યાંના પ્રખ્યાત મુગલના હોટેલથી અણજાણ્યો હશે! પાછલી રાતથી ચા-કાફીની ધમાલ શુરૂ થઇ પાછી મધ્યરાત થાય ત્યા લગી દહેરી જીવડાઓની આમદો રફ્ત અને ખાણીપીની મોઇજ લેવી! ખાનાગાં સુકકા લુખ્ખા નાનથી લઇ મુર્ગ-પુલાવ અને ઝાતઝાતના હલવા અને શીરીનીઓ મઓજુદ, અને પીણામાં ચા-કાફી અને દમા ફારમનાં ખુશખુદાર અને લઝીઝ શરબતો માગો ત્યારે હાઝીર. શું કહ્યું? એ મારા કાનમાં કોઇ હળવેથી પુછે છે કે 'કાંઇ છ ટા પાણી પી મગે કે?' અસતગ્ફર અલ્લાહ! કાઇ ખુદાખુદા કર બીરાદર! એ બી કાંઇ તારી મુંબઇ નગીનું 'તાજમહાલ' હોટેલ જોયું કે? અરે ભલા આદમી! અહીં તો તેથી ઉનટું, આવતા જતા સયલાનીઓ પેટની પુજા સાથ પરમેશ્વરની પ્રાર્થના પણ કરવા ચુકતા નથી—અલબત્તા બધા નહીં પણ થોડાક તો ઝુરૂર વકતોવકતની નમાઝ બારગાહે ઈલાહીમાં ગુઝારવાને ચુકતા નથી.

ચાલો હવે, આપણે મઝકુર હોટેલની ઝાહેર ખબર લખવા નથી બેઠા, માટે આપણે આપણા કીસ્સાનો પ્રારંભ કરીશું.

ઉપલાં હોટેલનાં એક એકાંત ખુણામાં એક ગોળ ટીપાઈની અતરાફ ફુંડાળુ વળી એક ત્રગડી ગરમાગરમ કૉફીનો સ્વાદ લેતી કાંઇ ગંભીર ગુફતેગુમાં ગુંતાયલી દેખાય છે. હોટેલવાળાઓ અક્સર પોતાનાં દરેક ગ્રહાકને ઓળખે છે અથવા ઓળખ કહાડવાની તજવીઝમાં રહે છે—ખાસ કરી પોલીસવાળા—છુપી પોલીસવાળાઓને તો બરાબર ઓળખે છે, કેમકે એ સાહેબોને હોટેલો અને પીઠાંઓની મુલાકાત લેવાની તેમના ધંધાની રૂએ વારંવાર ફર્ઝ પડે છે, જ્યાં તેમના માલીકોથી કોઇ અશરાફ [!] ઝાદાના શરાફતની [!] ખુબીઓ [!] તેમની જાણમાં આવે છે, અને તેમનાં કામમાં વધારે સહુલત અને મદદ મળે છે. એ મુજબ પેલા ત્રણે જણ ખુફીઆવાળા—છુપી પોલીસવાળા—હતા એમ હોટેલના માણસો આપસમાં ઇશારત કરી બોલતા સંભળાતા હતા.

એ ત્રણની ટોળકીની વાંચનાર સાથ સ્હેજ પ્રાથમિક પિછાણ કરાવીશું.

એક સોહણો દેખાવનો આસરે પાંત્રીસ વર્ષનો ભરજુવાન ત્રણેમાં વધારે દબદબાવાળો દેખાતો હતો; અને તેમ હોવાનું દેખાઇતું કારણ હતું—તે સર્વથી વડો અમલદાર હતો; તેનું નામ **નશીબખાં** હતું.

તેની રૂબરૂ ગોઠવાયલા, ચટપટયા સ્વભાવનો એક ખુબસુરત પહેલવાન હતો—જો કે દેખાવે દુબળો પાતળો હતો. એનું નામ **અસગરઅલી** હતું.

ઊપલા બેની વચ્ચે ઠસેલો કાળી ચળકતી ચસ્મો, ભ્રમર જેવા સિયાહ અને સુંવાળા બાળ, અને મર્દાના દેખાવનો મોટી મુંછોવાળો બહાદુર હતો. તેના બીજા બે ગોઠયાઓના મુકાબેલામાં દેખાવે તે પસ્તાકદ—ઠિંગણો—અને વધારે કમસિન—કમઉમ્ર—જણાતો હતો પણ ગમે એવા ભયને સમયે તેના જેવો ઠરેલ અને શાંત મીઝાજનો તેના કરતાં વધારે અનુભવી જુના અમલદારોમાં ભાગ્યે એક બી હશે. એ ઠિંગણી બલાનું નામ **દાવર મિરઝા.**

ખુફીઆ પોલીસના આ ત્રણે હીરા અહીં હોટેલમાં શું સુખદુઃખ રડવા બેઠાં હતા, તે હવે આપણે તપાસીશું.

શહેરના એક તવંગર પણ એકાંત ઝિન્દગી ગુઝારતા અમીર નામે ગયુરજંગે કોઇ ચોકક્સ કામ માટે **નસીબખાંને** બોલાવી તેની સાથે ખાનગીમાં કાંઇ ગોઠવણ કીધી હતી. તે એ કે તે બુઝોર્ગના લાખો રૂપ્યાના દસ્તાવેઝો—અને ખુસુસન તેની ગુમ થયલી ગોદમાં લાધેલી—પાળક કીધેલી દિકરીને શોધી લાવનારને તે દઓલતના એક ડુંગરથી નવાઝી નાંખશે, જો કે દસ્તાવેઝોના ચોરનારજ તેની દત્તક પુત્રીને ઉંચકી જનાર હોય એ વિશે તેને શક હતો એ એક વાત થઇ.

બીજી વાત એ હતી કે તેમના ગોઠીઆ **અસગરઅલીની** નાહની ચાર પાંચ વર્ષની એક બાળકી એકાદ વરસપર ગુમ થઇ હતી તેણીની શોધ કરવા પાછળ તે મરડેલો હતોજ—પણ તેના સાથીઓ પણ તેને મદદ કરવા માંગતા હતા,

પહેલી બાબતમાં **નશીબખાંનો** શક ગયુરજંગનાં ભત્રીજાપર હતો. આ જવાન ઘણો પરહેઝગાર અને નમાઝી હોવાનું શહેરમાં દરેક જણ માનતું હતું, પણ અફસોસ! પોલીસનો

તેના વિષેનો અનુભવ જુદીજ કીસમનો હતો, ખાસ કરી અનુભવી **નશીબખાંનો** વિચાર તેની તરફેણમાં બીલકુલ ન હતો.

બીજા મામલામાં **નશીબખાંનો** અભિપ્રાય હતો કે બદમાશોમાં ત્રાસ વર્તાવી રહેલા **અસગરઅલીપર** પોતાનો કીનો લેવા કોઇ લુચ્ચો કે લુચ્ચાઓ તેની બાળક બેટીને ઉંચકી ગયા હશે. પણ તે છજ્યતીજ હશે.

એ માં વધારે અગત્યનું કામ પહેલું હતું, તેથી તેણે **ગીયાસુદ્દીન** કે જે ગફુરજંગના ભત્રિજાનું નામ હતું તેની પુઠ પકડી. એ સિવાહદિલ સાધુભાઇના ધર્મ ધ્યાન (!) થી તે વાકેફ હોવાથી; કાંહવાખાના, ચંડુલખાના, તવાયફોનાં અને શહેરના બદમાશોનાં ધામોમાં બલ્કે શહેરની બાહેરનાં સેંદખાના અને છેક સીકંદરાબાદની શરાબની દુકાનોમાં જઇ તેની શોધ કરવાનો ઠરાવ કીધો.

તેનો અંદાજો 'તીર–બ–હદફ' હતો. એક ખુશનુમાં સહાંજે ફરતો ફરતો સીકંદરાબાદ આવી ચંઢયો. અને એક સુધરેલા જુગારખાનામાં ધુસ્યો, જ્યાં કેટલાક સાહેબો શોક 'બીલીઅર્ડની' બાઝી રમતા હતા તેમાં આપણા રમતાપંચી **ગિયાસુદીન** પણ માર ગોરાસાહેબના ડ્રેસમાં, તેમજ અબ્બાની બ્હારમાં બીરાજમાન થયલા હતા. તે મહાન દેવલ (!) ના બીજા ભાગમાં કેટલાક પાનાંપર હાથ ચલાવતા હતા તો વળી કેટલાક દીનદારો (!) હાથી દાંતના વેપારમાં મશગુલ હતા.

જાણે 'બીલીઅર્ડની' રમત આ ઝમાનાની કેવીક અજીબ અને મહાન શોધ હોય અને તેની પર મોહી પડયો હોય તેમ ઘણીજ અજાયબી સાથ નીહાળતો આપણો **નસીબખાં** ઉભો. થોડીકવાર આમ જોવા પછી જ્યાં આપણા પરહેઝગાર (!) બીરાદર 'પૈઆરા' પુકારતા બેઠા હતા. બરાબર તેની રૂબરૂ ખુરસી માંડી તેને ખુબ ધ્યાનથી ટીકતો બેઠો.

પોતાના ધારેલા શિકારની સામે જઇ તેને એક ટગરે એવી રીતે જોયા કરવાની **નસીબખાંની** એક ખાસ રીત હતી કે જેથી સામો શખ્સ ગુસ્સામાં આવ્યા વગર રહેજ નહીં; અને તેમ કરતાં બોલાચાલી પર આવી જતાં કેટલાક બેવકુફો પોતાનો છુપો ભેદ જાહેર કરી દેતા.

એજ રીત **નસીબખાંએ ગિયાસુદીનપર** આઝમાવવા માંડી, એટલે ધારેલી અસર તુર્તજ તેની પર થઇ.

પહેલી વાર જ્યારે તેની આંખ્યો **નસીબની** ચંચલ ચશ્મો સાથે ચાર થઇ ત્યારે તે એમજ સમજ્યો કે વગર અર્થનું તે ટીકતો હશે એટલે પોતાની બાઝીપર પાછું ધ્યાન પહોંચાડયું; પણ પાછી ડોક ઉંચકી જોયું તો પેલો અણુજાણ્યો શખ્સ બેહુદી રીતે હજી તેનેજ ટીકતો હતો!

ફરી તે પોતાની રમતમાં પડયો, પણ તેનું ધ્યાન લાગ્યુંજ નહીં; તે બે વચન બનવા લાગ્યો, કે પેલો શખ્સ તેને એમ કાં ટિકતો હશે!

આખરે જેમ તેમ બાઝી ખલાસ કરી તે ત્યાંથી ઉઠયો અને પાસેના કમરામાં આરામ-કુરસીમાં અરડાઇ પડી ગજવામાંથી એક અખબાર ખેંચી કહાડી એક ભેદભરેલાં ખુંનની ચટાકેદાર અને દિલ ધપકાવનારી વારદાત વાંચવામાં મશગુલ બન્યો.

ખુંનના અહેવાલની દરેક અંતર ખુબ ખીઆલથી વાંચી રહી તેણે વર્તમાનપત્રની ઉપરથી બાહેર નિગાહ કીધી તો વળી પેલો તેને સતાવનાર સામેજ ઉભેલો!

બસ, હવે તેનાં ભીંગ ફરી ગયાં.

કુરસી પરથી તે ઉઠી ઉભો, અને સીધો પોતાને પજવનારની સામે આવી બોલ્યો, "કેમ હઝરત શું સમજીને ત્યારથી મને બેઅદબીભરી રીતે ઘુરતા ઉભાછ ?"

"ઓહો! મારી રીતભાત બડી બેઅદબ લાગે છે કે જનાબ?" નસીબખાંએ ઠરે કલેજે પૂછયું.

"નહીં કે-ત્યારે!". તોછડાઇથી ગીયાસુદીને કહયું.

"પણ જનાબે આલી! બીજો ત્રીજો બકવો કરવા પહેલાં મારી બેઅદબીનો સબબ જાણુવા નથી માંગતા ?"

"મસી મરોની, એવું તે શું મહાભારત કારણ બન્યુંછ!"

"સાંભળો ત્યારે; હું એક ભોળોભાળો શખ્સ છું; પણ મને એવો વહેમ પડયો છે કે મર્દના લીબાસમાં તમે એક અઓરત છો."

**ગીયાસુદીન** ગુસ્સાથી રાતો પીળો બની ગયો, તેણે મુકકી દેખાડતાં કહ્યું.

"અય બેઅદબ એકદમ તારી ગુસ્તાખીની મોઆફી માંગ, નહીં તો એકજ ફોલાદી મુકકીથી તારી બત્રીસી તોડી પાડીશ."

"ધીરે, ધીરે; મારા જવાન દોસ્ત ધીરે, તમારી મુકકાબાઝી આઝમાવવાનું મુલતવી રાખો, નહીં તો પસ્તાશો; બીજો બોલ બોલશો-તે અગાઉ તમે મારા હાથમાં અસીર અથ લાચલાજ બનશો."

"શું ? મને કયદ કરશે ? મને અસીર કરનાર અહેમક, શું સત્તાથી તું એમ બોલવાની બેઅદબી અને ગુસ્તાખી કરે છે ? હેં, બોલ!"

"આ જોઇ આંખને રોશન કરો!" ગજવામાંથી ચાંદીનો એક નાનો ગોળાકાર ચાંદ દેખાડી કહ્યું. તે નાહના ચાંદે ચમતકાર કીધો! તેપર આલા હઝરતનો તોગ્રા [મોનોગ્રામ] કોતરેલો હતો અને વધુ એ જણાવેલું કે તે રાખનાર ખુફીઆ પોલીસનો આલા દરજાનો અમલદાર હતો. એથી વધારે શું જોઇએ?

**ગીયાસુદીન**ની રીતભાત ફેરવાઇ ગઇ.

"આપ સાહેબ ખુફીઆના સરકરદા છો?" નમ્રતાઇથી તેણે પુછયું.

"તો શું તમે મને આ દોઝખખાનામાં જમા થયલા જુગારીઓ જેવો એક સમજતા હતા કે?"

"જનાબે મન, આપની કાંઇ ગલતી તો નથી ? કારણમાં મેં એવું કશુંજ કીધું નથી કે જેને માટે પોલીસ મારો દુંબાલો પકડે."

"બીબી જાન, તમે એક અઓરત હોઇ મર્દના લીબાસમાં આ પાપી ધામમાં આવો એજ તમોપર શક લઇ જવાને પુરતું છે; અને મને મારી ફર્ઝ અદા કરવી જોઇએ."

"યાક અલ્લાહ અને નબીની પનાહ! ખુદા ખયર કરે જનાબ; તમે ઝબરૂં ગોતુ ખાતા જણાઓ છો! શું મારી દહાડી મુંછ મુડાવી નાંખી છે તેથી તમને એ વીચાર દોડયા? લેકીન ફ્રી ઝમાના (હાલની) એ તો 'ફેશન' છે. અલબત્તા મુસલમાનોમાં હજી શુરૂઆત, લેકીન ઇગ્રેઝની વાંદર નકલ કરતી પેલી ચાલાક કઓમ જે પોતાની સખાંવતથી જગ આશકાર બની છે તેની ઉપરતી અઓલાદ તર્ફ ઝરા નિગાહ ફરમાવશો તો એવા મુખન્નસોનો ટોટો નથી। એમ તો હ્યોની-તેમના પાક જરથોસ્તી મઝહબમાં બીડી પીવાની સખ્ત મુમાનીઅત છે, અને ઉંઘાડે માથે ફરવાની અયબ છે; પણ આજે તમે શું જોશો? રસ્તે રસ્તે ઉંઘાડ માથ્યા, મોંમાં સીગાર ફુંકતા રખડે છે; વળી તેમાં કેટલાક તો કાગડાની પાંખ જેવા ગોરા(!) સાહેબો જેવા ઇંગ્રેજી પોશાકમાં પોતાની અઓરતો સાથે ફરવા નીકળે છે ત્યારે તમીઝ કરવી મુશ્કીલ થઇ પડે છે કે પેલી બાઇ અથવા બાઇઓ સાથ ચાલનાર કોઇ તેમનો અઝીઝ કે બેથી હશે કે, તેમનો ગોઆનીઝ બટલર! વાસ્તે સાહેબ મુંછ મુડાવવાની તો આજની સુધરેલી 'ફેશન' છે-'જેન્ટલમેની' રીવાજ છે. હજી બી તમે મને એક અઓરત માનો છો?"

"માનું છું બલ્કે ખૂબ જાણું છું." મક્કમપણે **નસીબખાંએ** કહયું.

"પણ, જનાબ; આપની ચશ્મે મુબારકથી શું જુવો છો? હું એક અઓરત દેખાઉં છું કે મર્દ?"

"મારી આંખોએ જોયલી હકીકતપરજ મારો દારોમદાર છે-મારો આધાર છે! બાર વરસ પર જોયલું જે ઘણી ચોકકસ યાદ રાખે તે શું સિર્ફ બે હફતા-ફકત બે અઠવાડીઆપર જે જોયું હોય તે ભુલવાની ભુલ કરેબી! અને તેથી, તમારી સુરત જોતાંજ હું પામી ગયો કે તમે કોણ છો?"

"બે હફતાની વાતપર મને જોયો?" ગીયાસુદીને પૂછયું.

"જી, હા!" **નસીબે** ટુંકો જવાબ વાળ્યો.

"મહેરબાની કરી ફરમાવશો કે કયાં?"

**નસીબખાંએ** તે મોહલ્લાની નિશાની આપી કે જ્યાં નવ્વાબ ગયુરજંગની હવેલી હતી, અને તેની પેલાપર કેવી અસર થઇ હતી તે તેણે સંતોષ વચ્ચે તપાસી હતી.

"અરે સાહેબ! તમે ઝબરૂં ગોતુ ખાતા જણાઓ છો." સ્હેજ હસીને **ગીયાસુદીન** બોલ્યો "મારી ઊમરમાં મેં તે મહેલમાં પગ નથી મૂકયો એમ ખાતરીથી માનજો. તે મહેલો કયાં છે તે તો નથીજ જાણતો પણ આજની ઘડી સુધી તેનું નામ વકિ સાંભળેલું નહી!"

"ચાલાકી ચાલશે નહીં બેગમ સાહેબા! હું કહું છું કે મેં તમને ત્યાં જોયાં હતાં; શુમારે સ્હાંજના છ વાગા તે વકતે તમે સરથી પા સુધી પરદેપોશ હતાં-જાળીનો બુર્કો તમારા ખૂબસુરત ચહેરા પર હતો અને સુફેદ ચાદરમાં તમારૂં શરીર ઢંકાયલું હતું તે છતાં, જાલીની કુડની અને આસમાની રેશમની ઇઝાર હું જોઇ શકયો હતો-એ સિવાય વળી......"

"પાક ખુદાની પનાહ!" **ગીયાસ** વચ્ચે બોલી ઉઠયો. "સબ્ર-સબ્ર! હવે હું ખાતરીથી કહું છું કે તમે ભૂલથાપના ભોગ થઇ પડયા છો હું એક લહેઝામાં તે સાબિત કરીશ."

"મારી બિલ્કુલ ભૂલ છેજ નહીં."

"હું કસમથી કહું છું કે આપ ભૂલ કરો છો. તમે મારો ચ્હેરો જોઇજ કેમ શકો! મણ પડની જાલીનો મેં નિકાબ નાંખ્યો હતો, તેમાંથી મારો ચ્હેરો તમે જોઇજ કેમ શકો એ મારી અજાયબી છે!"

"હું ક્યાં ના પાડું છું કે તમે જાડો નિકાબ નહીં નાખેલો." ખુબ હસીને **નસીબખાંએ** કહયું.

કહેવત ખોટી નથી કે 'દરોગ-ગોરા હાફેઝા નિસ્ત' યાને જુઠાને યાદદાસ્ત હોતી નથી. હુશીયારી કરવા જતાં **ગીયાસે** કાનું કાપી દીધું હતું. તે કેવું ઇચ્છતો હતો કે પેલા કમબખ્ત કલામો તેને મોઢે નિકળ્યા પહેલાં તેની જીભ કેમ નહીં કરડાઇ કપાઇ ગઇ! પણ ફોકટ! પોતેજ પાંથરેલી જાલમાં તે ફસી પડયો હતો. થેળાયલાં દુધ પર ગમ બેસુદ હતો! તે આબાદ **નશીબખાંના** હાથપર વેચાઇ ગયો હતો.

"તમે ઘણા ઝહીન જણાઓ છો લેકીન તમારી યાદદાસ્તે આજે તમને દગો દીધો છે. ઝરા યાદ કરો, જ્યારે તમે એક અઓરતના અવતારમાં નવ્વાબ **ગયુરજંગની** દેવડીમાં ઘુસ્યા, અને પાછલે દાદરથી તેમની હવેલીમાં દાખલ થયા. તે બધું એક નોકરે બરોબર જોયું હતું." એમ કહી બીજી બાબતો એવી બારીકીથી કહી સંભળાવી કે જાણે પોતાનાં મઓતને સામે આવી ઉભેલું જોતો હોય તેમ **ગીયાસુદ્દીન** ઘભરાઇને ડોળા ફાડી જોવા લાગ્યો.

આખરે ફરી એકવાર ચુપકીદી તોડી **નસીબખાંએ** આગળ ચલાવ્યું:-

"કેમ, હવે તો ખાતરી થઇ કેની કે હું ભૂલમાં ગોતાં ખાતો નથી!"

**ગીયાસુદ્દીન** ખામોશ દસ્તબસ્તા-હાથ જોડી ઉભો.

"ચાલો ત્યારે હવે સાચેસાચો એકરાર કરી ઘો, કે મર્દ છતાં એક અઓરતનો સોંગ લીધેલો તે ખરૂં કે, એક સ્ત્રી હોઇ પુરૂષનો વેષ ધારણ કરેલો ઢોંગ કરો છો તે ખરૂં!" **નસીબખાંએ** પુછયું.

"કદી પણ મેં અઓરતનો એબીયલ અવતાર લીધો હોય તેનો હું સદંતર ઇન્કાર કરૂં છું" એમ કહી ત્યાંથી ચાલી જવા તેણે પીઠ મરડી તેજ પળે પાછળથી એક ઝબરદસ્ત હાથના પંજામાં તેની ગર્દન પકડાઇ, અને પાછું ફરતાં જોયું તો **નસીબના** હાથમાં હાથકડી તૈયાર હતી! તેણે જોઇ લીધું કે આ છટકામાંથી છટકવાનું આસાન નહીં હતું-તેને બાહોશ અને બહાદુર કરવૈયા સાથે કામ પડયું હતું.

**નસીબખાંએ** પાછું પુછયું કે "ઝનાની ઢોંગ સોંગ કરી નવ્વાબ ગયુરની હવેલીમાં ઘુસવાનો સબબ જણાવશો?"

"મેં કદી ઝનાની લિબાસ પહેર્યોજ નથી."

"ઠીક; તમારૂં નામ ગયાસુદ્દીન છે-તમે ગયુરજંગના હકીકી ભત્રિજા છો-એનોબી તમે ઇન્કાર કરો છો કે કરવાની કોશીશ કરશો?"

"તમે કહો છો તે ખરૂં છે."

"તમારા એકરાર માટે તમારો આભાર માનવાની અગત્ય નથી; પણ જ્યારે નવ્વાબની સાહેબઝાદી-તમારી ચચાઝાદી નજમુન્નીસા ઘરમાંથી ચાલી ગઇ ત્યારે તેનાજ પોષાકને મળતો જુલતો લિબાસ-એટલે સ્વાંગ લઇ તમારા બુઝર્ગ કાકાના મકાનમાં છુપી રીતે દાખલ થવાનો સબબ સાચેસાચો કહેશો તો ઉપકાર કરશો."

"મારી કોઇ ચચાઝાદી છેજ નહીં, તેમજ નજમુન્નીસા કઇં બલાનું નામ છે તે હું જાણતો નથી અને તમો કહો છો તેમ સ્ત્રીના વેષમાં તે ઘરમાં ઘુસ્યોજ નથી."

"બહુ સારૂં સાહેબ; ત્યારે કદાચ મારીજ ભુલ હશે. ગલતીથી દેખાઇતી રીતે કરેલી ગુસ્તાખી મોઆફ કરજો જનાબ." એટલું કહી **નસીબખાં**એ ત્યાંથી ચાલતી પકડી.

તેના જવા પછી એક પળ રહી **ગીયાસે** તેની પુઠ પકડી. જો માણસના મોંઢા પરથી ખુન પારખી શકાતું હોય તો તેના ચ્હેરાપરથી કોઇ પણ કહી શકિત કે તે એક ખુની હતો.

પણ બીહવા જેવું કશું હતું નહીં. **નસીબખાંનાં** નસીબમાં તો ધડકધુજારા રોઝનાજ લખેલા હતા. કોઇ પણ ભય સામે થવા તે હમેશા તૈયારજ રહેતો.

થોડેક છેટે જવા બાદ પોતાની આદત પ્રમાણે પાછું ફરી જોયું, તો એક આકાર પોતાની પુઠે આવતો જણાયો-જે તેણે પોતાની ચંચળ બુધ્ધીથી જાણી લીધું કે **ગીયાસુદીન** સિવાય બીજું કોઇજ નહીં હોય.

ઉપલો વીચાર સુઝતાંજ તેણે ઝડપથી ચાલવા માંડયું અને એવી એક જગા તરફનો રસ્તો લીધો કે જ્યાં પોતાની મતલબ મુજબનું કામ સરંજામે પુગે.

અફસોસ, તે બન્ને એક એવા લત્તાપર જઇ પહોંચ્યા કે રાતને વખતે તો શું પણ ધોળે દીવસેબી કોઇ શરીફ આદમી ત્યાં જવાને અચકાય. પણ **નસીબખાં** તો બેધડક બદમાશોની તે વસ્તીમાં ધસી ગયો અને એક ગલી આગળ આવતાં તેમાં વળ્યો, અને **ગીયાસની** નઝરથી ગુમ થયો.

પણ **ગીયાસ** બદમાશોનાં આ સંસ્થાનની દરેક ગલીથી વાકેફ હતો. ટુંકે રસ્તે આડા અવળા માર્ગો વટાવી ઉપર કહેલી ગલીને બીજે નાકે તે જઇ પુગ્યો, અને પોતાના તુરંગયાનો ઘોડો ચઢાવી એક ઘરના ઓળામાં સંતાઇ **નસીબખાંનાં** આવવાની વાટ જોતો આતુરતાથી ઉભો. પણ પાંચ મિનિટ પસાર થવા છતાં **નસીબખાં** કે કોઇ ઇન્સાનનો પત્તોજ નહીં!

તે ઝરા આગળ વધ્યો અને એક ઘરના ઉંચા ઓટલા પરથી પોતાના ધારેલા ભોગની રાહ જોતો ઉભો.

લગભગ અરધો કલાક ડોળા તાણી તે મક્કાર ખુની કંટાળી જઇ બડબડવા લાગ્યો:-

"આ વખતે એ બેહયા બચી ગયો છે; લેકીન એકજ વખતે એ કુત્તો અને હું આ શહેરમાં દમ લઇ શકીએ નહીં-એણે મરવુંજ જોઇએ."

દાંતો કચકચાવતો કીનાબાઝ **ગીયાસ** ત્યાંથી નિકળી ચાલ્યો.

તે સીધો પુરાના પુલ પાસે નદી કિનારે ગયો, અને એક કીસ્તીપર સ્વાર થયો; અને ફોરન એક મજબુત બાંધાનો શખ્સ દાખલ થયો અને બેદરકારીથી **ગીયાસની** બરાબર

ર્બર બેઠો. પણ ગીવાસે તે પર ધ્યાન આપ્યું નહીં અને માથે હાથ દઇ કાંઇ ઉંડા વિચારમાં પડયો; અને કિસ્તીએ ધીમે ધીમે ચાલવા માંડયું.

એકાદ માઇલને છેટે પુગતાં કિસ્તી અફઝલ પુલ આગળ આવી થોભી.

**ગીયાસુદીન** કિનારે ઉતર્યો તેજ વખતે કોઇ બુર્કાવાલી અઓરત તે કીશ્તીમાં દાખલ થઇ.

મતાની બુર્કા હેઠળ બનતા હઝારો વીચીત્ર અને ભેદી બનાવોથી વાકેફ હોવાને લીધે પેલો મઝબુત બાંધાનો શખ્સ, જે કોઇજ નહીં પણ બદલેલા વેષમાં આપણો **નસીબખાંજ** નસીબની બાઝી આઝમાવવા આવ્યો હતો, તેની કુદરતી રીતે જીજ્ઞાસા ઉશ્કેરાઇ.

વિજળીના ચમકારા મીસાલ તેને વીચાર આવ્યો કે જે ભેદ ઉકેલવાની તે કોશીશ કરતો હતો તેજ ભેદભરમ સાથે એ બુકાવાળી સ્ત્રીને કાંઇ નીસ્બત હોવી જોઇએ; પણ હાલ તુર્ત તેનો ખીઆલ પડતો મુકી **ગીયાસની** પુઠેજ ગયો, અને બે ત્રણ પળમાં તો તેને પોતાની આગળ ચાલતો દીઠો.

શહેર બાહેરના મલકપેઠ તર્ફના લત્તાપર આવેલાં એક મકાનમાં તેને ઘુસતો જોઇ, તથા આસપાસની હાલત તપાસી **નસીબખાં** પાછો કીશ્તીપર આવ્યો, ત્યાં આવતાંજ જે પહેલી ખબર સાંભળી તેથી તે હયરત પામી બોલ્યો:–"યા **ઇલાહી**! હું સરાસર બેવકુફ બન્યો! ઇન્સાઅલ્લાહ, આયંદે હવે જેનીપર સ્હેજ પણ શક જશે તેની પુઠ પકડીશ."

**નસીબે** શું ખબર સાંભળી હતી! એજ કે પેલી બુર્કાવાળી સ્ત્રી નદીમાં પડી ગર્ક થઇ ગઇ હતી. એક બાઝી હાતથી ગઇ.

## પ્રકરણ બીજું.

### ભુતના ચાળા!

ઉપર વર્ણવેલા બનાવ પછી આસરે એક અઠવાડીઆં બાદ તે પાયેતખ્ત શહેરમાં એક દુઃખદાયક વાતે નાહનાં મોટાં મંડળોમાં મોટો ગભરાટ વરતાવી મેલ્યો હતો, હયીઆરબંધ વસ્તીવાળા આ નામીચાં શહેરમાં મહીનામાં એકાદ ખુન થવાનું કાંઇ નવાઇ જેવું ન હતું–પણ આ વખતે તો એક ભયંકર ખુનને બદલે ભેદ ભર્યા આપઘાતની–એક આબરદાર ભલા અને પૈસે પૂર નવાબના આપઘાતની વાત હતી.

મર્હુમ નવ્વાબ **મલક પેઠના** એકાંતમાં એક આલીશાન મકાનમાં એકલા રહેતા, અને તેમનાં ઘરનો કારોબાર તેમની જુની બાંદી નામે **જમાલબી** ચલાવતી, જેણીએ નવ્વાબને સર્વથી પહેલાં મુવેલા જોયા હતા; તેણીનો ખુલાસો ટુંકમાં નિચે મુજબ હતો:—

"મરણની આગલે દિને નવ્વાબ **ગયુરજંગ** ઘણા ગમગીન જણાતા હતા; બલ્કે તેવણ એમ પણ બોલ્યા હતા કે, **"હું નહીં ધારતો કે આવતી કાલનો ખુરશીદ જોવા પામીશ."**

પંચનામું થયું; મુખ્ય ગવાહ 'મક્કૂર' બાંદી જમાલબીબીજ હતી. તેણીએ ક્રુરાને શરીફના કુરાનમાંથી ઉપર કહેલીજ વાત કહી સંભળાવી. વધારે તપાસમાં તેણીએ જણાવ્યું કે "હમેશા નવ્વાબ સાહેબ વડી બામદાદમાં ઊઠતા હતા, પણ આજે સ્હેજે મોડું થવાથી મારા દિલ ચટપટ થઇ અને તેમના કમરામાં જઇને જોવાનું દિલ થયું."

"અને તું, ઓરડામાં ગઇ અને જોયું ?" કોરોનરે સુચવ્યું.

"નહી સરકાર; નવ્વાબના ઓરડામાં કામસર બોલાવ્યા વગર હું પગ મુકતી નથી. પણ આજે સ્હવારે કુદતી મને હયબત લાગવા માંડી તેથી મેં બારણું ઠોક્યું ને કોઇ જવાબ નહી મળવાથી હું અંદર ગઇ."

"ત્યારે બારણા ખુલ્લાં રાખીનેજ સુવાની મરનારને આદત હશે ?"

"નહી ખુદાવંદ; હમેશા અંદરથી ઝનજીર લગાડી સુતા હતા પણ કોણ જાણે ગઇ રાત્રે કેમ ખુલ્લું રહેવા દીધું !"

"વારૂ; અંદર દાખલ થતાંજ તેં શું જોયું ?"

"કિબલા ! શું કહું ? તે દેખાવ જોવા પહેલાં અલ્લાહમીયાંએ મારી આંખો ફોડી નાંખી હતે !" અને પેલીએ ઝારઝાર રડવા માંડયું.

"ગરીબ બિચારીનાં અંપ સિતમઝદા, તારો અહેવાલ પૂરો કર. ઇન્શાહઅલ્લાહ !–રાઝ ફાશ થશે અને મુજરીમ સઝા પામશે."

"આમીન !" પેલીએ આસમાન તર્ફ ઊંચા હાથ કરી કહયું "કમરામાં દાખલ થતાંજ હું તો ગભરાઇ ગઇ ! તેવણુ પોતાની આરામ કુરસીપર જીવતો માણુસની મોઆફક અઢેલાયલા હતાં; રાતે સુવા જતી વકતે પહેરેલાં ઢીલાં કપડાં તે નામદારનાં પાક બદનપર હતાં. આપની તાબેદાર બાંદીએ પહેલાં તો એમજ ધાર્યું કે મારા આકાએ વલીનેઅમત અને રિઝક દેનાર મારા માલિક–કુરસીપર આરામ કરતા હશે અને હજી ભર નિન્દમાં હશે, અને તેથી પાંછલે પગે કમરો છોડી જવાની અણીપર હતી; પણ યા અલ્લાહ ! હું અટકીને ઊભી–એક કદમ આગળ કે પાછળ ભરી શકી નહીં–જાણે ઝમીન સાથે ચિટકી ગઇ–કારણ કે મારા મુરબ્બીની આંખો પલક માર્યા વગર ખુલ્લી ગોયા મને ઘુરીને જોતી હોય તેમ ખુલ્લી હતી.

"મારી તમામ હિમ્મત અને તાકાત જમા કરી હું વધારે આગળ ગઇ, અને યા રસુલે અરબી ! યા નબીએ અલ્લાહ ! મારી છાતીજ ફાટી ગઇ ! મારા બુઝોર્ગ નવ્વાબ સાહેબના દુશમન મરી ગયા હતા–તેમના પાકીઝેહ જાનનું પંખેરું બદનરૂપી ઝિન્દાનમાંથી રિહા થઇ બાગે બિહીસ્તમાં પરવાઝ કરી ગયું હતું. લેકીન મારી પાકી ખાતરી કરવા મેં બે ત્રણ મારી બૂમ પાડી મગર જવાબજ નદારદ ! અને જવાબ મેળવવાની આશાબી હતીજ કયાં !

"હું છેક મારા કિબ્લા નવ્વાબ સાહેબ આગળ ગઇ, અને ડરતાં ડરતાં તેમની પિશાની પર હાથ મૂક્યો તો બારા ઇમામની મદદ ! નરો જાણે બર્ફનો ટુકડો !

"ત્યારે હિમ્મત ધરી હાથ પકડી નબ્ઝ તપાસી જોઇ, તે ચાલતી નહીં હતી !"

"વધુ વાર એ દેખાવનું દુઃખ હું સહી શકી નહીં અને ચીખ પાડી ઝમીનપર પછડાઇ પડી—બેહોશ બની પડી; અને મારી ચીખ સાંભળી દોડી આવેલી મામા અમીનાએ મારાં મોંહપર પાણી છાંટી હુશયાર કીધી."

મામા અમીનાને શાક્ષીનાં પિંજરાંમાં ઊભી રાખી પૂછતાં ઉપર છેલ્લા ફકરામાં કહેલી બીનાની ખોલેખોલ મળતી ગવાહી આપી.

વધુ સવાલોના જવાબમાં જમાલજીએ જણાવ્યું કે "સાહેબ, મરનારની કુરસીની બાજુની તીપાઇપર એક નાનું ગિલાસ હતું અને ઝમીનપર આ કાગઝનો પુરઝો પડેલો હતો" અને કાગળનો એક કટકો કહાડી દેખાડયો.

સરકારી હકીમ સાહેબે, તે બન્ને તપાસીને મત આપ્યું કે કાગઝમાં એક કાતિલ ઝહેરની ભૂકી હજી પણ વળગેલી હતી, અને તેજ ભૂકી પાણી સાથ પેલા ગ્લાસમાં મેળવી મરનારે પાધેલી હોવી જોઇએ કારણકે તેની રાજકણો હજી લગી ગ્લાસમાં વળગેલી હતી.

બીજી કેટલીક નિરજીવ બાબતોની તપાસ કર્યા બાદ પંચે એકમતે ચુકાદો આપ્યો કેઃ—

'મરનાર નવાબ ગયુરજંગે ગમગીનીનો અંત લાવવા કાતિલ ઝહેર પીને આપઘાત કર્યો હતો.'

'કોરોનર'ની તપાસ વેળા શાક્ષીઓ અને પંચના સભાસદો સિવાય બીજા ચાર શખ્સો હાઝર હતાં કે જેમને આપણે અત્યાર અગાઉ ઓળખી ચૂકયા છીએ. એ ચારમાં ત્રણ તો છુપી પોલીસવાળા છુપા વેષોમાં હાઝર થયા હતા. આજના બનાવથી તેઓએ ગોઠવેલાં કામમાં ગોયા એક મુસ્કેલી વધી હતી. ચોથો શખ્સ મરનારનો એક પુરો ભત્રિજો અને કાયદાપુર્વક વારેસ ગીયાસુદીન હતો. મરનાર નવાબનાં મરણથી સિર્ફ તેના સિવાય કોઇને લાભ ન હતો. ઉપલા ત્રણમાંથી કોઇ પર પણ તેનો શક શુબેહ હતો નહીં કેમકે નસીબખાં એક અરબના અવતારમાં આવ્યો હતો અને બીજા બેને તો તેણે આગળ કદી જોયલાજ નહીં; તેનો મનમાં એમજ મલકાતો હતો કે તેની હિલચાલ પર કોઇનીજ નિગાહ નથી.

પંચનામું મકાનના પાછલા વરંડામાં ભર્યું હતું. કોરોનર સાહેબ એવી રીતે બારણાને પીઠ કરી બેઠા હતા કે તેમની રૂબરૂ આવતાં ગવાહને તેમની પાછળનાં બારણાંમાં ઉભેલો શખ્સ બરાબર જોઇ શકે. એ મુજબ જ્યારે જમીલા જુબાની આપવા ઉભી ત્યારે તેણીની નઝર પેલા દરવાઝામાં ઉભેલા ગીયાસુદીન પર ચોંટેલી હતી, અને તેની તરફથી આંખના ઇશારાથી મળતી ચેતવણી અને હિદાયતની હિમ્મતપર તેણી સવાલના જવાબો આપતી હતી.

દેવાંનો આંધળો ગીયાસ કયાં જાણતો હતો કે તેની દરેક હિલચાલપર ચોકકસ નિગાહ રાખી એક બાહોશ 'ડિટેકટીવ' ત્યાં બેઠેલો હતો.

નસીબખાંએ વિચાર્યું કે "આ મુકદમો ખુદકશી—આપઘાત—કરતાં ખુનનો વધારે લાગે છે." અને તેના પુરાવા મેળવવા બનતું કરવાનો તેણે નિશ્ચય કર્યો. દરેક સવાલ જવાબનો મનમાં તોલ કરી તે ચોકકસ મતપર આવ્યો. કયારે, કેમ, શા કારણસર અને કિયા કરપીનને હાથે ખુન થયું હશે, તેનો તેણે નીચે મુજબ સિલસિલો જમાવ્યો.

પહેલું—એ કે મરનારના બાકાયદા હકદાર વારેસ **ગીયાસુદીન** અને બાંદી **જમીલાબી** દેખાતી રીતે મળેલાં અને એક બીજાનાં મદદગાર હતાં.

બીજુ—**જમીલાની** ઝુબાની એક સાધારણ બાંદી કરતાં કોઇ મક્કાર ઓરતના જેવી હતી—બલ્કે બોલેબોલ બનાવટી હતી.

ત્રીજું—ગયુરજંગની મુલાકાતવેળા **નસીબખાંએ** જોઇ લીધું હતું કે મરવાથી તેવણ ઘણા બીહતા હતા, અને ધરમી માણસ હોવાથી આપઘાત જેવું દોઝખી કામ તેવણ કરેજ નહીં.

ચોથું—મામુલની ખિલાફ આજેજ કાં એ બાંદીનાં દિલમાં નવ્વાબને જઇને જોવાની ચટપટ અને ઉતાવળ પડી? વળી જે ચમચીથી પેલાં ગ્લાસમાંનું ઝેહેર ડોળ્યું હશે તે ચમચીના હાથાને ઓરતના એક નાના વાળનો કટકો લાગેલો દેખાયો હતો તે પર પંચે ખીઆલ આપ્યો નથી—તે બાલ કોણનો? તેનો રંગ **જમીલાનાં** ઝુલ્ફેને આબાદ મળતો હતો.

ખરેખર નવાબ ગયુરજંગના ખુનની વાત એક બારીક બાલના કટકાપર આવી અટકી હતી: પણ તેજ ઝીણા બાલના ટુકડામાંથી **નસીબ** એક એવું મઝબુત દોરડું બનાવી ગુન્હેગાર મર્દ યા ઓરત જે હોય તેનાં ગળામાં ફાંસો નાંખવા માંગતો હતો.

અલબત્તા 'કોરોનર' અને પંચ સનમુખ પડેલી શાહેદી મુજબ સઘળું બરાબર અને વાજબીજ થયું હતું; પણ તે તપાસ ખતમ થવા બાદ આપણી 'ત્રગડી' વળી મસલેહત ચલાવવા મળી અને ચોકસ ગોઠવણ કરી વિખરાઇ ગઇ.

ગયુરજંગની લાશ અજમેર શરીફમાં તેમના બાપના બાપાવાની દરગાહમાં દાટવાનો વિચાર ઝાહેર કરી **ગીયાસુદીને** હજી દફનાવી નહીં હતી, પણ તેમનીજ હવેલીને ભોંય તળીએ રાખી હતી.

'કોરોનર'ની તપાસ પૂરી થઇ તે રહાંજે ગયુરજંગની એકાંત હવેલી આગળ એક ગામડયો ભમતો જણાયો.

ચેરાગ બતી થવા પછી એક મુસલમાન ગૃહસ્થ એક બે બુર્કાપોષ ઓરત સાથે તે હવેલીમાંથી નિકળી જતો જણાયો. પેલો ગામડયો જાણે પેલી મહેલ જેવી હવેલી જોઇ અજાયબીમાં ગર્ક હોય તેમ ઘણાં ધ્યાનથી નિચે ઉપર જોતો ઉભો હતો તેની બાઝુમાં થઇ બલ્કે અથડીને પેલો ગૃહસ્થ ગયો તોબી તે એક અણઘડ ગામડીઆની રીત પ્રમાણે જાણે કશું બન્યુંજ ન હોય તેમ તે મકાનની ખુબસુરતી જોવામાં લીન બનેલો હતો. કોઇ ખરોજ દહેકાની હશે? આગળ ચાલો જોઇશું; દેખાવપર ભૂલવું નહીં.

પેલો ગૃહસ્થ અને તેની સાથવાળી ઓરત થોડાંક કદમ દુર નહીં ગયાં હશે કે પેલો ગામડયો એકલો એકલો બડબડતો સંભળાયો. તે બોલ્યો:—

"ભેદ ભરમનો ભંડાર એજ મકાનમાં ભરેલો છે; એ ભેદનો પરદો ચીરી ભરમ ખોલવાનું મારેજ કામ છે; અને ઇન્શાઅલ્લાહ! આજ રાત્રે હું તેમાં કામયાબ બનીશ."

આમ બોલી તે ઘરડા દેખાતા ઘામટે એક જવાન કરતાં પણ વધારે તેઝ નિગાહે તે ઘરમાંથી નિકળી ગયલાંને નજરથી ગુમ થયાં ત્યાં લગી જોયાં.

રાત્રીનું રાજ્ય હતું-સૌ કોઇ પોતાના ધંધા રોઝગારથી ફારેગ થઇ પોત પોતાને મકાને આરામ લેતું હતું-સર્વે શાંત હતું.

ગયુરજંગની લાશ આપણે વાંચી ગયા તેમ તેની હવેલીને ભોંયતળીએ પડેલી હતી. એક ઉંચી શમએદાનમાં ચેરાગ રોશન હતો. મખમુલી નર્મ બિછાનાપર ચોંઢનાર અમીર, આજે એક ચટાઇપર ભોંયે પડયો હતો-અલબત્તાં તેનું નાશકારક બદન પડેલું હતું જ્યારે તેનું પવિત્ર રૂહ તો પોતાની ભલી કરણી પ્રમાણે દાદારની દરગાહમાં બિહિશ્ત મુકામે પહોંચી ચુકયું હતું-કારણ કેઃ-

'શું આહંગે રફતન કુનદ જાને પાક,
ચે બર તખ્ત મુર્દન, ચે બર રૂએ ખાક ?'

યાને જ્યારે પાક રૂહનું પંખેરૂ આ ફાની જહાંથી ઊડી મુલ્કે જાવીદાનીમાં જવા ચાહે છે, ત્યારે પાદશાહી તખ્ત કે ખાકનું બિસ્તર તેને માટે સરખુંજ હોય છે.

ઉપર લખ્યું તેમ સર્વ શાંત હતું-પણ મરનારના સ્મશાણ જેવા ડરામણા ઓરડામાં એકજ જીવતું જાનદાર-અને તેબી એક બની આદમ-ઇન્સાન હતું. મરનારની લાશની બરાબર રૂબરૂ એક ઘરડો હબશી સાંદરીપર 'કાપરાં જોખતો' દીવારને અઢેલી હાથપગ સ્થલાવી બેઠેલો હતો. જાણે પોતના સિયાહ કમરાને શણગાર આપવા તે સિયાહરને લાવી ત્યાં બેસાડયો હતો! નરો જાણે ઇંદ્રિસભાનો કાળો દેવ!

તે ભયભિત ઓરડાનું બારણું કોઇએ ઘણીજ સંભાળ લઇ હળવેથી ખોલ્યું અને એક મર્દ અંદર દાખલ થયો.

એ દાખલ થનાર એકવડયો ઠિંગણાં કદનો ભણી ખાધેલા ફિકકા ચહેરાવાળો જવાન હતો.

આપણે વાંચી ગયા તેમ સિધીભાઇ આડામુડી તો કાપરાં જોખતાં હતા એટલે અંદર કોણ ઘુસી આવ્યું હતું તે તેની બલાને બી ખબર ન હતી; પેલો શખ્સ પગના અંગુઠાપર ચાલતો ધીમેથી તેની આગળ ગયો અને તે હબશાનના ફરીશ્તાનાં ખભાંપર હાથ મુકી બોલ્યોઃ-

"મશુક ! મશુક ! બીદાર થા !"

"અસસલામ વાલેકુમ ! હઝરત ગીયાસુદીન સાહેબ !" આંખો ચોળી અવાચી ખાતો શીદી મશુક બોલ્યો.

"કમબખ્ત ! અહીં ચૌકી કરવા રાખેલો કે ઉંઘાવા?" પેલા જવાને ઠપકો આપ્યો.

"બરાબર; બરાબર ચૌકી-પહેરા-નીગેહબાની બંદા મશુક કરેછ જનાબ આદાબ અર્ઝ !"

"પણ હમણાં તો ઘોંટાઇ મુવેલો હતો?"

"ફકત યક લહેઝા યક પલક, ખુદાવંદ."

"આ કમરામાં કોઇ આવ્યું હતું"

"મકદુર કોણની સિબ્લા ! શીદી મશુકના નામથી શયતાન બી ડરીને નાહસે."

"કમબખ્ત, મુવો છેજ શયતાન સુરત ! કોઇનાં પગલાં બી નથી સાંભળ્યાં ?"

"મારી ચશ્મો બંધ હતી લેકીન કાનો તો ખુલ્લાજ હતા. તો જરૂર સાંભળતે. લેકીન મશકિલ મઓતની મજાલ નથી કે અહીં કદમ ધરવાની હિમ્મત કરે. ખુદા હજરતને સલામત રાખે!"

"કોઇ સણસારો જણાયોજ નહીં?"

"કોઇ ચીજ નહીં ખ્દેનવાઝ." મશ્રુકે ખાતરી આપી.

"મને તો જમાલનો બધો ધકારો લાગે છે." તે જવાન બોલ્યો.

"શું જોયલું તે બયાન કરે છે સાહેબ?" શીદી મશ્રુકે પૂછ્યું.

"ધુળ ને ધમાસા! તેણે મારા ઓરડામાં આવી નાહક ઉંઘમાંથી ઉઠાડયો અને કહેવા લાગી કે કોઇનો સણસારો જણાતાં પોતાના કમરાનું બારણું ખોલી જોયું તો દાદરપરથી ઉતરી અહીં આવતો કોઇનો સાયો જોયો."

"શું તેરણ એમ બી બોલ્યાં કે તે સાયો બલ્કે શયતાન ચાલી ચલાવી પોતાના મઓતની શોધમાં આ ઓરડામાં બી આવ્યો હતો!"

"અરે તે બિકણ ડાકણ તો ખાતરીથી એમજ માનેછ; વળી એટલે સુધી ખાતરી આપે છે કે દરવાઝો બંધ હતો તે ખોલીને તે સાયો અંદર દાખલ થયલો!"

"અરે સાહેબ, અલ્લાહ, અલ્લાહ કરો! જમાલબી ખરેખર ખ્વાબ જોઇ રહી છે."

"મને બી એમજ લાગે છે. આ ઘરમાં હું, તું અને જમાલ સિવાય બિજું કોણ કંગાલ ચંડાલ સુતુંછ? હા, ખરા! પેલી દુકતી અમીનાને ભુલ્યો. બધાં મળી ચારનીજ ચંડાળ ચોકડી!"

"અને વળી તે એમ પણ બોલેલી સાહેબ, કે તે સાયો સુફેદ પોશાકમાં હતો?"

"હા, હું કહેતાં ભુલ્યો; તદન શુધ સુફેદ સાયો તે આકારે સજેલો હતો એમ તેણે મને કહેલું."

"જનાબે આલી! સ્વપ્નામાં દેખાતા સાયાઃ સદા સુફેદ પોષજ હોય છે. મારા જેવા સિયાહ સુરતના ખ્વાબમાંબી જન્નત હુરીઓજ આવે નહીં, કે હમારા હબશાનની કાલીકાલી અઓરત."

"મશ્રુક! અગર તારી ખાતરીજ હોય કે આ ઓરડામાં કોઇજ દાખલ થયું નથી, તો હું તારા મતને મળતો થાઉં છું કે જમાલબીએ સ્વપ્નોજ જોયો છે."

"સિવાય કે આ ઘરમાં ભુતનો ચારો હોવ" મશ્રુક બોલી ઉઠયો.

"હશે, જે હોય તે; પણ કોઇ આગળ એ વાત કરતો નાં, અને હવે બાકીની રાત વધારે હોશીઆરીથી ચોકી કરજે, અગર ચે કે બીહવાનું કાંઇજ નથી પણ આપણી સાવચેતીમાં રહેલું ભલું."

"બહોત ખુબ હુઝુર" અર્ધ લચકરી સલામ કરી મશ્રુકે કહયું અને પેલો જવાન ગીયાસુદીન લાંબી ચાલી ગયો.

પાછાં એકલો પડતાં શીદીભાઇ શાંતપણે હમણાજ ખતમ થયલી વાતચિતપર વિચાર દોડાવવા બેઠા.

તેણે એમ કહેલું કે 'ફકત એક પલક' ઘોટાંયલો તે વાત સરાસર ખોટીજ હતી, પહેલી રાતથીજ કાલેખાંએ કોપરાં જોખવા માંડેલા તે છેક આપણે જોઇ ગયા તેમ ગીયાસુદીન આવીને ઉઠાડયો ત્યાં લગી. એ પરથી તેણે વિચાર્યું કે "હું મુઆને તેડવા ગયલો તો તે અરસામાં કોઇ મૌલાપીર ફરી વળેલો લાગે છે; પણ કોઇ જીવતો જાગતો સાહુકારજ હોય તો ધુળ નાંખી બોબો ભરીને તેના નામપર; પણ રખે મારા મમાવાનાં બપાવાના ભાઇનો ભુત મને શોધતો હબશાનથી હિન્દુસ્તાન ઉતરી પડયો હોય!"

ચટાઇપરથી ઉઠી તે ઓરડામાં બે ત્રણ આટા ફર્યો. અને પછી કફનમાં લપટાઇ ચટાઇ પર પડેલા નવ્વાબના ચહેરા પર નજર કરી ચોંકતો જણાયો! "યા **નબીએ અલ્લાહ!** એ શું!" તે બોલ્યો.

તે વધારે વાંકો વળી ખુબ ધ્યાનથી ફરી મરનારનો ચહેરો જોવા લાગ્યો. અને અજાયબી સાથ ગભરાટમાં તેણે જોયુ કે મરનારના ઠંડા ગાલોપર જાણે મોતીના દાણા હોય તેમ ગરમ આંસુઓના ટીપાં હતાં!

"કમબખ્ત મુવેલાંઓબી રડેછ એમ આજેજ જાણ્યું" તેણે વિચાર્યું, અને હજી વધારે વાંકો વળી જોવા લાગ્યો અને બડબડયો, કે **જમાલબી** ખરંજ બોલેલી–ખ્વાબો ખીઆલની વાતજ નથી.

"અગર મરી ગયલાની આંખમાંનુ એ આંસુ ન હોય તો કોઇ બીજાની આંખમાંથી ટપકેલાં એ કતરા હોવા જોઇએ" મણુકને શુધ્ધી આવવા લાગી.

હજી તે ઉપર મુજબ તેનાં દિલમાં રોશની થવા માંડી હતી તેવામાં કોઈ ઝબરદસ્ત હાથના શિકંજામાં તેની ગર્દન સપડાઈ અને તેનાં તન બદનામાનુ લોહીજ ઉડી ગયું!

ગર્દન પકડનારે ગળું દાબી રાખી હળવેથી પણ મકકમ આવાઝે કહ્યું. "સ્હેજબી ચુંચાં કીધી તો બદનથી ગર્દન છુટી કરી નાંખીશ!"

આટલી ચેતવણી આપી ઝરા દબાણ ઢીલું કરતાં આપણાં કાલેખાંએ પાછળ ફરી જોયું. તેને ગિરેફતાર કરનારના ડોળાજ જોઇ તે થથરી ગયો. તે ઘરડા હબશીએ જોઇ લીધું કે તેનો હરીફ આંગે ઝોરાવર અને મને મકકમ સ્વભાવનો હતો–યાને જે બોલે તે બજાવીજ નેજ છોડે તેમાંનું આસામી હતું.

"કમરે! તું અહીં શું માંગે છે! રાતની વકતે કોઇનાં મકાનમાં ઘુસી ઉપરથી ચોર કોટવાલને દંડે તેમ દમદાટી કરેછ!" મીઆં માંદા પણ ટંગડી ઉંચી, તેમ મણુકે ધ્રુજતા સાદે કહ્યું.

"ખબરદાર! તારી જીભને આંકોશમાં રાખ- તારાં મોહડાંને તાળુ માર, વરના એકને બદલે બે મુરદાં આ કમરામાં પડશે!" પેલા શખ્સે કહ્યું.

ઉપલું બોલવા સાથેજ તેણે હથકડી દેખાડી તેમાં હાથો મુકવાની શીદી મણુકને ઇશારત કીધી એટલે ઘરડા હબશીનો દમજ બંધ થઇ ગયો. તે બોલ્યો "જનાબ, પેટને ખાતર વેઠ

કરવા આવેલા એક ગરીબ ઝઇફપર રહેમ કરો. આ જે બી કોઇ હોય તે તાબેદાર જાણતો નથી લેકીન પાક અલ્લાહ અને રસુલે અરબીને નામે કસમીઆ કહું છું કે તમારાં કોઇપણ કામમાં મુદાખેલત કરીશ નહીં—ખલલ અંદાઝ બનીશ નહીં-સ્હેજપણું આડે આવીશ નહીં; વાસ્તે ખુદા મારા હાથમાં મારા રંગ જેવી સિયાહ કડી પહેરાવી મરતી વકતે મને ઝિલ્લતનું ઝેવર પહેરાવશો નહીં. ખુદા તમને સલામત રાખે અને સરપર સદા નબીએ મુસ્તફાનો સાયો રહે !"

"પાક અલ્લાહ અને તેના પવિત્ર રસુલના નામને ખાતર તને જતો મુકીશ, પણ એક બોલ પણ બોલ્યા વગર હું કહું તેમ તારે કરવું."

"પણ આપ મુજ ગુલામને હયરાન તો નહીં કરશોની ? હું કાંઇ આ ઘરનો મુલાઝિમ (નોકર) નથી તેમજ ન કોઇ મુલઝિમ (ગુન્હેગાર) પણ આ મુરદાંને સંભાળ લેવા આજની રાત મને રાકેલો છે."

"ચાલ તારા હાથ લાંબા કર !" પેલા લાંબી દહાડીવાળા દમામદાર શખ્સે કહ્યું.

શિદી મશ્રુક તુર્ત તેના હુકમને તાબે થતાંજ તેના હાથ-બાંધી દીધા, અને કહ્યું. "હવે તારૂં મોહડું ખોલ !"

ગડબડ કે હીલચાલ કરવાથી કાંઇબી વળવાતું નથી એમ ચોકકસ જાણી મશ્રુકે મોહડું ફાડ્યું, વકાસ્યું, કે તેમાં પેલા બાહોશ શખ્સે ચાલાકીથી કપડાનો ડુચો ખોસી દીધો.

આટલું બજાવી પેલા હિમ્મતવાન શખ્સે પોતાની પાસેનું ચોર ફાનુસ ખેંચી કહાડી સળગાવ્યું, અને તે બરાબર બળતું હતું કે નહીં તે તપાસી જોયું, અને હાથમાં બે બારનો તુફંગચો તૈયાર પકડી અળગે પગે તે ઓરડામાંથી બાહેર પડયો.

આ બધો તમાશો લાઇલાજ બનેલા શીદી મશ્રુકે જોયા કીધો.

તે ખામોશ ઉભો રહયો. પાંચેક મીનીટ પસાર નહીં થઇ હશે કે દરવાજો ધીમેથી ખુલતો જોઇ મશ્રુકે વિચાર્યું કે વળી પેલો પાછો ફર્યો હશે ! પણ નહીં; તેને બદલે તો કોઇ બીજુંજ દાખલ થતું જણાયું. જેને જોઇને તો તેના હોશોહવાસ ઉડી ગયા. તે સ્વપ્ન તો ન જોતો હોય ? વળી તે દાખલ થનારમાં એવું તો શું હતું કે તે આટલો બધો બીધો; કારણ કે એક બાળક પણ નહીં ડરે તેવું તે નિર્દોષ દેખાવનું આસામી હતું.

અંધારી રાતનાં એકાંતમાં નવ્વાબ ગયુરજંગની પડેલી લાશવાળા ભયંકર ઓરડામાં દાખલ થનાર એક સ્ત્રી હતી ! તેણીના લાંબા સુંવાળા વાળ ગર્દનપર થઇ ખભાંપરથી છાતીપર પડેલા હતા. તેણીએ એક સાદો શુધ સુફેદ સાયો પહેરેલો હતો.

તેણીનાં કદ કામત કે પહેરવેષમાં કાંઇ એવું અસાધારણ ન હતું કે તે જોવાથી ડર લાગે, પણ તેણીનો સખ્તી ભર્યો ચ્હેરો અને ડરામણી આંખો એવી દેહેશતનાક હતી કે શીદી મશ્રુક કરતાં પણ વધારે જવાન અને ઝોરમન્દ મર્દના જીગરમાં થરથરી પેદા કરે.

આ અજીબ દેખાવથી જાણે જાદુઇ અસરથી અશકત થઇ પડયો હોય તેમ તે કહુચો ક્યાંથી ધાસ્તીથી સ્તબ્ધ થઇ પથ્થર જેવો બની હાલ્યા ચાલ્યા વિના ઉભો, પેલી સ્ત્રી

આસપાસ કશાંપર ધ્યાન દેવા વગર સીધી લાશની અડોઅડ ગઇ, અને તે મરણ પામેલા નવ્વાબના કાળા પડતા ઠંડા હોઠો પર ચુમ્મી લીધી!

મોતના ઓરડામાં આ અજાએ દેખાવ નજરે પડતો હતો. તેવામાં ઘરના બીજા ભાગમાંથી એક તીણી ચીસ સંભળાઇ, જેથી આખું ઘેર ગાજી રહ્યું.

હજી તો શું બન્યું હશે તેની મણુક અટકળ કરે તે પહેલાં બીજું એક જણ જોશબંધ અંદર દાખલ થયું. આ નવું આવનાર પણ એક સ્ત્રીજ હતી! જાણે તે પહેલીને પકડવા દોડી આવી હતી! પણ પેલી સ્ત્રીએ ત્યાંથી છટકી જવાની કોશીશ કરવાને બદલે બીજીનો સુકાબેલો કીધો–તે સામી તેની રૂબરૂ ગઇ. રૂબરૂ ગઇ એટલુંજ નહી, પણ બેઉ જણીઓ એકબીજીનો રોટો પીસવા લાગી, પણ તેવામાં બીજી આવેલી બૈરી બેશુધ બની જમીનપર પડી જ્યારે પેલી સુફેદ સાયાવાળી સ્ત્રી સડસડાટ ત્યાંથી નિકળી ચાલી, અને જાણે હવામાં પિગળી ગઇ હોય તેમ ગુમ થઇ ગઇ.

આ ગડબડ ઘોંટાળાનો અંત આવ્યો નહીં એવામાં **ગીયાસુદીન** ગભરાટમાં દાખલ થયો.

ઓરડામાં પગ મુકતાંજ તેણે જોયું કે **જમાલબી** ઝમીનપર બેહોશ પડેલી હતી, અને તુર્તજ તેની નજર બંધાયલા હાથ પગ અને મોહડાંમાં ડુચો ભરાયલા શીદી મણુક પર પડી.

"ખુદા ખબર કરે! આ બધું શું જોઉછું?"

પણ જવાબ કોણ આપે? **જમાલબી** બેભાન પડેલી અને શીદી મણુકનાં મોંમાં ડુચો હતો!

**ગીયાસુદીન** પોતાની કમરેથી કટારી ખેંચી કહાડી મણુકના બંધ કાપી કહાડી મોકળો કીધો, અને પૂછ્યું:—

"શિતાબ બોલ શીદી આ શી વારેદાત છે? જલ્દી!"

જે કાંઇ બન્યું હતું તે તેણે ટુંકમાં કહી સંભળાવ્યા બાદ **ગીયાસુદીને** વિચારવંત બની પૂછ્યું:—

"ત્યારે આ મકાનમાં કોઇ ખુની મેકકાર ઘુસ્યો છે?"

"હું કહી નહીં શકતો જનાબ કે તે કોઇ નાતર્સ ખુની હતો કે હિચકારો ચોર પણ તે અહીં આવ્યો, અને આપે આવી છુટકારો કીધો તેવા મારા હાલ કરી ગયો તેતો દીવાની જોત જેવું ઝાહેર છે."

આ સમયે **જમાલબી** જાગૃત થઇ ઉઠી. તેણીએ એક ઘેલી મિસાલ ચૌતર્ફ ગભરાટમાં નજર ફેરવી પૂછ્યું "તે કહાં ગઇ?"

"કોણ?" **ગીયાસે** અજાણપણીથી પૂછ્યું. "આ ઘરમાં આપણુ બે સિવાય સામે પડેલાં મુર્દા સાથે કોઇને કાંઇ લાગતું વળગતું નથી તો અહીં કોણ આવી અને ગઇ?"

ઉપલા સવાલનો જવાબ **જમાલબી**ની ઝુબાનથી સાંભળી **ગીયાસુદીન** અર્ધ ઘેલો બની ગયો. બીજા ત્રીજા બધા વિચાર તેનાં મનમાંથી હવામાં ઉડી ગયા: તેણે મણુક તર્ફ ફરી પુછ્યું:—

"શું તેં ખરેખરી કોઇ અઓરતનો આકાર જોયો ?"

પણ તે હબશી કાંઇ જવાબ વાળે તે પહેલાં જમાલબી બોલી પડી "મેં તમને પહેલાંજ કહ્યું ની ?"

"પણ કાં નહીં તે તારાં ધકારાનું પરિણામ હોય—મહજ એક વ્હેમ—ખોટો મગઝમાં ઠસી ગયલો ખ્યાલ હોય ?"

"શું કહેછ ? અને એટલી બધી બેવકુફ સમજેછ ? મેં મારી નઝરે તેણીને જોઇ અને પિછાની બી," જમાલબીએ જવાબ દીધો.

ત્રણુ જણું જ્યારે ઓરડાની અંદર ઉભાં રહી ઉપલી વાતચિત કરતાં હતાં તે અરસામાં અસલો દરવાજો અરધો ઉઘાડી તેમની પાછળ કોઇ ઉભેલું તે ત્યાંથી ચાલી ગયું તેનું કોઇનેબી ભાન હતું નહીં.

જમાલબીના છેલ્લા શબ્દો સાંભળ્યા પછી થોડીક પળ વિચાર કરી વળી ગીઆસુદીને પુછ્યું:—

"અરે પણ જ્યારે તેણીને જોઇ એટલુંજ નહીં પણ પિછાની બી પાડી તો તેને પકડી કાં નહીં ?"

"મેં તો ઘણીબી કોશીશ કીધી; પણ મુવેલાના સાયા બી કાંઇ સપડાતા હશે ! તેણીએ પોતાનો હાથ મારાં મોં આગળ કરતાં હું બેહોશ બની પછડાઇ પડી."

"વાહીયાત !" ગીયાસ ફફડયો. "એ સાયા ને શયતાન ને ભૂત બધું વાહીયાત ! એ બધા બેવકુફ બૈરાંઓનાં મનના ધકારા માત્ર છે. જો તેણી તારી નઝરે ખરેખર પડીજ હોય તો તે તારા અને મારા જેવી હાડ અને માસની ભરેલી જીવતી જાગતી અઓરત હોવીજ જોઇએ."

"તમારી ગમે એવી દલીલસુધી મારો વિચાર ફેરવી શકશે નહીં. હું ફરીથી કહું છું કે મેં એક મુવેલાંનાં રૂહ સિવાય કાંઇજ જોયું નથી."

"જનાબે આલી, આ ખાલી ઝગડો ટાલી કોટવાલીપર ખબર કરો, કે આપોઆપ ચાંદ નઝરે પડશે ! હુકમ હોય તો બંદો હમણાં ચાલી જાય." મણુકે સૂચવ્યું.

"શું, પેલી અઓરતના રૂહને પકડી કયદ કરવા કે ?" અર્ધ ધિક્કાર અને અર્ધ રમુજ સાથે ગીયાસે કહ્યું.

"સાહેબ, પેલો બીજો બદમાશ તમારાં ધ્યાનમાંથી જતો રહેલો દિસે છે."

"છટ, છટ; તે બદમાશ કોઇજ નહીં પણ એક વેષધારી મર્દ હતો—યાને એક અઓરત મર્દના વેષમાં આવી તારીપર ગાલેબ થઇ હતી."

"ખુદાવન્દ ! ઝિન્ગીનો હર્ષો તરી મરણુ કાંડે આવેલો મણુક શું એટલો બી અન્નાડી ખ્યાલ છે કે મર્દ અને અઓરત વચ્ચેનો તફાવત નહીં સમજી શકે ? તેઓ બન્ને બની ઇન્સાન કે બની જાન હોય—આદમઝાદ હોય કે મુવેલાં આદમીઓનાં રૂહ—ગમે તે હોય પણ

એટલું તો હું ખાતરીથી અર્ઝ કરવાની ગુસ્તાખી કરીશ કે તેઓ એક નહીં પણ જુદાં જુદાં હતાં-એક અઓરત ને બીજો મર્દ."

"બહોત ખુબ ફર્ઝ કરીએ કે તમો લોક કહોછો તે ખરૂં હોય, તો બી એ ભેદી વાત આ ચાર દીવારની બાહેર જવી નહીં જોઇએ. હું શું કહુંછ તે સમજ્યો?"

"લફ્ઝે લફ્ઝ-બેલેબોલ, ખુદાવન્દ" હાથ જોડી મબુક બોલ્યો.

"બહુ સારૂં ત્યારે એક હફતા પછી મને આવી મળજે અને ત્યારે મને માલુમ પડશે કે દાનાઇ વાપરી તેં તારા મોહડાંને તાળું મારી રાખ્યું હતું તો આજે ભુત શયતાનોથી તને ભોગવવી પડેલી હાડમારીના બદલામાં ઘણું સારૂં ઇનામ આપીશ."

"ત્યારે શું બંદો અહીંથી રૂખ્સત લઇ રવાના થાય?"

"હા, બાકીની રાત ખુદ હું પહેરો ભરીશ."

શીદી મબુકના જવા પછી જમાલબી તર્ફ મોં કરી ગીયાસુદીને પુછ્યું:—

"ચાલ, હવે સાફસાફ શબ્દોમાં બોલી દે-લાશપર વાંકું વળીને કોણું જોતું હતું?"

"વળી કોણ? ઓહુરા બેગમ-અથવા તેણીનો ભૂત!"

"દહાડે દહાડે તારૂં મગઝ નબળું પડતું જાય છે-તું વધારે વેહમી બનતી જાય છે. જમાલબી તારૂં ધકધ્યાન ચરવા ગયલું લાગે છે."

"શું દેખતી આંખે મને આંધળી બનાવોછ? વળી મેં તમને કહયું કેની કે ફકત મારા મોં પર હાથ ફેરવી તેણે મને બેહોશ બનાવી દીધી!"

"હાથ ફેરવીને તો શું પણ હાથમાં રૂમાલ હશે તે ફેરવેલો એમ કહે તો માનવા જોગ છે; કારણ કે જ્યારે હું અહીં દાખલ થયો ત્યારે કોઇ એવી ચીઝનો વાસ આવતો હતો કે તેથી દેમાગ ફરવા માંડે; ગાલેબન પેલીએ પોતાના રૂમાલપર તેવી કોઇ બેહોશી લાવનારી દવા છાંટેલી હશે. બાકી ભુત ને શયતાન જેવી ખીઆલી વાતોથી હું ડરતો નથી."

"ઓ ખુદા! હવે હું કહાં જઇ મરૂં? અગર ખરેખર તે જીવતીજ હશે તો કર્મ ફુટયાં!"

"પણ તે મરીજ ગઇછ એમ ધારવાનો સબબ? કાં નહીં કંઇ સંતાઇ રહેલી હોય?"

"ઓ જનાબ, તમે કેવી વાત કરોછ? પંદર વરસ થયાં તે ખાક સાથ મળી ખાક બની ગઇ તે તો દુન્યાને રોશન છે. પણ ખુદાનાખાસ્તા તમે ધારો છો તેમ જીવતીજ હોય તોબી આવે સમય અહીં આવવાની હિમ્મતજ કેમ કરે-અને કરે બી તો કીએ રસ્તે ઘરમાં દાખલ થઇ હશે? દરેક દરવાજો બલકે દરીચો બંધ છે! કોઇ પરંદું પણ પર ફફડાવી શકે નહીં! ઘણુંજ અજબ!"

"આટલાં વરસ પછી તેને કોઇ ઓળખશે નહીં એવા ખોટા ખીઆલથી ઘરમાં ઘુસી ગયલી; બીજું શું?

"તમે એમ ધારો છો કે તેને કાંઇ શક પડયો હશે?" જમાલબીએ પુછ્યું.

"અલબત્તા; તેને ચોકકસ વહેમ-ચોકકસ શક હોવો જોઇએ."

"અને તે?"

"તારૂં ને મારૂં કપ્પાળ—વળી શું? આપણું કાવતરૂં, આપણું ભોપાળું."

"ત્યારે શું આપણી તમામ મિહનત બરબાદ અને ગુનાહ લાઝિમ?"

"જે ચીઝ આપણને જડી નથી તે તેઓને પણ જડે ત્યાં લગી તો નહીંજ!"

"એટલે મરનારનું વસિયતનામું?"

"દરીનએ ઉંક! તેજ."

"તમારી ખાત્રી છે કે બડેમીઆંએ વસિયત કીધેલું."

"હું બરાબર જાણું છું."

"અને બધું પેલી દુકતીનાં નામપર કીધેલું કે?"

"હઝાર બારસો અશરફી મારાં નામપર તથા એક જુની વફાદાર ખિદમતગાર તરીકે હઝારેક રૂપરડી તારાં કપ્પાળમાં ડહામ દીધેલા."

"અરે ત્યારે આપણી હરેક દર્દેસરી અને ઝહેમત પાણીમાં જવાની?"

"હું તો નહીં ધારતો."

"પણ એ પેરી કયાં હશે? એને હાથ કરવી જોઇએ!"

"તેની ફિકર ના કર; પત્તો મેળવ્યો છે; ઇન્શાલ્લ અલ્લાહ, ઉડતાલીસ કલાકમાં અહીં હાઝિર કરી શકીશ."

"અને પેલો કોઇ વેષધારી ઘરમાં ઘુસી ચાળામાળા જોઇ ગયોછ તેનું કેમ? કોઇ સુવો અબરો! જોયા કેની બીચારા પેલા ગરીબ હબશીનાં કેવા હાલ કીધેલા તે?"

ગીયાસુદીને, નઝદિક જઇ જમાલબીનાં કાનમાં કાંઇ કહયું, તેજ પળે બારણાંપર કોઇએ ટકોરા માર્યા.

"લે ચાલ, તેઓ આવી ગયા!" એમ બોલતો ગીયાસુદીન તે ઓરડો છોડી ગયો.

---

## પ્રકરણ ત્રીજું.

---

### નસીબખાંની શોધખોળ.

વૈરી ખરેખર વૈરીનીજ ગરજ સારનાર દોસ્તના આકારમાં મર્દની દુશમન હોય છે. તમે જાણોછ? એનાં પેટમાં કાંઇ છુપી વાત રહી છે અથવા કદી રહેશે? વાસ્તે અય આકેલ મર્દ, જે વાત તારા દુશમનને કહેવા કે જણાવવા માંગતો ન હોય તે હરગેઝ, હરગેઝ તારી ગમે એવી તાબેદાર, ફરમાંબરદાર અને ઇમાનદાર માનેલી સ્ત્રીને જણાવતો ના, કારણ કે સીધી નહીં તો આડકતરી રીતે [illegible] નહીં પણ બોબાઇમાં પોતાનો પેટમાંની [illegible]

કહી દેવાની લાલુચ તે થોભાવી શકવાની નથી. અરે કંઇજ નહીં તો ખુશી કે ગુસ્સાના આવેશમાં પોતે પોતાનાંજ મન સાથે એવો બડબડાટ કરશે કે પાસેની પાડોશણ પણ સાંભળે.

**જમાલબી** પણ એક અઓરતજ હતી, અને તેણીની જાતીના સર્વ ગુણ-અવગુણો તેણીમાં પણ ભરપુર હતા.

**ગીયાસુદીન** ઓરડામાંથી જતાંજ તે મોટે સાદે બડબડવા લાગી; તેને ક્યાં ખબર હતી કે દીવારને પણ કાન હોય છે! તે બોલી:-"કોઇ ચોકકસ ઠેકાણે **ગીયાસના** મળતીઆઓ છે, ત્યાં એણે તારથી વાત કીધી-ટેલીફોન કર્યો છે, અને ત્યાંથી મદદ આવનાર હતી; અને તે મુજબ મદદગારો આવી પહોંચેલા લાગેછ."

આપણે આગળાં પ્રકરણમાં વાંચી ગયાં કે કોઇ શખ્સ અળગાં બારણામાંથી છુપાઇને તે ઓરડામાંના ચેનચાળા જોઇ ગયો હતો તેજ ધણી હમણાં પણ ત્યાં મઓજુદ હતો, અને **જમાલબીના** મોંમાંથી પડેલો ઉપલો દરેક બોલ તેણે બરાબર સાંભળ્યો હતો.

આગળા ઓરડાના દરવાઝા આગળ જઇ **ગીયાસે** પુછ્યું:—"કોણ?"

તુર્તજ ચોકકસ ઝાતના ટકોરા દરવાઝાપર સંભળાયા, અને તેણે જાણી લીધું કે મદદ આવી પહોંચી હતી.

**ગીયાસુદીનને** દરવાઝો ખોલતાં સાદા પોષાકમાં સજ ધજેલા ચાર કદાવર શખ્સ અંદર અવ્યા. તેઓ ઘણીજ સંભાળથી અળગે પગલે ચાલતા હાલતા હતા; તેમની દરેક હિલચાલ પરથી સાફ જણાતું હતું કે તેઓ કોઇ છૂપાં બલ્કે શયતાની કામ પર કમરકસીને આવેલા હતા.

**ગીયાસુદીનની** હિલચાલ પણ તેઓથી કોઇ પ્રકારે જૂદી નહતી. દરેકનો તેણે હાથ દાબી ઘણીજ સંભાળથી વર્તવાની ઇશારત કીધી; થોડીક પળની છુપી મસલેહત પછી તેઓ સઘળા પેલા ઓરડામાં દાખલ થયા કે જ્યાંથી **જમાલબી** તુર્તની ચાલી ગઇ હતી.

ચારો નવા આવનાર હયદરાબાદી કરતાં **કાબુલી** વધારે દેખાતા હતા, તે સાથ તેઓના ચહેરા પરથી કતલ અને ખુન કરવાને સ્હેજ પણ અચકાય નહીં એવા જણાતા હતા.

એક પળ લગી કોઇ કાંઇ બોલ્યુ નહીં-સર્વ ચુપચાપ હતું. પછી **ગીયાસુદીને** ચુપ કીદી તોડી:—

"તમે બધા પાક વચનથી બંધાએલ મારા દોસ્તો છોની?"

બધાઓએ છાતીપર હાથ મુકી સર નમાવી મુંગે મોઢે, તેમ હોવાનો ઇકરાર કીધો.

"ત્યારે તમો બધાપર પુરતો અએતેબાર રાખું?"

"ઝરાપણ શક વગર." તેઓમાંના એક ઉંચો પણ પાતળા કદના ચબરાક શખ્સે ખાતરી આપી.

"સાંભળો ત્યારે; મારા કેટલાક દુશમનો છે. જેઓ ખાઇ પીને મારો ખરાબો કરવા માંગે છે, અને તેથી હું તમો દોસ્તોની ઇમદાદનો ખાસ્તગાર છું, અલબત્તા તમારાં કામ મુજબ મળો

"હમો બાહુતી ખુનીઓ તરીકે નહીં પણ જાની દોસ્તો તરીકે તમારી મદદે આવેલા છીએ."

ગીયાસુદીન કેટલુંક જુઠું સાચું અકાવવા સાથે આપણે આગલા અંકમાં વાંચેલી વાત —પેલી સફેદ સાયાવાળી ભેદી અઓરત તેમજ પેલો અજીબ અજાણ્યો શખ્સ જે સીદી મુશ્કને સિકડી મોંમાં ડુચો મારી ગયો હતો તે બીના પણ મરી મસાલો ભભરાવીને કહી:

એ બધાંનો ટુંકસાર એજ હતો કે પેલી ભેદી સ્ત્રી તેમજ મર્દ એક બીજાના મળતાં હતાં, અને તેનું ખાતું ખરાબ કરવા–તેના કાકાનો મળતો વાજબી વારસો મારી ખાવા કાવત્રાં કરતાં હતાં.

"પેલો ભેદી શખ્સ કહાં ગુમ થઇ ગયો?" એકે સવાલ કીધો.

"હું ધારૂં છું કે આ મકાનમાંજ કેઠે સંતાયલો હશે!"

"અને પેલી અજીબ અઓરતબી?" બીજાએ પૂછયું.

"હા; એમજ છે." ગીયાસે કહ્યું.

"તેઓની મતલબ શું છે?" ત્રીજાએ ખુલાસો માંગ્યો.

"વળી શું હોય? મારો જાન લેવાનો–મારૂં ખુન કરવાનો!"

છેલ્લા શબ્દો ગીયાસના મોંમાંથી બાહેર પડતાંજ પેલા ચારો જવાનોએ પોતાની કમર માંથી ચળકતી કટારો ખેંચી કહાડી તે પર બોસો દીધો–એવું દેખાડવા કે પેલા છુપા શખ્સનો જાન લઇનેજ છોડશે.

ગીયાસુદીન તેઓની મતલબ સમજી ગયો, અને બોલ્યો:—"હા, એઓનો નિકાલ કરવોજ જોઇએ–એમનો કાંટો કહાડવોજ જોઇએ. તેઓ મારો જાન લેશે–અને મારો જાન બચાવવા તેમનો જાન લેવાની મારી વાજબી ફરજ છે."

પાંચો વચ્ચે પાંચ મિનિટ છુપી મસલેહત ચાલી.

ઉપર વાંચી ગયા તેમ સર્વથી ચાલાક અને ઉત્સાહી માણસ એક ઉંચો જવાન હતો.

તેઓની વધુ હિલચાલપરથી અનુમાન કરી શકાય કે તુર્ત જ આખાં ઘરની તપાસ લેવા–છુપાયલાંઓને શોધી કહાડવાની તેઓ તૈયારીમાં હતા.

એકને આગળા ઓરડામાં, બીજાને બાજુના કમરામાં, અને ત્રીજાને દરવાઝાપર ચોકી કરવા ગોઠવી દઇને તાકીદ કરવામાં આવી કે ઘરમાંથી કોઇ છટકવા પામે નહીં.

બીજી કેટલીક સુચનાઓ પોતાના ગોઠયાઓને કરી પેલા ઉંચાં કદના શખ્સે ગજવામાંથી રૂદ ગયો કહાડી તેનો ઘોડો ચઢાવી હાથમાં લીધો અને ગીયાસને કહ્યું.

"ચાલો; હું તૈયાર છું."

માળપર જવા સારૂ તેઓ દબને અને ધીમે કદમે દાદર તર્ફ ચોંસતા થયા, જ્યાં આગી પુગતાંજ, પેલો સુફેદ સાયાવાળો આકાર જોઇ જેટલી બીધી હતી તેથી ચાર ગણી હિંમતાવલી જમાલબી ધમરાટમાં ખુલ્લા બાલે સાથ એક ચુડેલ મિસાલ ઉપરથી ઉતરતી તેઓએ દીઠી.

તે એટલી તો ગભરાયલી અકળાયલી હતી કે જ્યાં સુધી નીચે આવી ગીયાસુદીનને અથડી પડી ત્યાં લગી તેણીને નિચે ઉભેલા મર્દોની હાજરી વિદિત જણાઇ નહીં.

ગીયાસના કાનપર પડી ને ઉતાવળમાં બોલી:—

"છેલ્લા એક કલાકની અંદર કોઇએ મારા ઓરડામાં ઘુસી ખાનાં પેટીઓ તળે ઉપર કીધેલી લાગેછ!"

"ઓહો! એમ છે તો આપણો શિકાર હજી અહીંજ ભમતો લાગે છે; હવે એ છટકવા પામવાનો નથી—હરગેઝ નહીં!"

હળવે પગલે બન્ને મર્દો દાદરપર ચઢવા લાગ્યા, તેમની પૂઠે **જમાલબી** પણ ગઇ.

**જમાલબી**નો ઓરડો બીજે માળે હતો.

ઓરડાનો દરવાજો ખુલ્લો હતો, અને પેલાં ત્રણે અંદર ઘુસ્યાં.

સૌથી આગળ પેલો અજાણ્યો શખ્સ, તે પાછળ **ગીયાસુદીન** અને છેલ્લાથી પૂઠે **જમાલબી** ધ્રુજતી છાતીએ દાખલ થઇ, પણ હજી તેનો એક પગ ઉંબરની બાહેરજ હતો તેવામાં તેણીએ એક ચીખ મારી અને બીજી પળે તો બેશુધ્ધીમાં દરવાઝા વચ્ચે ગબડાઇ પડી.

એ અઓરતને એમ ગભરાઇને ફરી એકવાર એમ બેહોશ થઇ પડવાનું શું કારણ મળ્યું તે શોધી કહાડવા પહેલાં, આપણે ઝરા પેલા ભેદી શખ્સ તર્ફ આપણી નિગાહ દોડાવીશું, તેજ ભેદી શખ્સ કે જેણે શીદી મક્ષુકના બુરાં હાલ કર્યા હતા.

તે ભેદી મર્દ જે મધરાત્રી પછી એક ચોર કે ખુનીને અવતારે **ગયુરજંગ**ની હવેલીમાં ઘુસ્યો હતો તેની શખ્સીયત વધુવાર છુપાવવી બેકાર હતી કારણ કે કેટલાંક ચતુર વાંચક તો ચેતીજ ગયાં હશે કે તે કોઇજ નહીં પણ મક્કમ વિચારનો, મઝબુત હાથનો, જોરાવર અને સાબેતં કદમ બહાદુર **નસીબખાં** હતો.

જ્યાં લગી મરનારની લાશ તે ઘરમાં પડેલી હતી ત્યાં લગી પોતાનાં મળતાં વિષેકો સિવાય કોઇને પણ તે છાપરાં હેઠળ નહીં રાખવાની જે કાળજી **ગીયાસુદીન** રાખતો હતો તે **નસીબખાં** બખુબી સમજી ગયો હતો.

જે જે છુપી વાતો કે જેથી આપણ હજી અજાણ્યાં છીએ તેથી **નસીબખાં** વાકેફ હોવાથી પેલા કાળા શીદીને બી કેમ ઘરમાં રહેવા દીધો હશે તે તેની અજાયબી હતી.

**તે કાલેખાંની કેવી અવસ્થા નસીબે** કીધી હતી તે તો આપણે જાણીએ છીએ, ત્યાર બાદ તેણે પોતાનાં ભારી બુટને તળીએ નર્મ ગાદીઓ બાંધી કે જે હંમેશા તેના ધંધાની રૂએ તેની પાસે રહેલી હતી—અને મકાનની ઝડતી લેવા નિકળી પડયો હતો.

ઝરાપણ સણસારો કર્યા વગર તે છેક ત્રીજે માળે પુગી વળ્યો હતો, અને વધુ તપાસ માટે ધાબાંપર ચઢવાની અણીપર હતો તેવામાં પેલી ભેદી ઓૅરત દાદરને મથાળે ઉભેલી દીઠી હતી.

સુફેદ સાયાવાળા તે આકારને જોતાં ગમે એવો શેરમર્દ છતાં તે ઝરા ચમકયો.

તે સુફેદ સાયો અગર ગુમ થઇ જતે તો તેથી પોતા જેવું લોહી માસનું ખાકી પૂતલું હતું એમ જાણી **નસીબખાં** તેની પુઠ પકડતે; પણ ગુમ થવાને બદલે ને રૂહાની

દેખાવની ઔરત, **નસીબ** તરફ નઝર રાખી રાગમાં દાદર પરથી ઉતરવા લાગી. આ અણુધારેલા બનાવથી તે તો સ્તબ્ધ બની દાંતમાં આગળું પકડી ઉભો!

કાંઇ પણ આવાઝ કર્યા વગર દાદર પરથી ઉતરી—જાણે તેને ત્યાં ઉભેલો જોયો કે જાણ્યોજ નહી' હોય તેમ શાંતપણે ઉભી. **નસીબખાં** કાંઇ કરે કે બોલે તે પહેલાં તેણીએ પોતાનો જમણો હાથ ઉંચો કર્યો તેમાં એક નરમ રૂમાલ ખુલ્લો પકડેલો હતો, તે તેણીએ તે જવાંમર્દના મોઢાપર ફેરવતાંજ જાણે જાદુઇ અસર થઇ હોય તેમ તે ભોંયપર પટકાયો—તે બેહોશ થઇ પડયો.

થોડીક પળ પછી જ્યારે તે શુધ્ધીમાં આવ્યો ત્યારે તો પેલો ઔરતનો આકાર ગુમ થયલો હતો. પણ દરેક ચીઝ તેણે જોઇ હતી તેમજ હતી—ચુપકીદી અને શાંતી પથરાયલી હતી. મરનાર ગયુરજંગે પોતાની ગુમગસ્તા દિકરીનાં રંગરૂપની વિગત પુરી પાડી હતી, હુબહુ તેનેજ મળતો પેલો ફરેસ્તાઇ આકાર હતો એમ **નસીબ** ખાતરીથી માનવા લાગ્યો.

રૂહાની આકારને બરસે રહેવાને બદલે પહેલેથીજ તેણે હિમ્મત કરી હતે તો આવા ધોકામાં તે આવતે નહી', પણ કાંઇ જાણવાજોગ વધુ ખુલાસો મેળવતે. પોતાની આખી કારકર્દગીમાં આજેજ પહેલીવાર તે એક ઔરતનાં હાથ વેચાયો હતો.

તેણે એ ભેદી ઔરતનો ભેદ ઉકેલવાનું મન કીધું, પણ તેથી બી વધુ અગતનાં આસામીઓપર ખીઆલ આપવાનું મુનાસેબ વિચાર્યું.

હજી તે દાદર આગળજ ઉભેલો હતો. પાસેના ઓરડામાં કાંઇ સણસારો જણાતાં તે દાદરતળે અંધારામાં જઇ ઉભો. પોતાની સંતાવાની જગામા બરાબર ગોઠવાયો નહી' એટલામાં બાઝુના ઓરડાનું બારણું ઉઘડયું, અને ડોકું બાહેર કહાડી જોતાં કોઇ ઔરતને તેની આગળથી પસાર થતી જોઇ. પણ તે તેણીનો ચહેરો જોઇ શકયો નહી'. તેનાં કદોકામત અને ચાલપરથી તેણે ધાર્યું કે *જમાલબી* હોવી જોઇએ.

તે ઔરત દાદરપરથી નિચલા મનઝીલાપર ઊતરી. તે એક ઊમદા તક હતી અને તેનો લાભ લેવા **નસીબખાં** ચુકે એમ નહતું. તે મન સાથે બોલ્યો કે, "દર્દને જોઇતું હતું તેવુંજ વૈદ ફરમાવ્યું" આ કાતર્યાપર મારા સિવાય બીજું કોઇજ નથી. કદાચ પેલી સુફેદ સાયાવાળી એકાદ ખુણાંખરોળાંમાં ભરાઇ બેઠી હોય તો કોણ જાણે!"

તે પોતાની છુપાવાની જગામાંથી બાહેર નિકળ્યો, અને જે ઓરડામાંથી **જમાલબી** નિકળી હતી તેમાં ઘુસ્યો.

અંદર દાખલ થતાં તે પોતાને કામે વળગ્યો. ગજવામાંથી કુંચીનો ઝુમખો કહાડી વગર ધાસ્તીએ તેણે એક પછી એક જમાલબીનાં ખાનાં અને પેટીઓ ખોલી ખોળવા માંડયાં:

તેના મનને સંતોષ આપે એવી જે પહેલી ચીઝ તેને હાથ લાગી તે કાગળોનું એક બન્ડલ હતું.

ઉપર ટપકે તપાસતાં એક કાગળમાં કોઇની ટુંકી દસ્તખત—સહી પર તેની નઝર પડી, જે જોતાં તે બડબડયો, "જનાબ 'ગબન-દાસ' હવે તમારી પૂરેપુરી ખબર લઇશ; પણ હમણા વકત નથી" એમ કહી તે કાગળ મુઠીમાં દાબી ગજવામાં ઠેસવી દીધું;

બીજું એક ખાનું તપાસતાં વળી એક અધુરૂં મુકેલું કાગળ મળ્યું. તે કોઇ અઓરતના અક્ષર હતા. તે ખુશ થઇ ગયો, અને દીવા આગળ તે કાગળ વાંચ્યું. જે નિચે મુજબ હતુંઃ—

"અઝીઝે મન–તમારી છેલ્લી ચીઠીનો મઝમુન વાંચી હું તઅજ્જુબ કરૂં છું કે એક મર્દને ન છાજે તેવી રીતે મને ધમકી આપી દબરાવવા માગો છો!

"એવા સુકકા દમથી ડરનારી નારી હું નથી; સુઝમાં રોઝા ખોલશો; આસીઆવલાની કાની બખાળવા કરતાં ખરા મર્દાને મર્દ તરીકે તમારૂં વચન ઉપાળો. તમારી ધરપચ સરપચથી બંદી બીહવાની નથી. એમ ખાતર જમે રાખજો; નથી હું તમારેથી ડરવાની કે છેતરાવાની.

"આપણ વચ્ચે થયલાં કરારનામાં પ્રમાણે મેં મારો ભાગ લફ્ઝે લફ્ઝ—બોલે બોલ બલકે અક્ષરે અક્ષર બજાવ્યો છે; ને નતીજામાં મારા મોહસીનનો મરતી વકતનો કરામેશ્ગી દેખાવ શયતાન મિસાલ રોઝે કીઆમત તુલીક મારાં દિલના દીદાર આગળ નમુદ રહેશે.

"મારી ઝિન્દેગી કંટાળાભરી–હયબતનાક અને ધડકધુજારાવાળી બનશે, અને તેથી હરામની મેળવેલી દઓલત મને શા ખપની? સિર્ફ આ મુલ્ક છોડી જવા કે મકકા શરીફ હજ્જ કરવાનાં કામમાં આવે તેજ તો! મારી આખી ઝિન્દેગી મારાં અઝીમ ગુનાહોની તોબ્જેશ કરવામાં ગુઝારીશ તોબી એક બેગુનાહ અને ભલા મોહશીનનાં ખુનનો દાગ રસ્તાખેઝ સુધી મારી દામનપર લાગેલો રહેશે.

"પેલી નોટો વિષે જાણવું જે, તમારી ધમકી તો બાજુએ રહી પણ જલ્લાદની તલવારની ધારની ધાસ્તી કે દાર (સુલી)ના ખઓફથી પણ હું તે બાબેનો ભેદ ખુલ્લો કરીશ નહીં–મરવાથી હરગેઝ ડરીશ નહી; તા વકતે કે ....."

જાણે આટલું લખ્યાબાદ એકાએક કોઇએ ખલલ કીધી હોય તેમ લખનારે તે કાગળ અધુરૂં છોડયું હતું.

પણ તે અધુરૂં કાગળ **નસીબખાંને** એટલું અગત્યનું અને કારઆમદ જણાયું કે ચોરાયલી નોટો–મર્હુમ નવ્વાબ ગયુરજંગની નોટો ગોયા તેની મુઠીમાંજ આવી પડી હોય તેમ તે ખુશખુશ થવા લાગ્યો.

"ફકી આમ બાબત છે! સાતસો ચુહા મારી બિલ્લીમાઇ હજે શરીફ કરવા નિકળવાની છે? હરામની મેળવેલી દઓલત મુલ્ક છોડી મકકા શરીફ જવામાં ખરચવા માંગે છે? વહારે ધરમી! હવે મારી નજર સામે મોઆમેલો આઇનો મિસાલ સાફ દેખાય છે. મરનાર ગયુરજંગે પીધેલું ઝહેર ઉહવવા વપરાયલી ચમચી–અને તે ચમચીને વળગેલો અઓરતના બાલનો એક ટુકડો એ બધાંની હવે સમજ પડતી જાય છે. વળી '**તલવારની ધારની ધાસ્તી કે દારના ખઓફથી પણ હું તે બાબેનો ભેદ ખુલ્લો કરીશ નહીં–મરવાથી હરગેઝ ડરીશ નહીં. તા વકતે કે........**' એમ બેગમ સાહેબા ચોકખું પરખાવે છે! વાહરે તારી હિમ્મત! ત્યારે **જમાલબી** સાહેબા બે બદમાશોમાં પહેલાં નંબરનાં બદકાર મકકાર મુનેલાં છે–બલ્કે ખુની છે? પહેલી ચોર અને પછી ખુની! ઠીક, ઠીક, આજની મહેનત અકારત ગઇ નથી; અને હવે જોવાનું છે કે 'તા વકતે કે' જે કાંઇ એમનાં મનમાં હોય તે પહેલાં એવણનાં બદનસીબમાં **નસીબખાંના** ફાંસામાં ફસવાનું લખ્યું છે કે નહી? ઇન્શાઅલ્લાહ! મુહુર્ત તો મજેનું છે–સગન તો સારા છે, આગે **પાક અલ્લાહ છે!"**

ઉપલા વિચારમાં તે મશગુલ હતો અને પેલું હાથમાં ધરેલું અધુરૂં કાગળ ગજવામાં મુકવાની તૈયારીમાં હતો એવામાં નિચલા મનઝિલપર કોઇ ચીખ મારતું સંભળાયું. શું કરવું તેનો તેણે તુર્તજ ઠરાવ કીધો.

તેણે વિચાર્યું કે પેલાં કાગળનો કબજો તુર્ત વેળા લેવામાં ફાયદો ન હતો. કારણ કે તે પર કોઇનું નામનિશાન કે ન કોઇની સહી એવું અધુરૂં ચીથડું કાયદાસર કામ કેમ લાગે? વળી અસલ મતલબ તો તેણે વાંચી લીધી હતીજ. અલબત્તા બીજાં કાગળોનું પડીકું ખોલીને વાંચેલું ન હોવાથી તે રાખી પેલું અધુરૂં લખાયેલું પત્ર તેની જગાએ પાછું ફેંકી દઇ તે ઓરડામાંથી નિકળી ઝડપથી દાદર આગળ જઇ નિચલા માળપર જવા ઉતરવા લાગ્યો.

પહેલા માળ પર પગ મુકતાંજ, પાછલા કમરામાં વાતચીત થતી સંભળાઇ, એટલે તુર્ત તેની પાસેના ઓરડામાં ભરાઇ તે વાત સાંભળવા પર કાન લગાડયા. તે વાત કરનારાં શીયાસુદ્દીન અને જમાલબી હતાં.

જ્યારે ભોંયતળીઆનાં બારણાંપર ચોકકસ ગોઠવણ મુજબના ટકોરા પડતા સંભળાયા ત્યારે કોઇ નબળો પોચો હતે તો તે ઘરમાંથી છટકવાનો વિચાર કરતે. પણ અત્યાર લગી મજેથી ફતેહ પછી બહાદુર નસીબખાં પળવારથી એવો વિચાર કરે એ બનેજ કેમ?

પેલા નવાં આવનારા કોણ હતા, કેવાં માણસો હતાં, અને શું કરવા આવેલાં તે વિષેની બધી વાતચીત સાંભળી લઇ તે બહાદુર પાછો બીજે માળે ગયો તેજ પળે પાછલા કમરાનાં કમાડ ખુલ્યાં, અને જમાલબી બાહેર નિકળી તેની પાછળ દાદરપર ચઢી આવતી જણાઇ. એક પળ પણ ખોવા વગર જમાલબીના ઓરડાની બાજુના એક કમરાનું બારણું હડસેલતાં સારાં નસીબે ખુલી ગયું; તે એવી ઊમીદમાં છુપાઇ ઊભો કે જેવી જમાલબી ત્યાંથી પસાર થઇ જાય કે પછી પાછો પોતાને કામે વળગે.

પણ તે રાત અજાયબીઓથીજ ભરેલી હતી. નસીબના નસીબમાં વળી કાંઇ નવુંજ જોવાનું અને અનુભવવાનું હતું પેલા ઓરડાનું બારણું વાંકું વાળતાંજ તેના અનુભવી કાનો પર કાંઇ શણુસારો પડયો; તેને માલુમ પડયું કે તે ધારતો હતો તેમ તે ઓરડો ખાલી નહતો–તેમાં જુરૂર કોઇ હતું.

ખરેખર તેની હાલત જોખમ ભરી થઇ પડી હતી. ઓરડામાં ભરાયલું ન જણાયલું આસામી ર્હેજ બી બુમ પાડે તો નિચલા મનઝિલાપર જમા થયલા પાંચ જણ ઊપર દોડી આવે તેમની સામે તે એકલો ટકી શકે એમ નહતું–ખાસ કરી તેમાંનાં ચાર તો આપણે જાણીયે છીયે તેવા બેરહમ કાબુલીઓ હોવાથી મામલો વધારે ભયંકર હતો.

ઓરડામાં ઘોર અંધારૂં હતું. તે પોતાનો હાથ પણ જોઇ શકતો નહીં હતો, ત્યારે ત્યાં ભરાઇ બેઠેલા ઇનસાન કે હયવાનને તો કયાંથીજ જોઇ શકે! તોપણ ઓરડામાં કોઇ હતુંજ એમ તેની ખાતેર જમાં હતી.

વેળા ખોહવાની નહતી-વકત ગુમાવવાનો નહતો; તેણે પોતાની વિશ્વાસુ કટાર હાથમાં લીધી. અને એક બંધ બારી તર્ફ કે જ્યાં કોઇ હોવાનો શક પડયો હતો–ચાલવા માંડયું. તુર્તજ તે બારીપરનો પરદો હઠી ગયો અને બાહેર રસ્તાપર બળતી બતીના ઝાંખા ઉજાસમ

પેલી સુફેદ સાયાવાળી સ્ત્રી તેની નઝરે પડી—તેજ કે જેણે થોડોજ વકત પહેલાં રૂમાલના એક ઝટકા સાથ તેને બેહોશ બનાવી દીધો હતો.

બહાદુર નસીબખાં જેણે સેંકડો મરતબા મલકિલમઓતનો બહાદુરીથી મુકાબલો કીધેલો તે આજે આગળ પાછળ કરતો જણાયો.

તેણે બોલવાની કોશીશ કીધી મગર બોલી શકયો નહીં; ગોયા તેની જીભ તાળવાં સાથ વળગી ગઈ!

પેલો આકાર તેની તર્ફ આવ્યો.

ત્યાંથી ખસી જવાનું પણ **નસીબ**ને સુઝયું નહી, અને પેલા આકારે હિમ્મતથી આગળ આવી ફરી એકવાર તેનાં મોંપર રૂમાલ ફેરવી તેને બેહોશ કરી દીધો.

આગળ મોઆફેકજ જયારે તેણે પાછો હોશમાં આવી આસપાસ જોયું તો વળી પેલો આકાર નદારદ!

એકાએક તેનાં મનમાં કાંઇ વિચાર આવી ગયો, અને તેજ પળે ઝમીનપર પડેલી કોઇ ચીઝપર તેનું ધ્યાન ખેંચાતાં ઊપાડી તપાસી જોઇને બોલ્યો:—"સજાડ બન્યો! બીજી વકતે આ અજીબ અને ભેદી સ્ત્રીને મળીશ ત્યારે તો આ ઘરમાંનો એક અજીબ ભર્મનો પરદો ચીરવાને શકતીવાન થઇશ."

તે પોતાની કટાર મીયાન કરી પેલા બારી આગળ ગયો તો પરદો પાછો પડેલો હતો.

તે પરદો ખિસેડી વધુ તપાસ અને તલાશ કરવાનો તેણે ઠરાવ કીધો.

પેલો પરદો ખસેડી જોતાં તેણે શું જોયું: તે બારીપરથી પાસેનાં ઘરની બારી સુધી જાણે પુલ નાખ્યો હોય તેવું જોડાણ કરી લીધેલું!

"*ભેદના ભંડારમાં પહોંચવાનો કેડો આજ રસ્તો દેખું! ઠીક છે; ધીરજથી એની પણ ખબર લઇશ.*" તે પરદો આગળ માફક મુંકી ત્યાંથી પાછો ફરતાં **નસીબખાં** બોલ્યો, અને કાંઇ આવાઝ સાંભળવાની ઉમીદમાં ઉભો; પણ કાંઇજ નહીં.

તે પાછો **જમાલબી**ના ઓરડા આગળ ગયો, અને દરવાઝો ખોલી અંદર ગયો તો તે તદન ખાલી. તે વધુ ખોળખાળ કરવાની તૈયારીમાં હતો એટલામાં વળી નિચલા ખંડમાં કોઇનો આવાઝ સંભળાયો.

દાદરના કઠેરાપરથી વાંકોવાળી તે નીચે જોવા લાગ્યો, પણ દેખાય શું? મગર વાત કરવાનો સાદ પરગરો સંભળાતો હતો.

તેણે **જમાલબી**નો આવાઝ સાંભળ્યો.

તે બોલતી સંભળાઇ કે "છેલ્લા એક કલાકની અંદર કોઇએ મારા ઓરડામાં ઘુસી ખાનાં પેટીઓ તળે ઉપર કીધેલાં લાગેછ."

અને ઉપલા વાકયના જવાબમાં બીજા બે મર્દો શું બોલ્યા હતા તે પણ તેણે સાંભળ્યું હતું.

હવે નસીબખાં ઘરના દરેક કમરાથી વાકેફ થયલો હોવાથી, પેલા બે મર્દો અને જમાલબીબીને ઉપર આવતાં જાણતાં સામેના ઓરડાનું બારણું ખોલી તેમાં ભરાયો.

પેલાં ત્રણે શું વાત કરતાં હતાં તે સાંભળવા તેણે આતુરતાથી સ્હેજ દરવાજો ઉઘાડયો.

પેલા મર્દો તો આગળ ચાલી ગયા હતા પણ પાછળ પડેલી જમાલબીબીની નઝર તેની પર પડતાંજ ઉપર વાંચી ગયા તેમ તેણે ચીખ પાડી હતી.

:o:

## પ્રકરણ ચોથું.

:o:

### મિહનત બરબાદ.

આપણે વાંચી ગયા કે જમાલબીબીએ ચીખ પાડી હતી, અને ત્યાર પછી તેણી બેહોશ થઇ પડી હતી; પણ તેણી શું કામ અને શાથી એમ બેભાન થઇ પડી હતી તેનું કારણ પેલા બે જણ શોધી કહાડે તે પહેલાં કેટલીક મીનીટ પસાર થઇ ગઇ હતી.

ગીયાસુદીન ઘણો ઉશ્કેરાઇ ગયો, પણ તેના સાથીએ એક અનુભવી આદમીની અદાથી જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ ખામોશ રહી આહીસ્તાથી પુછયું:—

"એ એમ શાની ચીખો મારતી હશે?"

"એ સત્યાનાશ ગઇને કોણ જાણે શાનો હિસ્ટ્રાયા થઇ આવ્યો? પણ હું જ્યારે તેણીના માન અને હોશયારીની ઘણીજ જુરરત સમજું છું તેવેજ સમયે એમ ઘડી ઘડી ભાન ભુલી અને બેહોશ બની પડયા કરે છે!" ગીયાસે બળાપો કર્યો.

"મર્દ જેવાં મકકમ મનની અઓરત થોડીજ હોય શકે!" બીજાએ ધીમેથી સમજાવ્યું.

"પણ એ દદા તો ઘણાંજ મકકમ મનની હોવી જોઇએ; એણે પુરતો અનુભવ મેળવેલો છે."

"એની ઉમરની બધી અઓરતોને બહોળો અનુભવ હોવોજ જોઇએ." પેલા લંપુસ સાથીએ વધાર્યું અને સામેજ એક પાણીનું માટલું દેખાતું હતું તેમાંથી લોટી ભરી લાવી પેલીનાં મોંપર છાંટતાં તુર્ત તે હોશમાં આવી.

"કેમ, બીબી! વળી શાથી ચમકીને હબખત ખાધી?" ગીયાસે ટકોર કીધી.

"કોઇનો ઓળો!"—પેલી બોલી,

"ઓળો? તઅજુબ! કોઇને નહીં ને તુનેજ ઓળા ને સાયા ને ભુતના ચાળા આજે કેમ દેખાય છે તેની કાંઇ સમજ પડે!" ગીયાસ ખભર્યો.

"સાયો કે શયતાન નહીં પણ ઇન્સાનનો-એક મર્દનો ઓળો મેં જોયો!"

"પણ તે મુરદાર માણસનો ઓળો કયાં દેખાયો!"

"આ સામેનાજ ઓરડામાં—હજી ત્યાંજ તે હશે બી." તે બોલી.

ગીયાસુદીન ગુસ્સાથી ગરમ બની ગયો. તે બોલ્યોઃ—"બન્ચિંત, મનેભી કાંઇ એવું લાગેછ !" અને પોતાનું ખંજર ખેંચી કહાડી હાથમાં ઘુમાવતો પેલા ઓરડા તર્ફ ધસતો હતો તેવામાં, તેની સાથના લંબાડીઉ ઉઠે તેની ખાંધપર હાથ મૂકી ધીરેથી કહ્યું.

"એ કામ મારૂં છે; તમે ડરીમરતી ડરપોક અઓરત આગળ ઉભા રહો."

ગીયાસુદીન નીતીએ ગમે એવો નાપાક હશે પણ ઝોરેમન્દ અને બેબાક હતો; તે દિચકારો નહીં પણ હિમ્મતવાન જવાન હતો. એમ છતાં પેલા લંબુસનું કહેવું તેને વાજબી લાગવાથી તેનેજ જવા દઇ પોતે પાછળ રહયો.

"ચેરાગ ઝરા કમ કરો" પેલાએ કહયું અને ગીયાસે તેમ કીધું.

"હું નિચલા મનઝિલાપર જાઉં છું." જમાલબી બોલી. "હું કેવું ચાહું છું કે એક મહીનો પેસ્તર આ ઘેર હું છોડી ગઇ હતે !"

ઉલ્લા શબ્દો સાંભળતાંજ પેલી અઓરતને ગળચીમાંથી પકડી ગીયાસે તેણીના કાનમાં કહયું:—

"બીબીજાન ! તમે ખુફીઆ રીતે પોપીદા રાખેલો—છુપી રીતે સંતાડેલો સામાન હાઝિર કરી ગમે તો આ ઘડીએજ અહીંથી નીસ્તવ નાબુદ થશો તો કોઈ કાળો ચોરબી તમને રોકવાનો નથી. સમજ્યાં ?"

એ અરસામાં પેલો લંબુસ હાથમાં નાંગી કટારી પકડી જે કમરામાંથી ઓળો દેખાવા વિષે જમાલબી બોલી હતી તે હુજરામાં ધુસી ગયો હતો.

પલભર ગીયાસુદીન બેચયન બની ગયો.

જમાલબી નિચલા મનઝિલપર જવા દાદર ઉતરી ગંઇ હતી.

તરહેવાર યોજનાઓ અને કિસમ કિસમના હવાઇ કિલ્લા બાંધતો પેલો લાંબટાંગ અંધારા ઓરડા વચ્ચે એકલો ઉભો હતો.

અકેક પળ અકેક કલાક જેવી લાંબી અને કંટાળા ભરી લાગતી હતી. આખરે પાંચેક મીનીટ પછી લબેખાં સાહેબ બાહેર આવી ગીયાસને દીવો મોટો કરવા કહી બોલ્યો:—

"અંદર મુવું જીવતું કાંઇ મળે નહીં; હું તો ધારૂં છું કે પેલી અઓરતની મગઝમાં ખોટો ધકારો બેસી ગયો છે."

"આ બધું ઘણુંજ વિચિત્ર અને અજાયબી ભરેલું દિસે છે ! હું કહું છું કે આ મકાનમાં ઝુરૂર એક માણસ છુપાયલું છે. હું પોતેજ એ અંધારા ઓરડાની તપાસ લઇશ," ગીયાસુદીન બોલ્યો.

"અલબતાં તેમ કરવાનાં દરેક હક અને સત્તા તથા એખ્તીયાર તમને છે." જાણે પોતાપર વિશ્વાસ નહીં રાખવાથી તેને ચટકો લાગો હોય તેની ઢબથી બીજાએ કહયું.

ગીયાસદીન પેલા ઓરડામાં ધુસે તે પહેલાં, વળી પેલાએ જલતાં જીગરે કહયું:—

"પેલો બગચર દયાવતનો બેદયાનતી મહેમાન—વગર તેડેનો પરોણો ગમે તે હોય; પણ જો તે અત્યાર લગી આ ઘરનાં છત્ર તળે હોય, તો હું ધારૂં છું તે કરતાં બી ઝીઆદા બેવકુફ—વધારે મુર્ખ—હોવો જોઇએ, એમ ખાતરીથી માનજો."

"અરે પણ તે અહીંથી છટકીજ કેમ શકે?"

"વળી કેમ? જે રસ્તે દાખલ થયો તેજ રસ્તે! ખસુસ કરી જ્યારે તમને જાગ્રત થયલા અને વળી અમારા જેવા ચાર તમારા મદદગાર આવેલા જાણ્યા પછી એક પળ પણ અહીં રહેવાનો જોખમ ખેડે તો તેના જેવો પાગલ કોણ? ચાલો હવે આપણે સામેનો ઓરડો તપાસીશું ને જોઇશું કે ત્યાંથી કોઇ ચીઝના પગ થઇ ગયા છે કે? કારણ કે જ્યાં સુધી મારો ખીઆલ દોડે છે ત્યાં સુધી તો કોઇ સાધારણ ચોર પડયુંખડયુ ઉંચકી જવા દાખલ થયલો લાગે છે?"

તેઓ બન્ને જમાલબીવાળા કમરામાં ઘુસ્યા; એકાદ મિનિટ આસપાસ નિગાહ કરી પેલો લાંબો શખ્સ બોલ્યો:—

"અઝહર મિનુલશમ્સ! સુચ મિસાલ સાફ રોશન છે, કે તે કોઇ મામુલી ચોરજ હતો."

એકાએક તેની નઝર ઝમીનપર ડુચોવાળી નાખેલાં કાગળપર પડી. તે તેજ અધુરૂં લખાયલું કાગળ હતું કે જે **નસીબખાંએ** ઘણુંજ ધ્યાનથી વાંચી જાણીજોઇને ત્યાંજ રહેવા દીધું હતું.

તે કાગળ સરખું કરી દીવા આગળ ધરી પેલાએ વાંચવા માંડયું, એટલે સ્વભાવિક રીતે તે પર નીગાહ નાખવાનું **ગીયાસુદીનનું** પણ મન થયું, જેમ કરતાં તુર્તજ અક્ષર તેની ઓળખાણમાં આવ્યા, અને થોડીક સતર વાંચતાંજ પેલું કાગળ બીજાના હાથમાંથી ઝુંટવી લીધું, જેની પેલાએ બીલ્કુલ દરકાર કીધી નહીં.

હુકમાં બીજા જે ત્રણ શખ્સોને જુદે જુદે ઠેકાણે તપાસ કરવા રાખ્યા હતા, તેઓને બી એકઠા કરી તળીઆથી છાપરાં સુધી આખું મકાન છાની મારવાનો હુકમ કરી પેલો લાંબો શખ્સ **ગીયાસુદીન** આગળ બેઠો.

ઘણીજ બારીકીથી ખાના તલાશી શુરૂ કરવામાં આવી. દરેક ઓરડો અને દરેક ઓરડાનું ખુણેખુણું શોધી માર્યું, પણ મહેનત બરબાદ ગઇ.

પેલો લાંબો શખ્સ અને તેના ત્રણ સાથીઓ ઘરમાંથી બાહેર પડયા, ત્યારે બાગદાદ થવા આવી હતી.

———:o:———

## પ્રકરણ પાંચમું.

———:o:———

### કાવતરૂં.

નવાબ ગયુરજંગ મર્હુમની લાશ અજમેર શરીફમાં દફનાવ્યાનો તાર મળ્યો હતો; તેમનાં નામ પ્રમાણે શહેરની મોટી મકકા મસ્જીદમાં ઝીયારત કરવામાં આવી જેમાં પાયેતખ્તના મોટા મોટા અમીર ઉમરાં શરીક થયા હતા.

એક અઠવાડીઉ પસાર થઇ ગયું.

મરનારનું એકાએક શાથી મઓત નિપજ્યું તે વિષે મોટે ભાગે લોક બેખબર હતું અને કેટલાક જાણતા હતા તેઓએ વધુ જાણવાની કંનવાર કીધી નહીં. એ પ્રમાણે સમાધાની સાથ ગાડું ગબડવા લાગ્યું.

વીરાસત સાબેત કરવા—પ્રોબેટ મેળવવા **ગીયાસુદીન** અદાલતે આલીઆ -[હાઇ કોર્ટ] માં અરઝી સાથે વસિયતનામું દાખલ કીધું, તેમાં જણાવેલું હતું કે મરનારનો ફક્ત એકજ વારેસ હતો; સિવાય કે થોડાક હઝાર રૂપ્યા પોતાની વફાદાર કારભારણ જમાલબીનાં નામપર લખેલા હતા.

મરનારની જાગીરાત અને મિલકતો ઘણી પુરવાર થઇ, પણ અજબ જેવું હતું કે ઝાઝી દઉલત કે રોકડ નહીં જેવું માલુમ પડયું.

ખોહવાયલી મોટી રકમની નોટોનો વસીયતમાં ઇશારો વટિક નહીં કીધેલો—જો કે લગભગ દસ પંદર લાખ રોકડ મરનાર પાસે હોવાનું સર્વ કોઇ માનતું હતું.

દગલબાઝી કે જાલસાઝીનો કોઇને કશો શક નહીં હતો.

દરેક ચીજ રાસ્ત વ દુરોસ્ત અને બા કાયદા થતી જણાતી હતી; તે વસીયતની મુખાલેફત કરવાને કોઇ વીરોધી ન હતું.

ગયુરજંગનાં મરણ પછી એક હફતાની અંદર તો **ગીયાસુદીન** મરનારની જાગીરો અને માલમિલકતનો લખપતી માલીક બની બેઠો. તે દઓલત અને દરજ્જો કેમ મેળવ્યાં હતાં તેની સ્હેજ પણ દરકાર વગર સેંકડો દોસ્તો અને હઝારો ખુશામદયા તેની અતરાફ ફરી વળ્યા. ખરૂં જ છે કે જ્યાં મધ હોય ત્યાં માખો ભમે-તેમ બધા તેનીપર ભમવા લાગ્યા.

આ બાબની શુરૂઆતમાં કહ્યું તેમ એક અઠવાડીઉં પસાર થઇ ગયું હતું. **ગીયાસુદીન** મર્હુમ નબ્વાબની હવેલીમાં પોતાના ખાસ ખાનગી ઓરડામાં કોઇ સાથે વાતે બેઠેલો હતો. તેની સાથે વાત કરનાર તેજ લંબુસ લાંબટાંગ **કાબુલી** હતો કે જે આગલાં પ્રકરણમાં વાંચી ગયા તેમ પેલી યાદગાર રાત્રે ગીયાસને મદદ કરવા આવ્યો હતો.

"**વલીદાદખાં**!" ગીયાસ બોલ્યો. "થોડીક પળ વહેલો તું આવી જતે તો કેવું સારૂં!"

"સબબ?" વલીદાદે પુછ્યું.

"સબબ એજ કે મારૂં નખ્ખોદ વાળવા જે મુઝીએ મારી પુઠ પકડી છે-જે મને લુટીને ખુવાર કરવા માગે છે-તે નાગકાર મલઉન હમણાંજ અહીંથી દફે થયો."

"કોણ! પેલો કોતવાલી કુતરો **નસીબ** કે?"

"હા; તેજ શું તું તેને ઓળખેછ?"

"એની સાથે મને કામ પડેલું ખરૂં. તે ઘણું જોખમભર્યું માણસ છે-ખરો કીનાબાઝ છે-અને તે જો તમારી પુઠે લાગેલો હશે તો ઝરા મુશકિલ પડશે."

વલીદાદ જ્યારે ઉપલા બોલો બોલતો હતો તેજ વકતે તેણે **જમાલબી** પર નીગાહ રાખી હતી; તે જાણવા માંગતો હતો કે તેનાં બોલવાની તેણીપર શી અસર થઇ હતી.

ધણીજ અજબ અસર થઇ હતી, તે કબ્રમાંથી ઉઠી આવેલી અઓરત જેવી ફીકકી પડી ગઇ, અને બડબડતી સંભળાઇ કે, "ખુદા ખબર કરે! જો તે જાણીતા સરદારે આપણી પુઠ પકડેલી હશે–તો સઘળું રંધાઇ ચુકેલું સમજવું! આપણું આવી બનેલું નકકી માનવું!"

જાણે કોઇ છુપા ભેદથી વાકેફ હોય તેવા અણુકાથી વલીદાદે પૂછ્યું:–

"તે કમબખ્ત એક ગરીબ અઓરતની પુઠ શા સારૂ પકડે!"

"હું તે સમજાવીશ" જમાલબીને ત્યાંથી ચાલી જવાની ઇશારત કરી ગીયાસુદ્દીન વચ્ચે પુરાયો, અને જમાલબીના જવા બાદ તે બોલ્યો:–

"તુને યાદ હશે વલીદાદ કે એક વેળા મેં તુને કહેલું કે મારા કાકાજીએ કોઇની છોકરીને પાળી લીધી હતી?"

"બખુબી યાદ છે."

"સાંભળ ત્યારે; એવું માલુમ પડેછ કે તે બેબદામની છોકરી, મર્હુમની એક પુરી દીકરી હોવાનાં ઢોંગ કરી વરસો મેળવવાની બેઅદબ તજવીઝ કરે છે અને પોતાની મદદમાં એ લુચ્ચા **નસીબખાંને** લીધો છે."

"શું ત્યારે તેનો દાવો ખોટો છે?"

"તો શું ખરો?" ગીયાસે ગુસ્સાથી ડોળા ચહડાવી કહયું. "એક વકત નહીં પણ એક હઝાર ને એક વાર બિલકુલ બનાવટી અને ખોટો. મારા બહેશતી કાકાજીને પેટ કોઇ છોકરૂં નહીં હતું કે નહીં કોઇ નઝદિકનું સગું–સિવાય તેમના મરનાર બાદ તે મારા સગા વાલિદે મર્હુમ–જેમના સગા દિકરા તરીકે મારા ચચાનો હુંજ એકલો હકદાર અને ખરો વારેસ છું."

"ત્યારે એવા ખોટા ખડા કીધેલા દાવાથી તમને બીહવાનું શું છે?"

એક પળ વિચાર કરી પાછું તેણે બોલવા માંડયું.

"તુને ઝરદાર બનવાનું પસંદ છે, વલીદાદ?"

"આ આલમનો બાદશાહ ઝર છે. તો તે ઝર મેળવવા કિયો ખર નારાઝ હોય?"

"જો કામ પ્રમાણે પુરૂં દામ મળવાની ખાતર જમે થાય તો તું થોડોક જોખમ ખેડવા તૈયાર થય કે?"

"દામ કરે કામ ને બીબી કરે સલામ. કબુલ વ મન્જુર. હમારા કાબુલીઓમાં કહેવત છે કે:–

'ઝર બિદેહ ગર્દે સિપાહીરા, કે ઉ સર બિદેહદ'

તેમ તમારાં ઝરના બદલામા હું અને મારા સાથીઓ તમારે માટે સર આપવા તૈયાર છીએ."

"ફર્ઝ કર, કે કોઇનું અગત્યને સર ખુન કરવું પડે. તો તું કે તારા ગોઠયા પાછા તો નહીં હઠો?"

"હજી તમે વલીદાદને પપછાનતા નથી, જનાબ. દુન્યામાં કોઇ કામ એવું ન હશે કે એક વાર મેં માથે ઉઠાવ્યા પાછી અધ વચ્ચે છોડી દીધું હશે! તમે ધારતા હશો તેવું

ભેંસનું પુછડું" હું નથી; હું તો કામ સરંજામે ઉનારીનેજ છોડીશ. પછી તે શયતાનની સામે થવાનું હોય કે ખુદ મલકિલ મઑતનો મુકાબલો કરવાનો હોય તો શું મુઝાયકો ?"

લાંબો અને ગંભીર મશવેરો ચાલ્યો, જેનો સાર એ હતો, કે એક મોટી રકમના બદલામાં વલીદાદે એક નહીં પણ ત્રણ ત્રણ ખુન કરવાનું કબુલ્યું હતું.

જે ત્રણ આસામીના ખુન **ગીયાસુદીન** કરાવવા માંગતો હતો તે કોણ હતા? સર્વની પહેલો **નસીબખાં**, બીજું તો પેલી સુફેદ સાયાવાળી ભેદી અઓરત કે જેને મરનાર નવ્વાબની સુવેલી અઓરત **ઝોહરાબેગમ**ના ભૂત તરીકે **જમાલબી** ઓળખાવતી હતી; અને ત્રીજો ભોગ **જમાલબી** હતી-અને તેણીને તો બને તેમ જલ્દી પહોંચતી કરી મેલવાની તાકીદ કરવામાં આવી હતી.

જોયા દુન્યાના રંગ ઢંગ ? જ્યાં જુવો ત્યાં કાવત્રું!

## પ્રકરણ છઠ્ઠું.

### તરીઆપાવ.

જેવો વલીદાદખાં મકાનમાંથી નિકળ્યો કે **જમાલબી** પાછી **ગીયાસુદીન**ની હજુરમાં આવી ઊભી, અને બોલી:—

"મારો જીવ લેવાનો તાગડો રચ્યોછની! એ મારી મિહનત અને જાનફેશાનીનો બદલો કે? અમીરઝાદાના એવા ઢંગ?!"

"ખામોશ! વધારે પટપટારો ના કર, એક વાત તો ચોકકસ છે; અને તે એ કે તેં જે કાંઇ છુપાવી રાખ્યું છે તે બધું ગુપચુપ મારે સ્વાધિન કર, નહીં તો મુલ્કે ખમુશાંમાં કુચ કરી ગયલાં મુસાફરીની ફેહેરીસ્તમાં તારૂંબી નામ ઝુરૂર ઊમેરાશે."

"હું પોતાને ગમે એવી બાહોશ માનતી હતી છતાં હવે હું સમજું છું કે આખર કરે અબળાની અકલ નબળીજ! મારે ઠેકાણે કોઇ ચતુર નાર હતે તો તુર્ત ચેતી જતે કે જે શખ્સે એકજ લોહીના પોતાના અતસગના સગાં બાપ -તોલના કાકાનું કાટલું કાઢવાનું-નિર્દય રીતે બેગુનાહનું ખુન કરવાનું-કાળું કાવત્રું રચ્યું, તે શખ્સ પોતાની ગર્ઝ સરત પોતાના મળતાનુંજ કાં નહીં ખુન કરે! પણ મને તે સુઝયું નહીં."

"તારી ઝુબાનની કાતર કેવા બેહુદા સુખન કાતરે છે તેનું તુને ભાન નથી, એવા વગ અર્થના બેવકુફીભર્યા વેણ એક કમસમજ અઓરતનાજ હલકા ભેજામાંથી નિકળી શકે!"

"એ બધી તમારી લાંબી ટુંકી તમારી પાસે શાંતી રાખો-ખરી ખંખારીને હું જે કહેવા માંગું છું તે પર ખુબ ગઓર કરો. જાંણજો મીઆં **ગીયાસુદીન**! કે અગમ બુધ્ધીવાળું માણસ આવની આફત સામે પહેલેથી બચાવની ઢાલ તૈયાર કરી રાખે છે; મને એ

બેવફા બૈરી માની લઇ ગમે તેમ મનમાં મર્ધન બન્યા કરો જ્યાં સુધી તમે તમારા મોંહાવદાના અક્ષરે અક્ષરાસર અમલ કરશો નહીં ત્યાં સુધી મારી છાતીમાંની છાની વાત છુપીજ રહેશે—હું મઓતને શરણ થઇશ, લેકીન હરગેઝ ભેદ ખોલીને નહીં કહીશ."

"બીબી સાહેબ! બે રસ્તા ખુલ્લા છે—યાતો મારે તાબે થઇ તારી પાસે જે કાંઇ હોય તે સઘળું ઝરાએશ મને સુપ્રત કર યા સુદ્દે અદમની સફર કરવા—મરવા–તૈયાર થા."

"જે પળે તમે તમારૂં વચન પુરેપુરૂં પાલશો તેજ પળે સર્વ રોઝફાશ કરીશ, અને તેની આગાઉ મરતાંબી નહીં." જમાલબીએ પોતાનો ઠરાવ જણાવ્યો.

"જો નોટના ચિથરાં મારે સ્વાધિન કરી દે તો કબુલેલી રકમથી બમણી રકમ આપવા આમાદા છું–તૈયાર છું."

"પોર્યાં રમાડો પોર્યાં! જનાબ એવી લાલુચના ફાંસામાં ફસે એવું પરિન્દું હું નથી, તમારી તમામ જાગીરાત અને માલમીલકતથી પણ ધરાવાની નથી; સમજ્યા?"

"તું શું એવો ગુરૂર ધરાવવાની શેખી કરે છે કે તારી ઝબરદસ્તીથી હું તુને મારી મનકુહા બનાવીશ—તારી સાથે પરણીશ?"

"હું તે કાંઇ સમજતી નથી. હું ફરીથી કહું છું કે તમોએ કરેલા કરારનો બોલેબોલ પાળવોજ પડશે. યા આ મહેલ, માલેઝર અને ગઝુરજંગની જાગીરોની હાથ ધોવાજ પડશે, તમારી પરણેતર બેગમ તરીકે તમારી રાઝદારી કરવી—તમારા છુપા ભેદો સંભાળવા એ મારા પોતાના લાભ માટે મારી આઇન ફર્ઝ સમજીશ; પણ તમારી દુશમન તરીકે તે બધું ખુલ્લું કરી તમને ઊઘાડા પાડવાની મારી સર્વથી પહેલી નેમ રહેશે."

"પણ આપણે કોઇ બીજી રીતે સમાધાની પેર આવીએ તો મારી દુશમન બનવાની કોઇ ઝુરૂરત બાકી ન રહેશે."

"મોઆફ કરો જનાબે વાલા! કેવી અઓરત સાથે તમને કામ પડયું છે તે તમે બરાબર જાણતાં હોવ એમ લાગતું નથી! તમારી દાવપેચભરી વાતો અને ઝુટા વાયદાઓ સાંભળતાં સાંભળતાં અરધું ઘડપણ આવ્યું. હવે મારી સબ્ર ખુટી છે! હવે મને તમારો રહેજ બી ડર નથી અને તેથી તમારા ગુનાહોની ઝનઝીરમાં ખુલી રીતે એક વધુ કડી ઉમેરવાની હિમ્મત કરૂં છું કે, મારૂં કાટલું કહાડવાનો–મારૂં ખુન કરવાનો તમારો હેતુ છે! કેમ ખરૂં કે ની?"

"અને મને ચીડવીને તેમ કરવાની તુંજ ફર્ઝ પાડશે!"

"કોઇપણ પ્રકારે મારી તો ફતેહજ સમજું છું!" જમાલબી બોલી. તેણીની આંખો એવી ચમકી રહી હતી કે જાણે તેણીને હમણાજ બધી ફતેહ મળી ચુકી હોય એમ લાગતું હતું. "હા, હા!" તેણીએ વધાર્યું "બેઉ રીતે મારીજ ફતેહ છે. જીવતી રહી તો તમારી પર સરદારી કરીશ અને મુઇ તો ખુબ યાદ રાખજે કે મારાં મરણથી તમારી પર એક એવો ફટકો પડશે કે તમને કચડી નાખશે કચડી–તમારો પીસીને આટો કરી નાંખશે!"

ગીયાસુદીન ઉશકેરાઇ ગયો; ગુસ્સાથી તે એક વિકાળ વરૂ બની ગયો; તેના મ્હેરાપર એવો ફેરફાર થઇ ગયો કે એકદમ કોઇ ઓળખી પણ શકે નહીં; આંખોથી ગોયા જ્વાળા ભભકતાં હતાં. તે બોલ્યોઃ—

"એક આખીરી વાત સાંભળી લે; અકલપસન્દ અને બેઉ બેરદુને ફાયદાકારક તોડ સોધી ક્હાડીએ તો કેમ?"

"એ તોડને જોડની માથાફોડ કરવાની ઝુરરતજ શું? આપેલું પયમાન પળો અને ખલાસ!"

"એમજ છે ઓ શયતાનઝાદી!" દાંતો પીસી મુકકી બતાવતાં ગીયાસ બોલ્યો. "તો હવે પછી જે બને તેનો ઠપકો મારે સર નહીં પણ તારીપરજ રહેશે."

ભિપરું બોલવા સાથે તે જુનુનથી ઊડી જમાલબીનાં આંગપર ધસ્યો અને તેણીનાં માથાંમાં મુકી લગાવી ક્હાડી કે તે ભોંયપર પડી. તે અઓરતે ફરી ઉઠવાની અને ચીખ પાડવાની કોશીશ કીધી પણ બીજી એક ફૌલાદી મુકકી મસ્તકમાં પડવા સાથ બેસુદ્ધ બની ઝમીન પર પડી.

પોતાનો હયવાની અને કીનાખાઝ જોશ નર્મ પડતાં, પોતાનાં નાદાની ભર્યાં પગલાંનો તેને પસ્તાવો લાગ્યો.

પોતાની ભોગ થઇ પડેલી અઓરતના નિચલા બોલો તેને યાદ આવ્યાઃ—

**"મારાં મરણથી તમારી પર એક એવો ફટકો પડશે કે, જે તમને કચડી નાંખશે—પીસીને આટો કરી નાખશે"**

તુર્તજ તેણીને સાવધ કરવાના ઇલાજ કરવા માંડયો. તેણી શુદ્ધીમાં આવતાંજ તે બોલ્યોઃ—

"મને મોઆફ કરજે. ગુસ્સાથી હું ઘેલો બની ગયલો તેવી હાલતમાં નાપાક શયતાને મને વધારે ઉશકેર્યો, અને જે ગુન્હ મેં કીધી છે તે માટે મારી હયાતના આખેરી દમ સુધી પસ્તાવો કરીશ."

જમાલબીની નસકોરી ફુટીને લોહી વહેતું હતું. તે બોલીઃ—

"બચ્ચિતજ; મુંકી મારતાં તો મરાઇ ગઇ; લેકીન નવ્વાબ ગેયુરજંગના બની બેઠેલા વારસ સાહેબો એ મુકકીનો સ્વાદ ઝુરરજ તા દમે ઝિસ્ત—મરણ તુલીક—ચાખતા રહેશો." અને તેણી ઓરડો છોડી જવા લાગી.

પાંચ મીનીટ પહેલાં જે શખ્સ તેણીનો જીવ લેવા તલપેલો જે બેદરમે એક નબળી અઓરતપર હાથ ઉંચકી નિર્દય મુકકીઓ મારેલી તેજ, તેણીને જતી રોકવા રસ્તા વચ્ચે આડો ઉભો.

પણ તેણી એકની બે નહીં થઇ.

દસ મીનીટ પછી તો તેણી મર્હુમ નવ્વાબની હવેલી છોડી ચાલી ગઇ.

તેણી શું કરવા માગતી હશે તેનો વિચાર કરે તે પહેલાં તો તે રસ્તા વચ્ચે ચાલતી ત્હાજના ઝઝકળામા **ગીયાસુદીનની** નઝરે પડી તેણે તુર્તજ **જમાલખીની** પુઠ પકડી પણ તે ચચળા એવી સફાઇથી આડા અવળા રસ્તાઓ લેવા લાગી કે **ગીયાસુદીન** બેઝાર બની ગયો પણ રાતદિનનો અનુભવી અને વધારે લુચ્ચો **વલીદાદખાં** એક ભોળા મિસાન તેણીની પુઠે પડયો, અને તેણીને હયદરાબાદનાં મોટા સ્ટેશનપર દાખલ થતી જોઇ

દુરની કોઇ ગાડી જવાનો વકત નહી હતો તુર્તની એક લોકલ ટ્રેન ઉપડી ગયલી હોવાથી બીજીને ઉપડવાનો હજી એક કલાકનો વિલંબ હતો, તે તકનો લાભ લઇ તે બાજુમાંજ આવેલા 'માહબુબ બાગ'નાં એક એકાંત ખુણામા ગયો અને ઝડપથી વેષ બદલી પાછો સ્ટેશનપર હાઝર થઇ પેલી મક્કર-નાહસી આવેલી **જમાલખીપર** નિગાહ રાખી ફર્યા કીધો

બીજી થોડીક પળ અને **જમાલખીને** અઓરતોના ડબ્બામા દાખલ થતી જોઇ પાસે નાજ મર્દોના કમ્પાર્ટમેન્ટમા **વલીદાદખાં** ચડી બેઠો

એક નહાની જેવી વ્હીસલ અને ટ્રેન ઉપડી ગઇ

---

## પ્રકરણ સાતમુ.

---

### અસીરે હિર્સ.

આસરે રાતના સાડા દસને શુમારે **મિડચેલમાં** સ્ટેશનપર ટ્રેન આવી થોભી, તે પહેલાં દરેક સ્ટેશનપર **વલીદાદ** ઉતરી પોતાની ખાતરી કરતો કે તેનો શિકાર ગાડીરૂપી પિંજરામાં સલામત હતો કે નહીં, તેમ અહીં પણ તેણે ચોકકસ નિગાહ રાખી, જોયુ તો **જમાલખીને** બુર્કો બરાબર ઓઢતી ઉભેલી પ્લાટફોર્મ પર જોઇ તેજ પળે તેથી ઉતરી પડયો

બારિશની મોસમે—વરષા રૂતુ—વરસાદના દિવસો—હોવાથી આકાશ ખુબ ઘેરાયલું હતું, એક તારો પણ દેખાતો ન હતો, અને દર પળે ધોધમાર વરસાદ તુટી પડવાની ધાસ્તી હતી.

સ્ટેશનની બહાર નિકળી સિયાહ રાતની અંધેરી જોઇ તે સ્ત્રી ઝરા ડગમગી. ને આસ પાસ કોઇ ન જણાવાથી પોતે એકલીજ હતી એમ માની લઇ તેણી મોટે સાદે બડબડવા લાગી "ખુદાની પનાહ! આવી ડરામણી સિયાહ રાતમા એક કોસની મુસાફરી પગે કરવાની કેટલી મુશકીલ થઇ પડશે! મગર તેનો શુ મુઝાયકો? મારે જવુજ જોઇએ પેલા કાગળના ચિથરા ત્યાંથી કહાડી લાવવાજ જોઇએ."

તેણીના રૂવેને પણ ખબર ન હતી કે ઉપલો દરેક બોલ તેણી પાછળ સિર્ફ ચાર કદમ દૂર ઉભેલા એક જુદાજ શખ્સે સાંભળ્યો હતો

એક મીનીટના અરસામાં ઉપલું બધું બન્યું હતું

એનજીનની એક વ્હીસલે તે ડરામણી રાત ગજાવી મુકી અને તે લોકલ પાછી હયદરાબાદ જવા ઉપડી ગઇ.

ગણત્રીના એકાદ બે ગામડીઆ ઉતારૂઓ પોતાનાં પોટલાં બગલે મારી ચાલતા થયા; સ્ટેશનના કામદારો પણ પોતાને વગેસગે થઇ ગયા, અને વીજળીની અવારનવાર થતી ગર્જના તથા જંગલી કોહલાંના અવાજો સીવાય સર્વ શાંત હતું.

દસેક મીનીટ પસાર થઇ ગઇ.

આગળ પડી ચુકેલા વરસાદથી ખડબચડા રસ્તાનાં ખાડા ખાબોચીયાં કાદવ અને પાણીથી ભરાયલાં હતાં અને હજી ધીમો વરસાદ પી પડતોજ હતો તે છતાં પેલી અઓરત બહાદુરીથી ઝપલું બોલવાની સાથે રસ્તો કાપવા લાગી.

માથામાં મુકી લગાવી કહાડી કે એટલાં છેટાંપર ગઇ કે તેણીની પુઠે જતો ઓળો દેખાયો. પાડવાની કોશીશ કીધી પણ બીજી નહીં ગયો એટલામાં એક બીજો છુપો આકાર ઝાહેર ઝમીન પર પડી.

પોતાનો હયવાની અને કીનાખાઝ જોશ નમ ને ખેતરોના આડાઅવળા દરેક રસ્તાથી તેને પરતાવો લાગ્યો. કદમે આગળ અને આગળ વધતીજ

પોતાની ભોગ થઇ પડેલી અઓરતના નિચલા બોલો તેને યાદ્દાની સરખી અમરાઇ-અંબા ડીયર જેવું નહાનું બાંધું

**"મારાં મરણથી તમારી પર એક એવો ફટકો પડશે કે નાંખશે-પીસીને આટો કરી નાખશે"**

તુર્તજ તેણીને સાવધ કરવાના ઇલાજ કરવા માંડ્યો. તેણી શુદ્ધીમાં આવતાંજ હડસેલી બોલી મથી મોમબત્તીનો

"મને મોઆફ કરજે. ગુસ્સાથી હું ઘેલો બની ગયેલો તેવી હાલતમાં નાપાક દીવારોપરથી મને વધારે ઉશકેર્યો, અને જે ભુલ મેં કીધી છે તે માટે મારી હયાતના આખેરી દેખાવ પસ્તાવો કરીશ." ની સાથેનાં

જમાલબીબીની નસકોરી ફુટીને લોહી વહેતું હતું. તે બોલીઃ—

"બેચ્ચિતજ; મુકી મારતાં તો મરાઇ ગઇ; લેકીન નવ્વાબ ગયુરજંગના ખની લોમાંથી વારસ સાહેબો એ મુકકીનો સ્વાદ ગુરેરજ તાં દમે ઝિરત-મરણ તુલીક-ચાખતા રહેશો", અને તેણી ઓરડો છોડી જવા લાગી.

પાંચ મીનીટ પહેલાં જે શખ્સ તેણીનો જીવ લેવા તલપેલો જે બેહરમે એક નબળી અઓરતપર હાથ ઉંચકી નિર્દય મુકકીઓ મારેલી તેજ તેણીને જતી રોકવા રસ્તા વચ્ચે આડો ઉભો.

પણ તેણી એકની બે નહીં થઇ.

દસ મીનીટ પછી તો તેણી મર્હુમ નવ્વાબની હવેલી છોડી ચાલી ગઇ.

લાગી કે, "પેલા કાગઝના કટકા મારા કબ્જામા એક વાર આવ્યા કે ગીયાસ મારે ગુલામ બનશે"

એવી રીતે તરેહવાર હવાઇ કીલ્લા બાધતી તથા ખટકે ખટકે ભાગેલા દાદરપર અટકતી અને અંધારામા ફાંફા મારતી તેણી ઉપલા મનઝિલાપર જઇ પહોચી, અને પાછી બત્તી સળગાવી એક બારણુ ખોલી કરોળીઆના જાળાથી ભરાયલા એક ઓરડામા દાખલ થઇ

તે એક એવી ઉજડ જગ્યા હતી કે જ્યા મજબુત મનનીજ કોઇ સ્ત્રી જવાની હિમ્મત કરે—અને તે બી દિવસની વખતેજ કોઇ છાતી ચલાવે પણ એક ભયકર અને જીવ સટોસટનું કામ પાર ઉતારવા મન્ડેલી જમાલબીબી બીક કે ધાસ્તી શુ ચીજ હતી તે જાણતીજ ન હતી—ભયંકર ગાજવીજ અને પવનના તુફાનથી પડતા ઝાડોના કડાકા, અને પેલા ભાગા ભરતાના ખરી પડતા ચુનાના ચેંસલા અને ઇંટ પત્થરના ટુકડાએ તેણી પર કશીજ અસર કરી નહીં, કારણ કે તે તો તનમનથી પોતાના કામ પાછળજ મન્ડેલી હતી જો કે તે કાઇ કુદરતમદ અગ્રેગત ન હતી પણ માથે લીધેલું કામ પૂરેપૂરૂં પાર ઉતારવાના ઉત્સાહમા અજબ જેવી હિમ્મત તેણીમા આવી ગઇ હતી.

હાથમા દીવો પકડી થોડીક પળ તે ઉભી રહી, પછી ધીમે કદમે એક ધુમાડ્યા તર્ફ ગઇ અને જતા જતાં પટપટારો કરવા લાગી કે—

'ખુદાવન્દે કરીમ મારી મદદે પહોચો! પણ અફસોસ! એક નાપક પાક પરવર દિગારની મદદ માગવાનો મને શો હક છે? પાપીમા પાપી કર્મ કય હતો— દીધી
તે સાહેબનુ પાક નામ વટિક મારી ઝુબાનપર કેમ લાવી શકુ?"

ટ પુરના
તેણી પેલા ધુમાડ્યા પાસે જઇ પુગી, ચોક્કસ ઠેકાણેની અળગી ઇટો તાણી કહાડ્યા ધગતા ખાયામા હાથ ઘાલ્યો, અને તેમાથી તેણીએ આઠ તસુ સમ ચોરસ એક ટ દાબડો ખેંચી કહાડ્યો

તે નાહનો દાબડો હાથમાં લઇ જોતાંજ તેણીના ચ્હેરાપર મગરૂરી અને ખુશાલીનો ફીરણો ચળકવા લાગ્યા તે બોલી—"આ તે એ મારે હાથ લાગો ખરો!'

તેજ પળે તે ઓરડામા એક ઓજો દાખલ થયો અને જમાલબીબીની પીઠ પછળ આવી તેણીના હાથમાથી પેલો દાબડો છિનવી લીધો અને બોલ્યો—"કોણના બાપનો માલ!'

જમાલબીબીએ ચિસવાઇને બુમ પાડી, ગભરાટથી થરથર કાપવા લાગી, પોતાની સામે ઉભેલા શખ્સનો કઠોર ચ્હેરો ટિકતીજ ઉભી.

ઝરાક થોભી જઇ જીવપર આવી ગયલી તે જાબાઝ અઓરતે પાછી પેલા દાબડાપર તરાપ મારી પણ ફોકટ! એક ઝબરદસ્ત મઝબૂત હાથે તેણીને બાઝુમાથી પકડી હડસેલી કહાડી પેલા શખ્સે કહ્યું—

"એ તો માહરો છે!"

"નહી', નહી', બેઉનો નહી પણ માહરો છે!" એમ કહી પહેલા શખ્સના હાથમાથી દાબડો છિનવી લેતા કોઇ બીજોજ સખ્સ બોલતો સભળાયો

પહેલા શખ્સે પાછળ ફરી જોયું તો કોઇ તેની છાતીપર પીસ્તોલ તાંકી ઉભેલો એક આદમી નજરે પડયો, જે છેડાવલા વાઘ જેવો વિકાળ દિસ્નો હતો.

"તું કોણ શયતાન છે, અને કયાંથી ફુટી નિકળ્યો?" જેના હાથમાંથી દાબડો છિનવી લેવામાં આવ્યો હતો તે બોલ્યો.

"હું કોણ છું તે મારા કહેવા વગરજ તે જાણવું હતું અલ્લતમશ ઉર્ફે વલીદાદ."

પેલો શખ્સ ચોંકયો. એકાએક તેને કંઇ વિચાર સુઝયો હોય તેમ તેણે જમાલબીના હાથમાંથી મોમબતી લઇને દાદર પરથી ફેંકી દીધી, અને અંધારૂં વ્યાપી રહેતાંજ બોલ્યો—

"ઓહો! ઓળખ્યો તને અસગરઅલી! આજે આપણો હિસાબ છેવટનો ચુકતે કરીશું."

મોમબતી ફેંકી દીધેલી હોવાથી બધાં ત્યાં અંધારાં કીલમાં હતાં, અને જ્યારે અલ્લતમશ ઉર્ફે વલીદાદબો ઉપલા શબ્દો બોલતો હતો ત્યારે એકાએક વિજળી જેવા એક ચમકારા સાથ એક ધડાકો થયો, અને જમાલબીએ એક ચીસ પાડી.

થોડીક પળ સંપુર્ણ ચુપકીદી ફ્રેલાઇ.

આખરે વલીદાદ અંધારામાં કાંઇ તટોસતો જણાયો—જાણે કાંઇ શોધતો હોય તેમ અંધારામાં ગોતતાં ખાતો હતો. પણ તે કાંઇ શોધી કહાડે તે પહેલાં તો કોઇએ તેને ગર્દનમાંથી મજબુત પકડયો, અને ભોંયપર ચત્તો નાખી છાતીપર ચઢી બેસી કહયું:—

"શયતાનના સાથી! કંગાલ કુત્રા! આખરે તું મારા હાથમાં સપડાયો છે!"

"એમ દેખાયછ તો ખરૂં; કોઇ દિવસે આપણો મુકાબેલો થશે એમ હું ધારતોજ હતો," ગુંગળાયલે સાદે કહયું.

"શુક્રે પાક અલ્લાહ! આખરે તું મારા હાથમાં એક નાચીઝ ઉંદર મિસાલ સપડાયો" અસગરે કહયું "હવે તારા છુટકારા માટેનો એકજ રસ્તો છે; અને તારી નાપાક ઝિન્દેગી બચાવવા માંગતો હોય તો મારી શર્ત કૌરન કુબુલ કરી તે મુજબ અમલ કર."

"હું બધું કરી પરવારી ગયો છું અને અમીર બનવાની ઉમેદમાં આજની ઘડી લગી ફકીરનો ફકીરજ છું; ખુદ ફરતું આસ્માન મારીપર રૂઠેલું લાગેછ. જાહેર કર તારી શર્ત!"

"ઓ મલઉન, ખબીસ, શયતાન! બોલ મારી દિકરી કયાં છે?" અસગરે દુઃખ અને ગુસ્સાથી પુછયું.

"એવે ઠેકાણે કે તું કદી જાણી શકવાનો નથી."

"બોલ ઓ મુઝી! હજી તે મઆસુમ-નિર્દોષ બાળકી જીવતી છે કે?"

"હા; તેની હયાત બાકી હશે ત્યાં લગત જીવશે."

"જો તારી પાપી ઝિન્દેગી લંબાવવા માંગતો હોય તો બોલ દોઝખી પલીદ! તેં તે બેગુનાહ બાળકીનું શું કીધુંછ?"

"તે એક પિદરના કાનને લાયકની વાત નથી." કઠોર વલીદાદે કહયું.

"દોઝખી દેવ! કંઈ મરતભા તું મારા હાથથી છટકવા પામ્યો છે, તેથી દિલેર બની ગુસ્તાખી કરે છે? પણ હવે તારા દહાડા ગણાઇ ચુકેલા જાણજે."

"હું સારી રવેશે જાણું છું કે મારાં મઓતની ઝાલિમ ઘડી નઝદિક આવી પહોંચી છે. અવ્વલ બી મરવાનું ને આખર બી મરવાનું, તો પછી શાનું ડરવાનું?"

"પ્રમાણિક એકરાર કરી, તારો જાન બચાવવાનું તારાજ હાથમાં છે."

"કદી-કદી, રોઝે હશ્ર તુલીક એ વાત બનેજ નહીં, સાંભળ ઓ મગરૂર અસગરઅલી! મારો જાન બચવાથી રહેજખી તુંને સુખ મળે તે કરતાં તું સદા દુઃખમાં સબડે એમ જાણી મરવું હઝાર વાર બહેતર સમજું છું. હા! મરીને પણ તારીપર કીનો લઇશ!"

"એમજ છે, તો જાણ ઓ દૈયાં ફુટા બદમાશ, તારાં મઓતનું પાપ તારેજ સર રહેશે." જુનુન અને ગુસ્સાથી અસગરઅલી બોલ્યો; પણ બીજેજ પળે તેના માથાંપર એક સજ્જડ ફટકો પડતાં તેણે પોતાના હરીફનો કબજો છોડી દીધો—તે ઘુમરી ખાઇ ભોંયપર પડયો.

"નહાસ, અલ્તમશ નહાસ! તારેથી નહસાય તેમ નહાસ! તારા તેમજ મારા કટ્ટા વૈરીનું મેં કામ તમામ કીધું છે." એક અઓરતનો આવાઝ સંભળાયો.

અલ્તમશ ઊર્ફે વલીદાદખાં ઉઠી ઉભો તે સાથેજ દાદર તળે લાલ રોશની દેખાવા લાગી અને જમાલબીએ એક ચિચ્યારી પાડી.

જ્યારે જમાલબીના હાથમાંથી મોમબતી લઇ અલતમશે તે દાદરપરથી ફેંકી દીધી હતી ત્યારે તે બુઝાયા વગર પુરાણા ખખ દાદરપર પડી હતી, જેથી તે સળગી ઉઠયો હતો—એટલુંજ નહીં પણ તે બળીને ભસ્મ થઇ ગયો હતો અને હવે પેલાંઓના પગ તળેના પુરાના ભારવટયા બળવા માંડયા હતા. અને જે વકત જતો હતો તેમાં તે મનઝિલો નિચેના ધગધગતા અંગારમાં તુટી પડવાનો દર પળે સંભવ હતો.

હત્તેરીકી! દાદર આગળનો ભાગ તો એક ધડાકા સાથ તુટી પડયો: મનઝિલાનો મોટો ભાગ ઝમીનદોઝ થઇ ચુકયો—બાકી રહેલા ઓથ તુટી પડે તેવા સાંકડા વિસ્તારમાં જમાલબી અને અલ્તમશ ઊર્ફે વલીદાદખાં ચિંતાતુર ઊભેલાં હતાં, અને તે અરસામાં હવાનું પૂર ઝોર હોવાથી પેલું કંગાલ મકાન તેના સપાટામાં દરપળે વધારે અને વધારે આવતુંજ ગયું.

જમાલબીએ કોઇ ભારે ચીઝ અસગરઅલીના માથામાં મારી બેભાન કીધો ત્યાં લગી તે લડતી ઝગડતી જણની ત્રગડીને આગનું ભાનજ ન રહેલું.

આ પણ એક જાણવાજોગ વાત છે. કેટલાક લોકો કોઇ ચોકકસ જાતનો જોખમ ખેડવામાં ઝરાપણ ડગમગતા નથી મગર તેજ બહાદુર દિલ દિલેરો કોઇ ચોકકસ તરેહની આફતમાં બાપરા બની જાય છે. અને તેવોજ હમણાંખી મામલો હતો,

જમાલબીએ ચીખ મારી ચેતાવ્યું નહીં ત્યાં લગી પોતે કેવા ભયમાં હતો તે વલીદાદ જાણતો ન હતો; પણ જ્યારે જીવનો જોખમ જોયો ત્યારે તે દિગમારો બની ગયો; બેભાન પડેલા અસગરઅલીનું કામ તમામ કરવાને બદલે જીવ બચાવવાની નહાસભાગમાં પડયો.

તે એટલો ગભરાટમાં પડયો હતો કે જે દાબડો મેળવવા તેણે આટલી બધી ઝહેમત ખેંચેલી-અને જે અસગરઅલીની પાસેજ પડેલો તે જોતો હતો, તે લેવાનીએ તેણે દરકાર કીધી નહીં.

તે દ્વાર તરફ ધસ્યો. પણ ત્યાં બળતાં, બળતાં અને બળતાં સિવાય બીજું શું હોય ?

એક બરાડ મારી તે બારી આગળ દોડયો. તે સમયે અસગર પાસે પડેલો દાબડો લેવાની તાણતોડમાં પડેલી જમાલબી જણાઇ. આ દેખાવે તેની વૃત્તીજ બદલી નાંખી. બારી વાટે કૂદીને છટકવાનો વિચાર તેણે માંડી વાળ્યો.

પેલો દાબડો જમાલબી પોતાના કબજામાં લેઇ પણ ચૂકી હતી.

વલીદાદે હાથ લાંબો કરી કહયું "આપી દે મને !"

"હરગેઝ નહીં એ તો મારો માલ છે." જમાલબી બોલી.

અલ્તમશ ઉર્ફે વલીદાદે તેણીના હાથમાંથી દાબડો ઝુટવી લેવાની કોશીશ કીધી.

તે અઓરત બાથોબાથ લડી.

પોતાની રીત મુજબ પેલા બદમાશે હલકી ભાષા વાપરવા માંડી

"બેવકુફ રાંડ ! મારા હાથમાં આપ એ નજીસ દાબડો." તે બોલ્યો.

"બનશે નહીં; બનશે નહી, એ મારો છે !" છાતી સાથે દાબડો દાબતી તે અઓરતે જવાબ દીધો.

જીનુની ઝપ્પાઝપ્પી ચાલી; આગ આગળ વધતીજ ગઇ; બારવટયા પડી જવા લાગ્યા; પડતી જતી ઝમીનમાંથી બળતાંના ભભુકા માળપર આવવા માંડયા; સમય ગંભીર અને ભલો ભયભિત હતો. એકાદ પળમાં તમામ અમલો કરરર ભુ-ઉ-સ થઇ પડવાની અણીપર હતો.

અલ્તમશ ઉર્ફે વલીદાદે પોતાની કમરમાંથી લાંબી છુરી ખેંચી કહાડી, અને તે પોતાનાં વિશ્વાસુ હથીયાર પર પુર ભરસો રાખી બોલ્યો:—

"અય બેવકુફ ! વકત ઝાવા કરવાનો-વેળા ગાંળવાનો—આ સમય નથી. પેલો દાબડો આપે છે કે નહીં ?"

હવે બળતાંનાં શોલા ઠેક તેઓની આગળ આવવા લાગ્યા. પવન તો કહે જે મારું કામ. જીવ સટોસટની ઘડી આવી પુગેલી હતી. ગભરાટ અને મકાનના જુદા જુદા ભાગો એકેક પછી પડવાના પડઘાની વચ્ચે ચાંદુ પાડી. એક છેડાયલી ડાકણ જેવી ગુસ્સામાં આવી જમાલબી બોલી:—

"નહીં, નહીં ! એ મારો છે ! મારો છે !"

"માહરો ને તાહરો કરી મરે છે ? લે આ !" એમ કહેતાંજ વલીદાદે તે અઓરતની છાતીમાં છુરી ભોંકી દીધી.

બીજીજ પળે બધા આવાઝને ઢાંકી દેનારો પિસ્તોલના બારનો એક આવાઝ થવા સાથ અલ્તમશ ઉર્ફે વલીદાદ એક સર્દ આહ મારી ભોંયપર ચત્તોપાટ પડયો—પોતાના

ભોગની બાજુમાંજ વગર જીવનું મુંડું બની પડયો. પેલી અસીરે હિર્સ અઓરત અને ગીયાસુદીનનો બાહુતી ખુની બન્ને પોતાનો હિસાબ આપવા પેલી જહાન ચાલી ગયાં હતાં. ખરૂંજ છે કે 'ચોરને પોટલે ધુળ!' બદીનો અનજામ કદી નેક આવેજ નહીં.

જે વકતે વલીદાદે પેલી અસીરે હિર્સ લોભી જમાલબીને બેજાન કરવા છુરી ઉગામી હતી તેજ પળે અસગરઅલી હોશમાં આવ્યો હતો. એક ઝટકે તેણે ત્રણ કામ કરી નાંખ્યાં—યાને ફાંસીના ફાંસમાંથી વલીદાદને છીનવી લઇ ગોયા ઇન્સાફની અદાલતની મેહનત બચાવી, એક અઓરતનાં ખુનનો કીનો અને પોતાના એક દુશમનનો હિસાબ ચુકતે કીધો.

હવે એક પળ પણ ત્યાં ગુમાવવી ફેઇટ હતી.

જેલો દાબડો કમરે બાંધી એક બારીવાટે અસગરઅલી કુદી પડી સલામત નકકર ઝમીનપર આવી ઉભો.

બીજીજ પળે પેલાં મકાનની મોંકાણ પુરી થઇ. એક કડાકા સાથે માળ તુટી પડયો તે સાથે તેપર પડેલી પાપીઓની લાશો પણ આતશના શોલામાં હોમાઈ. મુસલમાન છતાં કાફિરો મિસાલ તે ગુમરાહોનાં મુર્દાં બળવા લાગ્યાં, જે કમકમાટ ભર્યો દેખાવ જોવાને અસગર થોભ્યો નહીં. કદાચ ક્રિમેટોરીયમનાં હીમાવતીઓ તેવા દેખાવથી સંતોષ પામતે તો કોણ જાણે! એ મુજબ અલ્તમશ હર્ષે વલીદાદખાં અને જમાલબી પોતાની બદ કરણી પ્રમાણે ઠેકાણે લાગી ગયા;

જો કે પવન જોશથી ફુંકાતો હતો પણ વરસાદ બંધ પડયો હતો—સીહા વાદળાં વીખરાઇ ગયાં હતાં અને ચાંદરણું પડતું હતું.

પોતા સામે બળતી ચેહપર એક આખેરી નીગાહ નાખી અસગર બોલ્યોઃ—"શુક્ર હઝારો હઝાર તે કરીમના કે તેની રહેમથી દુશમનને ઝેર કરી ફતેહ સાથ સલામત બચી ગયો, અને ઇનામમાં આ દાબડો મેળવ્યો તે તો જુદું જ!"

(૦)

## પ્રકરણ આઠમું.

:૦:

### કિસ્સાનો આવતો અંત.

બીજે દહાડે બપોર પછી એક એકાંત ઓરડામાં બેસી ત્રણ જણ કાંઇ મસલેહત કરવામાં મશગુલ દેખાતા હતા—એ ત્રગડી નસીબખાં, અસગરઅલી અને દાવર મીરઝા નામના જાણીતા ખુફીઆ પોલીસના અમલદારોની બનેલી હતી.

પોતે ઉઠાવેલા જુદા જુદા કામોની તફસીલ એક બીજાને કહી વધુ મશવેરો કરવા તેઓએ સભા ભરી હતી.

આગલી રાત્રે મહા મુસીબતે મેળવેલો પતરાંનો દાબડો બગલમાં મારી જેવો તે ઓરડામાં દાખલ થયો કે **નસીબખાંએ** પુછ્યું:-

"કેમ, કેવી ખબર?"

પોતાની બગલમાંનો દાબડો પોતાના હમંશરીકો સામે મુકતાં તેણે જવાબ દીધો કે "જે છે તે આ!"

"એમાં શું છે?" **દાવરમીરઝાએ** પુછ્યું.

"વલ્લાહ આલેમ! તે તો ખુદા જાણે! ખોલીને તમેજ જોઇ લ્યો. હું તો, થાકેલો આવી બાર વાગા લગી આરામ લેતો પડયો હતો." એમ કહી આગલી રાતનો પોતાનો અનુભવ અને તેણે કરેલાં પરાક્રમોનું સવિસ્તર બયાન કીધું:

કેટલીક કુચીઓ અજમાવી જોયા બાદ બડી મુશ્કેલીએ તે દાબડો ખોલવાને **નસીબખાં** નસીબવાન નીવડયો. તે ખુલતાંજ ત્રણે જણ અજાયબીથી દંગ થવા સાથ ખુશાલીથી પોતાના જામામાં માયા સમાયા નહીં ગયા!

આપણે જાણીએ છીએ તેમ અસગરઅલીએ તે દાબડો ખોલી જોવાની દરકારજ નહી કીધેલી હોવાથી **નસીબખાંનને** અટકે પછી નોટો અને બીજા કામતી કાગળો તેમાંથી ખેંચી કહાડતાં જોઇ સર્વથી વધારે તે ખુશ થયો કે તે નજીવો દેખાતો દાબડો ફેંકી દઇ આતશમાં બળવા ન દેતાં સંભાળીને લાવ્યો હતો.

"બીરાદરો! આપણાં નસીબનો સેતારો બુલંદીપર છે! આપણો દીવસ હવે ફરી જશે!" **નસીબખાં** ખરાં મને બોલ્યો, અને બીજા બન્ને **"આમીન"** પોકારી ઉઠયા, અને સાથેજ સવાલ કીધો કે:-

"તે કેવી રીતે જનાબ?"

"આ જોતા નથી, પેલીજ ગુમ થયલી યા ચોરાયલી નોટોનો ચોરો!" **નસીબે** હર્ષથી કહયું.

બારીકીથી તપાસતાં જણાયું કે ગયુરજંગ મહુંમે કહેલી પુરેપુરી રકમ અમાનત સલામત હતી.

એક બીજાને મુબારકબાદી આપી રહ્યા બાદ **નસીબખાં** બોલ્યો:—

"આ પતરાંનો દાબડો ખોલતી વકતે એક ચોકકસ દસ્તાવેજ મેળવવાની મને ઉમીદ હતી, જે દીલગીર છું કે એમાં મળે નહીં."

"અને તે કીયો દસ્તાવેઝ?" **દાવરમીરઝાએ** પુછ્યું.

"આ તમામ દઔલતના ડુંગર કરતાં બી વધારે કિંમતી તે કાગઝ છે." ગંભીર આવાઝે **નસીબે** જવાબ દીધો.

"અરે પણ એવું તે શું બઝ્ઝુંઝ? ઝરા ખુલાસાથી બોલશો?" દાવરમિરઝાએ પુછ્યું.

"વસિયતનામું મેળવવાની ઉમીદમાં હું હતો." **નસીબે** કહયું.

"કોણનું વસિયત ?" અસગરે સવાલ કીધો.

"બુઝોર્ગ બીચારા નવ્વાબ ગયુરજંગનું."

"અરે ! પણ આપણને તો ચોરની ચોરી પકડવાનુંજ સોંપેલું એટલે આપણી ફર્જ તો અદા થઇ ચુકી—માથે લીધેલું કામ સરંજામે ઉતર્યું—પાર પડ્યું." દાવરમિરઝા બોલ્યો.

"પણ એ કામ અધુરૂંજ કહેવાય; કારણ કે જો વસિયતનામું નહીંજ મળશે તો આ દઓલતનો ઢગ, માલમિલકત અને જાગીરો આ શહેરના એક બદમાશોમાં બદમાશ અને ખુદાનાસ શયતાનના હાથમાં જશે."

"અને તે કોણ?" દાવરમિરઝાએ પુછ્યું.

"વળી કોણ ? મરનાર નવ્વાબનો લુચ્ચો ભત્રીજો ગીયાસુદીન !"

"પણ જો વસિયત હાથ લાગે તો ?"

"તો અલબત્તા હકદાર વારેસની તે મતા થશે."

"ત્યારે એ કામ પાર ઉતારવા આપણે શું કરવું જોઇએ ?"

"આપણે ત્રણેએ એ કામ પાછળ મંડવું જોઇએ. એ ભેદ ખુલ્લો કર્યા વગર આપણે જીત મેળવી છે એમ કહી શકીએજ નહી. સર્વ સરંજામે પહોંચાડીનેજ આપણી 'ફતેહ' પુકારવી જોઇએ." નસીબે સમજાવ્યું.

"પણ ત્યારે ખરૂં હકદાર છે કોણ" અસગરઅલીએ પુછ્યું.

"મરનારની એક પુરી દિકરી નજમુન્નીસા."

"પણ તે તો કે દહાડાની મરી બી ગઇ" દાવરમિરઝા બોલ્યો.

"એમ ધારવાનો સબબ." નસીબખાંએ પુછ્યું.

"સબબ ? મઆકુલ સબબ. મારી જુસ્તેજુ અને લાંબી તલાશપરથી કહું છું કે તે બીચારી તો કીએ દહાડની કબવાસ થઇ છે."

"તમે ગલતીમાં ગોતાં ખાઓ છો, દાવરમિરઝાં."

"આપ શા પરથી ફરમાવો છો કે હું ગલતી કરૂં છું ?"

"કારણ કે મેં તે છોકરીને મારી આ બે ચશમોથી જોઇ છે."

"ક્યાં અને ક્યારે ?"

મરનાર ગયુરજંગની લાશ તેનાં મકાનમાં પડેલી હતી તે રાત્રે તેણે જોયલી સુફેદ સાયાવાળી ઓરતનો અહેવાલ કહી સંભળાવ્યો.

"એમજ હોય, તો વસિયતનામાં સાથે તે છોકરીને બી શોધી કહાડવાની ઝુરૂરત છે." અસગરઅલીએ મત આપ્યું.

"એ ભેદનો પરદો ખુલતાંજ ગીયાસુદીનની બદમાશી ખુલશે અને આ મુકદમા પર છેલ્લો પરદો પડશે."

હવે આગળ શું અને કેવાં પગલાં ભરવાં તે વિષે તરેહવાર અટકળો અને સુચનાઓ પછી તેઓ નક્કી ઠરાવ કરી ઉઠયા હતા કે કોઇ પણ ભોગે **નજમુન્નીસા** તેમજ ગયુરજંગનાં અસલ વસિયતનામાંનો પતો મેળવી શોધી કહાડવાં.

**અસગરઅલીને** સોંપેલું કામ તેણે ખતમ કીધું હતું અને પોતાનાં ખાનગી કામપર તનમનથી મંડવા માંગતો હતો, તે છતાં **નસીબખાંનો** બોલ નીચો નહીં પાડવા ઉપલાં કામમાં મદદ કરવા કબુલ થયો.

**દાવર મિરઝાએ અસગરની** બેટીની ભાળ કહાડી હતી. નદીને પેલેપાર બદમાસોના રહેઠાણ આગળ એક ઘરનાં આંગણાંમાં રમતી તેણે તે બાળકીને જોઇ હતી; પણ એ ભેદ તુર્ત ઊગાડો નહીં પાડવાનું તેણે મુનાસેબ વિચાર્યું. એમ એ ભેદ છુપો રાખવાંમાં તેની નેમ જુદીજ હતી.

**નસીબખાં** પણ આ વાતથી વાકેફ હતો અને તેઓ બન્ને સારી રવેશે જાણતા હતા કે છોકરી કાંઇ સંકટમાં ન હતી અને જ્યારે ગમે ત્યારે તેણીને લઇ આવવાનું સહેલ હતું, એટલે એક દિવસે તેણીના બાપને તેણી સાથ મેળવી આપી તેને છકક કરી નાખવા સાથે ખુશ કરવા માંગતા હતા.

આ બાહોશ અમલદારો હજી વાતેજ વળગેલા હતા, જ્યારે એક નાની ગોળ મેઝપર પેલો પતરાંનો ડાબડો ખુલ્લો પડેલો હતો.

જે ઓરડામાં તેઓ બેઠા હતા તે ચારો ગમથી ખુલ્લો હતો. તે તેમનો મશવેરો કરવાનો ખાસ ખુલ્લો કમરો હતો કે આસપાસ કોઇ છુપાઇને તેમની છુપી વાતો સાંભળવાની હિમ્મત કોશીશ કરે નહીં.

તે ખાતાંના એક વિશ્વાસુ આદમીએ પોરટમાં આવેલો એક પત્ર દુરથી બારીપર લાવી મુંકયો અને સલામ કરી ચાલવા માંડયું.

તે ટોળકીના **નસીબખાંએ** તે લીધું, અને સરનામું જોઇ કહયું. "લો **દાવર મિરઝા** તમારે નામનું છે."

"મુઝાયકા નહીં જનાબ, આપ ખોલો," તેણે કહયું.

**નસીબખાંએ** તે વાંચીને ખુલાસો કીધો કે: "જે અઓરતને મેં નદીમાં ડુબી મુએલી ધારેલી તેને બચાવી લેવાની હમણાજ જે વાત **દાવર મિરઝાએ** કહી સંભળાવી છે, તે જાણ્યા પછી એ પત્રમાં લખેલી **અખ્તરુન્નીસા** કોણ હોવી જોઇએ તે વિષે મને મુદલ ગુંચવણ લાગતી નથી."

"જરા વધારે ખુલાસાથી બોલો જનાબ." અસગરે સુચવ્યું.

"અલવાલના આપણા આડત્યા **અલતાફ હુસેન** જણાવે છે કે તેમનાં ઘરના લોકોએ કોઇ શકમંદ જવાન શખ્સને ત્યાં ભટકતો જોયો હતો—અને તેમને શક છે કે પેલી છોકરીનીજ તલાશમાં તે હોય એમ માલુમ પડે છે, અને તેથી તમારી મદદ માંગે છે; વાસ્તે **દાવર મિરઝા** સાહેબ, તમે એકદમ ત્યાં પહોંચી વળી પરતું કરો." **નસીબખાંએ** તાકીદ કીધી.

"મને પહેલેથીજ—જે રાત્રે તેણીને ડુબતી બચાવી તેણીની પરીશાન હાલતપર દયા લાવી મારા મિત્ર અલતાફ હુસેનનાં ઘરમાં રાખી આવ્યો તે ઘડીથી કાંઇ એવુંજ લાગતું હતું કે ગયુરજંગ મર્હુમના ભેદી મામેલા સાથે તેણીને કાંઇ નિસ્બત તો ન હોય? અને તેથી હવે હું વધારે કાળજીથી જુરતેજુ કરવા માંગુ છું."

"એમજ છે. તો આજેજ એ કામ હાથ ધરો." નસીબે કહયું.

× × × ×

રાતના સાડાનવનો શુમાર હશે. નવ વાગેની છેલ્લી લોકલમાંથી ઉતરેલી એક સારા ઘરમંની જુવાન અઓરત અલવાલનું સ્ટેશન છોડી એકાંત બંગલાઓ તર્ફ જતી જણાઇ.

એ અઓરત સ્ટેશનની બાહેર પડવા પહેલાં જેનીભી નઝરે પડી હશે તેણે ત્યાંની ભભુકદાર ઝોરાવર રોશનીમાં જોયું હશે કે, તે એક બેઠ્ઠા બાંધાની પણ મઓઝુન કદો કામતની ઘઉંના રંગની કાળી ચળકતી આંખો અને મોતી જેવા સુફેદ દાંતોવાળી સ્રી હતી.

એક બીજો મુસાફિર પણ તેજ સ્ટેશનપર ઉતરેલો દેખાયો. જો કે દેખાવે ઉમર રસીદા હતો લેકીન જુવાન કરતાં વધારે તેઝ આંખવાળો અને તટાર હતો.

ત્રેન ઉપડી ગઇ ત્યાં લગી પેલી અઓરત સ્ટેશનની બાહેરજ ઉભી રહી, પછી ઉપર વાંચ્યું તેમ એકાંત આવેલા બંગલાઓવાળા રસ્તા તર્ફ ઝડપથી પગલાં ભરવા લાગી.

પેલો બીજો શખ્સ પણ પ્લાટફાર્મપર લતાર માર્યા કરતો અને આવતા જતાને ખુબ ધ્યાનથી જોતો હતો.

એ અરસામાં પેલી અઓરત આડાતીડા રસ્તા વટાવતી એક ટેકડીની તળેટીમાં આવેલા તે એકાંત બંગલા તર્ફ ગઇ, કે જે વસતીથી લગભગ અરધો કોસ દુર હશે.

તે સડસડાટ પેલા બંગલાના બાગની દિવાર સુધી ચાલી ગઇ અને જ્યાંથી બંગલાના ઓટલાપર બળતી રોશનીમાં ત્યાંની હિલચાલ જોઇ શકે એવી જગ્યાએ છુપાઇ ઉભી.

બૈરાં માટીડા મળી કેટલાંક જણ ઓટલાપર બેઠેલાં તેણીએ દીઠાં. સઘળાંઓપર ઝાઝું ધ્યાન ન આપતાં એક નવજવાન આસરે સત્તર શિઆળા જોવલી એક ખુબસુરત નાઝનીનપર નઝર ચોંટાડી તે ઉભી.

"એજ તે!" પેલી અઓરત બડબડી: "સારૂં થયું કે મેં સર્વે હકીકત તહેકીક કરીને મેળવીછ; આ બંગલાનો માલિક અલતાફહુસેન નામનો વકીલ મુઓછ; અને તેનીજ સાથે પેલી વાત કરતી કનીછ."

થોડીજ વારમાં તેણીએ પેલા મર્દને ઘરમાં જતાં જોયો, તેમજ બીજાઓ પણ વિખરાવા લાગ્યાં. જે જવાન બાનુપર તેણીએ ચોકકસ નિગાહ રાખી હતી તેણી કાંઇ વિચારતી હોય તેમ થોડીક પસ ઉભી અને પછી બગીચામાં ઉતરી ચાંદરણામાં ઉડતા ખુશનુમાં ફુવારા આગળ જઇ એક બાજદપર ગોઠવાઇ.

તે બાનુની ઉપલી હિલચાલ જોઇને પેલી સંતાઇ ઉભેલી અઓરત શયતાની સંતોષથી હસી અને બેધડક બાગના ફાટકમાં થઇ એક સાપની સફાઇથી વગર આવાઝ કરવે પેલી અબળાની પીઠ પાછળ આવી ઉભી ત્યારે તે બાનુ મનસાથે એકલી એકલી બોલતી સંભળાઇઃ—

"આ ઘરમાં હું ક્યાં લગી પડી રહું? ધણીધણીઆણી તથા આખુ કુટુંબ અશરાફ છે; મારીપર મહેરબાની અને શિફકતની નઝરથી જુવે છે; પણ એમની ભલાઇનો ખોટી રીતે લાભ લઉં તો તેમાં **પાકખુદાબી** રાઝી નહીં, વાસ્તે હવે મ.રે મારી કુતબસરીની કાંઇ ફિક્ર કરવીજ જોઇએ. આબરૂ ઇઝઝતથી મારો નિર્વાહ કરવાનો કોઇ ઉપાય શોધી કહાડવોજ જોઇએ."

તેજ પળે એક અણજાણી અઓરત તેની સામે આવી ઉભી; તેને એકાએક જોતાંજ તે ગભરાઇને બાજઠપરથી ઉઠી અને બુમ પાડવાની અણીપર હતી, તેજ પળે પેલી બિગાની અઓરત બોલી પડી:—

"ગભરાટ કરવાની કે ચીખ મારવાની ઝુરરત નથી—હું તમારી ખયરખાહ છું."

"પણ તમે કોણ છો બાઇ?" **અખ્તરૂન્નીસાએ** પુછ્યું.

"તમારી શોધમાં આખું હિન્દુસ્તાન છાની માર્યા બાદ આજે મારી મુરાદ આવેલી જાઉં છું."

"પણ તમે હમણાં ક્યાંથી આવ્યાં?"

"ઔરંગાબાદથી."

"અને તમે કોણ છો, અને શા સારૂ મને શોધતાં આવ્યાં છો?"

"તમને કાંઇ કહેવા માંગું છું—લાંબો ખુલાસો કરવા ચાહું છું."

"કઇ બાબતમાં?"

"તમારી પયદાયશ, તમારાં ખાનદાન અને તમારાં ભવિષ્ય વિષે."

"શું તમે મારા ધર્મ પીત્તા–મને પાળી લેનાર વાલિદનાં કોઇ અઝીઝોમાંથી છો–કે માત્ર કોઇ દોસ્ત?"

"તમારા હકીકી પિદર–ખરા બાપની હું એક ખયરખાહ હતી."

તુર્તજ તે જવાન બાનુનું દૈયું ભરાઇ આવ્યું. તે કરગરીને બોલી:—

"ઓ મહેરબાન બાનુ! બોલો બોલો, માહરા પિદર વિષે જે બી જાણતાં હોવ તે બોલો. હું મારા ખરા બાપને જાણું."

"ઝરા બગીચાની બાહેર આવવાની તસ્દી ફરમાવશો? નહીં તો અહીં તો અહીં કોઇ છુપાઇને આપણી ખાનગી ગુફતેગુ સાંભળી લેશે."

**અખતરૂન્નીસાએ** આસપાસ જોવા માંડયું; તે આનાકાની કરવા લાગી.

"ચાલો, ચાલો" પેલી અઓરત બોલી. તે અર્ધ ગભરાયલી છોકરીને બાજુમાંથી પકડી બાગની બાહેર લઇ ચાલી, અને કોઇ પણ બંગલા કે રહેઠાણથી દુર મોટાં આમલીનાં ઝાડોની ઝુંડ તળે તેણીને લાવીને ઉભી રાખી.

રસ્તે ચાલતાં સ્વભાવિક રીતે **અખ્તરૂનીશાને** તરહેવાર ધાસ્તીભર્યા વિચારો આવ્યા; તે છતાં તેણી હિમ્મત પકડી મન સાથ સધ્યારો લેતી કે કોઇ તેને નાહકનું નુકસાન તો નહીંજ પહોંચાડશે. તેણીએ વિમાસ્યું કે બુરી ધારણાવાળું માણસ એમ હિમ્મતથી કોઇનાં

મકાનમાં ઘુસવાની ને વળી ત્યાંથી મને આટલે દુર સલામત લાવવાની શા સારૂ જુર્રત કરી ઝહેમત ઉઠાવે ?

પેલા ઝડેના ઝુંડની વચ્ચોવચ જ્યા અંધારૂ ઘોર હતુ ત્યાં પેલી અઓરત પોતાની સાથે અખ્તરને લઇ આવી ઉભી

તે જગા કાળી રાતે કાળાં કામ કરવા લાયકનીજ સિયાહ હતી. તે એક નાહની ડુંગરીની ત્રેગીમા આવેલી એકાંત જગા હતી ત્યાંથી કાદવ કીચડ ભરેલું એક છાલકું પાણીનુ નાળું વહેતું હતુ. છેક તે નાળા પાસે જઇ પેલી સ્ત્રી બોલી—

"બાનુ! હું ચેતાઉં છું કે કાંઇબી અસાધારણ જુવો કે સાભળો, તો રહેજબી ગડબડ કરવાની કે ચીસ પાડવાની કોશીશ કરો તો તમારા જીવને જોખમે કરજો!"

અખ્તરે જોઇ લીધુ કે તેણી મયમા આવી પડી હતી.

પેલી બૈરીની બોલવાની ઢબ છબ અને હિલચાલની રીતભાત તદનજ ફેરવાઇ ગયલી જણાઈ.

આમ છતાં તે ઝાઝી ગભરાઇ નહીં કારણ કે તેણી ચડતી પડતી અને સુખ દુખનો અનુભવ મેળવી ચુકી હતી. કાંઇ પણ ખુલ્લો ગભરાટ બતાવ્યા વગર તેણીએ શાંતપણે કહ્યુ—

"ત્યારે તમે મારા દુશમન છો?"

"હું તમારા ઘણાજ નઝદિકના સગપણમાં છુ—ખરૂં કહુ તો પિત્રાઇ છુ"

"પણ તમે કોણ? તમે કોણ—તમારૂ નામ શુ?" તેણીનાં મનમા કાઇ શક પડતા અખ્તરૂન્નીસાએ પુછ્યુ.

"ઓળખો ત્યારે મને હું ગયુરજંગના સગાભાઇનો દિકરો—તમારો ચચાઝાદ પિત્રાઇ ગીયાસુદીન છુ!"

"પાક પરવરની પનાહ!" એમ બોલી અખ્તરે નાહસનાની તજવીઝ કીધી, પણ સ્ત્રી વેષમાં આવેલા ગીયાસુદીને તેણીને બાજુમાંથી મઝબુત પકડી કહ્યુ—

"ખબરદાર! મારી ચેતવણી તુચ્છકારવામાં ભૂલ કરશે. છટકવાની કે બૂમ પાડવાની રહેજબી કોશીશ કીધી કે તેજ પળે મારી તેઝ કટારી તારૂં કામ તમામ કરશે!"

"હમાથી મને અહીં લાવવાની મતલબ?"

"એકજ સબબ. તારી ઝિન્દગીનો છૂપો ભેદ તુને કહેવા માંગું છું—તારાં હરએ નસબથી તારાં અઓલાદ અને ખાન્દાનથી તુને વાકેફ કરવા ચાહુ છુ. આજ લગી તુ એવાજ ધકારામા છે કે મારા મહુંમ મકાની તું એક પાળી લીધેલી છોકરી છે, પણ નહી, તેમ નથી, તુ તેની એક પૂરી અને હકદાર વારેસ બેગી છે."

"ત્યારે મારૂં વજુદ છુપાવવામા મારા વાલિદની શી બતલબ?"

"તારાં માદરને તેવણ ધિક્કારતા હતા; બસ એજ સબબ."

"અને મારાં માંને ધિક્કારવાનું કારણ?"

"વહમ, સિર્ફ વહમ! વહમની દવા ન લુકમાન પાસે હતી ન હઝરત ઇસામસિહના હાથમાં! તેવણને એવોજ શક હતો કે મારાં કાકી ઝોહરા બેગમ બેવફા બન્યાં હતાં!"

"અને શું એમજ હતું?"

"પાક ખુદા શાહેદ છે—બિલકુલ નહીં, તેવણ કરતાં વધારે પાક અસ્મત અઓરત રૂએ જમીં પર ગણત્રીનીજ હશે; અને તો પણ જો કે તુને પોતાનાં બચ્ચાં તરીકે પાળી હતી, છતાં તેવણ એવુંજ માનતા હતા કે કાયદાની નઝરે તું તેમની નહીં પણ કોઈ બીજાની અઓલાદ હતી."

"પણ એમની ગલતી મોડેથી બી એવણે જોઇ હતી કે?"

"હા."

"શુક્રે અલ્લાહ!"

"પણ તે ગલતી જલ્દીથી તેવણે જાણી હતે, તો ખુદાના શુક્રાના કરવામાં તું વાજબી ગણતે."

"પણ મારાં માંનું શું થયું? તેવણ કયાં છે?"

"અફસોસ! તે બીચારાંને પોતાની બાજુનાં એક મકાનમાં કયદ રાખ્યાં હતાં તેમાંજ દુઃખમાં સબડી મરી ગયાં; ત્યારેબી મારા કાકાએ તેવણની સુરત જોવા કે આખેરી સેજદો કરવાનું મુનાસેબ નહીં ધાર્યું. ગરીબ બીચારાં મારાં કાકી!"

"ત્યારે શું આપણે ખરેખર એક બીજાનાં પિત્રાઇ થઇએ?

"બરાબર."

"ત્યારે હવે જ્યારે આપણી સગાઇ સાબિત થઇ છે, તો તમે મને ધિકકારવાનું છોડી દીધું હશે."

"મેં કદીબી તુને ધિકકારીજ નથી."

"ત્યારે મારા એક સવાલનો જવાબ આપો, ગીયાસુદીન સાહેબ," અખ્તર બોલી. "તમે આવા ઝનાની અવતારમાં અહીં કાં આવ્યા?"

"કારણ એજ કે મારાં મર્હુમ કાકાજી—તારા વાલિદે મર્હુમ નવ્વાબ ગયુરજંગ તુને મુએલી માનતા હતા—અને હું પણ પેલી યાદગાર આખેરી રાતે નદીમાં તુને ડુબી ગયલીજ ધારતો હતો. એવા ખીઆલથી મર્હુમ પોતાની જાગીરાત અને તમામ દઓલતનો મને એકલાને વારેસ ઠરાવી તે મુજબનું વસિયત કીધું; પણ મારા જાસુસોથી તારી હયાતીની ખુશાલી ભરી ખબર મળતાંજ તારી શોધમાં નિકળી પડયો, અને શુક્રે અલ્લાહ! મારી મહામુસીબતો નો બદલો આજે મને મળ્યો."

"વારું, હવે કરવા શું માંગોછ?" અખ્તરૂન્નીસાએ પુછયું.

"તું હયાત હોવા છતાં મારા મુરબ્બી કાકાજીની તમામ દઓલત પચાવી પાડવાનું પાપ કરવા દિલ ચાલતું નથી—એવી બેઇમાની કદાચ આ જેહાનમાં ચાલી જાય, લેકીન હશ્રમાં રૂસિયાહ થાવ—કિઆમતમાં કાળું મોહડું બને. તું બી એક હકદાર વારેસ છે, અને તારો ભાગ

"અને મારો ભાગ ક્યારે આપવા માગો છો?"

"નજમુન્નીસા!" તેણીની વધારે આગળ આવીને તે બોલ્યો. "તું મારી સાથ નિકાહના પવિત્ર ગાંઠથી જોડાય તેજ પળે."

"લાહઓલ! ગીયાસુદીન, તમારી સાથ શાદી કરવા કરતાં મારા જાનની બરબાદી કરવા હું જલ્દી તૈયાર થઇશ!"

"ત્યારે તો તારા કિસ્મતમાં મઓતજ છે!" બેરહમ ગીયાસ બોલ્યો, અને હાથમાં નાગી કટાર લઇ તે નિરાધાર નવજવાન બાળાના અંગ પર ધસ્યો.

"સબ્ર અય બદકાર!" એક મર્દાના આવાઝ સંભળાયો, અને તેજ પળે માથામાં એક મુકકી પડવાથી પાસેના નાળાંમાં ગીયાસ ગબડી પડયો.

ગમે એવી બહાદુર છતાં, એકાએક તેણીપર થયલા હુમલા અને ત્વરિત અને ચમત્કારિક બચાવથી તેણીનાં નાઝુક દિલપર એવી મઝબુત અસર થઇ કે તે બેહોશ બની નરમ ઘાસની કુદતી સેજપર સુઈ ગઇ.

પેલા વેષધારી બગલા ભગત ગીયાસને કાંઇ ઇજા થઇ ન હતી; તે તુર્તજ પાછો ઊઠી ઊભો, અને મોં ભાવતાં હલકા વિશેષણો વાપરતો પોતાને માત કરનાર માણસપર ધસ્યો.

પોતાની કટાર હજી તેના હાથમાં મઝબુત પકડેલી હતી, તેણે તે ઊગામી અને બેહોશ બાળાને હોશમાં લાવવાની કોશીશ કરતા ગુડણીએ બેઠેલા બહાદુરની પીઠમા ભોકી દેવાની અણીપર હતો, તેજ પળે તેની પહોચી એક મઝબુત દસ્તની લોખંડી પકડમાં જકડાઇ ગઇ, અને એક ખુંખાર ખેચતાણ શુરૂ થઇ.

પેલો દેખધનો ઘરડો જવાન બની ગયો, તેમજ વેષધારી ગીયાસ હવે એક મર્દને મર્દ મીસાલ કમર કસી ઊભો.

પણ ટુંકમાંજ ઝગડાનો અંત આવ્યો

પેલો બદકાર ખુની એક બાહોશ સરઆઝમુદા બહાદુરના હાથે આજેઝ બન્યો, અને અઓરત તરીકેની ઠગાઇ કરવા જે હાથોપર ચુડીઓ પહેરયા હતા તે પહોચી પર હવે લોઢાંની હથકડીઓ પડી.

એ અરસામાં પેલી નાઝનીન પુરતા હોશમા આવી હતી.

મારામારી દરમ્યાન પેલા બચાવ કરનાર બહાદુરે પહેરેલી ખોટી દહાડી નિકળી જઇ એક જવાંમર્દ ઝાહેર થયો હતો, અને અખ્તરૂન્નીસાએ તેને પૂછ્યું:

"આપ કોણ સાહેબ છો?"

"ડરો નહીં બાનુ; હું દાવર મિરઝા છું."

"ઓ માહેબ! પેલો મારું ખુન કરતે."

"તેની રીતભાત પરથી મને પણ એમજ લાગ્યુ."

"તમો મહેરબાને આ સુધાં મારી ઝિન્દગી બે વાર બચાવી છે."

"પાક અલ્લાહનો શુક્રગુઝાર છું, કે જયારે બન્ને વાર તમે ભયમાં આવી પડયાં ત્યારે હું તમારી મદદે વખ્તસર આવી પહોંચવાને નસીબવાન નિવડયો."

દાવર મિરઝાએ એક સિપટી ફોડી, જેનો તુર્તજ તેજ મુજબ જવાબ મળ્યો, અને તેની મતલબ શી હશે, તેની બીજાઓને સમજ પડે તે પહેલાં તો પાસેની ઝાડીમાંથી બે મર્દો આવી સામે ઉભા. તેમને તેણે કહયું:-

"આ રહયો તમારો કયદી; પકડો એને ને તમારે સ્વાધીન લ્યો."

"કયાં છે સાહેબ?!" એક જણે અજાયબીમાં પુછયું.

"કેમ? એટલું બી તમારી આંખે સુઝતું નથી? એમજ ખુફીયા પોલીસની નોકરીમાં આગળ વધવાની ઉમીદ રાખો છો કે? ઝરા બરાબર નઝર ખોલીને જુવોની!" ઓરતનો વેષધારણ કરેલા ગીયાસુદીન તર્ફ આંગળી કરી કહયું.

"પણ સાહેબ અહીં તો કોઇ મર્દ જણાતો નથી!" બીજાએ વધારે અજબ થતાં પુછયું.

"ચાલો ત્યારે આ ઓરતનો કબઝો લ્યો, ને હું બીજો હુકમ આપું ત્યાંસુધી એનીપર સંભાળભરી નિગાહ રાખજો."

"જો હુકમ સરકાર!" પેલા બન્ને લશ્કરી ઢબે સલામ કરી બોલ્યા, અને પછી તેમાંના એકે ગીયાસુદીનનાં ખભાંપર હાથ મુકી કીધું.:-"ચાલો બેગમસાહેબા, વગર ભાડેના મહેલની સયર કરવા! કોઇ જબરો ઉઠાવગીર મુવો છ!"

કાંઇપણ ચુંપાચ કર્યા વગર ગીયાસુદીન પેલા સિપાહીઓ સાથે ચુપચુપ ચાલતો થયો.

તે લુચ્ચો પોતાને હાથે પોતાનીજ પાથરેલી જાળમાં ફસ્યો હતો.

અગર મર્દના લિબાસમાં હતે તો શરણ થવા પહેલાં તરહેવાર બચાવ પેશ કરતે, પણ ઓરતનો વેષજ તેની બદમાશીની સાબિતી હતી એટલે જુઠી બકબક કરવામાં સારજ શો હતો!

પોતાનું ખુન કરવા આવેલા શખ્સના જવા બાદ અખ્તરુન્નીશાએ પુછયું:-

"જનાબ; આપ જાણો છો કે એ માણસ કોણ છે?"

"બેશક;" દાવર મિરઝાએ જવાબ દીધો. "અને આપ બાનુને પણ હું બખુબી પયછાનું છું!"

"ખરેખર?"

"તો શું ખોટું! હું દિલગીર છું કે તમે મને છેતર્યો છ!"

"નહીં સાહેબ, આપની કાંઇ ભુલ હશે."

"તમારૂં નામ નજમુન્નીસા નથી એમ હજી પણ કહેવા માંગો છો?"

'બેઅદબી મેઆફ જનાબ, લેકીન થોડીજ પળ પહેલા ગીયાસે મને કહ્યુ' ત્યા લગી મારા એ ખરાં નામથી ના વાકેફજ હતી."

"અને એ શખ્સે ભેદ ખોલ્યો ત્યા લગી તમે એમજ સમજતા હતાં કે મરનાર નવ્વાબ ગફુરજંગે તમને મિર્ફ પાલી લીધા હતા?"

"એમજ, એમજ, અને હજી બી હું એવા એક બદચલન માણુસના બોલપર કેમ ઇતબાર લાવી શકુ?"

"જો ગીયાસુદ્દીન એમ બોલ્યો હોય કે તમારૂ નામ નજમુન્નીસા છે, તો તે ખરૂંજ બોલ્યો છે."

અખ્તરન્નીસા--મ'કે હવે આપણે જાણીએ છીએ તેમ નજમુન્નીસાએ ગીયાસુદીન સાથે થયલી તમામ વાત કહી સંભળાવી

તમામ કેફીયત સાભળી લઇ, દાવરમીરઝાએ કહ્યુ —

"જ્યા સુધી હું જોણુ છુ ત્યાં લગી તો મનુ તે સાચુજ બોલ્યો છે, પણ તમારે લગની તમામ વાત તેણે કહી નથી"

"અને તે કઇ વાત?"

"તે એ કે તમારી મરનાર વાલિદનાં તમેજ એક પુરા હકદાર વારેસ છો, ને જાલસાઝીથી ખોટું વસિયતનામુ બનાવી તે પોતે વારેસ થઇ બેઠો છે"

બીજી કેટલીક અગતજોગી વાતચિત કરતા તે બન્નેએ અલ્તાફહુસેનના બગના તર્ફ ચાલવા માંડયુ

---

## પ્રકરણ નવમુ.

---

### નકીના નતીજો.

બીજે દીને પાછી ત્રણે અમલદારોની છુપી સભા મળી, એ ત્રણ ખુશ ખુશ જણાતા હતા. તેઓના ચ્હેરાપરથી ઝાહેર હતું કે કાઇ જાણવાજોગ ભેદનો પરદો તેઓ સામે ખુલ્યો હશે નસીબખાં સર્વથી ઝીઆદા ખુશમિઝાજમા હતો.

હુક્કાનો એકેક દમ ખેચ્યા બાદ તેઓ વાતે વળગ્યા.

નસીબખાં બોલ્યો 'બિરાદરો! કાઇ નવુ જુનુ?'

અસગરઅલી પહેલો બોલનાર હતો, તેણે કહ્યુ —

"સાહેબો! હુ ધારૂં છુ' કે આ મુકદમામા મારૂં કામ બાકી રેહયુ નથી વાસ્તે મારે દસ્તબરદાર થવુ જોઇએ-એ પરથી હાથ ઉઠાવવો જોઇએ, અને મારૂં તમામ ધ્યાન મારી ગુમ થયલી દિકરીને શોધી કહાડવામા રોકાવુ જોઇએ.'

"સિર્ફ એજ કારણ માટે તમોએ એ કામથી હાથ ઉઠાવી હમોથી જુદા થવાની ઝુરરત નથી." દાવરમિરઝા બોલી પડયો.

તેનાં બોલવાની ઢબપરથી તે ચતુર ચેતી ગયો કે, તેનો ભલો, ખુશમીઝાજ અને બહાદુર સાથી કાંઇ ખુશખબરી આપનાર હતો, તે પરથી તેણે પુછયું:—

"મારે માટે કાંઇ મુઝદો-ખુશખબર છે?"

"હા, એક નાનું સરખું દાસ્તાને દિલખુશ; પણ તે ઝાહેર કરવા પહેલાં જનાબ **નસીબખાં** સાહેબને શું કહેવાનું છે તે સાંભળી લેવું વધારે મુનાસેબ છે; કારણ કે મારા કરતાં દસગણી ખુશખબર આપવાના હોય એમ એમની પેશાનીપરના પ્રકાશથી જણાય છે."

"દુરસ્ત કહયું દોસ્ત દાવર; તમારૂં કહેવું લગભગ ખરૂંજ છે. બિરાદરો તમને યાદ છે કે જ્યારે આપણે પેલો જુનો નકામો દેખાતો પતરાંનો ડાબડો ખોલ્યો ત્યારે તેમાંથી નોટનો ઢગ નિકલી પડયો હતો?"

તેના સાથીઓએ 'હા'નો જવાબ આપતાં **નસીબખાંએ** આગળ ચલાવ્યું કે "નવ્વાબ ગયુરજંગ મર્હુમનાં વસિયતનામાંનો પણ મેં પત્તો મેળવ્યોછ."

"શું કહોછ!" ખુશાલી અને અજાયબી સાથ તેના બન્ને સાથીઓ એકકી વકતે બોલી ઉઠયા.

"તે વસિયત મારા કબજામાં છે, લેકીન બિરાદરો! તે મેળવવા મને જુનું કબ્રસ્તાન ખોદી જોવાની ફર્ઝ પડી હતી"

"કબ્રસ્તાનમાં વસિયતનામું!"

"હા; પકકી **જમાલબીબી**એ એક જુની કબના ખાંચામાં તે સંતાડેલું હતું; તેની ભાગી તુટી ખબર મળતાં હું ત્યાં જઇ પુગો અને આખી રાતની મિહનત પછી તેનો નતીજો મળ્યો—મારી આશા ફળી."

બીજા કેટલાક ખુલાસા પછી **અસગરઅલી**એ પુછયું, કે "જનાબ, પેલી સુફેદ સાયા-વાળી સ્ત્રીનો ખુલાસો કરવા આપે ફરમાવ્યું હતું તે કોણ હતી? કારણ કે અત્યાર લગી જે કાંઇ ઝાહેર થયું છે તે પરથી તે મર્હુમ નવ્વાબની દિકરી-જેમ આપ સમજતા હતા તેમ-સાબિત થઇ નથી?"

"દિકરી કે માં કોઇની સુરત મેં નઝરે કોઇ દિવસે જોયલી નહીં, પણ મરનારે પોતાની બેટીનો જે સરાપો કહી સંભળાવેલો, હુબહુ તેવીજ સિફ્ર ઝરા સીનરસીદા-ઝરા ઉમરે પુગેલી તે સિવાય, બાકીબાકી તેવીજ; તેણીને જોવાથી, પહેલાં હું આસમાનપરથી ઉતરી આવેલો એક પાક રૂહજ સમજેલો, પણ પાછળથી મારી ખાતરી થઇ કે તેબી આપણાંજ જેવું હાડ માસ ધરાવતું ખાકી પુતળું હતું. મેં મારી રીત મુજબ જુસ્તેજુ ચાલુ રાખી અને પરિ-ણામમાં જે ફતેહ મને મળી તે ઘણીજ વિચિત્ર-એક કહાની કિસ્સાની કિતાબની દિલ ઉશકેર-નારાં રસીલાં દાસ્તાનથી ભરેલા સફાઓને લાયક-ઘણીજ વિચિત્ર હતી. બિરાદરો, તમે કાંઇ અટકળી શકો છો?" **નસીબખાંએ** પુછયું.

બન્નેએ કંઈ જવાબ નહીં વાળવાથી તેણે આગળ વધાર્યું—"સાંભળો ત્યારે, તે અજીમ અઓરત કોઈજ નહીં પણ ગયુરજંગ મહુંમની વિધવા ઝોહુરાખાતુન હતી—ના, હજી છે તમારી અને મારી મોઆફક ખાતી પીતી, ફરતી હરતી, જીવતી જાગતી પણ એક" જોગનની પવિત્ર ઝિન્દગી ગુઝારતી પાક અસમત પરહેઝગાર અઓરત જીવતી છે.

"તેણીને મરણ પામેલી સર્વે કોઈ જાણતું હતું તો ગયુરજંગ મરણ પામ્યો તેજ દિને તેનાંજ મકાનમાં અને તેથી ગયબી પણ હિમ્મતભરી રીતે કેમ ફુટી નિકળી હશે એવો સવાલ સ્વભાવિક રીતે તમારા મનમા ઉઠયો હશે.

"સત્તર વરસની વાતપર એ પાકદામનને પેટે એક પુત્રી પયદા થઈ તે દિનથી ગોયા તેણીની પડતીની પહેલ થઈ નવ્વાબને તેણીની નેકદારી વિષે શક પડયો, પણ જેમ આજ કાલ પારસીઓ વાતવાતમાં કુદકો મારી 'મેટ્રીમોનીયલ કૉર્ટ'મા દોડી જઈ પોતાના પૈસા ટકાની ખુવારી સાથ ઇઝત હુરમતની પણ ધુળધાણી કરે છે તેમ ન કરતા તે જેહાદીલ નવ્વાબે દુરઅંદેશી વાપરી ઝોહુરબેગમને પોતાનીજ હવેલીની બાજુની બીજી એક પડત હવેલીમા અલાહેદી રાખી તેણીના ખર્ચ ખુટણુ માટે દર મામે ચોકકસ રકમ આપવા સિવાય તે તેણી સાથે કશોજ વ્યવહાર રાખતો નહીં. તેણીને પેટે અવતરેલી છોકરીને નજમુન્નીસાનું નામ આપી પોતાની પાળી લીધેલી દિકરી તરીકે ઉધારવા માંડી

'ઉપર મુજબ એકાદ બે વરસ મોઆમેલો ચા'લ્યા પછી ઝોહુરાખાતુનના મગજમાં કોણ જાણે શુ આવ્યુ તે પોતાની એક નમકહલાલ દાસી—કે જે આજે પણ તેણીના જમણા હાથ જેવી છે—તેને વિશ્વાસમા લઈ એક હિમ્મતભરી યુકતી રચી એક ખોટો જનાઝો બનાવી કબ્રસ્તાનમાં લઈ જઈ ઝોહુરાખાતુનના મુર્દા તરીકે દાટવામાં આવ્યુ. ક્રોધાયમાન વહેમી નવ્વાબે તેણીનો છેરો સેજદો પણ કરવાની સાફ ના પાડી હતી એટલે તે યુકિત કામિલ તૌરપર પાર ઉતરી અલબત્તા, મરનારની નિયતે ઝિયારત, ચહેલુમ વગયરા આપણી પાક દીનની શરીઅત મુજબ ઝતાએ ઝરા ધર્મ અને રસમ પ્રમાણે પોતાના નામ અને શાન પ્રમાણે કરવામા નવ્વાબે કાંઈ પણ કચાસ રાખી નહીં—ચુનાન્ચે આજ લગી દર સાલ ઘણા મોટા ખર્ચથી તેણીનો ઉર્સ પણ કરવામા આવે છે

"ઝોહુરાખાતુનના આવી લીધેલા મરણ પછી આસરે છ મહીના રહી મનારમથી કોઈ હિન્દુ સાધવી નામે કાશીબાઈ હયદરાબાદ આવી, અને પોતાની ચેલી મોઆરફતે નવ્વાબ ગયુરજંગની હવેલીની બાજુમાં પડત પડેલુ પેલુજ મકાન ભાડે રાખવાની ઇચ્છા બતાવી પણ એવી એક ધર્મી અઓરતને તે મકાન મુફત વાપરવા આપવાનો નવ્વાબે પોતાના મુન્તીઝિમને હુકમ આપ્યો

'આ કાશીવાસી કાશીબાઈ કોઈજ નહીં પણ ઝોહુરાખાતુન હતા એમ તમે ચેતી ગયા હશોજ વરસો લગી તેણી કોણ હતી તે કોઈએ જાણ્યુ બી નહી ને જાણવાની દરકાર પણ કીધી નહી.

'ગયુરજંગની હવેલી અને ઉપની પડત હવેલી વચ્ચે માગ્યે બે ગજનો તફાવત હશે. આગળ જમાનામા જ્યારે એ મકાનો મરનાર નવ્વાબના કોઈ પૂર્વજોએ બંધે ના હશે ત્યારે

તેઓએ પોતાની સગવડ યા કોઈ બીજા સબબે છે કે ત્રીજા માળનાં ધાબાં પર એક નાના પુલ જેવા માર્ગથી બન્ને મકાનોનું જોડાણ કરી લીધું હતું તેનું ત્યાં વસ્તાં સેંકડો માણસનું કદી પણ ધ્યાન ખેંચાયું નહી, લેકીન ઝોહરાખાતુન તેથી પુરેપુરી વાકેફ હતી.

"હવે વધારે કહેવાનું બાકી નથી: ગયુરજંગનાં મરણની રાતે ઉપલેજ માર્ગે સુફેદ સાવામાં આવી તેણીએ દેખાવ કીધો હતો."

ઉપલું રસીલું બયાન ખતમ થતાં **અસગરઅલી** બોલ્યો. "**દાવરમિરઝા** સાહેબ! આપની ઝુબાને મુબારક બોલીને વધુ ખુશખબર સંભળાવસો?"

"બેશક; ખુદ આપને અજાયબીના બદલે ખુશીના દર્યામાં ગર્ક કરી નાંખનારી ખુશખબરી સંભળાવીશ; એક પળ સબ્ર કરો." એમ બોલી તે કમરાની બાહેર ગયો ને બે ત્રણ મીનીટમાં તો એક નાહની બાળકીને ગોદમાં લઇને હસ્તો હસ્તો પાછો દાખલ થયો.

પેલાએ કહયું હતું તેમ ખરેખર અજાયબી અને ખુશાલીમાં **અસગરઅલી** ઉઠી ઉભો, અને **દાવરમિરઝા** તર્ફ દોડી જઇ પેલી છોકરીને વહાલથી પોતાની ગોદમાં લઇ હર્ષઘેલો બની ગયો. તે તેની ગુમ થયલી બાળકી છ મહીના પછી પાછી મળી હતી.

"અબ્બા જાન!" બોલી પેલી નાહની બાળકી બાપને ટોટે વળગી પડી.

બીજું ત્રીજું કામ પડતું મેલી અસગરઅલી એક ગાડી મંગાવી પોતાના ગુમ થયલાં ગૌહરને લઇ પોતાને ઘેર લઇ ચાલી ગયો, અને બાકીના બે અમલદારો પોતાના મશેવરામાં પાછા મશગુલ થયા.

"મરનારની વસિયતનામું તમારા કબજામાંજ છેની જનાબ!" દાવરે પુછયું.

"હાજ તો." **નસીબખાંએ** કહયું.

"ત્યારે હકદાર વારેસ કોણ છે?"

"પેલી ગુમ થયલી છોકરી **નજમુન્નીસા.**"

"ત્યારે **તેજ** બીચારાં ધરાની ખરી દિકરી કે?"

"હા; તેજ ખરી દિકરી. બલકે તેણીને શોધી કહાડવાની જ્યારે અતિપય કાળજી મર્હુમે બતાવી હતી ત્યારેજ મને લાગેલું કે તે તેની દિકરી હોવીજ જોઇએ."

"એમ માનવાનું કારણ?"

"કારણ ખુલ્લું હતું. ગુમ થયલી મોટી દઔલતની મરનારને જેટલી દરકાર હતી તેથી ચાર ગણી ઇન્તેઝારી એ છોકરીને પાછી જોવાની હતી એમ તેમના બોલવા પરથી કોઇબી કહતે."

"અગર તે છોકરી મળી જાય તો તેની વિરાસત સાબિત કરવામાં કાંઇ દિકકત પડશે કે?"

"દિકકત કે મુસીબત કે મિહનત જેવું કાંઇજ નહીં."

"ઠીક ત્યારે, ઇન્શાઅલ્લાહ! ત્રણ કલાકની અંદર હું તેણીને લાવીને હાઝર કરીશ." હાવરમિરઝાએ ખાતરી આપી

આ સાંભળતા જાણે બારવટયાને પકડવા માંગતો હોય એટલો ઉચો કુદીને ખુશાલીથી બોલી ઉઠયો—

"સત્તર આના ને નવ પૈ! તે મળી તો આપણને ગૌયા દુન્યાની દઔલત મળી! આપણું નામ અમર થશે!"

"આપણા દોસ્ત અલ્તાફ હુસેન વકીલને ત્યા તે છોકરી સલામત છે!"

"ઘણુજ અજબ! પણ ભલા આદમી આટલા દિવસ એ બાબત ખામોશી કા એખ્ત્યાર કીધી? વકતસર ઝાહેર કરતે તો અત્યાર અગાઉ તેને આપણાં કબજામાં લીધી હતે!' નસીબખાં બોલ્યો.

"પણ જનાબ ગઇ રાત લગી હું નહી જાણતો હતો કે તે મરનાર નવ્વાબની દિકરી નજમુન્નીસા છે! તેણીને ડુબતી બચાવી અલ્તાફ હુસેનને ત્યાં મેં રાખી ત્યારથી તેણીએ ધારણ કીધેલા નામ અખ્તરૂન્નીસાને નામેજ જાણતો હતો હું શું જાણું કે એણે પેલા બદમાશ ગીયાસુદીનના દામમાથી છટકવા આપઘાતની કોશીશ કીધેલી, અને આખીરશ પોતાની ઓળખ છુપાવવા નામ પણ ફેરવી નાખેલુ! આટલી સરખી દુકતીએ ખરેખર મને બનાવીજ કહાડયો!" એમ બોલી આગલી રાતનો તમામ અહેવાલ હાવરમિરઝાએ કહી સંભળાવ્યો. તે બધું ધ્યાનથી સાભળી લઇ નસીબખાંએ કહયું.—

"ચાલો ત્યારે, પાક ખુદાની મહેરથી આપણું કામ સરજામે પહોંચ્યું! ચોરાયલી નોટો મળી, ઘરાનુ વસિયાતનામું હાથ લાગ્યુ અને છેલ્લુ પણ સૌથી વધારે અગત્યનું તો હકદાર વારેસનો પતો લાગ્યો."

\+ × × +

એક હફતા પછી મરનાર ગયુરજંગનું અસલ વસિયતનામુ અદાલતમા દાખલ કરી નજમુન્નીસાને એકલી હકદાર વારેસ અને મુખ્તાર માલિક ઠરાવવા બાબતની અરઝી દાખલ કરવામા આવી.

ગાડા ભરી ગવાહીઓ પેશ કરી તે વસિયતનામું મરનારનું છેલ્લુ અને ખરૂં પુરવાર કરવામા આવ્યુ

વધુ લંબાણ કરી વાચકનો વકત વ્યર્થ ન ગાળતા હવે ટુકમા બે બોલ કહી આ કિસ્સો ખતમ કરીશું.

પોતાની જાગીરો અને માલ મિલ્કતનો કબજો મળતાજ નજમુન્નીસા પોતાના ગાપીકાં ઘરમા નસીબખાં સાથે આવી, જ્યાં તેણીને અગાઉથી ચેતાવી રાખ્યા મુજબ સુએબી મનાયલી માતા ઝોહરાખાતુન સાથ મુલાકાત કરાવી તે વકતનુ બયાન કરવુ આ નાચીઝ કલમની કુવ્વતની બાહેર છે! વરસના તફાવત સિવાય એક સરે મુ—બાલ જેટલોભી આકિરીમાં તફાવત નહીં!

બે-શુમાર દઓલતની માલિક બનવા સાથેજ જે કામ તેણીએ પહેલું કીધું તે પોતાને મુફલાસમાં સબડતી–તંગીમાં તણાતી–હરામ મઓતે મરતી–ખુનીને હાથ કતલ થતી–મુઝીના ફાંસમાં પડતી બચાવનાર ત્રણે વીરલાઓને ઝરેમાલથી નિહાલ કરવાનું કામ હતું.

કુછયાઝ અને રહમદિલ નજમુન્નીસાની મહેરબાનીથી ગીયાસને ચોકું ઘણું ઝાંસી જવા દીધો પણ એવી કબુલાતે કે તેણે એકદમ પરદેશ ચાલી જવું અને કદી બી પાયેતખ્ત કે રિયાસતે હયદરાબાદમાં કદમ મુકવું નહી.

નવાબ ગયુરજંગ મર્હુમની વરસી વિતવા બાદ નજમુન્નીસાએ એક ખાન્દાની અમીરઝાદા નામે ફઝુલ ઉમરા સાથે શાદી કીધી અને સુખ ચયનમાં રહેવા લાગી, અને પોતાની બેટીને સર્વ વાતે સુખી જોવાનો સંતોષ મેળવી ઝોહરાબેગમ હજ્જે શરીફ કરવા મક્કા મોઅઝેમા તર્ફ ઉપડી ગઇ.

એ મુજબ બદકારોને તેમની બદીના બદલો અને નેકોને નેકીના નતીજો મળ્યો, વાસ્તે અય વાંચક ! તું અઓરત હોય કે મર્દ, ઝઇફ હોય કે જવાન, પારસી, હિન્દુ કે હોય મુસલમાન, તું તારા દીન ઇમાનપર સાબેત કદમ રહી નેકી અને રાસ્તીના કામમાં મશગુલ રહેજે કે તેનો નેક નતીજો તું પામે. આમીન !

---

# તું કાં લાવ્યો કલિયુગ તેની અજલ ?

નવરંગ માટે ખાસ રચનાર—કવિ આદીલ.

શું કલિયુગ કર્યો ફરી તું રહ્યો,
ફેરાવન બની શું ફરી તું રહ્યો
જરા તો તુ સત્યુગનો ખ્યાલ કર,
અમર તેની કિર્તી ન પામાલ કર
સમજ કામો સત્યુગે શું શું કીધા,
પતાળે જેણે પાપો દાટી દીધા.
શું નિતી, ને રીતી, ને ધર્મી ચલણ,
હતી જેની સચ્ચાઈ ઉપર વલણ
હતે કાંટો સતનો જે અગર અવન
તુ કાં લાવ્યો કલિયુગ તેની અજલ?

૧

ઊખેડ્યો તે પાપોનો જુડો તમામ
ફના કરવા ગેતીથી સત્યુગ નામ
પડાવ્યા તે બાપ ને બેહેનોમા વેર,
ભુલાવી સખાવત ને ખએરાત, ખેર
પિતા પુત્રમા દુશમની શું કરી
મુરવત તો મોઢે, ને અંતર છરી.
કપટ ને કીનો દુશમની વેર ભવ,
ચઢે બેગીને જોઈ માતાને તાવ
નફાક, ને પ્રિતીની, થઈ પુરી પત
તું કાં લાવ્યો કલિયુગ તેની અજલ?

૨

બને બેટી માતાની વેરણ અતિ,
પતીઓ તજે નરો ઘરની મતી
સતીઓ પતીની અતી જે હતી,
બની છે અજે તેઓની મતી
ગળે ભાઈના, ભાઈ ફાસી ધરે,
બની બેહેન, બેહેનેની હામી કરે
ભુલ્યા ધર્મિઓ ધર્મ આજે તમામ
ને આબેદા ભુલ્યા પવિત્તર કલામ
હતો જગજગે ડંકા સત્યુગ અમલ
તું કાં લાવ્યો કલિયુગ તેની અજલ?

૩

શિમી નરો ધધો ને ધાપો કરે,
પતી બાપડો જનની જાપો કરે
પિતા માતઓ છોડે ઢીલી લગામ,
કે બેટા ને બેટી બને બેનગામ
કોઈ નાચે હમ કેમનો હાથ લઈ,
તો કઈ નાચે પર કોમની સાથ જઈ
બની રે! બદી ત્યા જુઓ ત્યાં બદી,
જણાયે છ અજે ન જોયું કદી
હતો જગજગે કરતો સત્યુગ અમલ,
તું કાં લાવ્યો કલિયુગ તેની અજલ?

૪

અરે દાદગર દાવરે દાદરસ!
સમજ મુજની ફરીયાદો ફર્યાદરસ
હટાવ દુર સત્યુગથી દમ બ દમ,
પુરા પાપી કલિયુગના આ કદમ
કમી બાર પાપોનો ધર્તીએ કર,
બેડો પાર નેકીનો ભર્તીએ કર
ભુલેલાઓને નેક રસ્તો બતાવ
સદ. રાહે આદીલ સઉને ચલાવ
હતો કેવો સત્યુગ રાહે અમલ,
તું કાં લાવ્યો કલિયુગ તેની અજલ!

૫

# પ્રજાકીય કેળવણી.

લખનારઃ—"એક અભ્યાસી."

(૨)

આપણને ગરીબી, કંગાલ્યત, રોગ, અજ્ઞાન જોઈતાં નથી. સ્વતંત્રતા અથવા મોક્ષ ગમે તે ચીજ હોય છતાં ઉપલી ચીજો આપણને નથીજ જોઈતી. પણ ધર્મગુરૂઓ, ઉપદેશકો, અને પયગંબરો મુખા પડયા નથી તેમ તેઓ મરી જવાનાં ચિન્હો પણ બતાવતાં નથી. પ્રસંગ મળતાં તરતજ તેઓ પોતાની ઝેરી વાત પ્રજામાં ફેલાવવા માંડે છે અને વૈરાગ્ય અને સાદા જીવનને નામે ગરીબી અને ત્યાગને ભેટવાની વાતો કરે છે. સન્યાસીઓ અને દરવીશો હજુય મનુષ્યોમાં આદર્શ ગણાય છે. કેળવાયલા અને સ્વતંત્ર મગજના માણસો પણ નિષ્ક્રીય જીવનની; ત્યાગની વાત કરતા ધરાતા નથી. હિંદુસ્થાનની પ્રજાના પતનનું એક મુખ્ય કારણ અસામાન્ય ત્યાગ વૃતિ છે. પહેલી અને છેલ્લીવાર આપણાં બાળકોને આ ઝેરી ત્યાગ વૃતિથી આપણે મુક્ત કરવા જોઇએ; કેમકે પ્રમાણિકપણે મેળવેલા ધનવૈભવ ભોગવવામાં કંઇજ પાપ નથી.

પ્રજાકીય કેળવણીની યોજના ઘડનારાએ હમેશાં લક્ષમાં રાખવાનું છે કે કેળવણી જીવનનો મુખ્ય પ્રશ્ન છે. સામાજિક તેમજ વ્યક્તિગત ઉધ્ધાર (Individual freedom) માટે તેની મુખ્ય જરૂર છે. વિજ્ઞાનની ભાષામાં બોલીએ તો સઘળી જીંદગી સામાજિક છે, ને તેથી કેળવણી પણ સામાજીક છે. કેળવણીથી વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અને પ્રજા પ્રજા વચ્ચેનો સંબંધ વધે છે. કેળવણીનો પ્રચાર એક સામાજીક ફરજ છે. કેમકે વ્યક્તિ અને સમાજ પરસ્પર આધાર રાખનારાં છે. જેથી વ્યક્તિનું ભલું થઇ શકે તેથી સમાજનું પણ કલ્યાણ થાય છે.

શિક્ષણ અંતિમ ધ્યેય (End) નથી પણ એક ધ્યેયને પામવાનું સાધન (means) છે. કેળવણીનો હેતુ અનંત પ્રગતિવંત જીવન મેળવવાનો છે. જેમ જીવન અનંત છે તેમ શિક્ષણ પણ અનંત છે. સરળતાને ખાતર શારીરીક, માનસિક, સામાજીક, તાત્વિક અને નૈતિક એવા જીંદગીના ભાગો પાડવામાં આવે છે પણ વસ્તુતઃ જીંદગી એકજ છે. સુંદર પ્રગતિવંત જીવનને સઘળી શક્તિઓના સહકારની જરૂર છે અને સહકારથીજ આગળ વધી શકાય છે.

જીવન પરિવર્તનશીલ છે. પ્રગતિ એટલે વધુ સારી સ્થીતી આણવા માટેનો ફેરફાર। મનુષ્ય સ્વભાવ કુદરતી રીતેજ આગળ વધવાના ગુણવાળો છે. તે લાકડાના કટકા જેવો સ્થિર નથી પણ ધીમે ધીમે પ્રગતી કરનારો છે. કર્મનો કાયદો નીરંતર કામ કરીને મનુષ્યના સ્વભાવમાં ફેરફાર કરે છે. માણસ સંજોગોનો ગુલામ છે એ વાત સાચી નથી.

સ્વતંત્રતાની ખીલવણી એ પ્રગતીની પરીક્ષા છે. પોતાની મરજીથી પોતાના સંજોગોને બદલી નાખીને વધુ સારી સ્થીતી પ્રાપ્ત કરવાની શક્તી એનુંજ નામ સ્વતંત્રતા। સ્વતંત્રતાને ... આ પગ ને બે પગ નથી ગોતા કુદરત અને સમાજને ગુલામની પેઠે તાબે ન થતાં

પોતાના સ્વભાવને ખીલવીને, પોતાની શક્તી રોક્ષ કરી સમાજ સાથે મરજીયાત સહકાર રાખનાર માણસ સાચી સ્વતંત્રતા ભોગવે છે.

સ્વતંત્રતા વિના સુખ નથી. જે સ્વતંત્ર નથી તે સુખી નથી. આ સ્વતંત્રતા એકલા શરીરનેજ લાગુ પડતી નથી પણ વાસના (Desires) અને સંજોગોને પણ લાગુ પડે છે. પોતાની જાતપર માણસ જેટલો કાબુ ધરાવે છે તે પરથી તેની સ્વતંત્રતાનું માપ કાઢી શકાય. આવી સ્વતંત્રતા મેળવવા માટે સંસાર છોડી સાધુ થવાની કે ચરખો ફેરવવાની જરૂર નથી; જે સિધ્ધાંત વ્યક્તિને લાગુ પડે છે; તેજ સમાજ અને પ્રજાને પણ લાગુ પડે છે. પ્રજાની સંખ્યા પરથી તેની પ્રગતિ સિદ્ધ થતી નથી. મોટી પ્રજા નહિ પણ મક્કમ, લાયક અને સાહસિક પ્રજાજ પ્રગતિવંત ગણાય છે. કેળવણીનો પ્રથમ હેતુ આ પરથી એ સિદ્ધ થાય છે કે આપણે આપણા બાળકોને બચપણથીજ શીખવવું જોઇએ કે "સ્વતંત્રતાની ખીલવણી તે પ્રગતિ છે, દરેક માણસ જેવો ધારે તેવો થઇ શકે છે કર્મ અથવાં કીસ્મત પર કાબુ ન રાખી શકાય એવું કંઇ નથી. રાજી ખુશીથી પોતાના સમાજ સાથે એકત્ર થવામાં પ્રગતિનો રસ્તો રહેલો છે, પ્રજા-રાષ્ટ્ર એક સામાજિક સંસ્થા છે અને તેમાં દરેક સ્ત્રી પુરૂષે એક થઇ જવું જોઇએ, પ્રજાકીય આદર્શ અને જીવન સાથે સહકાર કર્યા વિના એકલા એકલા પ્રગતિ કરવી અશક્ય નહિ તો મુશ્કેલ તો છેજ."

આપણે કીસ્મત અને કર્મ પર જોઇએ તેથી વધુ ભાર મુકવાને ટેવાયલા છીએ. આપણી પ્રજાને ચાલુ સમજાવવાની જરૂર છે કે કીસ્મત જેવી કોઇ ચીજ હસ્તી ધરાવતી નથી અને કર્મને અંકુશમાં લઇ શકાય છે. દારૂપીનાર માણસ એમ કહે કે "દારૂ પીવાનું મારા નસીબમાં લખાયલું છે." અથવા અનીતિમાન માણસ એવી દલીલ રજુ કરે કે "પરસ્ત્રીપર બદનજર કરવી એ મારૂં કર્મ છે" તો તેમની દલીલો આપણે હસી કાઢીએ છીએ. વિચાર અને કાર્યના બળથી આપણે કર્મને પણ ફેરવી શકીએ છીએ. હિંદુ ધર્મમાં કર્મપર એટલો બધો ભાર મુકેલો છે કે તેથી પ્રજા નામર્દ અને નમાલી થતી ગઇ છે. મુસ્લીમ ધર્મ પણ "કીસ્મત" પર આધાર રાખનારો જણાયો છે.

ભુગોળની મર્યાદા અને લોહીથીજ પ્રજાનાં લક્ષણો બંધાય છે એ જુનો વિચાર રોજ ખોટે પડતો જાય છે. આ ભ્રમણામાંથી આપણા જુવાનોને મુક્ત કરવાને આપણે ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. હવાપાણી પ્રજાના લક્ષણ ઘડવામાં અગત્યનો ભાગ ભજવે છે એ વાત ખરી છે પણ તેની અસર જ્યાં પ્રગતિની વિરોધી હોય તે નાબુદ કરી શકાય છે. અલબત તે માટે પ્રયત્ન કરવાની જરૂર છે. વળી કુળ, જાતિ અને લોહીને પણ અતિશય અગત્ય આપવામાં આવે છે, આપણને ચાલુ કહેવામાં આવે છે કે ભુગોળની નજરેજ નહિ પણ લોહીની નજરે પણ આપણે પ્રજાસતાક રાજ્યતંત્ર માટે નાલાયક છીએ. આ કથનનો જેવું હડહડતું જુઠાણું બીજું ભાગ્યેજ મળી શકશે। સંજોગો, અભ્યાસ, સાહસ અને બુદ્ધિથી માણસ જાત ગમે તે કરવાને શક્તિવાન થાય છે. કુદરતના સ્વીકારાયલા નિયમોથી વિરૂધ્ધ વર્તતાં મનુષ્યને ખત્તા ખાવી પડે છે પણ અમુક જાતિ અથવા રંગને લીધે તે ચોક્સ કામ કરવાને નાલાયક છે, એ બીના તદ્દન પાયા વિનાની છે.

પ્રોફેસર રોડ જણાવે છે કે "જાતીય શકિતના અસલથી ચાલી આવેલા ભેદો (inherent differences) વિષે વારંવાર વાત થાય છે પણ તે સ્પષ્ટ રીતે દેખાડવામાં આવતા નથી. મગજના વજનપરથી કોઇ પણ રીતે બુધ્ધિ આપી શકાતી નથી. માનવજાતિ વિષેના અભ્યાસ પછી હાલમાં જણાયું છે કે મગજશાસ્ત્ર પણ જાતિય લક્ષણમાં મુખ્ય ભાગ ભજવતું નથી. ચામડીનો રંગ સુરજની ગરમીને આભારી છે."

કેટલાક વખતથી હિંદીવાનોના મન થોડે ઘણે અંશે ગુલામી દશા ભોગવતાં આવ્યાં છે. શાસ્ત્ર અને શરીઅતના કરડા નિયમો, ધર્મગુરૂની આપખુદી; કેળવણીનો અભાવ, દેશની અશાંત હાલત, દેશમાં ચાલતા જુદા જુદા ધાર્મિક પંથોનું નિવૃત્તિ પરાયણ વલણ, સદીઓથી ચાલતા આવેલા ત્યાગ અને વ્રત નિયમો વિગેરેને લીધે હિંદમાં જીવન ચેતનમય થવાને બદલે મંદ થઇ ગયું છે. પ્રજા જે વિચિત્ર રિવાજો પાળતી હતી અને ક્રૂર બળિદાનો ચઢાવતી હતી તે સામે કેટલીક વાર પોકાર ઉઠવા છતાં તેની અભણ પ્રજાપર અસર થઇ નથી. પરિણામે છેલ્લા એક હજાર વર્ષથી હિંદ પ્રગતિ અટકાવી બેઠું છે અને આગળ વધવાને બદલે પાછળ હઠતું થયું છે.

ભુતકાળ સંબંધી આપણી સામે પડેલો સવાલ એ હેતુ ધરાવે છે. આપણા ટીકાકારો અને નિંદાખોરો ખાત્રી આપે છે કે "આપણે જંગલી હતા, હિંદમાં કદી પણ સંસ્કૃતિ હતીજ નહી અને આપણે જગતને વિચાર, શોધ, સાહસ અને કાર્યોદ્વારા કંઇજ આપ્યું નથી. ટુંકમાં આપણે વહેંતીઆ જંતુ જેવા હતા." બ્રીટીશ અમલના આરંભમાં જેમ્સ મીલ અને ખ્રીસ્તી પાદરીઓએ આવોજ મત કર્યો હતો. ત્યાર પછી સંસ્કૃત સાહિત્યની શોધથી અને સંસ્કૃત સાહિત્યનો યુરોપીઅન ભાષામાં તરજુમો થતાં આ સ્થિતિ બદલાઇ. યુરોપીઅન જગત પ્રાચીન હિંદના જ્ઞાનની પ્રશંસા કરવા લાગ્યું અને એક મંગળમય સ્હવારે હીંદીવાનોને ભાન થયું કે જગતના માલીક ગણાતા યુરોપના વતનીઓ કરતાં તેઓ કોઇ પણ રીતે ઉતરતા નથી. જગતની ઉત્તમોત્તમ સંસ્કૃતિ આ દેશમાં પ્રથમ જન્મી હતી, ભારત વર્ષ માનવજાતીનાં પારણાં સમાન છે અને જ્યારે યુરોપ જંગલી હતું ત્યારે આ દેશના ઋષિ મુનીઓએ અર્થ ગંભીર દર્શનશાસ્ત્રો લખ્યાં હતાં, એ વાતનું ભાન થતાંજ આપણે જાગ્યા અને આ જાગ્રતીને પરિણામે "તરૂણ ભારત" (Young India) નો જન્મ થયો. અપૂર્ણ.

:o:

# પેણામાંથી ચૂલામાં.

———०———

લખનાર—મેરવાન બી. તાતા.

——०——

'જ્યાંજી જાઉંછ ત્યા આ ચરકુલી ચીનાવલીઓ મારી નજરે પડવાનીજ! હવે હુ જાઉંબી કેઇ બાજુ ?" નાજુક નજાકતવાલી અબળાઓને ધીક્કારનાર દાદી મેજનેર વગાર ખીજવાટથી બબડયો

પુનાના બંડ ગારડનમા મેદ હોવાથી તે બાગ ફેશનેબલ ખુબસુરતીઓથી ભરાયા જેવી રહયો હતો જેવી પરીસુરત મોહીનીઓની ખુબસુરતી નીહાળવાની બૈરાઓને ધીક્કારનાર આ જુવાનને આખોજ ન હતી તેને બૈરાઓ નામની જબરી અપ્રીતી હતી, અને મુખ્ય કરીને તર્યાર ટીપટાપ ફાકડી અબળાઓથી તો તે દુરજ નાહાસતો હતો એક નાના બાંકડા ઉપર તે બાગમા બેઠો હતો, અને તેની બાજુમા મલાહજા વિનાના પોષાકની બે છોકરીઓ આવીને બેઠી, અને દાદીને જોઇ તેઓ એકબીજાના કાન ઉપર વાત કરતી ઠીઠીકાહા કરવા પડી, કે દાદીને ત્યાથી ઉઠવાની ફરજ પડી તેઓમાની એક ચીબાવલીએ તો દાદીની પાછળ પોતાનો રૂમાલનો ડુચો મારી ફેકયો, મગર પાછળ જોયા વીના દાદી ખુણામા એક એકાંત જગા ઉપર જઇ બેઠો તે જ્યા બેઠો હતો તે તરફથી કેટલીક અપ ટુ ડેટ છોકરીઓ જાણે કે પોતાની ગોરી ગરદન અને બાજુ બતાવતી હોએ એવી કીસમના અર્ધા શરીર ઉઘાડા પડે એવા ફાકડા પણ મલાહજા વીનાના પોષાકમા સજ્જ થએલી ત્યાથી પસાર થતી, જેમાની કેટલીક દાદીને જોઇ ચીબાવલથી મશકેરીની ધપે હસતી હતી દાદીનુ ઘણુ પાકું આવ્યુ, અને તે આખરે કાયર થઇ બાગમાથી બાહાર આવ્યો પોતાની બે બેઠકની નાની મોટરમા બેસી આગળ ગયો, અને નજદીકમાજ એક હાઉસ એજંટના પાટીયા ઉપર નજર પડતા તેણે પોતાની મોટર ઉભી રાખી અને તે મળવા અંદર ગયો, અને એક નાના ફરનીશ્ડ બંગલો ભાડે મલી શકતો હોએ તે માટે તેને પુછયુ

"સાહેબ, સીઝન પુર બાહારમા છે, એટલે મોટા રસ્તા પર તો તમુને એક ઝુંપડી બી મળવાની નથી," સાપુર હનસ હાઉસ એજંટે જણાવ્યુ મારા ધ્યાનમા એક બે નાના ફરનીશ્ડ કોટેજ છે, પણ તે વસ્તીથી દુર ને——————"

'મને તેવો એકાદ કોટેજ જોઇએછ,' દાદીએ ખુલાસો કીધો 'વસ્તીથી ઘણો દુર હોએ, ને જ્યા બૈરાઓની અવરજવર નહી હોય તેવોજ મને જોઇએછ"

તે એજંટ તો દાદીનુ મોહ ટીકના પડયો તેણે ટેબલ ઉપરની એક ચોપડી ઉઘાડી અને તેમા નજર નોંધ બાજુમા પડતો એક જુનો પ્લાન ઉઘાડયો અને તેમા પોતાની આંગ-ળીએ જગા બતાવી બોલ્યો

— -

"જુઓ, સાહેબ, આ એક ફરનીશ્ડ કૉટેજ કોઇ મુંબાઇનાં બાઇનું છે, જે મારા હાથમાં છે." સાપુરે હાઉસ એજંટે ખુલાસો કીધો.

"વસ્તીથી તદનજ દુર ઠેક પાંચ માઇલ પર છે, ને સ્ટેશનથી બી સાતેક માઇલ અંદર છે."

"વૅલ, તેની આસપાસ કોઇ પારસીઓનાં કુટુંબ તો નથી વસતાંની? ત્યાં વળી છોકરીઓની ફરવા હરવાની જગાતો નથીની?" દાદીએ ઇંતેજારીથી પુછયું.

"નહીરે સાહેબ, તેવાં એકાંટ દોજખનાં ખુણાંમાં કાંઠડી ફૅશનેબલ બાઇઓ કાંઇ ફરવા જાએબી?" હાઉસ એજંટે જણાવ્યું. "એ કૉટેજથી બીએ બંગલો લગભગ પા કે અર્ધો માઇલ દુર હોશે."

"ત્યારે ત્યાં તો કોઈ બૈરાંઓનો પગદરો નથી એવી તમારી ખાત્રી છેની?" દાદીએ વધતી તેહકીક કીધી. "મને તો બા જ્યાં બૈરાંઓ નહીં મુદલ હોએ ત્યાંજ કરારે જરા એકુ મહીનો તોડી પાડવાનો ઇરાદો છે."

"તમુને કેડી બૈરાંઓને અબીતરી દેખુ?" હાઉસ એજંટે ચેષ્ટા કીધા. "જો બૈરાંઓથી બચવું હોએ તો સાહારાના રેતીનાં રણુમાં તંબુ મારીનેજ રેહેવું પડે!"

"હું જે ગ્રાંડ હોટેલમાં રેહુંછ ત્યાંબી પગેપગ એજ બલાઓ છે. તેથીજ હોટેલ છોડી એકાંટ બંગલીમાં રેહેવા માંગુંછ. વૅલ, તે કૉટેજનું નામનીશાન ને ભાડું શું છે?" દાદીએ પુછયું.

"ભાડું તો આંગપર દોઢસો રૂપ્યા," હાઉસ એજંટે જવાબ વાલ્યો. "તદન વરવાસણુ ફરફરનીચર સાથનો ફરનીશ્ડ છે; ગયે અઠવાડયેજ ઘરવાલાં બાઇએ પોતાને હાથે જાતે બધો દેખરેખ હેઠલ સફા કરાવ્યો, ને તેઓ પંચગની સધાવ્યાં, કોઇબી વખતે જાઓ તો રેહેવાને માટે તે પુરતો તૈયાર છે. ગમે ત્યારે જાઓ, કાલે પધારો, ને ચાહો તો આજે રાતેજ સીધારો. કૉટેજની ચાવીઓ મારી પાસે છે."

"હું મહીનાનું ભાડું ઍડવાન્સ તમુને હવડાં આપી દેઉંછ," ગજવામાંથી પૉકીટ કાઢી દાદી બોલ્યો. "તમુને રૅફરંસીસ જોઇયેછ? વૅલ, આ મારો કાર્ડ છે. હું મુંબાઇની સરકારના ઍનજીન્યરોમાંનો જુન્યર ભાગ્યો છેઉં, અને ઇલેક્ટ્રીક લાઇટનું ઇન્સતોલેશન બધું હમારી ફર્મેજ કીધેલું. હાલ હું રજા લઇ એકુ મહીનો પુનાની સીઝન હોવાથી અહીં આવેલો છેઉં."

"પણ, નકકી કર્યા આગમજ પેહેલાં કૉટેજ જાને જઇને જોઇતો આવો, સાહેબ," હાઉસ એજંટે જણાવ્યું.

"નહીં, તેનું કાંઇ કામ નથી; મને તેવો એકાંટ વસ્તીથી દુર બંગલો જરરજ પસંદ પડસેજ. આ રૂપ્યા ગણી લઇ મને ભાડાંની રીસીટ લખી આપો અને ચાવીઓ બી હવાલે કરો, કે પાછો આવવાનો ફેરો બચાવવા હું સીધોજ ત્યાં જાઉં. કયાં અવ્યોછ તે બતાવોની?"

રૂપ્યા એજંટે ગણી રીસીટ આપી અને ચાવીઓ હવાલે કરી જુનો પુરાણો નાનો મૅપ કાઢી અંદર બતાવતો બોલ્યો. "જુઓ સાહેબ, મોટે રસ્તે સીધું જવું, જે પછી ટૅંપલ બા આવેછ, ત્યાંથી પેદલાં ડાબી બાજુનો રસ્તો પકડવો ને તે પછી ચઢાવ આવે કે જમણે બાજુ વળતાં પેહેલું ઘર નીચે ઉતરાણ તરફ છે. લેઓ આ મૅપ લઇ જાઓ.

ખુલાસાનો દમ ખેંચી દાદીએ રીસીટ અને ચાવીઓ ગજવામાં મુકી અને વિદાય થયો. તે પાવરો હોટેલમાં ગયો, જ્યાં જમી લઇ બીલ ચુકવી આપી, પોતાના બે ચામડાના બેગો કારની પાછલ બાંધ્યા, તેવા એકાંટ કૉટેજમાં રાંધવા સીધવા વલી કોઇ મર્દ કુક રાખે તેટલો વખત શું ખાય એવાં વિચારથી તેણે એક દુકાન ઉપરથી કેટલાક દીવસો ચાલે એટલી ખોરાકી તાબરતોબ ખરીદી.

લગભગ આઠ વાગે તે રૅપલ બાર તરફ આવ્યો; પોતાની મોટર ઠોભાવી તે અંદર ગયો, અને બારના માલેક પાસે પોતે રેહેવા જતા કૉટેજ માટે તેહકીક કરવાજ તે ખાસ ગયો. માલેક જેમ્સ બાહેર ગયલો હતો અને તેની બાયડીએજ તેને જીનજર બીર બનાવી આપ્યો, અને વલી તેને ઓરતજ સાંભી નડવાથી કાંઇ બી પુછપરછ કર્યા વિના તે ત્યાંથી બાહાર પડ્યો.

દાબી બાજુ તેણે મોટર હાંકી જે બાજુ ચઢાંણ હતું, જે ઉતર્યા પછી તલેટીએ એક પથ્થરનો પુલ એકાદ નાલાં ઉપર બાંધ્યો હતો, જે પોતાના કૉટેજથી અર્ધે રસ્તે આવેલો હતો. પુલ ઓલંગી પોતાની કાર બાજુનાં ખેતરમાં એકાદ ઝાડની ઓઠે ઉભી રાખી, જે પછી પગે ચાલતો તે કૉટેજ તરફ ગયો.

તેણે મલકાટે ચેહેરે ધાર્યું કે જો તે પરણીને બેડીનાં બંધનમાં સીકડાયો હોતે તો તેની બાયડીને આ કૉટેજમાં જવાની તૈયારી કરતાંજ એક મહીનો લાગતે, અને બીજો મહીનો ગાસડાં પોટલાંજ બાંધતાં લાગતે! પણ બૈરાંઓની અભીતરી ધરાવનાર તે હેમક જુવાનને એટલી ખબર ન હતી કે તેના કરતાં તેણી વધુ ખબરદાર રેહેતે, અને તે નવા કૉટેજની ચાવીઓ પોતાની સાથે લાવવાની જરુર યાદ રાખતે.

દાદી, બૈરાંઓને નામે અભીતરી ધરાવનાર, હારી હુશીને આવ્યો પણ કૉટેજની ચાવીઓ ટેઠ ગુલકણો હોટેલમાં પોતાના ઓરડાની તેબલના ખાણાંમાંજ વીસરી આવ્યો હતો!!

૨.

તેણે વેહેલુંજ વચન સગનમાં નડવાથી પોતે પોતા સાથે ખીજવાયો, અને કૉટેજ આગલ ઉભો રેહી માથું અને બોચી ધવડવા પડ્યો. શું તે પાછો ઠેઠ હોટેલમાં જઇ ચાવીઓ લાવે? પણ આસપાસ તપાસ કરતાં માલમ પડ્યું કે બાજુમાંની એક બારીને અંદરથી સ્ટૉપર નહીં દેવાથી સહેજ ઉઘડેલી તેણે દીઠી. તે ત્યાં ગયો અને બારી ઉઘાડી અંધારામાં અંદર કુદી પડ્યો, મગર નજદીકની ચોપડી ચોપાન્યાંની એક તેબલનાં નાકા ઉપર કુદવાથી તેની સાથે તેબલબી જમીન ઉપર ઉકલાઇ ગેઇ.

દાદીએ મૅચીસ સલગાવી, અને એક બતી વચમાં ટાંગેલી હતી તે તેણે સલગાવી. જે ઓરડામાં તે ઘુસ્યો તે નીચેની બધી જગા રોકતો હતો, જેમાં હૉલ, ડાઇનીંગ અને સીટીંગ રુમ બધાં, તેમાજ સમાવેલાં હતાં.

તે જગા ફુન્નરમંદીથી ફરનીશ કીધેલી હતી. તેબલ ઉપરના ચાંદીનાં વાઝમાં થોડાંક ફુલો ગોઠવેલાં. ખુણાંમાં એક તેબલ ઉપર ચુલો અને કીટલી તેમજ વાસણો તૈયાર હતાં. તેણે ચુલો સલગાવી કીટલીમાં પાણી ભરી તે ઉપર તે મુકી.

જે પછી બૅડરૂમની તપાસ કરવા દાદી ઉપર ગયો. દાદરની ઉપર જતાં સાંભેજ ચાલ આંગલ એક બારણું તેણે જોયું જેને ચાવી મારેલી હતી. તે મનસે કાંઇ ગુસ્સાનું બબડયો; મોહોકાંણુ! હોટેલમાં જઇ ચાવીઓ લાવવાનું હવે તો ઘણુંજ મોડું થયું હતું, પણ એક રાત તે નીચેજ જમીન ઉપર સાદડી પાંડડી ધોંટલો લઇ રાત તોડી પાડશે.

તે પાછો નીચે આવ્યો. કીટલીમા પાણી ઉકલી ગયું હતું. હવેજ તેણે વંગારયું કે પોતાની મોટરમાં પોતાનાં સુટ કેસો અને ખોરાકી મુકી હતી, અને ઓર્ચાટ વર્ષાદનું જબર ઝાપટું પડતું હતું, જે મોટર તે કૉટેજથી લગભગ ત્રણસો વાર દુર રાખી હતી. હવે ગરમ પાણીને શું કરે? મગર તેની નજર ભીંટ ઉપર ઓલરેલી નાની ટાંકાબારી ઉપર પડી જે તેણે ઉઘાડી, જેમાં કોકો અને બીજી ખોરાકીના દાબડા હતા, વળી કેટલીક બીસ્કીટો અને ચીઝ હતાં, જે ઘરવાલીએ ડાહાપણથી ભરી મુક્યાં હતાં. તેણે કોકો બનાવ્યો અને સીટીંગ રૂમમાં બેસી તે ચીઝ બીસકીટ ખાવા બેઠો, અને તેમાં લાંબો વખત નીકળી ગયો. તે ઓરડામાંના ઘડયાલમાં ટકોરા પડયા કે તે ચોંકી ઉઠયો કાંય કે મધરાત થઇ હતી.

પવનના સુસવાટાનો ભારી અવાજ થતો હતો, અને વર્ષાદ બારીના કાચ ઉપર તરાતર અવાજોના પડઘા પાડતા હતા વીજલીના જબરા ચમકારા પછી તુર્તજ ગોયા ધરતી ધ્રુજે એવો ગગડાટ થયો, અને વર્ષાદ પાછો તુટી પડયો. લગભગ થોડો વખત પછી શ્મશાન જેવી શાંતિ ફેલાઇ. તે ખુરસી ઉપર આંખ મિંચી પડયો હતો, જેવામાં રાંધણીનું બારણું જોસ સમેટ બંધ થવાનો અને સાંકલ અફડાવાનો મોટે અવાજ થતાં તે એકદમ ચોંકી ઉછલ્યો. મગર ખાલી દહેસટથી તે પાછો હસી પડયો.

હવે તે ધોંટલો કેમ લે? ત્યાં ઇઝીચેર બી ન હતી કે તે ઉપર આરામ લે. આખરે ખુંણામાં એક સાદડી હતી જે તેબલ આગલ પાંકરી અને તે ઉપર તે અસેટાયો. તેણે બતી સેહેજ ધીમી કીધી.

બાહાર મોટાં દરખ્તો પવનના સુસવાટા વચ્ચે ભયંકર અવાજો કાઢતાં હતાં, અને તે ઉપ્રાંત તે કોટેજમાં બીજા સાહાદ, કે અવાજ બી થતા હોએ એવોજ ધખારો તેને લાગો. તેમાં ભુતની વસતી તો ન હોય? માલ ઉપર કોઇનાં પગલાંનો અવાજ, જે પછી ધીમેથી બારણું બંધ કરવાનો સંસારો? અડગરો ખેંચવાનો પાછો અવાજ—? ઓલતારી! એ શું બંગલો કે દેવસ્થાન!

તે દહેસટથી ચોંકી ઉઠયો જેમ કરતાં તે બાજુની તેબલ ઉપર તેનું માથું જોસથી અફડાયું. વળી કાંઇ બી સાહાદ આવ્યો નહીં. તેણે ચાલ આગલ આવી ટીંગાઇને દાદર ઉપર નજર કીધી અને ઉપરનું બારણું બંધજ હતું.

કાંઇ ધખારાથી તે ચોંક્યો હતો એમ ધારી તે પાછો સાદડી ઉપર સુતો. છતાં બી સ્લીપર સાથ ચાલવાનો તેમજ કોઇનો આવવા જવાનો સાહાદ તેણે સાંભલ્યો એમંજ તેણે વિચાર્યું.

બૈરાંઓને ધીક્કારનારો તે જુવાન પાછો સાદડી ઉપર ધોંટાયો, અને તેને એક સ્વપનો આવ્યો, જેમાં તેણે પોતાને એક અસલના વખતના એક ઘોડેસ્વાર તરીકે દીઠો, જેની પુઠે

તેને મારવા બીજા સ્વારો આવી પુગતાં આખરે તેણે આ કોરેજનો આસરો લીધો, જે ઘેર જે અબળાને તે ચાહતો'તો તેવું હતું. તેણી કાંઇ હાલના રીસ્પારીના જમાનાની છોકરીઓ જેવી ટચાક, લીચકાઇ ગએલી ન હતી, પણ એકાદ શાહાજાદી જેવી ગરવી, નમાની અને ભલી હતી.

સ્વપ્નામાં તેણે વધુ અનુભવ્યું કે દીસ્તી રીતે તે છોકરી જો કે એખલીજ ત્યાં રેહેતી હતી, છતાં બી તેને આસરો આપવા માટે કાંઇ બરાબર કરી નહીં, કાંય કે પોતાની પતિષ્ઠા કરતાં તેણી તે જુવાનને વધુ ચાહતી હતી. પોતાના સ્વપ્નામાંજ તેણે વિચર્યું કે જ્યારે તે નીચે હાંકેલો પડેલો હતો ત્યારે ઉપરથી તે છોકરી નીચે આવી હતી.

બદીની રોશનીની વચે તેણે તે અબળાને બરાબર દીઠી. અલબત, તેણીનો ચેહેરો તેણે પીછાણ્યો. તે ચેહેરો જે અબળાને તે હમેશ ચાહતો હતો તેનોજ હતો. તેણી ગભરાએલી દીસી. તે તેણીની પાછી ખાત્રી કરવા માંગતો તો, પણ હાલી શકયો નહીં, જે પછી તે છોકરીએ દીલસોજીથી તેની તરફ નજર કીધી, તે જ્યારે સુતો, ત્યારે તેણીએ તેનો ટકયો સરખો કીધો, જે વેળા તેનાં નાજુક આંગલાં ઉપર ઝલઝલી રહેલી સાંપનાં આકારની વીંટી તેણે જોઇ. જે પછી બારણું બંધ કરી તે ત્યાંથી વિદાય થઇ.

સહવારે જ્યારે તે ઝબકી ઉઠયો, ત્યારે આફતાબનો પ્રકાશ સીધો તે ઓરડામાં પડતો હતો. તેણે આંખ ચોલી પોતાના સ્વપ્નામાં જોએલી અબળાનો ખ્યાલ કરવા પડયો. મોહું ધોઈ તે તાબરતોબ તૈયાર થયો, અને હોટેલમાંથી તે બંગલાની ચાવી લાવવા તે બાહાર નીકલ્યો.

જ્યાં કાર પડેલી હતી, તે તરફ તે રવાના થયો, અને રાતના વર્ષાદથી ભીંજાએલી ટેકડીની ટચે પોતાની કાર ધીમેથી હાંકી, ત્યારે બાઇસીકલ ઉપર એક છોકરીને પોતાની સામેનાં ઢલાંણ ઉપરથી નીચે આવતાં દીઠી. દીસ્તી રીતે સાઇકલની બ્રેક બગડી ગઇ હતી. તે છોકરી ધાસ્તી ભરી ઝડપથી સાઇકલ ઉપર નીચે ગબડી આવતી હતી. તેણીએ જ્યારે મોટરને દીઠી, કે તેની આગલથીજ પોતાનો રસ્તો કાપવા લાગી.

જો હાંકે તેજ જગ્યાએ પોતાની મોટર આગલ હાંકે તો તે છોકરી તેમજ બાઇસીકલનો બંનેનો ખુરદો થાય. તેણે સમય સુચકતાથી પોતાની બ્રેક મજબુટ દાબી, અને તેણીને બાજુ રાખવા એક બાજુ વલાંસ લેવા વ્હીલ ફેરવવાની કોશેશ કીધી. તેણે વલણ લીધી, અને તે છોકરીને નુકશાન કરતાં બચાવી, પણ તેની કાર તે પુલની પથ્થરની દીવાલનાં ખુંણાંમાં જઇને અફડાઇ. તલાવમાં દેડકો કુદે તે મુજબ આંચકાથી કારમાંથી ઉછલાઇને બાજુમાંના પુલના ટગ ઉપર જઇ હાંકી ગબડયો. એ તો ધરમ કરતાં કરમ નડયું!

૩

"તમે કયડાઇ નથી ગીયા એમજ કેહો!" પોતાના સ્વપ્નામાંની છોકરી કરગરી બોલી.

તે તેજ છોકરી હતી, જેનો સ્વપ્નો તેણે જોયો હતો; તેણીએ તેનાં કપાલ ઉપર હાથ મેલ્યો. જ્યારે સ્વપનામાં જોએલીજ વીચીત્ર સાંપના આકારની વીંટી તેણીનાં આંગલાં ઉપર તેણે જોઇ!

કાંઇ કાલજીથી બૈરાંઓની અભિતરી ધરાવનારો શખ્સ તે અબળાને જોવા પડયો; ઉંડો વિચાર કરતાં તેનું માથું બી ધમધમી આવ્યું, જે પછી ગંભીર અદાથી બોલ્યો:

"નહી, હું નથી કથડાઇ ગીયો યાને તેમ ધારતો નથી. પણ તમુને મેં સ્વપ્નામાં જોયલાં; જાણે કે હું અસલના વખતનો ઘોડેસ્વાર હતો, અને————"

"એવણનું મગજ શોકથી ભમેછ," તે છોકરી બબડી. "પેલાઓ એવણને પકડી પાડશે! ઓ, હું શું કરશ?"

"શું કરશ!" તે બબડયો. "કાંઇબી કરતી ના. તું કાંઇ કરશે તો તે જાગી ઉઠશે; પેલો ઘોડેસ્વાર મને પકડશે નહી—તે આગમજ હું તારો છુટકારો કરી તુને ઘોડાપર બેસાડી લઇ જવસ."

તેણે ઉઠવાની કોશેશ કીધી, પણ તેની ઘુંટીમાં તેને પેન થવાથી તાસવીસથી તે આગળ બોલતાં અટકયો. તે પછી તેણે પોતાની આંખો ચોળી. શોકથી ઘુમતું મગજ જરા શાંત પડયું.

"ઓ, શું બન્યું?" તેણે પુછયું. "હા, હવે યાદ આવી. લગભગ મેં તમારી ઉપરથી કાર ચલાવી કચડી નાખ્યાં.

"તમે તમારી કાર બાજુ હંકારી મને કટોકટ બચાવી," તે છોકરી બોલી. "હું માત્ર ઉછલાઇ પડી, પણ મને કાંઇબી ઇજા નહી થઇ. પણ મને ફકર છે કે તમુને મદદ કરૂં તો તો તમે ટેકો દઇ વેર ઘેર ચાલશે?"

"હું તે નહીં જાણુતો," તે વમાસનમાં બોલ્યો. "તમારી ઘણી મહેરબાની થઇ. હું જોઉંછ કે કારે વલાણ લીધી અને ખુણામાં અડકી પડી. મારી ઘુંટી મોચ્રાઇ હોએ એ હું ધારૂંછ, અને સાથે વલી માથું બી અંફલાયું."

વધુ કહેવાનો કાંઇ બી ચાન્સ હતો નહી. તે છોકરી ઝડફથી તે શખ્સને ઘરે, તાકીદથી કોઇ કારણસર લઇ જવા તતપર હતી, અને તેણીએ તેનો હાથ પકડીને ઉઠાડયો અને પોતાનાં ખભાંનો ટેકો દઇને ધીમે ધીમે ચાલવા આગ્રહ કીધો; તેણીનાં ખભાં ઉપર વધુ બાર ન લાગે તે માટે તેણે ઘણી કાલજી રાખી. તેઓ કોટેજમાં આવ્યાં, અને તે ઉંબર ઉપર બેઠો,

"તમે બેહેતર કે ઉપર ચાલો," તે છોકરીએ સલાહ આપી.

"કાંય વાર! નીચેજ ગગડું તો શું છે? વલી તે ઉપરાંત બારણાંને ચાવી મારેલી છે," ભવાં ચઢાવી દાદી બોલ્યો.

"હું તે જાણુંછ," હસ્તે ચેહેરે તે બોલી. "તે તો ગઇ કાલે રાતે બંધ હતું, પણ હવે તો ઉઘાડું છે."

"પણ તે બારણાં માટે તમે શું જાણો?" દાદીએ પુછયું, "ને હવે તે ઉઘાડયું કોણે?"

"તમે જેઇ રાતે અંહી ઘુસી આવ્યા, ત્યારે હું માલપર હતી," તેણીએ જવાબ કર્યો. "તમે ઉંઘયા ત્યાં તુલીક હું ઠેલી; જે પછી વર્યાદ નરમ પડતાં હું બાહાર સત્તી ગઇ."

"ત્યારે તો આ બધો સ્વપ્નો નહીં હતો?" દાદી બોલ્યો. "મેં તમુને જોયાં—"

"તમારે માટે હું દલગીર થઇ. મને લાગું કે તમે ઘણા ખરાબ નહીં હતા."

"ખરાબ ! વૉટ ડુ યુ મીન !" તે પુકારી ઉઠયો. શું છોકરી ચકરમ હતી ?

"પણ આવો," તેણીએ વીનંતી કીધી. "તે ભયભર્યું છે; કાઇબી પલે તેઓ અહીં આવી દરોરો પાડશે. માલપર લઇ જવા મને સહાય થવા દેઓ, અને તે પછી કાંઇ અસતમ પસતમ સમજાવી તેઓને અહીંથી પાછા કાઢશ."

તે છોકરી ખચીતજ ચકરમ, બીલકુલ દીવાની લાગતી હતી, કાંય કે તે વગર અર્થનું ઘેલુંજ બકતી હતી. પણ તેણી એવી તો મીઠી અને મધુરી હતી, કે ઘેલી તો ઘેલી, પણ તેનાં ખભાં ઉપર હાથ ટેકવી તે લંગડાતો માલ ઉપર ગયો.

"પણ મને તમે કેહો, કે ગેઇ રાતે તમે અહીં ઘેરમાં શું કરતાંતાં ?"

"હું વલી શું કરૂં ?" તેણીએ જવાબ વાલ્યો. "હું અહીં રેહુંછ."

"તમે અહીં રેહોછ ! એ શું બોલોછ ! પણ ત્યારે રાતે જ્યારે હું અંદર ઘુસી આવ્યો ત્યારેજ કાંય નહીં મને કાંઇ કહયું ?"

"હું બીહીધી," સાદાઇથી તેણી બોલી. "તમે ઉંઘમાં પડયા ત્યાં તુરીક હું ઠેકી, ને પછી દુર આવેલા બંગલામાં મારી સહીને ત્યાં જઇ સુતી. સહવારે હું સાઇકલ પર પાછી આવી કે તમે ગીયા કે નહીં."

"આ તો બધો ઘોંટાલો થયો." માથું ખજવાલી તે બોલ્યો. "હું ધારૂંછ કે તમે મને એક રખડતોજ, કાઈ મવાલીજ માન્યો ?"

"નહીં, તમે કોણ હતા તે મેં અટકલ કીધી. ચારેક દીવસ દરમ્યાંન તમારી નાહાસભાગને લગતી તમારાં સાહસકર્મની વાતો મેં સાંભલીછ."

"મારાં સાહાસકર્મની વાતો ?" તાજુબાથી દાદી પુકારી ઉઠયો. "તમે મને કોણ ધાર્યો ? કાંઇ પાંણ કે કાઇ મવાલી માન્યો કે ? વધારે ત્રબલ આપવા માટે દલગીર છેઉં, અને તમે એખલાં હોવાથી મારે અહીથી જવું જોઇએ. ડૉકટરને ત્યાં સંદેશો મોકલવા તમે જો કાઇને શોહોધી કાઢો અને ડ્રાઈવરને શોહોધી કાઢો જે મારી મોટરકાર હાંકવા—"

"તમારી મોટરકાર ?" તેણી પુકારી ઉઠી. "પણ તે તમે ચોરેલી નહીં ? તમે નાહાસભાગ કરતા કેદી છેઓની–અહીંની યરોડા જેલમાંથી નોહાસી ગએલા કેદી તમેજ છેઓની ?"

"કેદી ! એ શું બોલોછ ? નહીરે, કેદી શું ને વાત શું ! આટલો વખત તમારાં મનમાં શું ઘોલાતુંતું તે હવે મને સમજ પડી. તમે મારાથી બીહયાં તેમાં નવાઇ નહીં. બધો ગડબડ ઘોંટાલો થયો ! તમે મને કેદી સમજ્યાં, તો માફ કરજો, બાઇ, હું તમુને ચકરમ કે ઘેલાંજ સમજ્યો. બૈરાંઓની અબીલતરી હોવાથી તેઓથી દુર રેહેવા હું એકાંટમાં ઠર પડયો, પણ પેનામાંથી ચુલામાંજ આવી પડયો, કાંયકે હું બૈરાંને ધીકકારનાર બૈરાંનીજ મદદ લેવી પડી, ને તેનોજ ટેકો દઇ હું અહીં આવ્યો. પણ તમારાંમાં કાંઇ ચાલાકી છે ખરી."

"તે હું નહીં ધારતી. તમે રાત્રે અહીં ભરાયા, ત્યારે તમારે માટે મને દલગીરી લાગી."

"પણ તમારે જઇને પોલીસને બોલાવવી જોઇતી'તી,"

"કદાચ મેં તેમ કીધું હોતે," તેણીએ કબુલ્યું. "પણ મેં આસા રાખી કે તમે સીધા અહીંથી પાછા સધાવશો. અને જ્યારે આજે સહવારે તમુને મને બચાવતાં ઇજા થઇ ત્યારે તમુને સહાય થવા માંગતી'તી."

"તે વાજબી નથી. નાહાસી છુટેલા કેદીને પકડાવી આપવાની કાયદા પ્રમાણેની ફરજમાં તમારે મદદ કરવી જોઇતી'તી."

"મને દરકાર નથી," તે છોકરીએ જવાબ વાળ્યો, જ્યારે તેની બ્લુ આંખો ચમકારા મારવા લાગી, અને રૂખસારો જોશકથી લાલ થયા. "હું તમુને પોલીસને સ્વાધીન નહીં કરી શકતે. તમારીજ ભૂરનો મારો એક ભઇ છે જે મુંબાઇમાં એક બેંકમાં છે, અને મને એમ લાગું કે કદાચ નાહાસી ગએલા કેદીનીબી મારી માફક બેહેન હોય, મારો ભઇ જો તેની હાલટમા હોએ અને તેને મદદ કરે તો જેમ હું આભારી થાઉં, તેમજ તે કેદીને મદદ કરવા તેની બેહેન મારી આભારી થાએ. તમે શું એ માફક મદદ કરવાને બદલે તેવા કેદીને પોલી-સને સ્વાધીન કરતે?"

"એમ કરતે એવી મને ફકર છે, બાઇ," દાદીએ કહ્યું. "હું તો વલી મારી નજ-દીકનું સગું કે મારૂં વાહાલામાં વાહાલું હોએ તો બી પોલીસને સ્વાધીન કરૂં. કાયદો તે કાયદો છે."

"ઓ, તમે ઘાટકી છેઓ!" જુસ્સાથી તે છોકરી પુકારી ઉઠી. "પણ નહીં; તમે એમ ધારોછ કે તમે તેમ કરી શકો, પણ તમારા ચેહેરાપર તેવું લાગતું નથી."

થોડીક મીનીટ ત્યાં ચુપકી પંદરાઇ, જે પછી તેણી ફરીથી બોલી:

"કોઇણી રીતે તમે વાર મારી બારીમાંથી કાંય ચઢી અંદર ઘુસ્યા?"

"કાંય પુછોછ? કારણકે તમારૂં કોટેજ અંહીનાં હાઉસ એજંટ પાસથી મેં ભાડે લીધુંછ અને ચાવીઓ વગર હું અહીં ઘસડાઇ આવ્યો."

"તમે ભાડે લીધું? તમે—! પણ ભાડે આપવા હમે કાઢ્યુંજ નથીજી." તેણી તાજુબીથી બોલી.

"તમે ભાડે નથી આપવા કાઢ્યું? એ શું બોલોછ? ત્યારે હાઉસ એજંટે મારી પાસ રાનોરાત આંગ પર દેહસો રૂપ્યા લીધા, ને ચાવીઓ આપી, જે ચાવીઓ હું—"

"તમારી કાંઇ ભુલ છેજી. પણ ઠેરો, હવે યાદ આવી; અહીંની પાસેના રસ્તાપર ખુંણાંમાંનો રતન કૉટેજ ભાડે આપવાનો ઉતો ખરો."

"અહીંની પાસેના રસ્તાપર? પણ એજંટે તો મને પ્લાનમાં આ બતાવ્યો. બાર હોડયા પાણીની પેહેલી વલાંણ પર છે. જોવ આએ મૅપ." દાદીએ ઘડી વાલેલું કાગજયું કાઢી તેણીને બતાવ્યું.

"તે કોટેજ તો બીજી વલાંણ પર છે. જોવછ, પેહેલી વલાંણ ઉપરજ આ પ્લાનની

ચાલુ ઘડી વલાવાથી તો મોટું આંધરું પડેલું છે. તેથી તમે બીજી વલાંચુ પરનાં કૉટેજને તમે ભાડે લીધેલો કૉટેજ સમજ્યા, જે કૉટેજ આજે હમારો છે."

"બાપ જોવ, બરાબર છે," માથું ખજવાલી પસેમાનીથી બોલ્યો: "આવી ભુલભુલામનીને લીધે મેં રાતથી નાહેક હલામણ ભોગવી. બાપ, હું દલગીર છેઉં, ઘણોજ દલગીર છેઉં, બધો ગડબડ ઘોટાલો થયો."

અબલા જાતીને જોઇને કમકમાનારો અને બૈરાંઓને ધીક્કારનારો એક અબલાનાજ હાથમાં લાઇલાજ ફસી પડયો. તેની ઘુંટી લચકાએલી લાગતી'તી, તેનું માથું ટપકાએલું, તેવા વખતમાં તે પાછો તે છોકરી આગળથી નાહાસી જાએ બી કવાં? જેથી જ્યારે તે દીલસોઝ બાળાએ તેને માટે કોકો તઇયાર કરી બીસકીટ સાથે આપ્યો, ત્યારે તેણીનો આભાર માની ગટાવી દેવા સીવાય છુટકારો ન હતો, કાંય કે સહવારનું મોહ્ડાં ઉપર કાંઇબી અનપાણી મુક્યું ન હતું, તે અબળા ચાલાક મનની હતી, અને તેનું બુટ કઢાવી તેની સખ્ત કલતર થતી ઘુંટીપર તેલ મસલવા આગ્રહ કીધો, અને ગમે તેવી દાદીની બોહોંસ છતાં બી તેણીએ એક દીલસોઝ નર્સ મીસાલ તેલ લગાડયું, અને તે ઉપર પટો વિંટાલ્યો.

તેલ 'રબ' કરતાં તે ભલી છોકરીએ પોતાની હીસતરી કેહી સંભલાવી. તેનું નામ ડાલી મસાની હતું. તે એકાંટ કૉટેજમાં તે પોતાની વાહાલી માતા સાથે રેહેતી હતી, જે માતા કાંઇ નાના વારસા હીસ્સાને માટે કાંઇ કાયદાને લગતું બીઝનેઝ હોવાથી પુનાથી થોડેક દુર વાનોરી ગેઇ હતી. તેઓ ગરીબ હતાં. કોઇનો વારસો મલ્યો'તો તે ઉપરજ તેઓનો સમુલગો ગુજારો હતો, સબબ કે તેનો બાપ બેંકમાં એટલો થોડો પગાર કમાતો હતો, કે અર્ધોબી બચાવી કે માતા ઉપર મોકલાવી શકતો ન હતો. તેણીએ બધી વાત તમામ સાદાઇ અને ભોલાઇથીજ કેહી.

બૈરાં ધીક્કારુ દાદીઆ હવે પીગલી ગયા. તેણે મનમાં અનુભવ્યું કે આજની અપ-ટુ-ડેટ છોકરીઓ જેવી ડાલી કાંઇ બોબાવલી ચરકુલી અને ટચાક ન હતી, એટલુંજ નહીં પણ તેનો પરીસુરત ચેહેરો બી એક ડાહી જેવોજ મધુરો હતો.

"તમે મને ઘણુંજ ગમોછે એમ મારા બોલવાનું તમે માઇન્ડ નહીં કરશો?" દાદી બોલ્યો. "હું તમુને મલ્યો તેથી હદબાહાર ખુશી છેઉં. બીજી ટચાક છોકરીઓ કાંઇજ વાત નહીં કરે પણ સાડી કપડાંની ને નાટક સીનેમાની ને તારીમારીનીજ વાતો કરે."

દાદીની મોટરમાં ખોરાકીનું પૅકેટ અને બે સુટ કેસો હતો. તે રખેને કોઇ મોટરમાંથી હડારી જાએ, તેથી તે લાવવા અને કુલી શોહોધી કાઢવા તૈયાર થઇ.

દાદી તે પછી ઉંઘાઇ ગયો.

નીચેના ઓરડામાંથી કોઇની ધીમી ચીચ્યારીના અવાજથી તે પાછો એકદમ જાગ્રત થયો. નાહાસી છુટેલો કેદી તો નહીં ઘુસ્યો હોય! અને તે છોકરી એખલીજ હતી!

તેણે એક મર્દનો સાદાદ સાંભળ્યો, તેના શબ્દો તે પારખી-શકયો નહીં, પણ અવાજ તંગ અને સખ્ત હતો.

દરેક કોશેશ એકઠી કરી દાદી બીછાનામાંથી બહાર કુદયો, અને જેમ તેમ લંગડાતો લંગડાતો દાદર ઉપરથી નીચે ગયો.

એક જુવાન-ગલી ગએલા ચેહેરાનો દુબલો અને આંખોમાં જનુની દેખાવનો—ખાદીનાં બંદીવાનનાં કપડાંમાં સજજ થએલો બારણાં તરફ પીઠ કરી ઉભેલો દાદીએ જોયો.

જેવો દાદી દાખલ થયો, કે તે કેદી તેની આગલ ધસ્યો. તે છોકરી તેની તરફ ધસી ગેઇ, અને દાદીએ મનમાં ધાર્યું કે તે કેદી તેણીને જરૂરજ મારવાનો, પણ તેને બદલે તો તે બંદીવાનના ખભાં ઉપર પોતાનું માથું છુપાવ્યું, જયારે તે જેલમાંથી નાઠેલા કેદીએ તે છોકરીના ગલાં આસપાસ જાણે કે તે તેણીને બચાવતો હોએ એમ, પોતાના હાથો વીટાલ્યા.

આવી ઉસકેરણીમાં કલતર થતી પાટો બાંધેલી ઘુંટી ઉપર વધુ ભાર પડતાં દાદી દુઃખની તાસવીસ કરતો ઉપર ઉપરજ બેસી ગયો. પેલો કેદી જનુનથી તેને ડોલા ફાડી જોવા પડયો.

"આઇ બેગ યૉર પારડન," દાદી બોલ્યો, "પેહેલાં મને ભય પેઠો કે મારી મદદ જોઇતી હતી, પણ હવે હું જોઉંછ કે વગર બોલાવવે હું અહીં ઘુસી આવ્યો."

"ઠોભો," તે છોકરી દુઃખથી બોલી. "મને ખુલાસો કરવા દેઓ——"

"તે ખુલાસાની અગટ છે?" દાદીએ પુછ્યું. "તમારો કોઇ આ દીલસોઝ કે વાહાલો છે તે હુ નથી જાણતો. પણ મારાથી પોલીસને બોલાવી શકાતી નથી, તેથી હું પાછો માલ જાઊં."

"ઠોભો; મારૂં સાંભલો," તેણી કરગરી. "એ તો-એ તો-મારો ભાઇ છે."

"ભાઇ? ઓત્તારી!" દાદી તાજુબીથી પુકારી ઉઠયો, "તમે તો મને એમ કહયું કે—"

"હું નહીં જાણુતી," ડાલી વચે બોલી પડી. "મારા ભઇને કેઠો બેંકનાં ઘોંટાલામાં બંદીખાને પુર્યો. માર માયજીએ જાણ્યું'તું, પણ મારાથી એવને છુપાવી રાખ્યું. કોઇ પારસી પરોઇ જેલમાંથી નાહાસી ગીયો એમ મેં જોણ્યું; એ અહીં ભરાવા આયોછ. એને જોઠનેજ મેં ચીસ્યારી પેહેલાં પાડી."

દાદીનાં કપાલ ઉપર ગમીની કરચલી વલી રેહી.

"મારંબી જરા સાંભલો." તે કેદી બોલ્યો. "મને જે વાંક માટે જેલમાં બેંકના મેનેજરે નખાવ્યો, પણ તેનો હું તકસીરવાર મુદલ નથી."

"પણ બધાંએ કહેછ કેની," દાદીએ પુછયું.

"તે માટે હું કાંઇ કહી શકતો નથી," કડવાસથી તે કેદી-મેહેલ્લી બોલ્યો. "પૈસાનો ઘોંટાલો તો મારા ખાતાનાં ગોરા એસીસટંટે કાપેલો. ને બધો ટોપલો મારી પર મુકયો, મેનું નાહેક શીક્ષા થઇ. તે સ્કાઉનડ્રલ હાલ રજા પર ગીયો. મને ડાલીએ કહયું કે તમે કાયદાને માન આપનારા ને પ્રમાણીક ને સાચા છેઓ. ને મને પોલીસના હાથમાં જરૂરજ આપી દેવાના. હું તમુને ઠપકો આપતો નથી, પણ આપણે કયાં ઉભા છૈયે તે બરાબર જાણવું જોઇએ. આ તમારો સ્ટ્રેટ કેસ છે. આપણે બેઉ એકજ સરખાં કદના છૈયે. હું હવે કપડાં બદલી નાખવા માંગુંછ. તમારી રજા હું માંગતો નથી-તમે મને રોકાવી શકતા નથી."

દાઢી ફીક્કુ હસ્યો.

"તું ઉપર જા, ડાલી," તે કેદીએ પોતાની બેહેનને જણાવ્યું. "હું બોલાઉ ત્યારે આવજે."

તેણીના જવા પછી તે કેદીએ—મેહેલ્લીએ—કપડાં બદલવા માંડયાં.

"ડાલીએ તમારે માટે મને જણાવ્યું," મેહેલ્લીએ પોતાનો કેદીનો પોષાક ડાલીના બેગમાં ઠીક ઢબે દાબી બોલ્યો. "તમે ગેઇ કાલે રાતે તમારો કોટેજ ચુકયા ને અહીં ઘુસ્યા તે ઘણું નશીબવંતજ કેહેવાએ."

"હું તે કોટેજની ચાવીઓ હોટેલમાં ભુલી ગએલો, ને વલી આ કોટેજને મારો કોટેજ સમજીને બારીમાંથી અંદર ઘુસી આવેલો."

"પણ તે તમારી બાડે લીધેલી બંગલીમાં તો આખી રાત હુંજ સંતાઇ બેઠેલો," મેહેલ્લીએ જણાવ્યું. "સારૂં થયું તેમાં તમે રાતે આવ્યા નહીં; કે હું જીવ પર આવેલો હોવાથી અંધારાંમાં તમુને પોલીસનો આદમી સમજીને ઠોકી નાખતે. કોઇબી જો કોટેજમાં રાતે આવતે તો તેને હું બેજાન કરતે. તે કબુલ કરતાં હું ધીકકારૂંછ—"

"હવે તે વાત બોલોજ ના." દાદીએ સલાહ આપી.

"નહીં બોલશ, તેટલાં તમારો સેફટી રેઝર ઉછીનો લેઉંછ. થેંકસ."

કેટલાક દીવસની દાઢી બોજેલી ન હોવાથી તેનો ચેહેરો બખી ખાધેલો દીસ્યો, જેથી મેહેલ્લીએ અસતરાથી ચેહેરો સફા કીધો, અને માથાંના બાલ બી મોટા અને ખોરાએલા હતા, ને તેલ લગાડી બરાબર હોળીને સફાઇ કીધા. દાદીનાં કપડામાં તે હવે કેદી તરીકે ઓલખાયો નહીં.

ઓચીંત માલ ઉપરથી ડાલી ગભરાટથી ફીક્કા ચેહેરાથી અને ફાટેલે ડોળે અંદર ધસી આવી બારણું ચપટ કરી અફસોસથી બોલી, "મેહલ્લી; પેલાઓ આયા જો. મેં બારીએથી જોયા. એક અમલદાર ત્રણ સીપાઇઓ સાથે બંદુક સાથે આવેલો છે. અરેરે, હવે શું કરૂં? તારી દુશમેનને એ મુવાઓ પકડી લઇ જશે. ને વલી, દાદીબા, તમે તો કેહેતાં'તાં કે ગમે તેવો વાહાલો હોએ તોબી કાયદા પ્રમાણે તમે તો ચોરને કે કેદીને પોલીસમાં આપવાનાજ, પણ તમારે પગે પડું તમે—તમે—ઓ—માઇ, બઇ, તું આએ કબાટમાં નહીં તો આએ કંડયામાં ભરાઇ જા."

મગર તેજ ઘડીએ બારણાં અફલાવનો અને તે ઉઘાડવાનો સખ્ત પોકાર થયો, અને ડાલીએ દોડી તે ઉઘાડયું, ને બારણું ધરીનેજ ઉભી.

"માફ કરજો, બાઇ," વડો સારજંટ નમીને ઇંગ્રેજીમાં બોલ્યો, "જેલમાંથી પારસી કેદી નાહાસી ગીયોછ; જે આ બાજુ આવી ભરાએલો છે, એમ બાતમી મલીછ. હું ધારૂંછ કે તમોએ અહીં કંઇ જોયોછ વારૂ?"

"નહીં અહીં કોઇ નથી," તે છોકરીએ ઉંબર આગળજ ઉભી રહી જવાબ વાલ્યો.

દરેક કોશેશ એકઠી કરી દાદી બીછાનામાંથી બહાર કુદયો, અને જેમ તેમ લંગડાતો લંગડાતો દાદર ઉપરથી નીચે ગયો.

એક જુવાન-ગલી ગએલા ચેહેરાનો દુબલો અને આંખોમાં જતુની દેખાવનો—ખાદીનાં બંદીવાનનાં કપડાંમાં સજ્જ થએલો બારણાં તરફ પીઠ કરી ઉભેલો દાદીએ જોયો.

જેવો દાદી દાખલ થયો, કે તે કેદી તેની આગલ ધસ્યો. તે છોકરી તેની તરફ ધસી ગઇ, અને દાદીએ મનમાં ધાર્યું કે તે કેદી તેણીને જરૂરજ મારવાનો, પણ તેને બદલે તો તે બંદીવાનના ખભાં ઉપર પોતાનું માથું છુપાવ્યું. જ્યારે તે જેલમાંથી નાઠેલા કેદીએ તે છોકરીના ગલાં આસપાસ જાણે કે તે તેણીને બચાવતો હોએ એમ, પોતાના હાથો વીટાલ્યા.

આવી ઉસકેરણીમાં કલતર થતી પાટો બાંધેલી ઘુંટી ઉપર વધુ ભાર પડતાં દાદી દુઃખની તાસવીસ કરતો ઉમ્બર ઉપરજ બેસી ગયો. પેલો કેદી જનુનથી તેને ડોલા ફાડી જોવા પડયો.

"આઇ બેગ યૉર પારડન," દાદી બોલ્યો, "પેહેલાં મને બંધ પેઠો કે મારી મદદ જોઇતી હતી, પણ હવે હું જોઉંછ કે વગર બોલાવવે હું અહીં ઘુસી આવ્યો."

"હોમો," તે છોકરી દુઃખથી બોલી, "મને ખુલાસો કરવા દેઓ——"

"તે ખુલાસાની અગટ છે?" દાદીએ પુછ્યું. "તમારો કોઇ બા દીલસોઝ કે વાહાલો છે તે હુ નથી જાણુતો. પણ મારાથી પોલીસને બોલાવી શકાતી નથી, તેથી હું પાછો માલ ઉપરજ જાઉં."

"ઠોમો; મારૂં સાંભલો," તેણી કરગરી. "એ તો—એ તો—મારો ભાઇ છે."

"ભાઇ? ઓત્તોરી!" દાદી તાજુબીથી પુકારી ઉઠયો, "તમે તો મને એમ કહયું કે—"

"હું નહીં જાણુતી," ડાલી વચે બોલી પડી. "મારા ભઇને કેટો બેંકનાં ઘોટાલામાં બંદીખાને પુર્યો. માર માયજીએ જાણ્યુ'તું, પણ મારાથી એવને છુપાવી રાખ્યું. કોઇ પારસી પારોદા જેલમાંથી નાહાસી ગીયો એમ મેં જોણ્યું; એ અહીં ભરાવા આયોચ. એને જોઇનેજ મેં ચીચ્યારી પેહેલાં પાડી."

દાદીનાં કપાલ ઉપર ગમીની કરચલી વલી રેહી.

"મારૂંબી જરા સાંભલો." તે કેદી બોલ્યો. "મને જે વાંક માટે જેલમાં બેંકના મેનેજરે નખાવ્યો, પણ તેનો હું તકસીરવાર મુદલ નથી."

"પણ બધાંઓ કહેછ કેની," દાદીએ પુછ્યું.

"તે માટે હું કાંઇ કહી શકતો નથી," કડવાસથી તે કેદી-મેહેલ્લી બોલ્યો. "પૈસાનો ઘોટાલો તો મારા ખાતાંનાં ગોરા ઍસીસટંટે કીધેછ. ને બધો ટોપલો મારી પર મુકયો, ને મને નાહેક શીક્ષા થઇ. તે સ્કાઉનડ્રલ હાલ રજા પર ગીયો. મને ડાલીએ કહયું કે તમે કાયદાને માન આપનારા ને પ્રમાણીક ને સાચા છેઓ. ને મને પોલીસના હાથમાં જરૂરજ આપી દેવાના. હું તમુને ઠપકો આપતો નથી, પણ આપણે કયાં ઉભા છૈયે તે બરાબર જાણવું જોઇએ. આ તમારો સુટ કેસ છે. આપણે બેઉ એકજ સરખાં કદના છૈયે. હું હવે કપડાં બદલી નાખવા માંગુંછ. તમારી રજા હું માંગતો નથી—તમે મને ઠોભાવી શકતા નથી."

બધું. ડાલી, હું જાઉંછું; માયજીને બી સાથે લેતી આવજે, ને તું બી સાથે આવજે." અને મેહલ્લી ત્યાંથી વિદાય થયો; પુલ આગળ પડેલી કાર તપાસી સારી સ્થીતીમાં હોવાથી તે ડ્રાઇવ કરી મુંબાઇ તરફ રવાના થયો.

આ બાજુ કારમાંથી જે ખોરાકી ડાલી ઉંચકી લાવી, તેમાંથી માખણ, જેલી, ચીઝના હાથડાઓ તેણીએ ઉંચાડયા, અને ગરમા ગરમ ચા બનાવી તેઓએ નાસ્તો લીધો; છુટી આંગલ સેહેજ જખ્મ થવાથી પાટો છોડી તેને એખલાએજ પોતાના રૂમાલનો પાટો બાંધવાનાં ફાંફાં માર્યાં, પણ દીલસોઝ ડાલીએ તેના પગ બરાબર ધોઇ સાફ કરી તે ઉપર બોરીક પાઉડર અને લાંનુ કપડું મુકી તે ઉપર નાજુકાઇથી પાટો બાંધો, અને તે મનોહર છોકરીના સ્પર્શથી બૈરાંને ધીક્કારનાર તે સખ્સના દીલમાં કંપારી છુટવાને બદલે ગીલગીલ્લીઓ છુટી. તેણે તે ફરેસ્તાહ ખસલતની છોકરીના ખભા ઉપર હેટથી હાથ મેલ્યો, જેથી તે ઓશકથી લાલચોલ થઇ; જો તે વેળા તેણીએ કાંઇ નાઝેનખરાં કીધાં હોતે તો બૈરાંની સુગ ધરાવનારો તે સખ્સ તેનીબી સુગ ધરાવતે, પણ તેણે મનમાં કબુલ્યું કે બીજી ચીબાવલી, ટચાક અને ઉન્તર છેકરીઓ માહેલી ડાલી એક ન હતી. તેણીએ લીધેલી આટલી કદર કાલજીની તેણે તે ભલી સુંદરીનો બેહદ આભાર માન્યો, અને તેને પોતાની ગોદમાં દાબી તેના લાલ રૂખસાર ઉપર પોતાના ગરમ હોઠ દાબ્યા.

"બધી અબલાઓને નામની અને જબરી અમીતરી હતી, પણ મને તે વિચાર ફેરવવો પડેછ, ડાલી," દાદી હસીને બોલ્યો, "હું જોઉંછ કે પાંચ આંગળા સરખાં નથીજ; તારા જેવી સાદી ભોલી અને સ્યાણી તો જવલેજ હોશે. અને તું મારા મનમાં ધારવામાં આવતી ચીબાવલી ટચાક છોકરીઓના વર્ગની નથીજ, એમ મને કબુલવું પડેછ."

તેઓ બધાં બીજી સહવારે મુંબાઇ ગયાં; ડાલીની માતાબી તેજ સાંજે ઘરે પાછી ફરી હતી, અને બધા બનાવથી તેણીને વાકેફ કીધી.

દાદીએ મુંબાઇ જઇ પોતાના વિશ્વાસુ મીત્ર બમન મેહેટા સોલીસીતરના હાથમાં મેહેલ્લીનો કેસ મુકયો. મેહેલ્લીએ પોતે હાજર થઇ બધી બાતમી તેણે આપી. અને તે સોલીસીતરે તાબરતોબ એક આગેવાન કાઉનસલ રોકી કાર્ટની પરવાનગી લઇ, બેંકની ચોરીના કેસ ફરીથી તપાસવા અર્જ કીધી અને બધી ચોપડીઓ તેમજ પેલા રજા પર ગએલા ગોરા સાહેબને બી હાજર થવાની માંગણી કીધી, જે બાહાલ રાખવામાં આવી. તેજ વેળા કાયદા મુજબ મેહેલ્લીને પોલીસને શરણ કરવામાં આવ્યો, ને પાછો મોટા જામીન ઉપર છોડવામાં આવ્યો.

ઘોટાલો કરનાર ઇંગ્રેજ મદદનીશ પોતાનું આવી બનેલું જાણી છુપાછુપ પૅસેજ મેલવી મેલમાં નાઠો, પણ તે ચાલાક સોલીસીતરે પૈસા વેરી મજબુટ ખબર કઢાવી વાૅરંટે એડન તરફ સ્ટીમરે પુગતાં પકડાવી તેને મુંબાઇ મંગાવ્યો.

કેસ નવેસરથી શરૂ થયો, અને મેહેલ્લી તરફના મેહેટા સોલીસીતરે પોતા સાથના આગેવાન કાઉનસલ સાથે જબરી જેહેમટ કરી બધું ભોપાલું ઉઘાડું પાડયું, અને તે મદદનીશને તકસીરવાર ઠેરવ્યો, અને બીજી રકમોનોબી ઘોટાલો કરવાથી તેને તાબરતોબ સેસન્સ કેમીટ કરવામાં આવ્યો, અને ચાર વર્ષની સખ્ત શીક્ષા મળી.

"કોઇ પોહોરેગીરે આ બાજુ ભરાતાં દીઠો, બાઇ," તે વડા અમલદારે જણાવ્યું. "હમુને જોવામાં કાંઇ વાંધો તો નથી? કદાચ તમારી જાણ્યું વિના તે નાંઠેલો કેદી અહીં કયારનો છુપાએલો હોએ. ખચીત તે અહીંથી દુર તો નથીંજ."

તેઓને અંદર આવવા ડાલી બાજુ થઇ ગેઇ; તેઓ મેહેલ્લી અને દાદી આગળ આવ્યા.

"અલ્લો, ઑફીસર કેમ છેઓ?" દાદી બોલ્યો.

"અલ્લો" તે સરજંટ બોલ્યો "તમે તો મી૰ દાદીબા ઍનજીન્યર છેઓ? ખરૂં નહી? મેં તમુને ઓલખ્યા—"

"હા, નહીં કાંઇ ઓલખે" દાદી હસીને બોલ્યો. "ચાર દીવસની વાત પર સીવીલ લાઇન્સ પરથી જોસથી મોટર હાંકવા તમે મને પોલીસમાં લઇ જઇ પાંચ રૂપાની ચોટલી કરાવી'તી. વૅલ નાઠેલા કેદીને જોવા આવ્યાછ? અહીં કોઇ નથી. ઉપર કોઇ નથી—ઉપર જવાની તકલીફ ના લેતા; સાહેબ. હવડાજ હું ઉપરથી નીચે આવ્યો, તમે મને તો નઠેલા કેદી તરીકે શક નથી ધરાવતાની? વૅલ, ત્યારે આ તો મારો શૉફર છે, જેને હું હવડાંજ નીચે આવી ખખડાવતો'તો, કાંયકે રાત્રે એ રાસકલે દારૂની લહેરમાં મારી કારને સાંગેના પુલ સાથ અફડાવી મારી; હજુબી કાર ત્યાંજ પડેલી છે, ને વલી મારી આએ ધુંરી લચકાઇ ગેઇ."

મગર તેણી શંતોષ નહીં પામતાં તે અમલદારે નીચે બધાં ખુંણાં ખાંટાસાં જોયાં અને ઉપર જવાની ઓંહેંસ કીધી, જેથી દાદીએ ડાળીને તેઓ સાથે ઉપર જવા કહયું.

નાઠેલો કેદી આયંદા ન મલવાથી તેઓ બધા પાછા વિદાય થયા.

४

"મારો આભાર માનવાની અગત નથી, મેહેલ્લી," દાદી બોલ્યો. "જેમ ડાલીએ આગલી રાતે મને નાઠેલો કેદી સમજી મને પોલીસના હાથમા નહીં આપતા, અહીંજ રેહેવા દીધો, તેનો બદલો મેં એનાજ બાઇ પર વાલ્યો, કાય કે તારા ખુલાસા પરથી મેં માન્યું કે તું નિર્દોષ છે. જો પાછો તુંને સીપાઇઓ પકડી જેલમા નાખને તો તારૂં નિર્દોષપણું પુરવાર કરી શકાતે નહીંજ. તુંને કાર હાકતાં આવડેછ?"

"હા, મને તેની ખબર છે." મેહેલ્લીએ જણાવ્યું.

"ઠીક, ત્યારે તો પુલ આગલ મારી કાર પડેલી છે, તેને જો ઘણું નુકસાન નહીં થયું હોએ તો તેને ડ્રાઇવ કરી તું કારમાજ મુંબાઇ જજે; રસતાની તો તુંને સેહલાઇથી માહીતી પડસે. મુંબઇ જઇ વૉતસનમા ઉતરજે. હું રાતની કે સહવારની ત્રેનમા ત્યા આવશ, જે પછી તારી પરના ચાર્જ માટે હું મારો એક ફ્રેન્ડ સોલીસીટર છે તેની સાથે ગોઠવન કરાવશ. લે આ થોડી રકમ છે, તે કામ લાગસે. અંહી પુનામાં રહેવાનું બીલકુલ જોખમભર્યું છે. કાંય કે કોઇબી વેલા તું પકડાઇ જશે.

પેલા કદીએ પોતાનો હાથ લંબાવ્યો:

"એ પેહેલાં મુદલજ નહીં ધાર્યું," તે બોલ્યો. "પણ તમે ખરા ગૃહસ્થ છેઓ. ગેઇ કાલે રાતે તમારાં કારેજમાં હું આખી રાત સંતાએલો ત્યારે તમે નહીં મલ્યા તે સારૂંજ

થયું. ડાલી, હું જાઉંછ; માયજીને બી સાથે લેતી આવજે, ને તું બી સાથે આવજે." અને મેહલ્લી ત્યાંથી વિદાય થયો; પુલ આગળ પડેલી કાર તપાસી સારી સ્થીતીમાં હોવાથી તે ડ્રાઇવ કરી મુંબાઇ તરફ રવાના થયો.

આ બાજુ કારમાંથી જે ખોરાકી ડાલી ઉંચકી લાવી, તેમાંથી માખણ, જેલી, ચીઝના ડાબડાઓ તેણીએ ઉઘાડયા, અને ગરમા ગરમ ચા બનાવી તેઓએ નાસ્તો લીધો; ઘુંટી આગલ સેહેજ જખ્મ થવાથી પાટો છોડી તેને ગોખલાએજ પોતાના રૂમાલનો પાટો બાંધવાનાં ફાંફાં મારયાં, પણ દીલસોજ ડાલીએ તેનો પગ બરાબર ધોઇ સાફ કરી તે ઉપર બોરીક પાઉડર અને ધોતું કપડું મુકી તે ઉપર નાજુકાઇથી પાટો બાંધ્યો, અને તે મનોહર છોકરીના સ્પર્શથી ઓરતોને ધીક્કારનાર તે સખ્સના દીલમાં કંપારી છુટવાને બદલે ગીલગીલ્યાં છુટી. તેણે તે ફરેસ્તાસ્વરૂપ ખસલતની છોકરીના ખભાં ઉપર હેટથી હાથ મેલ્યો, જથી તે આશંકથી લાલચોલ થઇ; જો તે વેળા તેણીએ કાંઇ નાજેનખરાં કીધાં હોતે તો ઓરતોની સુગ ધરાવનારો તે સખ્સ તેનીથી સુગ ધરાવતે, પણ તેણે મનમાં કબુલ્યું કે બીજી ચીબાવલી, ટચાક અને ફન્તર છોકરીઓ માંહેલી ડાલી એક ન હતી. તેણીએ લીધેલી આટલી કદર કાલજીની તેણે તે ભલી સુંદરીનો બેહદ આભાર માન્યો, અને તેને પોતાની ગોદમાં દાબી તેના લાલ રૂખસાર ઉપર પોતાનો ગરમ હોઠ દાબ્યો.

"બધી અબલાઓને નામની મને જબરી અબીતરી હતી, પણ મને તે વિચાર ફેરવવો પડેછ, ડાલી," દાદી હસીને બોલ્યો, "હું જોઉંછ કે પાંચ આંગલા સરખાં નથીજ; તારા જેવી સાદી, ભોલી અને સ્યાણી તો જવલેજ હોશે. અને તું મારા મનમાં ધારવામાં આવતી ચીબાવલી ટચાક છોકરીઓના વર્ગની નથીજ, એમ મને કબુલવું પડેછ."

તેઓ બધાં બીજી સહવારે મુંબાઇ ગયાં; ડાલીની માતાથી તેજ સાંજે ઘરે પાછી ફરી હતી, અને બધા બનાવથી તેણીને વાકેફ કીધી.

દાદીએ મુંબાઇ જઇ પોતાના વિશ્વાસુ મીત્ર બમન મેહેટા સોલીસીતરના હાથમાં મેહેલ્લીનો કેસ મુકયો. મેહેલ્લીએ પોતે હાજર થઇ બધી બાતમી તેણે આપી; અને તે સોલીસીતરે તાબરતોબ એક આગેવાન કાઉનસલ રોકી કોર્ટની પરવાનગી લઇ, બેંકની ચોરીનો કેસ ફેરીથી તપાસવા અર્જ કીધી અને બધી ચોપડીઓ તેમજ પેલા રજા પર ગએલા ગોરા સાહેબને બી હાજર થવાની માંગણી કીધી, જે બાહાલ રાખવામાં આવી. તેજ વેળા કાયદા મુજબ મેહેલ્લીને પોલીસને શરણ કરવામાં આવ્યો, ને પાછો મોટા જામીન ઉપર છોડવામાં આવ્યો.

ધોટાલો કરનાર ઈંગ્રેજ મદદનીશ પોતાનું આવી બનેલું જાણી છુપાછુપ પેસેંજ મેલવી મેલમાં નાઠો; પણ તે ચાલાક સોલીસીતરે પૈસા વેરી મજબુદ ખબર કઢાવી પૉર્ટ એડન તરફ સ્ટીમર પુગતાં પકડાવી તેને મુંબાઇ મંગાવ્યો.

કેસ નવેસરથી શરૂ થયો, અને મેહેલ્લી તરફના મેહેટા સોલીસીતરે પોતા સાથના આગેવાન કાઉનસેલ સાથે જબરી જેહેમત કરી બધું ભોપાળું ઉઘાડું પાડયું, અને તે મદદનીશને તકસીરવાર ઠેરવ્યો, અને બીજી રકમોનાથી ધોટાલો કરવાથી તેને તાબરતોબ સેસન્સ કમીટ કરવામાં આવ્યો, અને ચાર વર્ષની સખ્ત શીક્ષા મળી.

ભલા મેહેલ્લીને કેદમાં નાખવા માટે અને બરાબર તપાસ ન ચલાવવા માટે જડજે લાગતા વલગતાને સખ્ત ઠપકો આપ્યો, અને મેહેલ્લીને બાઆબરથી છુટો કીધો, અને તેને થોડા દીવસ વગર વાંકે જેલમાં ભોગવેલી સજા માટે તેનો લાએક બદલો વાલવા મેનેજરને તેમજ ડાએરેકટરોને ખાસ ભલામણ કીધી, જેથી તે પ્રમાણીક જુવાનને મોટા પગારે મદદનીશ મેનેજરના હાથ હેઠલ રાખ્યો.

ભલા દાદીની રૂપાદી મનોહર ડાલી સાથે ગોઠવાઇ; તેની માતાએ ધામધુમ સાથ લગન કરવા જણાવ્યું, પણ બૈરાંઓની સુગ ધરાવનારા દાદીએ સાફ ના પાડયું, કાંય કે લગનમાં જાતજાતના ઉઘાડા શરીર સાથના પોષાકો પેહેરી ટચાક, ચીબાવલી છોકરી આવે તો તેને મુદ્દલજ ગમે નહીં. આખરે ઘણી રીકઝીક કરતાં એક ..થાઇ જેવાં તેડાં તેણે બાહાર પાડયાં, અને ચીઠીમાં ખાસ છપાવ્યું કે બનતાં લગીન સાદાં, દીલ ઠંકાએ એવા શોભીતા પોષાકમાંજ બાંઇઓએ લગનની ગંભીરતા જાલવવા પધારવું.

મગર, બૈરાંઓને નામની સુગ, ધીક્કાર અને અભીતરીની લાગણીમાં, દાદી પરણ્યો તોબી, કશો ઝાઝો ફેરફાર થયો તો નહીં, હજીબી તેનો ધીક્કાર તો જારી હતો, પણ તેને એકજ એવો સાચો સધ્યારો મલ્યો કે તેની વાહાલા મોહોરદાર ડાલી બીલકુલ સાદી, ભોલી અને માયાલુ હતી, તે આજની કેટલીકો મીસાલ, તે ટચાક, ફેશનેબલ, છપ્પર અને નખરાંબાજ ન હતી.

———:૦:———

# સંસારનો ફાંસો.

લખનાર—દારાં કાપડીયા.

## પ્રકરણ ૩૪.

હૈદ્રાબાદના તે નવાબી દોરદમામ અને વૈભવનો કાંઈક ખ્યાલ આપતા "નવાબ મનઝીલ"માં નાજાં પારેખ આવી વસી તે જાણતી હતી કે અંગ્રેજ લોકો તો ઘણાં ભલાં ને મીલનસાર હોય છે. તેઓની રીતભાત ઘણી પસંદ કરવા જોગ છે, અને તે માન્યતામાં આ અંગ્રેજ કપલ સાથે આવી વસ્યા પછી તે સુંદરીએ પોતાને ખોટી પડેલી જોઈ નહિ. 'નવાબ મનઝીલ' પણ જે સુખી શાંતીભર્યું ઘર મુંબાઇમાં તે હંમેશ માટે મુકી આવી હતી તેનાં જેવુંજ ભપકાદાર અને સગવડભર્યું હતું.

સ્ટેશન પર તેણી વાસ્તે બે ચાર નોકરો સાથે એક મોટી સગવડવાળી ગાડી મોકલવામાં આવી હતી, જેમા તે બાઆદરમાન "નવાબ મનઝીલ"માં આવી પુગી, જ્યાં પેહલ્લાં તેણીને લાયબ્રેરીમાં લઈ જઈ બેસાડવામા આવી, હતી. ત્યાંનાં નોકર ચાકરો ઘણાં સાલેસાઈભર્યાં, મદદગાર ને લાયકીવાળાં નાજાંને માલમ પડયાં.

એક સાદા પોષાકમાં સજ્જ થયેલી ઉંચી બાનુને ત્યા દાખલ થતા જોઈ નાજાં ઉઠીને ઉભી થઇ. જોકે તે મનુષ્યના લોકોની ખાસ્યત વાંચી કાઢવાનું એટલું કાંઇ જાણતી હતી નહિ, છતાં તેની સામે આવી ઉભેલી તે બાઇના ચેહરા પર દાબી દીધેલી સત્તા અને જુસ્સો જોઇ તે ઘણી ઓચબો પામી. તે આકાર દરેક રીતે સંપુર્ણ હતો! અને તેણીએ પેહરેલો ડ્રેસ તદન બંધબેસ્તો હતો. તે સફેદ કરો ઘણાં દેખાવલો અને શેપી-હતા, પરંતુ તેણીનો ચેહરો તદન સાદો ને સાધારણ હતો, તેણીની આંખો ઘણી નાની અને ઢંકાયેલી હતી, જ્યારે મોઢાંનો કલ્લો કાંઈ બરાબર હતો નહિ, તેમજ દાંતોની હાર પણ સફેદ કે સપાટ હતી નહિ. તે એક તદન સાદી, સાધારણ અબળા હતી, પણ તેનાં ચેહરામાં કાઇ હતું—કાંઈ એવું કે જે વાસ્તે ધ્યાન ખેંચાયા વગર રહે નહિ.

કોઈ બીજા સંજોગોમાં તે ચેહરો જરા વધારે જોવાજોગ થઇ શકતો હોવો જોઇએ; પણ હાલ તો તે સખ્ખત, કરડો, વહેમાયલો ને લગાર કદરૂપો જણાઈ શકતો હતો. નાજાં તે ચેહરાને જોઇ પેહલ્લા એકદમ તો ખુશી થવા પામી નહિ.

"હું મીસીસ નોરમન છું," તે લેડીએ કહયું, અને તેણીનો અવાજ મજાહનો રીફાઈન્ડ મ્યુઝીક અને સ્વચ્છ હતો.

"તમોએ પસંદ કીધેલી મીસ નાજાં પારખ હું છેઉં," નાજાંએ જવાબ કર્યો.

"અહીં બેસો, મીસ પારખ," તે નરમ હલકે બોલી, અને પછી માયાથી ઉમેર્યું. "તમે ઘણે દુર વેહરથી મુસાફરી કરી આયાંછ એટલે તો ખચીત થાકી ગયેલાં હોવાં જોઇયે; માટે હમણાં કાંઇબી વાતચીત કર્યા અગાઉ માહરે તમને થોડું રીફ્રેશમેન્ટ તો ઑફર કરવુંજ જોઇયે."

આ એક સારૂં અને માયાળું મુહરત હતું; પરંતુ નાજાંએ તે માંગણી સ્વીકારી નહિ કેમજે તેણીએ તો ટ્રેનમાંજ થોડું બુકબાચકો ખાઇ લીધું હતું. મીસીસ નોરમન તે મધુરીનાં ચેહરા તરફ ઘણી આતુર રવેશે જોવા લાગી.

"તમે જાણોછ," તે બોલી અને નાજાં તેણીનાં અવાજમાં પ્રદરશીત થતો કડવાસ અનુભવી ભડકી—"તમે જાણોછ કે તમે એક ઘણાં બ્યુટીપુલ ખાઇ છેઓ?"

"મને બીહક લાગેછ કે એ ચેહરો મને કાંઇબી મઝાહ આપતો નથી," નાજાંએ અજાયબીથી જવાબ કર્યો.

"ઓ ખોદા! હું તો આવો એક મનમોહક ચેહરો ધરાવવાં માટે દુન્યામાં માહરૂં જેબી હોય તે બધું આપી દેઉં, અને તમે તેની ગણનાં પણ કરતાં નથી!" મીસીસ નોરમન પોકારી ઉઠી અને આવી વિચિત્રતા જોઇ તે કોમળાંગી ખાતેનથી ખરેખર ભડકી ગઈ. એ આ તેની નવી શેઠાણી એમ શું કરતી હતી? એક સુંદર ચેહરો ધરાવી તેને આબરૂ ઇજતથી ટકાવી રાખવાની કેવી મુશકેલી પડે છે તેનો આ ઉમરે પુગેલી મીસીસ નોરમનને કશો ખ્યાલ હતો કે?

"તમે અહીં સીધાં સ્ટેશન પરથીજ આવ્યાં કે?" તે બાનુએ સવાલ કર્યો.

"હાજી, તમે મોકલેલી ગાડીમાં."

"તમે તદ્દન ખાત્રીપુર્વક છેઓ? કોઈ અહીં તમારાં સગાંવાહેલાં કે ઓળખાણ—"

"માહરૂં અહીં કોઇબી ઓળખીતું પાળખીતું નથીજી," તે વિચિત્ર સવાલ કહે તે અગાઉ નાજાંએ ઉતાવળે જવાબ કહી દીધો.

તે મધુરીએ એક અચણુચ પીળી કોઈ ઘણી ભેદભરેલી લાઇટ તે કાળી આંખોમાં ચમકી રહેલી જોઈ, અને મીસીસ નોરમન એક અર્થસુચક હસ્વાં સાથે તેણી તરફ જોવા લાગી.

"ઘણી તખતે એક જણને ઘણાં ઘણાં સવાલો પુછવાંની ફરજ પડે છે," મીસીસી નોરમને કહયું, "અને કોઈ કોઈ વખતે તો તે સવાલો ઘણા અણગમતા પણ હોય છે. મને આય પુછવુંજ જોઇયેઃ તમારા અહીં માહરે તાંહ નોકરીએ આવવા સાથે માહરા ધણીને કાંઇબી લાગેછ વળગેછ, મીસ પારખ?"

બિચારી નાન્ના ! તે એટલાં તો ભોળાં દીલની અને નિર્દોષ ખેવાસની છોકરી હતી કે આ સવાલનો મીનીંગ પણ પુરો પાધરો સમજી શકી નહિ. તે ઇનસલ્ટે અને ખરેખર તે એક ઇનસલ્ટજ હતું—તેણી ઉપર કશી બી દુઃખ ઉપજાવે તેવી અસર કરી નહિ.

"નહિ," ફક્ત તે સવાલ કાજે અજાયબી પાંમતાં તે ભોળીજાને જવાબ કર્યો. "મને તો ફક્ત મીસીસ મગોલે આ નોકરી લેવાની ભલાંમણ કરી હતી ને તેથીજ તે કબુલ કરવા હું લલચાઇ."

મીસીસ નોરમને જોયું કે તે છોકરી તેણીનાં પ્રશ્નનો પુરેપુરો અર્થ બરાબર સમજી હતી નહિ, અને તેણીનાં ચેહરા ઉપરનો શકમંદ દેખાવ નાબુદ થઇ ગયો.

"ભલાં મીસીસ મગોલ;" મીસીસ નોરમને કહ્યું. "એવણનાં જેવાં ખરેખરાં લાયકાવાળાં બાનુ મેં માહરી પોતાની કોમમાંબી નથી જોયાં. શું તમે એવણ સાથે થોડો વખત સુધી એક કમપેન્યન તરીકે રહયાં'તાં ?"

"હા," નાન્નાએ જવાબ કર્યો. "એક કમપેન્યન કરતાં તેવણ બિચારાંએ તો મને એક પોતાની દીકરી માફકજ રાખી હતી."

"હું જાણું છે, ઓ મીસીસ મગોલની બાસ્યત મને ખબર છે. મને એવણ સાથે ઘણાં વરસ પરીચય હતો અને તે સઘળાં વરસોમાં મેં એ બાનુને એક ખરેખરાં ભલમણસાઇવાળાં, સ્વસોગી ને મદદગાર તરીકે ઓળખેલાં છે," મીસીસ નોરમને ખરાં જીગરનાં જોશથી કહયું, અને પછી થોડાવાર થોભી વધાર્યું. "હવે આપણે કામની વાતો કરીએ, પારડન મી, મીસ પારેખ, પણ મને પૈસાનો જરાબી વાંધો નથી.—માહરી ટર્મ્ઝ કેટલી બધી લીબરલ છે તે તો તમે આપણી વચ્ચે ચાલેલા પત્ર વહેવાર પરથીજ પાંમી જઇ શકયાં હશો; પણ મને જે જોઇયેછ તે એ કે એક સૌથી મદદગાર, ચબરાક અને હસમુખી કમપેન્યન."

"હું તમને ઉપયોગી ને મદદગાર થઇ પડવાનું વચન તો ઘણી આસાનીથી આપી શકું છ. માહરી આખખી જીંદગીમાં મને બીજાઓની સંભાળ ને બરદાસ્ત લેવાનો ઘણો સારો અનુભવ મળેલો છે; પણ મને બીહક છે કે હું હમેશાં હસમુખી નથી રહી શકવાની."

"હું એ વિષે કાંઇ જાસ્તી ઉમેરવા ચાહાતી નથી, મીસ પારેખ, કેમજે મેં તમારે વાસ્તે એટલી બધી ભલામણ મીસીસ મગોલ તરફથી વાંચેલી છે કે એથી જયાદા હું કાંઇ માંગતી નથી. હું તમને બરાબર સમજી શકું છ." મીસીસ નોરમને જણાવ્યું. "હવે હું તમને તમારી ફરજ સમજાવીશ. તમને વપડાસ વાસ્તે તદ્દન અલાહેદા બે ઓરડા મળશે, અને તમારી ફરજ છેક બપોરે શરૂ થવાની છે. તે વખતે તમને માહરા હસબન્ડ અને માહરી સાથે જમવું પડશે—સાંજે અમે ફરવા જઇયેછ ને નહિ તો કાંઇ કામકાજે નિકળી પડયેછ. પછી સાત વાગે અમો [illegible] જો કોઇ નાટક [illegible]

તો નાટકમાં અને નહિ તો કોઇનાં બોલમાં કે ઓપેરામાં જઇયેછ. રાતે આધી ચછી અમે ઓછાં ઘેરમાં રહેતાં નથી. માહારા હસબન્ડને સોસાયટી પસંદ છે અને મને આવા મોટાં ઘરમાં એકલું રહેવા ગમતું નથી. તમુને સહવારથી સાંજ સુધી બસ માહરી સાથે અને સાથેજ રેહેવું પડશે. આવી જીંદગી તમને પસંદ આવશે, મીસ પારખ ?"

"બીજી કોઈનાં જેટલીજ."

અને એ પ્રમાણે તે પેહલા દીવસ કામકાજની વાતચીત થઇ, કે જે દરમીયાંન નાજાં પારખ પોતાની નવી શેઠાણીથી જોઇયે તેટલી સંતોષ તો નજ પામી એમ અત્રે ઉમેરવું જરૂરનું છે. પછી, એ વાતો કીધા પછી જ્યારે તેઓ છુટતાં હતાં ત્યારે મીસીસ નોરમને એક ટેબલ ઉપર સોભાઇતી ફ્રેમમાં જડેલી એક મરદની સબી ઉંચકી અને નાજાંની સામે લાવીને ધરી.

"આને માટે તમે શું ધારોછ ?" તેણીએ ઘણી શીઘ્રતાથી તે પ્રશ્ન કર્યો, જાણે તે એવો સવાલ ઓચીંતો કરવા માંગતી હોય તેમ.

નાજાંએ તે ચહેરા તરફ જોયું. તે ખરેખર અસાધારણ દેખાવડો હતો—ઉતાંવળ્યો, આકળો, ગુસ્સા અને જુસ્સાઓથી ભરેલો, પરંતુ કોઇબી રીતનાં વિશ્વાસને પાત્ર નહિ એવો.

"તમે ધારોછ કે આ એક એવાં માણસનો ચહેરો છે, કે જેનામાં વિશ્વાસ સંપુર્ણ મેળી શકાય ?" મીસીસ નોરમને સવાલ કર્યો.

નાજાંએ પહેલાં તે બાઇ તરફ અને પછી પેલા ફોટોગ્રાફ ભણી જોયું. તે એક ઘણો વિચિત્ર સવાલ હતો; અને વળી, એવા એક અંજાણા શખશ માટે એકદમ કાંઇબી મત ઉચારવાનું ડાહપણભર્યું હતું નહિ. ડાહપણ અને દુરઅંદેશીએ તેણીને કહયું કે આવા સવાલનો જવાબ અખાડાજ કરી જવો—અને તેણીએ તેમ કર્યું.

"હું નથી માનતી કે કોઇબી જણ ફકત ફોટોગ્રાફ ઉપરથી કેરેકટર જડજ કરી શકશે," તે ચાતુરીએ સંભાળથી કહયું. "આપ ચેહરો ઘણો હેન્ડસમ છે, પણ ખુબસુરતીથી જાસ્તી હું કાંઇ બી જોઇ શકતી નથી."

મીસીસ નોરમન જોઇયે તેટલી ખુશી થઈ નહિ. દીસ્તી રીતે તે નાજાં પાસે એમ બોલાવા ચાહતી હતી કે એ ચેહરો વિશ્વાસલાયક નહિ હતો. પછી નાજાંને તેણીના ઓરડાઓ દેખાડવામાં આવ્યા, અને બાકીનો દીવસ તેણે તે ઓરડાઓમાં પોતાને બરની સઘળી ગોઠવણો કરવામાં પંસાર કીધો, કે જ્યારે આ તેણીની નવી બાઇ સાથના ઇનટરવ્યુની અસર તો તેના મગજ ઉપર કલાકો સુધી એમની એમ જારી રહી. છેક છ વાગે તેણી ઉપર કેહેવડાવવામાં આવ્યું કે જો તે ઘણી થાકી ગઈ ન હોય તો તેણીએ ભોણું ખાવા નીચે આવવું.

તે કાંઇ ઘણી ઠાકી ગઇ ન હતી, અને વળી તેને એખલું ખાવાની ન ગમવાથી તે નીચે બરાબર તૈયાર થઇ ઉતરી.

ડ્રૉઇંગ રૂમમાં મીસીસ નોરમન બેઠી હતી, જેણી આ પોતાની ખુબસુરત કમપેન્યનની દીપક મારતી મનોહરતા જોઇ ખરેખર ખુશી થઇને હસી—એક વિચિત્ર, વિચારવંત અને ગુંચવાડાભર્યુ હસ્યુ કે જે જોવાને વાસ્તે ઘણુ ખુશનુમાં તો નજ હતું. તેણી પોતે પણ એક ઘણાં દમામદાર ફીક્કા ગ્રીન વેલવેટ ડ્રેસમાં ઠઠેરાથી સજ્જ થયેલી હતી; અને તેણીના સફેદ, ગોળ હાથોની બાજુ તે લવલી હાથો તેણીના સાદા ચેહરા સાથે એક ઘણો અણગમો પેદા કરે તેવી સરખામણીમાં ઉતરતા હતાં.

તેટલાં કોઈનાં આવતાં પગલાંનો અવાજ સમજાયો, મીસીસ નોરમનનો ચેહરો એક ઓશકથી લાલ થઈ આવતી સ્કુલ ગર્લની માફક બધો ઉશ્કેરણીથી રાતો મારી ગયો; પછી તે તરતજ ફીક્કો મારી આવ્યો; તે ઉશ્કેરણીથી બધી ધ્રુજી. બારણું ઉઘડયું, અને એક ગ્રહસ્થ અંદર આવ્યો—પેલા ફોટોગ્રાફમાંનો મરદ, જેને જોતાં વાર નાજાએ પારખી કાઢયો. તે થોડાક બેદરકાર શબ્દો પોતાની ધણીઆણી આગળ બબડયો, અને જ્યારે નાજા સાથે તેને ઇનટ્રોડયુસ કરાવવામાં આવ્યો ત્યારે ફક્ત ઠુરથીજ તે ઠંડુ નમ્યો, તેની ધણીઆણી તેને ઘણી તીક્ષણતાથી ટીકતી અને તપાસતી હતી; નાજા સાથની પીછાણ વેળા તે અજાયબીથી ચોંકયો અને તેની આંખોમાં વખાણનો પ્રકાશ ઝળકયો, તે બધું તે ધણીઆણીએ જોયું; પરંતુ કેહવાને મુશકેલ હતું કે તે ખુશી કે ગુસ્સે થઇ, તેટલાં એ કઢંગાપણાનો અંત આવ્યો, ડીનર બૅલ થયો અને ત્રણુદો જણા સાથે ડીનર રૂમમાં ગયાં.

નાજા તે ઘરનાં ધણી તરફ લગાર ઉત્કંથાથી જોવા લાગી. તે વગર શકે ઘણો દેખાવડો હતો, પણ તેનાં ચેહરાએ તે નાઝનીનને ખુશ કીધી નહિ. તે આંખો ઘણી સુક્તિબાઝ હતી અને તેમાં સમાયેલું હસ્યું રગેરગ લુચ્ચાઈ અને ડોંગાઇનીજ ગવાહી પુરતું હતું.

"જમ્યા પછી તમે શું કરવા ધારોછ?" મીસીસ નોરમને પોતાના ખાવીંદને ધીમા અવાજે સવાલ કીધો.

તે મોહરદારે બેદરકારીથી બોલવાની જો કે કોશેશ કીધી, છતાં તેણીની પ્લેટમાં પડેલી દરાખો સાથે તે ઘણી નરવસલી રમત કર્યા કરતી હતી.

"આજની રાતે તો મને ત્રણ ચાર ઘણાં અગતયના એનગેજમેન્ટસ છે."

"તેમાંનાં એકની અંદર પણ માહરે તો સંડોવાવાનું નહિજ હશે?"

"હું નથી ધારતો. હું આવતી કાલે રાતે ફ્રાજલ પડી શકશ."

"એમ? ત્યારે તો આપણે "ધી સ્ફીન્કસ" જોવા જઇશું." તે મોહરદારે કાંઇક ઉતસાહથી કહયું. "ઇટેલીયન કંપની આપણી તરફ જમાનામાં એક વખત આવેછ

તો નાટકમાં અને નહિ તો કોઇનાં બોલમાં કે ઓપેરામાં જઇયેછ. શતે ખાધા પછી અમે ઝાઝાં ઘેરમાં રહેતાં નથી. મ્હારા હુસબન્ડને સોસાયટી પસંદ છે, અને મને આવા મોટાં ઘરમાં એખલું રહેવા ગમતું નથી. તમુને સહવારથી સાંજ સુધી બસ માહરી સાથે અને સાથેજ રેહેવું પડશે. આવી જીંદગી તમને પસંદ આવશે, મીસ પારખ?"

"બીજી કોઈનાં જેટલીજ."

અને એ પ્રમાણે તે પેહલ્લા દીવસ કામકાજની વાતચીત થઈ, કે જે દરમીયાંન નાજાં પારખ પોતાની નવી શેઠાણીથી જોઈયે તેટલી સંતોષ તો નજ પામી એમ અત્રે ઉમેરવું જરૂરનું છે. પછીં, એ વાતો કીધા પછી જ્યારે તેઓ છુટતાં હતાં ત્યારે મીંસીસ નોરમને એક ટેબલ ઉપર સોભાઇતી ફ્રેમમાં જડેલી એક મરદની સબી ઉંચકી અને નાજાંની સામે લાવીને ધરી.

"આને માટે તમે શું ધારોછ?" તેણીએ ઘણી શીઘ્રતાથી તે પ્રશ્ન કર્યો, જાણે તે એવો સવાલ ઓચીંતો કરવા માંગતી હોય તેમ.

નાજાંએ તે ચહેરા તરફ જોયું. તે ખરેખર અસાધારણ દેખાવડો હતો—ઉતાવળો, આકળો, ગુસ્સા અને જુસ્સાઓથી ભરેલો, પરંતુ કોઇબી રીતનાં વિશ્વાસને પાત્ર નહિ એવો.

"તમે ધારોછ કે આ એક એવા માણસનો ચહેરા છે, કે જેનાંમાં વિશ્વાસ સંપુર્ણ મેળી શકાય?" મીસીસ નોરમને સવાલ કર્યો.

નાજાંએ પહેલ્લાં તે બાઇ તરફ અને પછી પેલા ફોટોગ્રાફ ભણી જોયું. તે એક ઘણો વિચિત્ર સવાલ હતો; અને વળી, એવા એક અંજાણ્યા શખશ માટે એકદમ કાંઇબી મત ઉચારવાનું ડાહપણભર્યું હતું નહિ. ડાહપણ અને દુરઅંદેશીએ તેણીને કહયું કે આવાં સવાલનો જવાબ અખાડાજ કરી જવો—અને તેણીએ તેમ કર્યું.

"હું નથી માનતી કે કોઇબી જણ ફકત ફોટોગ્રાફ ઉપરથી કેરેકટર જડજ કરી શકશે," તે ચાતુરીએ સંભાળથી કહયું. "આય ચેહરા ઘણો હેન્ડસમ છે, પણ ખુબસુરતીથી જાસ્તી હું કાંઇ બી જોઇ શકતી નથી."

મીસીસ નોરમન જોઇયે તેટલી ખુશી થઈ નહિ. દીસ્તી રીતે તે નાજાં પાસે એમ બોલાવા ચાહતી હતી કે એ ચેહરો વિશ્વાસલાયક નહિ હતો. પછી નાજાંને તેણીના ઓરડાઓ દેખાડવામાં આવ્યા, અને બાકીનો દીવસ તેણે તે ઓરડાઓમાં પોતાને બરની સઘળી ગોઠવણો કરવામાં પસાર કીધો, કે જ્યારે આ તેણીની નવી બાઇ સાથના ઇનટરવ્યુની અસર તો તેના મગજ ઉપર કલાકો સુધી એમની એમ જારી રહી. છેક છ વાગે તેણી ઉપર કેહવડાવવામાં આવ્યું કે જો તે ઘણી થાકી ગઈ ન હોય તો તેણીએ ભોણું ખાવા નીચે આવવું.

આપવા તો ના પાડી, પણ પોતાના કોઇ ચોકકસ દાગીના વાસ્તે ત્યાંના એક જાણીતા ઝવેરીને ત્યાં ફેરો મારી આવવા કહયું.

તે પ્રમાણે તે કોમળાંગી ગઇ. ત્યાં તેણીની ભારે અજાએબી વચ્ચે તેણે મી૦ નોરમનને જોયો અને તેની સામે એક બાજુએ કાઉનટર ઉપર ઘણા મોંઘામાંના દાગીનાઓ પડયા હતા, એક ઉપર તેણીનું ખાસ વધારે ધ્યાન ખેંચાયું—તે એક ડાયમંડ નેકલેસ હતો, કે જેમાં એક ડાયમંડનો ક્રાસ જોડી દેવામાં આવેલો હતો.

"આના જેવા સેટની જોડી મળવી મુશકેલ છે," તે જુવેલર કેહતો સમજાયો, "એ એક નવાબી શાહઝાદાએ પોતાની પરણેતર સારૂં ઓરડર કર્યો હતો; પણ તે બચારી મરી ગઇ, અને તેથી એ અમારે ત્યાં નાંખી જતો રહયો."

"સૌથી સરસ, પણ સૌથી મોંઘાબી ખરાજ તો," મી૦ નોરમને મજાક કરતી રવેશે કહયું.

"તે તો કહયા વગરજ ચાલશે, સાહેબ," તે ઝવેરીએ જવાબ કર્યો.

"એની શું કીંમત છે?" મી૦ નોરમને સવાલ કર્યો. "સૌથી ઓછામાં ઓછું કેહજો." તે ઝવેરી કાંઇ બબડયો, તેઓ વચ્ચે ભાવતાલની નજીવી જેવી રીકઝીક ચાલી, અને પછી મી૦ નોરમન પુકારી ઉઠયો; "હું એ ખરીદી લેઉંછ, હું હમણાજ ચેક પણ ભરી આપુંછ."

તેણે નાજાને જોઇ નહિ, કે જે બીચારી તો મી૦ નોરમન પોતાની ધણીઆણીને આવી બેમુલ ભેટ કરવાનો હતો તે ખ્યાલે સુખ પામતી અને ખુશી થતી પોતાનું કામ ગુપચુપ બજાવતી હતી. તેણીના સાદા કુમળાં જીગરમાં ઘણી ખુશનુદી ફેલાઇ. તે ધારતી ને માનતી હતી તેટલો બધો કરડો તે ભરથાર હતો નહિ. તેણીએ વળી મી૦ નોરમનને એમબી બોલતાં સમજ્યો કે આ દાગીનાં આજને આજજ મોકલી આપવા; તે કોઇ જાતની ઢીલ માંગતો હતો નહિ, અને તે ચાતુરી મીસીસ નોરમનની ખુશાળીમાં પોતેબી ભાગ લેવા પામે એવા નેક ઇરાદાથી પોતાનું કામ ઝટપટ આટોપી નાંખી વહેલ્લી વહેલ્લી ઘરે ગઇ.

તે દીવસે તે ખાવીંદ પોતાનાં ઘરમાં જોઇયે તે કરતાં વધારે એખલાસથી વરતર્યો. તે બધી હસી હસીને વાતો કરતો ને કરાવતો હતો; પણ તેની મોહરદારનો ચહેરો તો ગમખ્વાર અને ગંભીર હતો. દેખઇતું હતું કે પેલો ડાયમંડ નેકલેસ હજી સુધી આવવા પામ્યો ન હતો.

---

## પ્રકરણ ૩૫.

---

થોડા દીવસો પછી બે ત્રણ મીત્રો તે ઘરમાં રાતે ડીનર ઉપર આવ્યાં, તે એક નાની પણ મજાહની ડીનર પાર્ટી હતી. તે દીવસે મી૦ નોરમન ઘણાં ખુશ

મીજાજમાં હતો; તેની મોહરદાર પણ ખુશાલ અને વિનોદી રેહવાનું પોતાનાંથી બનતું કરતી. તે એક, નાજા હૈદ્રાબાદમાં આવી વસી રહી તે અરસામાં ગુજરેલી, પેહેલ્લી સૌથી ખુશાલ સાંહજ હતી. તે વિઝીટર કોઇ અમેરીકન હતાં—એક કરનલ નેપીયર હડસન અને તેની ધણીઆણી.

તે દીવસ ખાસ યાદગાર તો એમ રહી જવા પાંમ્યો કે તે વખતે થયેલી વાતચીત લગરીક ઘણી અસર ઉપજાવે તેવી પુરવાર થઇ હતી. વાતનું વણ ઇંગલાન્ડ અને ફ્રાંન્સમાં થતા જુદી જુદી જાતનાં ગુનાહો ઉપર ચાલતું હતું. કરનલ હડસન કેહતો હતો કે ફ્રાન્સનાં લોકો તેઓનાં ગુનાહમાં ઇંગલીશ લોક કરતાં વધારે ધખારાભર્યાં અને ઝનુની હતાં.

"એક અક્કલહીણુ, હેવાન્યત ભર્યું ખુન ખસુસ કરીને ઇંગ્લીશ હોવું જોઇયે," તે બોલ્યો, "બાળી શુંગળાવીને મોહત ઉપજાવવાનું કે જીવતા જીવત નદીમાં હોમાવી દેવાનું મોહત ફ્રેન્ચ છે," તેણે તકરાર કીધી.

બીજા બે શખશોએ કઇ રીત સૌથી મોટું સુધરેલાંપણું દેખાડતી હતી તે ઉપર તકરાર ચલાવી.

"એ આપરે પણ શું કમકમાટ લાગે તેવી બાબદનાં ટાહેલાં ઉપર ઉતરી પડયાં?" મીસીસ હડસને સુગાઇને જણાવ્યું. "હવે ખુનોનીજ જ્યારે વાત નિકળીછ ત્યારે તો મને લાગેછ કે આપરે વાંચેલાં પેલાં વીયેનામાં થયેલાં ખુનની વાત તો સૌને યાદ હોશે. તમો લોક નથી ધારતાં કે તે એક સૌથી ભયંકર કર્મ હતું?"

"તે શું—મને તો કેહો?" મીસીસ નોરમને ભારી ઇનતેજારીથી વચ્ચે હોમાઇ સવાલ કીધો—તે ઘણી જીજ્ઞાસુ દીસ્તી હતી. "માહરા તો વાંચવામાં કાંઇ આયુ નથી."

"ઓ, હું તો ધારતી'તી કે તમે લોકો બધાંએ તે વાંચ્યું હોશે," તે કોઇ મીસીસ હડસને ભખરાયેલા અવાજે કહયું. "એ એક ઘણી ઝેરી એસીડ મોંઢાં ઉપર નાંખી કીનો લેવાયલો કેસ છે, કે જે એક ઘણાં ભયંકર સંજોગો વચ્ચે થયેલો છે. એક છોકરીએ તે એસીડ પોતાનાં 'ફીઆંસે' નાં મોંહ ઉપર નાંખી હતી!"

"અને તેમ કરવાનો સબબ?" મી૦ નોરમને સવાલ કર્યો.

"ઓહ, અદેખાઇ, અલબટ! તે છોકરીનાં સમજવામાં આવ્યું હતું કે તેનો લવર એક મુખ્ય ઠીએટરની એકટ્રેસ ઉપર ઘણું ધ્યાન આપતો હતો, અને તે વિષે તે છોકરી ચાલુ સંતાપ કરતી હોવી જોઇયે, એટલે સુધી કે તે છેક દીવાના પણાંની હાલતે આવી ઉભી. કોઇબી રીતે, પેલો ગુનાહ તેઓ ઠીએતરમાંથી બાહાર આવતાં હતાં ત્યારે કરવામાં આવેલો હતો. ખરેખરો પેથોઝ તો એમાં છે કે તે બાપડો લવર તદન નિર્દોષ હતો."

નાજાએ જોયું, બલકે તેણીને લાગ્યું કે તેણીએ જોયું, કે આ વાત સમજતાં એક ઘણી તીક્ષ્ણ ઉલટમદ લાઇટ મીસીસ નોરમનની આખોમાં ઝળકી રહી.

"પ્યાર અને અદેખાઇ દરેક ત્રેજેડીઝનું મુળ છે," તેણીએ કહયું.

"તેઓ ઘણાં મોટાં નોનસનનું પણ કારણ છે." તેણીનાં ભરથારે વચ્ચે ઝડપથી હોમાવ્યું; પણ તેના શબ્દો તે બેહરા કાનો ઉપર જઇ અથડયા.

"ખુશી થવા જેવું તો એ છે કે પેલો માટીડો બાપડો જીવવા પામ્યો નહિ," મીસીસ હડસને આગળ ચલાવ્યું, "આવું એક ભયાનક કદરૂપાપણું સહેવવા કરતાં મોહતને હું લાખોવખત પસંદગી આપું છ. તે ઝેરી એસીડ તેણીએ બધી તેનાં ચહેરા ઉપર ઢાળી હતી."

આ સમજી ત્યાંનું દરેક જણ કમકમ્યું, સોવાય મીસીસ નોરમન; અને ખાસ્યતનાં એક અભ્યાસી વાસ્તે તો તેણીનો ચેહરો એક ઉપ્યાણું મીસાલ હતો.

તે પછીનાં બીજા દીવસે જયારે તેઓ બે જણાં એખલાં ફરવાં નીકળ્યાં ત્યારે મીસીસ નોરમન કાંઇ ઘણાં ઉંડા ખ્યાલો કરતી હતી તેમાંથી ઝબકીને તેની સોબતણને જોવા લાગી.

"મીસીસ હડસને કહેલી વાત હું હજી સુધી ભુલી જઇ શકી નથી," તે બોલી, "તમે ધારોછ, મીસ પારખ, પેલી છોકરીનો એમાં કસુર હતો?"

"હું તો એને એક સહેતાન કરતાંબી બદતર માંનુંછ," નાજાએ ખરાં જીગરનાં કચવાતથી કહયું.

"પણ એવાં એક સેહતાન્યતભર્યા જીવતર ઉપર ગબડી પડવા અગાઉ એ બિચારીએ ઘણું જાલેમ વેઠેલું હોવું જોઇયે. હું ધારૂંછ કે તે પોતાનાં મરદને જીવનાં જીવથી ચાહતી અને જે કીધું તે ફકટ અદેખાઇની આગ સહન નહિ કરી શકાવાથીજ."

"એ કાંઇ પ્યાર નહિ કહેવાય;" સુધિ નાજાએ જવાબ કર્યો. "હું વિચારી નથી શકતી કે લોકો આવા દુષ્ટ જુસ્સાને પવિત્ર પ્યારનું નામ કેમ આપી શકતાં હોશે. હું તો એવી ચીજનો વિચાર પણ નહિ કરૂં. તમારૂં તો મગજ જાણે એ વાતની યાદથી ભરાઇને ભભરાઇ ગયેલું લાગેછ."

એ પછીથી તે બીજી વાતો કરવા લાગી, એ ફીલીસ નોરમન; પણ તો બી તે દીવસમાં અનેક વખતે તેણી પેલી ભયાનક ત્રેજડીની યાદ કરતી ને કરાવતી રહી. તે વાત સારો વખત તેણીનાં મગજ ઉપરની ઉપર રેહલી લાગતી હતી.

વળી થોડા દીવસ પછી તેઓએ ન્યુસપેપરમાં કોઇ એક મોટાં બાંચરેની છોકરીનાં નાહસભાગનાં લગ્ન વિષે વાંચ્યું.

"એ પ્યાર કેટલો લાંબો વેહેર ટકી ટકીને ટકવાનો છે?" તુચ્છકારથી નાકનાં ફીકડાં પોહળાં કરી મીસીસ નોરમને નાજાને સવાલ પુછયો.

"સદાને વાસ્તે હું આશા કરૂંછ!" તે નાની રમણીએ મોટા ઉતસાહથી જવાબ કર્યો.

"તું આશા રાખેછ; પણ તુ માંનતી નથી," તે અશાંત અબળાએ ઉત્તર કર્યો. "હું તો ધારૂંછ," પછી તેણે ઘણી ઉંડી વિચારવંત હાલતે ચાલુ કર્યું, "કે જેવી રીતે હું માહરા ભરથારને ચાહુંછ તેવી રીતે તો કોઈબી સ્ત્રી કદી ચાહવાની નથી. હું એને પુંજતી હતી, અને તેનાં બદલામાં હું માનતી'તી કે એ બી મને ચાહેછ. નહિ એમ મોંહ ફેરવી ના નાંખ, નાજાં; કોઈ વખત એવો આવેછ કે જ્યારે માહરાં જીગરમાં જ્વાળા સળગી રહેછ અને જો હું માહરાં વિચારોને શબ્દોનો આકાર નહિ આપું તો હું મરી જાઉં! માહરા સાદા ચહેરા છતાં હું એક રોમેનટીક છોકરી હતી. હું મને કોઈ ચાહે ને તેની સાથે લગન કરવા માંગતી હતી અને મને બીહક હતી કે કોઈ માહરા પૈસા ઉપર મને શોધતું આવશે. હું તુંને ખરેખર કહુંછ, નાજાં," તેણીએ વધાર્યું, "કે માહરો હસબન્ડ સારા ખાનદાનવાળો હોવા છતાં ઘણો કરકાબાલુસ હતો ને વરસ દીવસે ભાગ્યે હજારથી બે હજારની તેની આવક હતી, જે બી વખતસર તો આવી શકતી પણ નથી. તે માહરી સાથે પ્યાર કરતો આવ્યો; તેને માહરી પાસે મબલખ દોલત હતી એવું કાંઇ માલમ હતું નહિ; પણ એ કેહતો'તો કે મને તે ખરાં જીગરથી ચાહતો ને માહરે ખાતર કાંઈ બી વેહીવ્રુ કરવા તૈયાર હતો. અને હું—મુર્ખી, નાદાન!—મેં તેનું કહેલું બધું માંન્યું. હું ખુશી થઈ કે આખરે કોઇ મને—અને નહિ કે માહરા પૈસાને—ચાહતું આ'યું.

પછી જ્યારે અમે પરણ્યા ત્યારે એને જાણ્યું કે હું તો એક મોટી વારસ હતી. તે વખતની એની અત્યંત મોટી અજાયબીથી હું ગમત ને સુખ પાંમી. માહરે કેહવું જોઈયે કે માહરી દોલત અસાધારણ મોટી હતી. માહરા બાવાની દોલત પાર વગરની હતી, જે બધી એવણે માહરા નામ ઉપર કરી આપી હતી, મેં લગન પછી, એક ખાસ ડીડ કરી બધું માહરા ભરથારનાં નામ ઉપર કરી આપ્યું."

નાજાં પારખને એ વાત સમજી તરત પેલો હીરાના નેકલેસ હૈયે ચઢી આવ્યો; આહ, તેણીનાં પૈસા વડે તે જો કોઇ બીજી વાસ્તે ખરીદવામાં આવ્યો હોય તો તે કેવું ધાટકી હતું!

"હું થોડાં અઠવાડીયાં ઘણી સુખી હતી." મીસીસ નોરમને જારી રાખ્યું. "ફક્ત થોડાં અઠવાડીયાં; અને પછી મેં જાણ્યું કે માહરો હસબન્ડ મને પરણ્યો હતો, તે ફક્ત માહરા પૈસાને ખાતર—તેને તો બધી વખતે ખબર હતી કે માહરી પાસે બેશુમાર દોલત છે, તેણે મને પોતાનાં એ વિષેનાં અજાણપણાં વાસ્તે સાવ ઠગી હતી. હું કહી શકતી નથી કે એ બીનાં જાણી મેં કેવું ખમ્યુંછ—એ ત્રણ વરસની વાત છે; પણ તે વખતની એકેક પળે માહરાં જીગર ઉપર જાણે તપાવેલાં લોખંડમાં સળ્યાથી હોય તેમ દામ પાડેલો છે. ત્યાર પછી, જ્યારે મને લાગ્યું કે

હું માહરી જીંદગી વધારે વાર તામાશા કરી શકવાની નથી ત્યારે હું એની આગળ ગઈ, મેં એને કહ્યું કે એ મને શા વાસ્તે પરણ્યો હતો તેની મને ખબર હતી; મેં તેને અપીલ કીધી; મેં તેને કહયું, કે હું જાણુછ કે હું ઘણાં સાદા દેખાવની છેઉં, પણ માહરૂં જીગર તો તેને વાસ્તે ઉંડા પ્યારથી ભરપુર હતું. મેં તેને મને ચાહવાની કોશેશ કરવા કહયું. એની જગાએ કોઈ બીજો હતે તો તેનું જીગર દયાથી પીગળી આવતે—પણ એ તો માહરાં મોંહ ઉપર હસ્યો! પણ પછી વળી તરત બોલી ઉઠયો કે તે માહરી મરજી પ્રમાણે કરવાની કોશેશ કરશે. અમે થોડો વખત સુખી રહયાં—એટલીસ્ટ, તે વખતે હું તો સુખી થઈ, ઘણાં થોડા મહિનાં તે માહરા ઉપર ઘણું ધ્યાન આપતો થયો હતો, મને પ્યારથી તેડતો ને બોલાવતો ને માહરી સાથે ઘણું હેત કરતો. એ વખતે તો હું એટલાં સુધી માનવામાં ઠગાઈ કે આખરે એ મને ચાહતો થયો હતો. આહ! તે ટુંકો, મીઠો, નાનો સ્વપનો!"

તે જરા વાર દમ ખાવા થોભી, અને તેણીની આંખોમાં અત્યાર સુધી ચળકયા કરતી એક નરમ લાઈટે કરડાઇ, સખ્તાઇ અને ઘાતકીપણાંની જગા લીધી.

"મને કહે, તું એ કમબખ્તને શું કરે કે જે તાહરી અને જે ભરથારને તું તાહરી જીંદગીથી પણ જયાદા ચાહતી હોય તેની વચ્ચે આવે? એક કે જે અદ્‌ભુત સુંદરતા ને ચળકતા સુવાળા વાળ ને દીલ ચોરી લે તેવા હસતા હોઠો સાથે આવે તેને? મને કહો મીસ પારખ, તમે તેને શું કરો?"

નાજાં તમામ દબાએલી જણાઇ.

"હું જાણુતી નથી કે દુન્યામા એવી ચીજ પણ થઇ શકતી હોશે," તે મધુરી માંડમાંડ સમજી શકાય તેવા અવાજે બોલી, "માહરે મનથી તો એ નવી દુન્યાં જેવું છે,"

"એ માહરે વાસ્તે બી નવી દુન્યાંજ હતી," મીસીસ નોરમને કડવાસથી જારી રાખ્યું. "જ્યારે હું સુખી થતી જતી હતી ત્યારે મેં સમજ્યું કે એક કોઇ કારમખી માહરા ભરથાર અને માહરી વચ્ચે આવી હતી. મેં સમજ્યું કે એ તેણીની ખુબસુરતી ઉપર દીવાનો થઈ ગયો હતો; એ માહરા તરફ હરેક વખતે મોટા તીરસકારથી હસ્યા કરતો ઉતો. તું જરા પણ અજબ થાયછ એવું સમજીને કે એ જાણતાં હું ઘેલી થઇ ગઇ-તદન પુરેપુરી ઘેલી? પણ ફકટ થોડાં અઠવાડીયાં માટે; અને જ્યારે માહરી સુધ્ધ પાછી ઉઘડી ત્યારે તો માંહરાં બચ્ચાંને દાટી પણ દેવામાં આવ્યું હતું! એ બધાં માહરાં અગાધ દુ:ખના વખતે તો માહરો ભરથાર—માહરો પોતાનો આવીંદ-માહરા સાદા ચેહરા વાસ્તે હસ્તો ને માહરી ઠઠ્ઠા મશકેરી કરતો હતો-એક બીજી પારકી ફેલકસુર આગળ. તું જાણેછ હું આય માહરા ચેહરાને છુપાવીને કેવાં લોહીનાં આંસુઓએ રડુંછ તે? હું મને પોતાને ધીકકારૂં છ. જયારે હું વિચારૂંછ કે તેને માહરી બોડુંમાં ખેંચી લેવાની માહરી પાર વગરની કોશેશો છતાં હું તેમાં સાવ નિશફળ નિવડીછ

ત્યારે એ પોતાનો મોટો વખત તેણી સાથે ગુજારેછ; એ માહરા પૈસાથી એને ભરપુર કરેછ, લોકો તો કેહછ કે એ બધાનાં બદલામાં એ તો એની તરફ જુઠી ને બેવફા છે. હવે ત્યારે મને કેહ કે તું એને શું કરે?"

અને તે વખતે કોઇ એવી નાચારીનો દેખાવ તે ભારજાના મુખ ઉપર વ્યાપી રહેલો હતો કે નાજાંના દીલમાં ઘણું લાગી આવ્યું.

"કોઈ ચીજ નહિ," તે રમણીએ જવાબ કર્યો, "એવી કોઈ ચીજ નથી કે જે તમે કરી શકો, કે જેથી તમે તમને પોતાને નીચાં પાડી નહિ શકો. એ એક ઘણી વિચિત્ર ચીજ છે કે દુન્યા એક પરહેજગારની કદી તરફેણદારી ખેંચતી નથી."

"જયાંસુધી કે તે એક બ્યુટી હોય! મેં તને માહરી કાહાંણી કહેલી છે; પણ એ અગાઉ કોઇબી આગળ મેં માહરા હોઠો વાટેથી વરાળ બાહાર કાઢી નથી. હું જાણુંછ કે એ માહરો ભેદ તું જાળવશે; અને મેં એ તને કહ્યુંછ કેમજે હવે હું તમામ જીવ ઉપર આવી ગયેલી છેઉં—બીલકુલ જીવ ઉપર આવી ગઈછ ને મને માહરા પોતાને વાસ્તે બીહક લાગ્યા કરેછ!"

---:o:---

## પ્રકરણ ૩૬.

---:o:---

મીસીસ નોરમનને ત્યાં અવારનવાર પહરોણાંઓ આવ્યાં કરતાં હતાં; તેઓની પહરોણાગત કરવામાં તે બાઇ કાંઈ ઝાઝી મજાહ લેતી નહિ—બલકે દરકારબી કરતી નહિ, કેમજે તેનો ભરથાર, જો કે હંમેશ તો નહિ, પણ અવારનવાર એવે વખતે ગેરહાજર રેહતો, અને તેથી તે ભારજા કોઈબી વાતમાં કશો ઉમંગ લેતી નહિ.

વખત વહેતો જતો હતો, અને તેનાં વેહવા સાથે ગામમાં વાત એવી ઉડી રહી કે હૈદ્રાબાદમાં આવેલી પેલી ઇટેલીયન ઓપેરા કુંપની તો ઘણા દીવસની ઉપડી ગઇ હતી, છતાં તેઓની માનીતી એકટ્રેસ એક કોઈ હેડા કરીને હતી તેણીએ તે કુંપની સાથનો પોતાનો સંબંધ છોડી દીધો હતો ને તે અહીંજ ઘણા મોટા દમામથી રહી પડી હતી. વળી એવુંબી બોલાતું હતું કે એ એકટ્રેસનાં રેહવા વસવાનો ગંજાવર ખરચ મી૦ નોરમન પોતાના એખલે હાથે કરતો હતો!

આજના એક ચોકકસ દીવસે 'નવાબ મનઝીલ'માં થોડા ઘણાં પહરોણાંઓ ઉતરી પડયાં હતાં. નાજાંએ જોયું કે મીસીસ નોરમન એક કોઈ બુઢ્ઢી ને લગાર એબીયલ દેખાવની બાઈ સાથે વાતમાં લગભગ આખ્ખો વખત પુષ્કળ ચકચુર રહી હતી, કે જે બાઇનો કરચલી વળી ગયેલો ચેહરો સંતોષથી ખીલી નિકળેલો જણાતો હતો. નાજાં તુરત પામી ગઇ કે આ નિંદાખોર બુઢ્ઢી મીસીસ નોરમન આગળ તેનાં ભરથારને લગતીજ વાત કરતી હોવી જોઇયે, કેમજે તેની ધણીઆણીના ચેહરા બધા ફેરફાર થઇ ગયા હતા ને તેણીની આંખોમાં ખુનજ વરસી રહેલું જણાતું હતું. નાજાંને કાંઈ કામ સર તેઓ જયાં બેઠાં બેઠાં વાત કરતાં

હતાં ત્યાંથી પસાર થઇ જવું પડયું અને તેમ કરતાં તેણીએ સાબુત પેલી બુઢ્ઢયાના આ શબ્દો સમજી લીધા "એ મોંઘો ડાયમંડ નેકલેસ—"

નાજાં અજાયબ થઇ કે પેલી હીરાના નેકલેસની વાત બાહાર આવી ચુકી હતી કે કેમ? તેણીને મીસીસ નોરમન વાસ્તે ખચ્ચીત ઘણું લાગ્યું. તે જોઈ શકી કે તેણીની શેઠાણી બહુ મુશીબતે પોતાની ઉપર કાબુ રાખી શકી; તેણીના હોઠો કોઇ ઘણી ભયાનક રીતે વળ ખાતા હતા, જ્યારે તેણીના હાથો દયાજનક રવેશે ધ્રુજતા હતા. નાજાં ઘણી દેહસ્ત ખાઈ ગઈ.

તે કોમળાંગી પુષ્કળ બીહુધી; અને પછી જ્યારે તેણી તેની શેઠાણી સાથે એખલી થવા પાંમી ત્યારે એવી એક તક મળવા વાસ્તે તે ઘણી રાજી થયેલી નજરે આવી. તે તુરત મીસીસ નોરમન કને ગઇ—

"હું જોઈ શકુંછ, મીસીસ નોરમન, કે વળી પાછી કોઇ નવી જંજાળીને લીધે તમારો જીવ રંજીદા થવા પાંમ્યોછ," તે રૂપરીપેકર પુરળીએ પ્યાર ભરેલા અવાજે કહયું. "તમે જે બી કંઇ સમજ્યું હોય તેનું અધું પણ નાં માનતા. પેલી કોઇ બુઢ્ઢી બાઇ બડી નીંદાખોર જણાયેછ; અને મને તો ખાત્રીથી લાગેછ કે એ જેબી કાંઇ બોલી ગઇછ તે અધું અધ ખોટું હોશે."

મીસીસ નોરમને દુઃખી કંટાળાથી નાજાંને નરમ અછત મારી દુર કીધી.

"તું હમણાં માહરી આગળ કાંઇબી બોલતી ના, નાજાં," તે મોહરદાર બોલી; "મને એખલી મરવા પડવા દે, નહિ તો હું જરૂર મગજથી બેમગજ થઇ જવશ."

તે બાપડી જઇને પોતાનાં ઓરડામાં ગોંધાઈ; અને જ્યારે અર્ધોએક કલાક પછી નાજાં તેની આગળ ગઇ ત્યારે તેણે એવાં તો અગાધ વેદનાનાં મોટા ડચકાંઓ સમજ્યાં કે તે સુંદર કોમળાંગીની દયાળુ આંખોમાંથી દીલસોઝીનાં આંસુઓ ધાઇ આવ્યાં. તે મધુરીને પોતે પેલા એક અભાગ્યા કલાકે 'તાપતી હાઉસ'નાં બગીચામાં એખલી અટુલી, નિરાધાર નિરાશ્રીત પડેલી કેવાં દુઃખનાં ડચકાંઓ ખાઇ ખાઇ રડતી હતી તેની યાદ થઇ ને તે કોમળ હૈયું આ બાજી અબળાની આકૃત જોઇ લાગણી અને દુઃખથી દાઝી આવ્યું.

મામલો બગડતો અને બીચકતોજ ચાલ્યો. પેલી એક્ટ્રેસ હેડા અને તેણી ઉપર સરબખર મસતક ખોહી બેઠેલા હેનરી નોરમનની વાતો તો હવે છડેચોક થવા લાગી. ઘેરમાં ખતપત રોજ થતી અને બાહાર બધાં આઈતાં પરવાડતાં લોકો જે ગમે તે બોલી મીસીસ નોરમનનું લોહી ઘણું ઉકળાવતાં હતાં. અલબટ, તે અફવામાં વજુદ હતું તો ઘણું; કીંતુ બધી વાતો ચટાકા ને ભડાકા સાથે તે કમનશીબ પરણેતરને કાને આવતી ત્યારે તેણીની સ્થીતી કેવી દયાજનક અને અફસોસકારક થઇ પડતી તે બોલવા કરતાં વિચારી લેવાનું વધારે સેહલ્લુ હતું.

સાચ્ચી વાત હતી કે મીસીસ નોરમનનો તેનાં કફોડા ભરથાર ઉપર ઘણો જીવ હતો; જો તે હજી પણ સુધરી જાય તો તેને સંભાલી લેવા

તે ભારણાં હદની બાહાર આતુર હતી—પરંતુ તે બેઉનાં મોટાં કમનશીબે તે સારા રાહ ઉપર આવવાને બદલે બેઇજ્જતી અને અનિતિપણાનાં કંગાળ માર્ગ ઉપર ઉપર વધારે અને વધારે લોભાતો ને લપસતો ગયો.

ફીલીસ નોરમન પણું જાણે કોઈ જાદુની અસર હેથળ હોય તેમ લાગ્યું. આ બધો બનાવ બનતો હતો તે વખતે હૈદ્રાબાદમાં ત્રણ ચાર બડેખાં કુટુંબોમાં અવાં-રનવાર કાંઇને કાંઇ બાંહણું પાર્ટીઓ થઇ. હવે એ સઘળી પાર્ટીઓમાં એ મીસીસ નોરમન જાણતી હતી કે તેણીની શોખ ખચ્ચીત કરીને આવવાની હતી છતાં તે તે સઘળી પાર્ટીઓમાં ગઇ. વળી, તે દરેક વખતે સઘળાંઓમાં ભેળાવાંને બદલે તે એક ખુણે ખટોળે મુંગાં ઢોર માફક બેસી રહી. બસ ટીકીટીકીને પેલી હેડાને જોયા કરતી, જાણે કોઇ કીસમની તરસ છીપાવવા તે પેલી ખુબસુરતી ગળી જતી હોય તેમ.

હવે એ વખતે એક ચોક્કસ જાતનાં પીછાં એક કોઇ જાણીતી દુકાને વેચાવા મુકવામાં આવ્યાં હતાં. વળી એમ બોલાતું હતું કે એવાં પીછાં હીંદુસ્તાનમાં ઘણાંજ જવલેજ આવતાં હતાં ને તેની ફકટ એકજ જોડી હાથમાં આવેલી હોવાથી આંખનાં ડોળા આસમાને લાગી જાય તેટલી મોટી તેની કીંમત બોલાતી હતી. છાપાદારે પણ તે જોડીની ખુબ વખાણ કીધી હતી, જે ફીલીસનાં વાંચવામાં આવ્યું, અને પછી તેણીએ તે જોવા વાસ્તે બીજી સહવારે નાજા સાથે તે દુકાન ઉપર જવાનું નક્કી કર્યું.

"મેં માહરી આખ્ખી જીંદગી એક ખરેખરી સુંદર પીછાની જોડ વાપડવા વાસ્તે હોંશમાં ને હોંશમાં અટવાવી નાંખેલી છે," તે બોલી. "જો કે કીંમત તો દાંતમાં આંગળા પકડાવે તેવી છે; પણ આજે કેટલો વખત થયો મેં માહરે વાસ્તે કોઇ ચીજ ખરીદી નથી ને મને કાંઇ ભારી પડવાનું નથી."

અને એજ વખતે 'લીબ સીમ' નામના એક નાનાં પણ અત્યંત સુંદર બંગલામાં કાંઇ બીજોજ સીન ચાલી રહયો હતો. તે ઘેર પેલી એકટ્રેસ હેડાનું હતું. ને ત્યાં થોડાંક પહરોણાંઓ એકઠાં થયેલાં હતાં. કેહવાની, અલબટ, જરૂર નથી કે ત્યાં હેનરી નોરમન તો હતોજ. બીજાં પહરોણાંઓનાં ગયા પછી તે તો હજી ત્યાંનો ત્યાંજ દમકયા કરતો હતો.

"હું કાલે તાહરે તાંહ લંચ ઉપર આંઉ?" તે અમસ્થો સીપલો થયો, "મેં સમજ્યુંછ કે તાહરે તાંહ બે ત્રણ જણ આવવાનાં છે."

"તમુને એક પાસપોર્ટ લાવવી પડશે," તે ગધેરાને પોતાનાં અર્ધાં બંધ કીધેલાં પાપણો હેથળ ચુંચી આંખે જોતી અને હસીને તે ફલકસુર બોલી.

"અને વારૂં તે શું?"

"પેલાં પીછાંની જોડી, કે જેને વાસ્તે સારૂં ગામ હલમલી રહયુંછ; યાદ રાખજો; એ જરૂર લેતા આવજો; તોજ તમુંને અમારા ઘેરમાં દાખલ કરવામાં આવશે."

"નવરંગ પ્રેસ"માંથી પ્રગટ થએલી

# નવી રસીલી વારતાઓ.

## "કાળો નાગ."

'ગુલફામ'ની નવી પારસી સંસારી વારતા.

કુટુંબમાં વંચાવવા જોગ આ રસીલી વાર્તામાં એક મેચદાર વણું મી૦ ગુલફામેની લોકપ્રિય કલમે એટલું સુંદર ઢબે ગુંઠી લીધું છે કે શરૂ કરતાં પુરી કરવા વીના ચેન પડતું નથી. એક દગાબાજ ટોળીને હાથ નાહક હાડમાર થયેલો એક જુવાન, કાવાદાવાનો ભોગ થઇ અનેક હાડમારી વેઠી છેલ્લાં પોતાને હેરાન કરનારાઓને જેર કરી સુખી થાય છે તેમજ 'અંતે ધર્મોજય'ના કુદરતી કાનુન મુજબ જે હક ઇન્સાફ તેને મળે છે તે જોશદાર ભાષામાં આ વાર્તામાં ઘણી દીલકશ ઢબે રજુ થયું છે. કીંમત રૂ. ૨॥.

## "દીલજંગ દલેર"

મી૦ બમનજી કાબ્રાજીની ઇરાની સંસારની વારતા.

☞ ફુલ કલોથ બાઉન્ડ, ગ્લેઝ કાગજનું હેન્ડસમ વોલ્યુમ.

ઇરાની સંસારની એક કળાબાજ લુટારાની રસીક કહાણી, જેમાં બદી અને નેકીનાં ચીત્રો, લેખકની હંમેશની રસીલી જબાનમાં દોર્યાં છે, જે બંનેનાં સેવટો અસરકારક રીતે બતાવી આપી દુન્યાદારીના જમાનાથી ચાલુ રહેલો ખરો રવૈયો પુરવાર કરવામાં લેખકની કલમે કમાલ કીધી છે. કીંમત રૂ. ૨॥.

## "બાપના શ્રાપ."

મી૦ દેશાઇની એક રસીલી વારતા.

વાર્તાના મેદાનમાં જે નવા લેખકો બાહેર પડયા છે તેમાંના એક ફતેહમંદ લેખકની આ વાર્તામાં ઘણો રસીલો પ્લોટ ઝમકદાર ઝબાનમાં ગુંઠી વાર્તાના શોકીનો માટે રજુ કીધો છે. આ એક દીલપસંદ વાર્તા છે, અને પ્લોટમાં, રસીકતામાં તેમજ ભાષાની ઝમકમાં ઘણી રસીલી છે. કીંમત રૂ. ૨॥.

## "કરણીનો ફેજ."

મી૦ દેશાઇની પારસી સંસારી વારતા.

ઉપલાજ લેખકની આ એક પારસી સંસારની ફતેહમંદ વાર્તા છે, જેમાં આજના સુધરેલા પારસી સંસારનું એક રસીલું વણું, "કર ને જો" ની કહેતી બોલેબોલ પુરવાર કરતા ઘણા જોશદાર સંજોગો સાથે રચ્યું છે. કીંમત રૂ, ૧॥.

## "એક લોહીના !"

મી૦ દારાં કાપડીઆની એક રસીલી નોવેલ.

એક ઉધરતા જવાન લેખકની નવા ઉમંગમાં લખાયેલી આ ફતેહમંદ વાર્તા અનેક રસીલા બનાવોથી ભરપુર છે, અને વાર્તાના શોખીનો માટે વાર્તા રસીલું વાંચન પુરૂં પાડશે. કીંમત રૂ. ૧॥.

મળવાનું ઠેકાણું.

(૧) નવરંગ પ્રેસ, બજાર ગેટ, કોટ, મુંબઇ.

(૨) જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, ૨૨૦-૨૨૨, પારસી બજાર, કોટ, મુંબઇ.

મુંબઈમાં આજે ઘેર ઘેર અને ઓાફીસે ઓાફીસ

આ નામ વરગતું થઈ પડયું છે.

# ધી ડાયમંડ જુબીલી વોશીંગ કું૦.

હમમ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

જરીના, અને કસબના કપડાં ધોવામાં આજે વરસો થયાં અમારો અનુભવ છે, હિંદુસ્તાનમાં આ એકજ ખાતું છે જે લુગડાં ધોવામાં, સફાઇમાં, અને નવા જેવા બનાવવામાં એકે અવાજે વખણાય છે.

# ટ્રાય કરવા ભલામણ છે.

એક સટ અથવા જરીના ઝબલો, સાડી ડુપેટો કે પાઘડી ધોવડાવી ખાત્રી કરશો.

આ "નવરંગ માસિક" બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધ્યે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" માં તેના માલેક અને અધીપતી અરદેશર ખરશેદજી દેશાઈએ

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.


માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪. છુટક નકલ ૮ આના.
,, ,, પ્રદેશમાં રૂ. ૫.

૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલેજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મું. જુન, ૧૯૨૩. અંક ૧૦ મો.


અનુક્રમણિકા.



## તાકીદે જોઇએ છે.

'નવરંગ' માસિકના માસ સપટેમ્બર, ૧૯૨૨ ના અંકો જેટલા આવશે તેટલા રાખીશું. આના આઠ રોકડા આપીશું. માસ સપટેમ્બરના અંકો મોટી સંખ્યામાં વધારે છપાવેલા હોવા છતાં નવા ગ્રાહકોના મોટા ધસારાને તે પુગી શકેલા ન હોવાથી આ માંગણી કરવામાં આવે છે, માટે જે મેહેરબાન ગ્રાહકો ફાઇલો ન રાખતા હોય તેવાઓએ આ માસિકની ઓફીસમાં તુરત મોકલી આપવા મેહેરબાની કરવી.

# નવરંગ.

પુસ્તક ૮ મું. જુન, ૧૯૨૩. અંક ૧૦ મો.

# મોતનો ડાઘ!

## પ્રકરણ ૧૧.

—— :o: ——

કૉલીન રેડકલીફ લૉર્ડ સોમરટનની રાહ જોતો ડ્રોઇંગ રૂમમાં લગભગ એક કલાક ઉપર ખોટી થયો; પણ તે બધો વખત કેમ ને કયા વહયો ગયો તે તેણે પોતાના ઘડિયાળમાં જોયું નહી ત્યાં તુલીક જાણ્યું નહીં, કેમકે તે મધુરી એલઝીના ખુશ ખ્યાલમાં તમામ તલ્લીન હતો.

લૉર્ડ સોમરટન આવ્યો. તેણે ઘુરકીને ગુસ્સાભેર કૉલીન તરફ એક તીરછી નજર નાખી અને પછી ચુપ ઉભો.

"હું આવ્યો છું, માહરા લોર્ડ," તેને જોતાં પોતાને ઉપજેલા તિરસ્કારને દબાવી દઇ કૉલીને કહ્યું, "તમને સંતોષવા, ખરૂં કહું તો તમને ઉપજેલા પેલા કહેવાતા ગુસ્સાને સંતોષવા."

"માહરા વ્હાલા જવાન," લૉર્ડ સોમરટન ગંભીરાઇથી બોલ્યો, "જો આપણે ફ્રાંસ કે સ્પેનમાં અત્યારે હતે તો ખચ્ચીતજ રીવોલ્વર યા તલવારબાઝીના બે દાવ અજમાવી જોતે; પણ હું દીલગીર છું કે આપણે ઇંગ્લાંડમાં છીએ અને કાયદો આપણને તેવું કંઇ કરવાની છુટ આપતો નથી. વળી તાહરી કીર્તિમાં તેમ કરી સહજ પણ જાતનો ઉમેરો થવા દેવાનો માહરો ઇરાદો નથી. તાહરા જેવો એક કમીનો માહરા જેવા એક આલા દરજ્જાના ઉમરાવ સાથ દ્વંદ્વ યુદ્ધમાં ઉતરે એ અલબતાં તાહરા માનમાં ભલે કે ભુંડે નામે વધારોજ કરે. વળી હું કોઇ પણ પ્રકારની હાની તુને કરવા ઇન્તેજાર નથી. હું તને જતો કરવા રાજી છું, આ બાબત ઉપર છેવટનો પડદો ઉતારવા ઇન્તેજાર છું, જો તું માહરી વગર શરતની માફી માંગે તો. મેં આ બાબત ઉપર ગંભીરાઇથી ગૌર કર્યો છે અને મને કોઇ પણ જાતની સારી માઠી જાહેરાત જોઇતી નથી."

કૉલીન રેડકલીફનું તે અપમાનકારક ભાષણ સાંભળી લોહીજ ઉકળ્યું. તે તેને મારવા તેના અંગ ઉપર ધસી જતો બડી મુશ્કેલીથીજ પોતાને રોકી શક્યો.

"લોર્ડ સોમરટન," તે ઘણા ગુસ્સા ને તિરસ્કારથી બબાડ્યો, "હું જો તમને એક કમીના દીચકારા બદલ મર્દ ધારતો હતે તો આજેજ ઘડીએ તમારાં હાડકાં પાંસરાંની સારી પેઠે ખબર લેતે. આપણા વચ્ચેના કડવાસનો અંત ન લાવવા દેવાના કારણભુટ તમેજ છેવ. હું ફક્ત એટલુંજ કહું છું કે તમો એક અનહદ ધીકારી કાઢવા જોગ ધુટારા, દીચકારા ને કાબર ધુટા કંગાળ મનુષ્ય છો. તમને મીસ રટન ઉપર કશો હક નથી. આ ઘરમાં રહેવાનો તમને કોઇ અધીકાર નથી. તમે અત્રે એક બીન બોલાવેલા ને અપ્રિય મહેમાન છેવ; અને જ્યાં સુધી તમે બ્લેર ઉડ પાર્ક છોડી જશો નહીં ત્યાં સુધી સર જોનની બેટીની રક્ષા કરવા હું અત્રેજ રહેનાર છું."

તે જબરદસ્ત શબ્દ પ્રહારનું શ્રવન કરતાં લોર્ડ સોમરટનના ચહેરા ઉપરનું કૃત્રીમ હાસ્ય ઉડી ગયું. તે ઘણો ક્રોધાયમાન થયો. પણ પોતાનો ગુસ્સો દાબી દઇ બોલ્યો.

"હું તમારી સાથ પંચાત કરવા ચાહતો નથી, પણ તમને એક પ્રવેળાની ચેતવણી આપવા માગું છું કે મને દુશમન બનાવવામાં તમારી મોટી ભુલ છે. અત્રે રહેવાના માહરા સંબંધ કે મીસ રટન ઉપરના માહરા હક બાબેની કશી પણ તકરારમાં તમો જેવાં એક બીગાના સાથ ઉતરવાનું હું નામુનાસેબ માનું છું. હું અત્રેથી જતોજ રહીશ. તમો માહરી સાથ તનપાચ કરવા તત્પર હશો પણ હું તેમાં તમને ફાવવા દેનાર નથી. પણ એટલું ખુબ ખાતરીથી ગોખી રાખજો કે અત્રે હું પાછો આવશજ ને તે બી પુરવાર ને બેતકરાર હકો સાથે."

તે તિરસ્કાર ને મશ્કરીનું કોલીનને નમ્યો અને ઝટ તે ઓરડો છોડી ગયો.

સાંહઝના ચારને સુમારે કોલીન રેડકલીફ ઘરમાંથી બાહર પડયો ને પાર્કમાં ઉતર્યો.

એલઝી સાથ એ સમયે મળવાનું તેમણે નક્કી કર્યું હતું તે વાંચનારાં સાહેબોને, આગળ વાંચી લીધેલું, બેશક, યાદ હશેજ.

તે બાહર આવ્યો. બાહર લોર્ડ સોમરટનની મોટરકાર તૈયાર ઉભી હતી. તેનો શોફર તેના માલીકની રાહ જોતો ઇન્તેજારીથી ઉભો હતો. કોલીન એક બાજુના ઓથામાં ઉભો. એક બે પળ પછી લોર્ડ સોમરટન અને લેડી હેલીના બંગલામાંથી બાહર નિકળ્યાં. લેડી હેલીના લોર્ડ સોમરટન એમ એકાએક જતો હોવાની દીલગીરીના એવે સમયેના અનુકુલ થોડાક ઘટતા શબ્દો તેને કહી સંભલાવતી હતી. તે પોતાની મોટરમાં સવાર થયો અને તે કાર, તેને લઇને ત્યાંથી ઝપાટાબંધ નીકળી ગઇ.

"એને પ્રોમીસ પાલ્યું ખરૂં; એ ધીક્કારાયલો ધુરો અંતે પટયો ખરો," કોલીન મન સાથ બબડયો અને પછી એલઝી સાથ નક્કી કરેલે સ્થળે જવા નિકળ્યો.

તે મધુરી એક ન્હાના બેન્ચ ઉપર કંઇ ખુશ ખ્યાલોમાં ચકચુર વિચારવંત બેઠી હતી. તેણીની ટોપી તેણીના પગ આગળ પડી હતી, અને બરાવદાર સોનેરી વાળોના સુંદર ઝુલફાંઓ હવામાં મન ચાહે તેમ ઉડી તેણીના ગોરા કપાલ સાથ રમી રહયાં હતાં. તેણીના હાથોમાં સુંદર ગુલાબોનો એક મોહક બંચ હતો. એ મનોહર અદામા એક સુંદર પીકચર જેવીજ તે મનોહારીણી દીસતી હતી.

કોલીન તે સુંદર દેખાવ જોઇ મોહમુગ્ધ બની રહયો. તેણીના પ્યારમાં તે જોઇ તે જાસ્તીજ દિવાનો બન્યો.

"એલઝી, તું કેટલી સુંદર દીસે છે? આઆજ અહામાં હું તાહરૂં ચિત્ર દોરવા કેવું મુચ્છું છું, ડાર્લીંગ."

તે તેણીની બાજુમાં ગોઠવાયો.

"વ્હાલી, તું મને સ્ટેશન સુધી મુકવા ચાલે છે?" તેણે પુછ્યું.

"તું હમણાં તો નથી જતોની?" તેણીએ ઇન્તેન્જારીથી પુછ્યું, "હજી તો હું તને દેવલમાં લઇ જવાની છું ને ત્યાંના મોટાં ઓરગન ઉપર તુને ગાઇ સંભળાવવાની છું. મને મ્યુઝીકનો બહુંજ શોખ છે અને જ્યારે ગમે ત્યારે દેવલમાં જઇ ત્યાંનું ઓરગન 'પ્લે' કરવાની મને પાદરી મી૦ વેલન્સની છુટ છે."

"તું વ્હાલીને ગાતી સમજીને તો હું સીધો બ્હેશ્તમાંજ પુગી જવશ, એલઝી ડીયર," તે બોલ્યો, "પણ, તેથી, લોકમાં ચકચાર થશે. તેઓ જાણવા માંગશે કે હું કોણ છું."

"તેની મને મુદલ દરકાર નથી. હું માહરા ખુબસુરત આશક માટે મગરૂર છું."

એલઝીએ જોયું કે તે તેની તે ખાતરી છતાં તે જરા અચકાયો, પણ તે બનાવ તે ઝટ તે વેળા તો ભુલીજ ગઇ.

"ડીયરી, હું તાહરે માટે એક ખુશ ખબર લાવ્યો છું–" તે તે મધુરી સાથ ઉઠીને ચાલતાં ચાલતાં બોલ્યો, "લોર્ડ સોમરટન સાથનો માહરો વાંધો પડી ગયો છે. તે બ્લેરકડ છોડી ગયો છે."

"બ્લેરકડ છોડી ગયો? ઓ, હું એ સમજી ઘણી ખુશી છું," એલઝી ખરાં મનથી રાજી થઇ બોલી, "અને હું ઇચ્છુંછું કે એ પોતાની એબલગામણી શીકલ અત્રે ફરીથી નજ દેખાડે."

થોડીક પળો તેઓ ચુપકીદીમાં ચાલ્યાં. એલઝી પોતાના સાથીની લગોલગ ચાલવામાં કંઇ અજબ ઉતસાહ ને મજાહ માનતી હતી, અને તે ચિત્રકાર સૂર્યના અસ્ત પામતા પ્રકાશથી ત્યાંના ઝાડોના પડતા રમણીય પડછાયાઓ એકાગ્રહ ચિત્તે જોતો ચાલતો જણાતો હતો.

"એલઝી," તેણેજ અંતે તે ખામોશી તોડી, "આપણે બંને આપણી ભૂતકાળની તમામ જીંદગી ને તેને લાગતાવળગતા દરેક બનાવો સાવ ભૂલી જઇ શકયે તો કેવું સુંદર? ફકટ આપણે ભવિષ્યના સોનેરી સુખના સ્વર્ગીય સ્વપ્નાઓ જોતાંજ જીવતાં થઇએ. આ સુંદર બાગને આપણું ઘર, આ સ્વચ્છ આકાશને છત્ર, અને પવનના આ મધુર સુસવાતાને આપણું મ્યુઝીક માની એકમેકના પ્રૌઢ પ્યારમાં હંમેશગી સુધીના દિવાના બની જઇએ. ભૂતકાળ અને તેની સાથ જોડાયલા અનેક સારા માઠા સંબંધો શું ભુલાઇ જવાશે?"

"કોલીન, એ તું કેવી અજબ જેવી વાતો કરી રહયો છે? માહરી પાછલી જીંદગીના કેટલાક એવા સમયો છે કે જે હું જીંદગી ભરભૂલવા ચાહતીજ નથી," એલઝી તેની વાતની વિચિત્રતાથી આશ્ચર્ય પામી બોલી, "શું તમારાં આગલાં વર્ષો ઘણાં દુઃખનાં વિટયાં છે?"

"હા," તેણે ટુંકમાં જવાબ કર્યો, "ઘણુંજ દુઃખના ને પુષ્કળ કડવાં!"

"માહરા ગરીબ ડાર્લીંગ! પણ હવે હું તાહરી સાથ છું; આપણે એકમેકના સુખમાં હવે કદી દુઃખી થઇશું નહીં. ઓહ કોલીન, હું તો સામી એમ બીહું છું કે આ મોટાં સુખને લાયક હું ન હોવાથી અને તાહરા જેવા એક જીનીઅસની ભારજા થવા વાસ્તે યોગ્ય ન હોવાથી, હવે હું–હવે હું——"

"ચુપ, ચપી જા, મને એમ બોલી જાસતી ના જળાવ." તેણે તેણીને અધીરાઇથી બોલતી બંધ કરી દીધી.

"લે, ચાલ, કોલીન, આ રસ્તેથી જઇએ–એ બહુજ સુંદર છે ને વળી અહીંથી જતાં ઝેબાના ઝુંબડાં આગળથી બી જવાશે. એ ઝેબાને મળવા હું ઇચ્છું છું."

"ઝેબા? તે કોણ?" કોલીને અજાયબીથી પુછયું.

"મે તેણી વીશે શું તને કંઇજ કહ્યું નથી? ઝેબા માહરી બુઢી નર્શ છે. તે હિન્દવાણી છે, અને કોઇ સાથ ભેળાવા કે વસવા ના પાડે છે. તે આ ગામ એક એકાંત કંગાળ જેવાં ઝુંપડાંમાં રહે છે. તું તે દિવસે મને મળ્યો ત્યારે એ ઝુંપડાંની નજદીકનીજ તે જગ્યા હતી. તું ઝુપડું ને ખુદ તેણીને જોઇને સુગાઇ ને કમકમી ઉઠશે. આવ, હવે તે કંઇ ઘણું દુર નથી."

---

## પ્રકરણ ૧૨.

"હું આએ રસ્તો કદિ ભુલીશ નહીં." કોલીન રેડકલીફે કહ્યું, "અહીં હું લોર્ડ સોમરટનને પ્રથમ મળવા પામ્યો હતો. નશીબજ મને આ જગ્યાએ દોરવી લાવ્યું હતું, કેમકે સીધો માર્ગ હું ભુલ્યો હતો, માહરા ખુદા! શું આ અંધારા ગારમાં તાહરી નર્સ રહે છે."

એલઝીએ ઝેબાનાં ઝુંપડાંનું બારણું ઠોકયું. અંદરથી કોઇ ઝડપથી પૈસા સંતાડતું હોય તેવા ખણુખણાટનો સાદ આવ્યો.

"ઝેબા, એ તો હું છેઉં, એલઝી. શું માહરે માટે તું બારણું નહીં ખોલશે?" એલઝીએ કહ્યું.

"એક મીનીટ, ડીકરી, એક મીનીટમાં ખોલું છું." ઝેબાએ અંદરથી ખોખરા સાદે જવાબ કર્યો, પણ તેણીને એક બદલ પાંચ મીનીટ બારણું ખોલતાં થઇ.

તે અંધારા ઝુંપડાંમાં રોશણીનો ઉજાસ એકાએક દાખલ થવાથી ઝેબાની આંખો મીચાઇ ગઇ; અને એલઝી સાથ કોઇ પરાયા મર્દને જોઇ તે નાખુશ થયલી દીસી.

"આ કોણ છે?" તેણીએ શકમંદ રવેશે જાણવા ઇચ્છીયું, "આહ, માહરાં ગરીબ બેઠાં, મુશીબત તાહરા માર્ગમાં પથરાઇ ચુકી છે. આ માણસને એકદમ હાંકી કાઢ, મોકલી દે. તાહરે આંગણે તાહરા સર્વથી મોટા શત્રુને તેં કાંય તેડયો?"

"ચુપ થઇ જા," ઝેબા," એલઝીએ ગુસ્સાથી રાતી બનતાં કરડાઇથી હુકમ કર્યો. ઝેબાનું તે બોલવું સાંભળી કોલીન રેડકલીફ મોત જેવો ફીકકો પડી ગયો હતો. "તું એમ જે ગમે તે ચીજની અગાડી કરી શકે છે તો કાં નહીં તાહરાં ઝુંપડાં આગળ ભમ્યા કરતા ઇસમની ઓળખ આપી શકતી. મને તે માટે બહુજ ચીંતા છે. તાહરી પર કંઇ મુસીબત, કોઇપણ પળે આવી પડવાનો ડર છે."

તે હિન્દવાણી લુચ્ચાઇનું હસી.

"મને મિત્રો સિવાય કોઇજ મળવા આવતું નથી," તે બોલી, "તેઓ—શત્રુઓ આવેજ શા માટે? તેઓ ઝેબાને શું કરી શકે એમ છે? આપ, ગ્રહસ્થનું ભવિષ્ય હું એક રૂપાંના સીક્કા બદલ જોવા ખુશી છું."

એલઝી કંઇ બોલવા જતી હતી તેટલાં કોલીન વચ્ચે પડયો. તેણે રૂપાં બદલ સોના મોહોર કાઢી તે ઘરડી હિન્દવાણી સમક્ષ ધરી.

"કદાચ એથી એ ડોસી માહરી બોદુંમાં મનાઇ જશે?" તે એલઝીના કાનમાં પટપટયો.

"સોનું, સોનું," ઝેબાએ તે સોના મોહોર પોતાના હાથમાં લઇ ખુશાહાલીથી કહયું, "સોનું સુંદર ને ચળકતું છે, અને સોનાથી ગમે તેવા પલીદ ભેદો છાના રહી શકે છે સિવાય કે સચ્ચાઇ આયંદા તેને બહાર લાવે."

તેણીએ કોલીનનો હાથ પોતાના હાથમાં લીધો, અને તે બારીકાઇથી માર્ક કરવા પડી.

"ઝેબા, તુંને આટલાં અંધારામાં જણાય છે કે?" એલઝીએ અજાયબ સ્વરે સવાલ કર્યો, "દાહાડે દાહાડે અહીં બહુજ અંધારૂં થાય છે.

"હું તમારૂં નામ કહી શકતી નથી," ઝેબા બોલી, "તેમજ તમે કયાંથી આવ્યા છો તે પણ હું જાણી શકતી નથી, પણ તમે માહરી પ્યારી શેઠાણીના હડહડતા શત્રુ છો. તેણીના બાપના પણ કટટા શત્રુ છેવ. તેથી હું તમને શ્રાપ આપું છું—કડવા શ્રાપ," તેણી છેલ્લા શબ્દો ચીસ પાડી બોલી ઉઠી. એલઝીએ તેણીને ગાંગરી કાઢી.

"ઝેબા," તેણી બબાલી, "આ ઉપરથી હું જોઇ શકું છું કે ભવિષ્ય વાણીઓને બાહાણે તું જુઠાણું ફેલાવે છે. માહરી ગરીબ ઘરડી ઝેબા! તું તાહરા અસલનાજ બંગલા માહેલા રૂમમાં આવી રહે. આ બધા ભવિષ ભાખવાના ધખારાઓને તીલાંજલી આપ!"

"નહી, નહીં," તે ઘરડી હિન્દવાણી પ્રત્યુતરમાં બોલી.

"ઝેબા, હું તને હેમતાવવા માંગતી નથી, પણ તાહરી સલામતીની મને ફીકર થયા કરે છે; અને હું તને આ કદરબીહામણી જગ્યા છોડી દેવા સમજાવવા માટે ખાસ આવી છું."

"નહીં," ઝેબા જવાબમાં બોલી, "હું તેને કદી છોડનાર નથી. સર એને મને અત્રે રાખી હતી. અહીં માહરા ભેદભરમો દટાયલા છે." તેણી છેલ્લા શબ્દો બોલી ચોગમ જોવા પડી.

"હા, હા," પછી તે એક દિવાન્યત જેવું હસવું હસી બોલી, "પૈસાથી તે ખરીદી શકાય એમ નથી. માહરા ને તાહરા ભેદભરમો, બ્લેરઉડના ભેદભરમો. મેં તેને મૂર્ખ બનાવ્યો છે. આબોદ મૂર્ખ."

"મુર્ખ કોને બનાવ્યો?" કોલીને જીજ્ઞાસાથી ઉશકેરાઇને પૂછ્યું.

"પેલા ઘણું સોનું ધરાવતા ધણીને. તેની પાસે આવા સેંકડો સીક્કાઓ છે. હા–હા–હા!"

"એ બાપડીની સુદ્ધી ગુમ થતી જતી દીસે છે," કોલીને એલ્સીના કાનપર પડી કહ્યું.

"આ એકાંતમાં ને આવા અંધકારમાં એને સબડવા દેવી એ બી એક ગુન્હાજ છે. જો સત્તાવાળાઓના કે એનામાં કોઇ પણ પ્રકારનો લાભ ધરાવનારના કાન ઉપર આ વાત આવવા પામશે તો તમારી ઉપર ઘાટકીપણું ગુજારવાનો ને અમાનુષ્ય વર્તન ચલાવવાનો આરોપ મુકવામાં આવશે."

"શું ખરેખર એમ બની શકે?" તેણી ધાસ્તીખાઇ બોલી, "ઓ, તો તો અમુને કેવું નરશ લાગશે. ઓ, ત્યારે હું શું કરૂં?"

"આ આજુબાજુના થોડાંક ઝાડો, જો એ હયાંજ રહેવાની જીદ કરતી હોય તો, કપાવી નાંખો, અને આ ગટર જેવી ગંધાતી જગ્યાઓને સમરાવીને સુધરાવો. મને લાગે છે કે એ ડોસીએ થોડાક પૈસા અહિં એકઠા કરી સાંત્યા છે–તેથી—"

"તુ જુઠો છે." તે ઘરડી કોલીનનું બોલવું સમજી તુરત બોલી ઉઠી, "માહરી પાસે કંઇજ પૈસા નથી. કંઇજ નથી, કંઇજ નથી. તું માહરી વ્હાલી શેઠાણીનો મુદ્દઇ છે. તાહરી ઉપર શ્રાપ વરસજો."

"ચાલો, આપણે જઇએ," કોલીને લગાર કચવાઇને ધ્રુજતે અવાજે કહ્યું.

"એક મીનીટ થોભો!" એલ્સી બોલી, "માહરા પપા ખરી સ્થિતિ જાણતા લાગતા નથી. હું, તેથી, તમારી સલ્લાહ સ્વિકારૂં છું. હું હાલમાં બ્લેરઉડની શેઠાણી છું," અને તેણી ઝેબા તરફ ફરી મકકમ અને ઠરાવવંતા ખખડાવનારા અવાજે બોલી, "ઝેબા, હવે હું આ એક દિવસ પણ વધુ ચાલવા દેવશ નહીં. તુંને આ ઝુંપડાંમાંથી હું હાંકી કાઢશ નહીં; પણ તે આટલું ગલીચ ને અંધારૂં હું રહેવા દેનાર નથી. આજુબાજુના થોડાંક ઝાડો હું કાલે કપાવી નાખશ અને અંદરથી તેમજ બહારથી ઝુંપડાંને સાફ કરાવશ."

તે સાંભલી તે જૈફ હિન્દવાણી આયા પોતાની ન્હાની શેઠાણીને વળગી પડી.

"માહરાં ઝુંપડાંને જરા બી અલવલ આવવા ના દેતી. તે જેમ છે તેમજ હું રાખવા માગું છું." તે ડોસી કરગરીને બોલી.

"તાહરાંજ ભલાં માટે, ઝેબા, એમ હું કરાવનાર છું," એલ્સીએ નર્મ પણ મકકમ સાદે કહ્યું.

તેઓ તે ઝુંપડાંમાથી તે પછી તુરત બહાર પડયાં. જતાં જતાં તેઓએ પ્રકટ સમજ્યું કે તે ઘરડી આયા કોલીનને શેપ ભરતી હતી.

"મેં વાજબીજ કીધુંછેની, કોલીન?" એલ્સીએ બહાર પડી પૂછ્યું, "ઝેબાને કંઇ કશું દુઃખ થવા પામે તે જોવા હું આટલી ખુશી નથી. પણ એ એના લાભનુંજ થશે."

"ખચ્ચીતજ," કોલીને તેણીના બોલવાને ટેકો આપ્યો અને તે પછી તેઓ ગુપચુપ ચાલ્યાં. પાર્ક વટાવી તેઓ રસ્તે પડયાં, અને તરેહવાર ગપાસપાં ચલાવતાં તે ગામના ન્હાના

દેવળ સમીપ આવી પોહોંચ્યાં. મી○ વેલન્સને ઘેરેથી કુંચી લઇ તેઓ દેવલમાં ગયાં. એલઝીએ ત્યાંનાં સુંદર ઓરગનને ખોલી વગાડયું, અને સાથે પોતાના સુસ્વરથી ગાયું. કોલીન રેડકલીફ એલઝીના કેળવાયલા અને સુરીલા કંઠથી ગવાયલાં તે ગીતથી ગોયા ખુશીથી છાકટ બની ગયો. તેણે આવું અનુપમ મ્યુઝીક અદ્યાપી પર્યંત સમજ્યું ન હતું. એલઝી ખરેજ નાદર વગાડનારી અને નામીચું ગાનારી અબળા હતી.

"બ્યુટીફુલ, મેં આવું આન્ડ મ્યુઝીક કદી સાંભલ્યું નથી, વ્હાલી," તે ગીત પુરૂં થતાં કોલીન ખરાં દિલની વખાણથી પુકારી ઉઠયો. "જો તું તું થાકી હોય તો કાંઇ બીજું નામીચું ગાઇ સંભળાવશે?"

"બચ્ચીતજ," તે મધુરી મદીલા જવાબમાં ઉતસાહભેર બોલી, "હું જોઇને ખુશી છું કે તમને મ્હારૂં નરમગરમ ગાનુંબજાનું ગમ્યું. મને મ્યુઝીકનો અનહદ શોખ છે. અને ખુશહાલીમાં કે દિલગીરીમાં કોઇ પણ વખતે હું તેમાંજ શાંતી ને સંતોષ બંને મેળવી શકું છું."

કોલીને તેણીના સુંદર માથા ઉપરના સોનેરી વાળો ઉપર હેતથી હાથ મુકી તે પસવાર્યું; અને તેણીની મોહબંતથી પ્રકાશતી મોહક ચશમોમાં ઉંડાણથી જોયું.

"મને એક મેલોડી ઘણીજ પસંદ છે," તે બોલ્યો, "જો તે તું વગાડે અને ગાય તો તાહરી સાથ હું બી ગાવા લાગું."

"મેં તો તને ગાતાં સમજ્યો નથી," એલઝી ખુશી થઇ બોલી.

"અને માહરા ગાવા ઉપર તાહરે ટીકકા નહીં કરવા હં!" તે હસ્યો.

તેણે, તે મ્યુઝીક બુકમાંથી એક ચોકકસ પીસ પસંદ કર્યો. તે વેળા તેઓ એકમેકની એટલાં અડોઅડ માથું કરી ઉભાં હતાં અને પોતપોતાંમાંજ એટલાં મશગુલ હતાં કે પાદરી મી○ વેલન્સ ત્યાં દરવાજા ઉપર આવ્યો, અને તેમને તે હાલતમાં જોઇ ઘણો આશ્ચર્ય પામેલો ને લગાર ગુંચવાયલો તેમજ ગભરાયલો ઉભો તે ઉપર પણ તેઓની નિગાહ પુગી નહીં.

"આ માહરો ફેવરીત પીસ છે," કોલીને તે બુકમાંથી પોતાનો માનીતો પીસ કાઢી કહ્યું.

એલઝીએ તે પીસ વગાડયો, અને તે બંનેએ સાથે મળી ને ગાયો. મી○ વેલન્સ તે દેખાવ જોતો ને તે સુંદર પીસના મીઠા સરોદો તે બંનેના ગલાંમાંથી નીકળતાં એક ચીતે સમજતો દરવાજા ઉપર પથ્થર થઇ ઉભો.

તે પીસ પુરો થયો અને મી○ વેલન્સે જોયું કે તે બન્ને એકબીજાની ઘણાંજ નજદીક પડી ગુસગુસ કરી રહયાં હતાં, પ્યારના મીઠા શબ્દોની આપલે પણ તેઓ વચ્ચે થતી તેણે અજાયબી ને ગમરાત સાથ સાંભળી અને ત્યારેજ તેની આંખો ખુલી કે આ તો પુરાણા પ્યારાંઓ હતાં. તે સમજી શકયો નહીં કે એ કેમ બન્યું હતું. તે એલઝીને બચપણથી પીછાણતો હતો, સચ્ચાઇ ને નીર્દોષતાની પ્રતીમાંજ તેને માનતો હતો. તેણીની ભલાઇ કાજે, તેણીની સચ્ચાઇ માટે, તેણીની નીશકલંક વર્તણુંક વાસ્તે તેને મોટું માન ને વીશ્વાસ હતો અને હવે!

તે ફીકરથી ધ્રુજી ઉઠયો. આ કોલીન રેડકલીફ તેણીનાજ કબુલવા મુજબ એક કોઇ તમામ તરાહેત ઇસમ હતો. સર જોન અત્રે નહતો અને એલઝીનો પાસબાન હાલ તે હતો. તે

ચુપચુપ ત્યાંથી પાછો ગયો કેમકે તેઓ પાછાં ફરવાની તૈયારી કરતાં હતાં. તે દેવળમાંથી બહાર નીકળ્યો અને એક કબરને અઘેલી વામાસનમાં ઉભો. તે સમજી શકયો નહીં કે કાંય, પણ તેને લાગ્યાજ કર્યું કે ગરીબ એલઝીને માંથે કોઇ પણ પ્રકારની બલા ઘુમી રહી હતી.

તેઓ—એલઝી અને કોલીન-હસતાં ને ખુશ વાતો કરતાં તે દેવળ છોડી બહાર આવ્યાં ને તેને બહાર ઉભેલો જોઇ તેની બાજુ આવ્યાં. મી૦ વેલન્સ ગુંચવાયલો હતો. તેણે એલઝીને એટલું સારૂં લગાડવા માટે મુબારકબાદી આપવાની કોશીશ કરી, તેઓ સાથેજ થોડુંક ચાલ્યા, પછી તે પાછી વાત તો કંઇ કરવીજ જોઇએ એટલે તે બોલ્યો.

"આજે રાતે તમો જાવોછ કે, મી૦ રેડકલીફ?"

"હું જવા તો માંગતો હતો. પણ હું બીહું છું કે લંડન જતી છેવટની ટ્રેન હવે મને મળવી મુશકેલ છે." કોલીને જવાબ કર્યો. ને પાદરીનો ગુંચવાડો તેણે માર્ક કર્યો હતો.

"મીસ સ્ટર્ન," મી૦ વેલન્સે તે પછી એલઝીને સંબોધી કહયું, "કાલે બપોરે મને એક અર્ધો કલાક મળી શકશે? માહરે તમારી સાથ કામની કંઇ વાતો કરવી છે."

"ઓ, ખુશી સાથ," એલઝી બોલી, "પાંચેક વાગતે આવજો. હું, લેડી હેલીના ને તમે સાથેજ ચાહ લઇશું. અમે ઘણાં ખુશી થઇશું."

"હું આવશ, પણ વાત તો માહરે તમારી એકલાની સાથજ કરવી છે." તે પાદરીએ ગંભીરાઇથી કહયું.

કોલીન ચેતી ગયો કે તે પાદરી તે વાત તેને વીશેજ કરવા માંગતો હતો.

મી૦ વેલન્સનું ઘર આવ્યું અને તે તેઓની રજા લઇ છુટો પડયો.

તેઓને ચાલી જતાં જોતો તે ધર્મગુરૂ પોતાના બંગલાના પોર્ટીકોમાં થોભ્યો.

"ઘણું મજાહનું જોડું છે." તે બડબડયો, "પણ માહરે એ ચિત્રકાર માટે જાસ્તી જાણવું જોઇએ. સર જોન એ બાબત કંઇ જાણે છે કે તે વીશે પણ માહરે ખબર કઢાવવી જોઇએ. એ લોક વચ્ચે કયારે દોસ્તી પડી ને કેટલે વખતે તે આવ પ્યારમાં ફેરવાઈ ગઇ તે વીશે એલઝીના પપા કંઇ જાણે છે કે નહીં તેને માટે માહરે બાલ કાઢવી જોઇએ. સર જોને જાણ્યા છતાં એ બાબત મને કહેવાના અખાડા તો કર્યા હોય નહીં? નહીં, તેમ બનેજ નહીં, મને તો લાગે છે કે મીસ સ્ટર્ને આ વાત તેમનાથી છુપાવી છે. એ એટલો નજીવો ગુનાહ કરે તે પણ હું માનતો તો નથી, પણ માહરી નજરે જોયલું તો માહરે કબુલવુંજ જોઇએ. હું કાલે એ વીશે બધું જાણવાનો યત્ન કરશ. તે પછી શું કરવું તે નકકી કરશ. મને હવે લાગવા માંડે છે કે મને મળેલો ચાર્જ લગાર જોખમભર્યો છે; ખુદા મને તેમાં સુધ્ધો રહેવાની મદદ કરો."

## પ્રકરણ ૧૩

એલઝી રટન એક કોઇ તરાહેત જવાન સાથ ત્રણ ત્રણ કલાક સુધી બાહેર ભટકી, તેની સાથે દેવળ સુધી ગઇ અને છેક ઝળઝળું થવા પછી ઘરે આવી એ જોઇ ને જાણી લેડી હેલીના મનશે જેટલી અજબ થઇ તેટલીજ ખીજવાઇ.

"સર જોન અને એવારીનીવારીને આવી એક નાદાનના હાથમાં ઘરખટલાનો સ્વતંત્ર કાબુ સોંપી ગયા તે ઘણું ખોટું થયું છે." તે મન સાથ બબડી, એવણ પાછા ફર્યાં પછી એ પોતાની ભુલ ને મુર્ખાઇ જોશે. હમણા તો હું કશું કરી શકું એમ નથી. તો બી પાદરી મી૦ વેલન્સની સલાહ તો માહરે લેવી જોઇએ."

તેજ વખતે કુદરતના અજબ જેવા સંજોગે પાદરી મી૦ વેલન્સ પણ લેડી હેલીનાને કોઇ બાબત ઉપર મળવા ને વાત કરવાનો મનશો મનસુબો કરી રહયો હતો.

મી૦ રેડક્લીફે ત્યાર પછી ઠંડાઇથી જાહેર કર્યું કે તે તે રાતે લંડન જઇ શકે એમ ન હતું. છેલ્લી ટ્રેન પકડવા જેટલો વખત હવે ફાઝલ ન હતો. અને ડીનર પછી તે લાયબ્રેરી રૂમમાં એકલોજ કંઇ લખવામાં ગુંથાયો.

"એ બધા સર્વોમ ઢોંગ છે." લેડી હેલીના તેનો તે નિશ્ચય જાણી ફફડી, "ટ્રેન તો સહેલાઇથી મળી હોતે. એ કાંઇ એને માટે સારૂ સુચવતું નથી. પણ હું જાણું છું કે એ ચિત્રકારો, કવિઓ અને લેખકો બધા એવાજ હોય છે. તેઓ સોસાયટીના કાનુનોનો ખુલ્લો અનાદર ને ભંગ કરે છે; તેઓના મનમાં કંઇ એવી ખોટી રાઇ હોય છે કે તેઓ 'જીનીયસો' હોવાથી તેઓને તેમ કરવાનો ગોયા ખુદાને ઘરનો સીધો પરવાનો મળેલો છે."

એલઝીએ લેડી હેલીનાનો તે ફફડાત સમજ્યો, પણ સાવ આંખ આડા કાન કરી ગઇ. તે એક નવી નીકળેલી નૉવેલ વાંચતી બેસીજ રહી. કાલીન પોતાનું લખવાનું પુરૂં કરી તેઓ આગળ આવ્યો અને સારો વખત એલઝી સાથ ગુસપુસ કર્યાં કરી. લેડી હેલીનાનું તો તે જોઇ જોઇને ખુબ કોહી ગયું. સર જોન જેવા આલા દરજ્જાના માણસની એક પુરી બેટી સાથ તે ચિત્રકાર કે જેની પુરી ઓળખ પણ હજી ત્યાં કોઇ જાણતું નહતું, 'ફ્લર્ટ' કરવાની પાક બેહયાઇ વાપડતો હતો, અને તે બી વળી લેડી હેલીનાની નજરો નજર.

તે તે વધુ વાર જોઇ કે સાંખી શકી નહી. તે પોતાના રૂમમાં દોડી અને તુરતજ નીચલુ પત્ર લોર્ડ સોમરટન ઉપર તેણીએ તાબરતોબ લખી નાંખ્યું.

"ડીયર લોર્ડ સોમરટન,

મને તમારી સલાહની ઘણી જરૂર છે. મેં તમને મીસ રટર્નને લગતી ખબરો આપવાનું વચન આપ્યું છે અને મને જણાવતાં ખેદ થાય છે કે મી૦ રેડક્લીફ હજી લંડન ગયો નથી, અને મીસ રટર્ન સાથ ઘણીજ શરમભરેલી છુટ લઇ રહયો છે. હું તમને આ લખતે નહી, પણ તમે મને કહયું હતું કે મીસ

સ્ટર્ન ભવિષ્યમાં તમારી ધણીઆણી થનાર છે, તેથીજ લખું છું. હાલમાં માહર હાલત ઘણીજ કઢંગી તેમજ બેઢંગી છે, અને હું તમારા હુકમ માટે બેઠી છું.

તમારી વિશ્વાસુ;

હેલીના ફ્રીમેન."

તેણીએ તે કાગળ લોર્ડ સોમરટનના લંડનના ઘરને શીરનામે પોસ્ટ કર્યું. તેણીને તે કરતાં કંઇ છુપો સંતોષ ને ખુશાલી બરપા થઇ કેમકે લોર્ડ સોમરટને મીસ સ્ટર્ન સાથ તેનાં વિવાહ થતાં એક વાર્ષીક સાળીવાણાથી તેણીને નવાજવાનું પ્રોમીસ કર્યું હતું.

તેણીએ તે કાગળ એક ખાસ ખેપ્યા મારફતે પોહોંચતું કરાવ્યું. હજી તો તે કામથી તે પરવારી નહીં તેટલાં મી૦ વેલન્સની આમદ નોકરે આવી જાહેર કરી.

"એવણ અત્યારે કેમ આવ્યા હશે?" તેણી મનથી વિસમ્ય પામી બોલી, "શું તેઓ બી એલઝીની બેમલાદજા વર્તણુક માટે કંઇ સમજ્યું હશે," એ તેણીના વિચારો હતા અને તેમાં તે પુરી માનતીજ દીસતી હતી.

મી૦ વેલન્સ ગંભીરાઇથી અંદર આવ્યો. તેણે જે દેખાવ દેવલમાં જોયો હતો, તે પછી, તે નીરાંત કરી શકયોજ ન હતો, અને તેથીજ લેડી હેલીનાને મળવા ખાખસુસ આટલે મોડેથી પણ આવ્યો હતો. તેણે એલઝી ને કૉલીનનો વાત કરવાનો આવાઝ સમજ્યો. તેણે લેડી હેલીનાને બીજા કોઇ રૂમમાં આવવાની અર્જ કરી.

"હું તમારીજ સાથ એકાંતમાં વાત કરવા માંગું છું, લેડી હેલીના," તે ધમગુરૂ બોલ્યો, "મેં મીસ સ્ટર્નને આવતી કાલે મળવાનું નકકી કર્યું છે પણ તે અગાઉ, હું જોઉં છું કે, તમારી સાથ મુલાકાત કરવી ને થોડીક ખબર મેળવવી માહરે માટે જરૂરી છે."

લેડી હેલીના તે ધર્મગુરૂને લાયબ્રેરીમાં દોરવી ગઇ કે જ્યાં કોઇ તેમને નડ કરતું આવે એમ નહોતું.

"આ મી૦ રેડકલીફ કોણ છે, લેડી હેલીના?" મી૦ વેલન્સે બેઠક લીધા પછી પુછ્યું.

"મને તે માટે કાંઇજ ખબર નથી. એ તો આર્ટીસ્ટ છે કરી કહે છે. એ ઘણો ખુબસુરત ને દેખાવડો છે. પણ મને, મી૦ વેલન્સ, કોણ જાણે શાથી એ મને ગમતો નથી. તેની રીતભાત કશીજ રીતે સોસાયટીને બરતી નથી. કદાચને તે કોઇ એક આબરૂદારમાં ખપતો ઉઠાવગીર બી હોય."

"મી૦ કૉલીન રેડકલીફ, આર્ટીસ્ટ, રૉયલ એકેડમીનો મેમ્બર અને કુશળ ચિતારો છે," તે પાદરી મન સાથ બોલ્યો, "સારી સોસાયટીમાં ફરનારો છે ને વળી એક ગ્રહસ્થ છે. કોઇ માણસ માટે કશા પણ પુરાવાઓ વગર હું શકીલો બનવા ચાહતો નથી, પણ આજે દુન્યામાં પાખંડીઓ ને બદમાશો એટલા બધા તો ડગલે ને પગલે ભરેલા છે કે સાવધાન રહેવાની ખાસ જરૂર છે."

તે પાદરી વિચાર કરતો પોતાની બેઠક ઉપરથી ઉઠી ઉભો થયો. તે રૂમમાં બે ત્રણ લટાર મારી પછી લેડી હેલીના આગળ આવી બોલ્યો, "હું ધારૂં છું કે, મીસ સ્ટર્ન, તેને લંડનમાં મળ્યા હોવાં જોઇએ?" તેણે કહ્યું.

"ઓ નહી ! બ્લેરકડમાંજ ગયા વિકમાં તેને તેણીએ પહેલો જોયો. તે સર જોનનો એક પેલા લુચ્ચા ભાણેજ નોએલ કેમ્બેલનો સંદેશો લઇને આવ્યો હતો. સર જોને એને મળવા સાફ ના પાડી. સર જોન સફરે જતા હતા એમ જાણી તે પુનઃ અત્રે આવ્યો છે અને અત્રેજ હસી રહયો છે ને મીસ સ્ટર્ન સાથ ઘણી ધીકકારભરી રવેસે "ફ્લર્ટ" કરે છે."

"એ બનવાજોગ નથી," તે પાદરી બોલ્યો, "મીસ સ્ટર્નની નીતિ ને પ્રમાણીકતાં તેમજ નિર્દોષતામાં મને મોટો ઇતબાર છે, પણ માદરે, હવે શું વિચારવું ? લેડી હેલીના, તમે જાણો છો કે તેઓ એક બીજાને માટે શું છે? તેઓ એક બીજાના પ્યારમાં છે. શું તમે તે જોઇ શકયાં નથી?"

લેડી હેલીનાએ તે સાંભળી તમામ દબાઇજ જવાનો સોંગ કર્યો, ને મનસે કસદ કર્યો કે બીજીજ સહવારે લોર્ડ સોમરટન ઉપર એક બીજું કાગળ લખી નાખવું.

"મને આ બધાંનો ઠપકો આયંદા ખમવો પડશે. એ બેશક ઘણું ધાટકી છે," તેણી બોલી, "સર જોને મને ઘરખટલાના સ્વતંત્ર કારોબારમાંથી તેવણુ ગયા તે દાહાડાની મુકત કરી છે, છતાં મને સૌ કોઇ પુછશેજ. મી○ વેલન્સ, આપણે હવે શો માર્ગ અખત્યાર કરીશું ? મીસ સ્ટર્ન જો ચાહશે તો આપણને ઘણી રીતે નખોળું લગાડશે. હું ધારૂં છું કે તેણીના વિવાહ લોર્ડ સોમરટન જોડે નકી થયા છે, અને તે જોતાં તેણીની આ વર્ણણુંક સર્વોમ શરમભરેલી છે. એ મોઢાં ઉપરથી ગાય જેવી નિર્દોષ દીસતી રૂપસુંદરીઓ એવીજ ઠગારી હમેશાં હોય છે."

"સબર," તે પાદરીએ કરડાઇથી કહયું, "હું મીસ સ્ટર્ન વિરૂધ એક બોલ પણ સમજવા માગતો નથી. તેણી પોતાની સર્વ હકીકત પોતેજ મને કહેશે. ને લોર્ડ સોમરટન માટે એટલુંજ કહીશ કે તેણે મને કેટલીક અણગમતી મુલાકાતોથી કંટાળો આપ્યો છે. તેના કહેવાની સચ્ચાઇમાં મને સહજ પણ ભરોસો નથી. એ લોર્ડ સોમરટન મને ગમતોજ નથી."

"ત્યારે તો લોર્ડ સોમરટન ઉપરનું નવું પત્ર બહુજ લાંબુ થશે," લેડી હેલીના, તે પાદરીનું બોલવું સાંભળી મનથી બડબડી.

"હું કાલ બપોર અગાઉ મીસ સ્ટર્નને મળવા કે વાત કરવા માંગતો નથી, લેડી હેલીના. તે અરસામાં તમે સાવચેત રહેજો. હું એમ નથી કહી શકતો કે મને મી○ રેડકલીફ ઉપર સંશય છે; પણ વળી તેમ હું તેને સીધ્ધું કશું કહી પણ શકું એમ નથી. માહરે તેની સાથ સીદ્ધી વાત કરવી કે નહી તેનો તમામ આધાર મીસ સ્ટર્ન સાથની માહરી વાતચીત ઉપરજ રહેશે."

તે બાદ થોડો વખત રહી ને પાદરી ગયો. તે તે ઘરમાં આવ્યો ને ગયો તે એલઝી કે કોલીને જાણ્યું નહી, અને લેડી હેલીનાએ પણ તે વિશે તેમને કહેવાની જરૂર પીછાણી નહી.

લેડી હેલીના તે પાદરીની મુલાકાતથી સંતોષ પામી નહી. તે પાદરી મન ખોલીને તેણી સાથ વાત નહી કરી ગયો હતો, તેમ વળી લોર્ડ સોમરટન માટે તેને કશો સારો વીચાર ન હતો એ જોઇ તે સહજ ઝંખવાણી પડી. વળી તેણે એટલું પણ નહીં કહયું કે તે મીસ સ્ટર્ન સાથ એ વિશે વાત કરે ત્યારે તેણીએ હાઝર રહેવું એ

જરા તેણીને જાસ્તી વસમું ઉપજાવનારૂં લાગ્યું. વળી એ જોઇને તો તે જાસ્તીજ નારાજ થઇ કે કોલીન કે જેને તેણી ધીક્કારતી થઇ હતી તેને માટે તો તે ઉલટોજ ને સારો વિચાર ધરાવતો લાગતો હતો.

"સર જોનના વિશ્વાસમાં આ પાદરી હતો." લેડી હેલીનાએ વિચાર્યું, "અને મને લાગે છે કે એની કબાટમાં સર જોનના ભેદનો પુરાવો મેળેલો હશે. હું તે શું છે તે શોધી કાઢવાની કોશીશ કરશ ને પછી હું જોઉં છું કે કોણ મને હંફાવી કે પોતાની મરજી મુજબ ચલાવવાની હીમત કે સરકશી કરે છે. લોર્ડ સેમરટન જાણશેજ કે હું તેને ખરેખર કામની છેઉં અને તેની તરફના વરસાનને લાયકની છું, અને તે હું મેળવીશજ."

(સાંધણુ છે.)

# દુનિયાની તવારીખમાં ભાટ લોકોએ ભજવેલો અગત્યનો ભાગ.

—:o:—

લખનાર—Mr. J. M. Hormusji

—:x:—

## (૨)

"Fervency, freedom, frequency of thought,
Harmony, strength, words exquisitely sought;
Fancy, that from the bow that spans the sky,
Brings colours dipp' din heaven, that never die;
A soul exalted above earth; a mind
Skill'd in the characters that form mankind."

—*Cowper.*

દુનિયાની દશેદિશા તરફ દ્રષ્ટિ કરતાં પરમેશ્વરની ગહન અને અગમ્ય લીલામાં આપણને સર્વત્ર અદ્‌ભૂતતા અને વિચિત્રતા માલૂમ પડે છે. તે જગત્‌કર્તાની ન્યાયવૃત્તિ પ્રત્યે આપણ એક ક્ષણ પણ સંદેહ કે શંકા ધરાવી શકીએ નહી, છતાં પણ તેની કૃતિ કોઇ કોઇવાર એટલી આશ્ચર્યજનક અને દુર્બુદ્ધ દ્રષ્ટિપાત થાય છે કે આપણને જો વિસ્મયતાનો નહી તો હૃદયભેદક અફસોસનો એક મનોદગાર કાઢ્યા વિના—એક નિશ્વાસ નાખ્યા વિના ચાલતુંજ નથી ! બેશક, જ્યારે સમૃદ્ધિવાનોને આપણ શારીરિક કે મનોગત વૈકલ્યથી પીડાતા જોઇશું તો આપણ આપણાં મનને એટલુંજ કહીને આશ્વાસન આપીશું કે એ તો, પ્રારબ્ધનું વૈષમ્ય છે; જ્યારે આ માયાવી સંસૃતિગર્તામાં આપણ કોઇ પૃથગ્જનને ઉચ્ચ પદ્વિ પ્રાપ્ત કરતો અને માનનીય પુરૂષો પ્રત્યે ધિક્કાર અને પિશુનતા પ્રદર્શિત કરતો જોઇશું ત્યારે આપણ એટલાજ વિચારથી ધૈર્ય ધારીશું કે એ જૂઠો ગર્વ અને મિથ્યા સત્ત્વ માત્ર ક્ષણભંગુર છે; જ્યારે આપણ વિશીષ્ટ સજ્જનોને અને મહાબુદ્ધિશાળી વિદ્વજ્જનોને ક્ષણધ્વંસિન ભોગતૃષ્ણા તરફ અને મૃગતૃષ્ણાકારપ વૈભવવિલાસ તરફ લલચાતા જોઇશું ત્યારે એટલુંજ કહી મનને શાન્ત બનાવીશું કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ તે એનુ નામ; જ્યારે આપણ પરાર્થઘટક અને ન્યાય પ્રવૃત્ત મનુષ્યોને સૃષ્ટિમાં સર્વથા હયરાન અને પરેશાન થતા નિરખ્યે છીએ ત્યારે આપણ એટલોજ મનોમય સધ્યારો લઇ શકયે છીએ કે દૈવની ગતિ પ્રબળ છે ! જુઓ કે મુક્તાફળ જેવી અતિ અમૂલ્ય વસ્તુ સમુદ્રજળની તળેટીએ માનવદ્રષ્ટિથી ગુપ્ત રહેલી હોય છે; છતાં પણ જ્યારે શ્રમ લઇ તેને બહાર કાઢવામાં આવે છે ત્યારેજ તેની ખરી કિંમત અંકાય છે ! તેજ પ્રમાણે બાપડા બાટચારણો—જેઓ બાહુબળ, મનોબળ અને દ્રવ્યબળથી ઇતિહાસના સફાઓને ઉજ્જવળ, કીર્તિનીય અને વિભ્રાજમાન કરી પોતાનાં ઐહિકજીવનનું સાર્થક કરે છે, જેઓ આપણી રગેરગમાં પોતાવટપણાની, કુળમોટપની, અને સ્વદેશભક્તિની વિદ્યુત રેડી આપણા અને આપણા પૂર્વજોનાં જીવનને જ્યોતિમય અને પ્રકાશિત બનાવવામાં અચિંત્ય અને અનુપમ

ફાલે આપે છે, તેઓની આજે કહેવાતાં ગુણ ગ્રાહી લોકો તરફથી કેવી કદર થાય છે? અફસોસ! આ ઉપરથી આપણને કહ્યા વિના ચાલતું નથી કે જે જે મનુષ્યોને ઐતિહાસિક વૃત્તાંતોનો અને વીરચરિત્રોનો અભ્યાસ કરવાનો અનુરાગ હોય છે તેઓનો પવિત્ર અને પ્રથમ ધર્મ છે કે તેઓએ ઇતિહાસકારો–જેઓમાં ભાટ લોકો અગ્રસ્થલ દરજ્જો ભોગવે છે–તેઓની ઘટિત કદર બુજવવી યોગ્ય છે, કારણકે તેઓનાં પરિશ્રમ વિનાં ઇતિહાસની ઉત્પત્તિ પણ હોઇ શકતી નથી, પરંતુ આપણુ ઠેરઠેર નિરખ્યે છીએ કે પામર માનવીઓ તો શું પણ શ્રી લક્ષ્મી જેઓપર પ્રસન્ન છે એવા રાજા રજવાડાઓ જેઓ ધનના ઢગલા ઉપર બેસી અમન ચમન કરે છે તેઓ તરફથી પણ ભાટોની યથાયોગ્ય બૂજ થતી આપણા જોવામાં આવતી નથી એ કેટલું અફસોસકારક! રાજનીતિજ્ઞ કવિ જસૂરામ જામનગરના જામ સાહેબ પાસે જઇ ચઢયા અને એક કાવ્ય સંભળાવ્યું. જામ સાહેબે ગુસ્સાથી કહ્યું: "તારા જેવા માગનારા તો બહુ આવે છે!" આવી રીતે પોતાનો યોગ્ય સત્કાર ન થવાથી જસરામ ત્યાંથી ખિન્નવદને વિદાય થયા, પરંતુ જતી વારે પોતાનો ભાટ તરીકેનો ટેક રાખવા માટે એક પ્રતિજ્ઞારૂપ દુહો જામ સાહેબને કહેતા ગયા કેઃ

જસૂ ન જાચે જામસું, અડો ભાટન કો ટેક;
તેરે માગન બૌત હૈ, મેરે ભૂપ અનેક!

પરંતુ એવી રીતના કૃપણ બધાજ ધરાધિપો નથી હોતા એ પરમ આનંદની વાત છે. કેટલાક નૃપતિઓ ભાટની ભટાઇના એવા શોખીન હોય છે કે પ્રત્યેક કાવ્ય માટે લક્ષ રૂપૈયા પણ પુરસ્કાર આપવા આંચકો ખાતા નથી! કચ્છ ભુજના રાવ લાખા ફુલાણીને માટે એવી કથા છે કે તે કોઇપણ ભાટને એક લાખથી ઓછા રૂપૈયા આપતો ન હતો, અને તેથીજ તેને "લાખો"ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. તેના પ્રધાને એકવાર રાજાની આંખ ખોલવા માટે એક કવિને રૂા. ૧૦૦૦૦૦ આપવાની આજ્ઞા થતાં તે સઘળા રૂપૈયાનો સમૂહ કરાવ્યો કે તે જોતાં રાવનીશુદ્ધિ ઠેકાણે આવશે. પણ લાખાએ ઢગલો જોઇ કહ્યું: "માત્ર આટલાજ રૂપૈયા કવિને મળશે?" અને તેને એક લાખ રૂપૈયા વધારીનેજ આપ્યા! એજ પ્રમાણે ધારા નગરીના જગદેવ પરમારે કંકાળી ભાટણને પોતાનું મસ્તક કાવ્યનાં મૂલ્યરૂપે દાન દીધું હતું!! આ રાજાઓ વિષે કવિ કહે છે;

દાતારી સબકે હદે, નિશદિન રહિ હૈ લગ્ગ;
દો દાતા આગે ભયે, કર પાછે ખગ્ગ અગ્ગ!

એકવાર હેરાતના નરપતિના મૂખ્ય બારોટ અન્વરીએ ગોરના ભુપની કાવ્યમાં હંફા કરી હતી, જેથી ગોરના શાહે હેરાતના શાહની ઉપર રૂકો મોકલ્યો કે શાયર અન્વરીની કાવ્ય કૃતિથી હું મોહમુગ્ધ બની ગયો છું, માટે એને મારી તરફ રવાના કરો કે હું એને નવાજીને નિહાલ કરૂં!—જો કે તેનો ખરો ઉદ્દેશ તો અન્વરી ઉપર વૈર લેવાનો હતો. હેરાતનો શાહ આ પત્રનો મૂળ હેતુ પોતાનાં બુદ્ધિ ચાતુર્યથી પામી ગયો, માટે અન્વરીને એ બાબતથી સતર્ક બનાવવા માટે તેની ઉપર આમિક ભાષામાં લખ્યું:

ફલઅ મગૂર નફૂમ તુઅલ્લૂ એબૂતામી, ફકૌલીઉમ્મૂરબ્બક વલ કૈસે સફી;
ફી ઉદ્દતિયા નકલ્સ બે મિનો બકા હાં, હઝારે હઝાર મિનો બતુશા ફતુફી!

ભાવાર્થ કે: મારાં બાણ હાસ્યથી ઠગાતો માં કારણકે જ્યારે મારા વાર્તાલાપથી જનસમાજમાં હાસ્ય ઉત્પન્ન થાય છે ત્યારે મારી કાર્યો ચક્ષુઓમાંથી અશ્રુધારા વહેવડાવે છે! આ જગત જેઓના સમાગમમાં આવે છે તેઓને શિખ દે છે કે: મારા હુમલાથી અને મૃત્યુતુલ્ય પ્રહારોથી ડરતા રહો! આ પત્ર વાંચી અન્વરીએ અનેક નિમિત્તોને વચ્ચે લાવી જવાનું માંડી વાળ્યું, જેથી ગોરના શાહે ફરી એકવાર અન્વરીને રવાના કરવા માટે હેરાતના શાહ પર પત્ર લખ્યો અને ૧૦૦૦ બકરા ભેટ આપવાની માગણી કરી! આ લાંચથી લલચાઇ હેરાતના રાજાએ અન્વરીને ઝબરદસ્તીથી પરહેઝ કરવાનો હુકમ દીધો, જેથી અન્વરીએ તેને વિનંતિ રૂપે કહ્યું; અય શાહ! ગોરનો પાદશાહ જેને ૧૦૦૦ બકરાંના મૂલ્યથી ખરીદવા માંગે છે તેને તું મુફત શા માટે રાખતો નથી? મને એકલો રહેવા દે કે જેથી હું તારો ઉપાસક બની રહું અને તારાં સુભાગ્ય ચરણોમાં કાવ્યોરૂપી મોતીઓની પ્રશંસાનો નેસાર કરૂં! આથી પ્રફુલ્લિત થઇ શાહે તેને રક્ષણ આપ્યું!

હમ હિંદવાનકી ગાય, હમહિં સુવ્વર તુરકાને,
ચઢે તેજીપે પાસ, રાવ કુચ્છ રીસ ન આને;
હમ જાવે પરદેશ, માંગ કે હસ્તિ લાવે,
હમ પે ચમર મરાત, હમહિ શિર છત્ર ધરાવે.
હમ ચોરી દારી પરહરૈ, હમ શિરસે રૂઠે રહે;
કબિ ગંગ કહે અકબર સનો, કવિયન ભાવે ત્યોં કહે!

કવિરત્ન શેકસપીઅરને આંગ્લ પ્રજા તરફથી "ઍવન (Avon) ના ભાટ"ની ઉપમાંથી ઓળખવામાં આવે છે; ઍરશાયરના રહિશ રૉબર્ટ બર્ન્સને "ઍરશાયરનો ભાટ" કહેવામાં આવે છે; કાઉપર "ઑલનીના ભાટ"ની સંજ્ઞાથી વિખ્યાતિ પામ્યો છે, લૉર્ડ બાયરન ઓર્ફીઓને તેનાં ગદ્ય લખાણોની ઉત્તમતાં માટે "ગદ્યના ચારણ"નો ઈલકાબ આપે છે; વિલ્યમ વર્ડઝવર્થ "રીડલ માઉન્ટના બારોટ"નાં નામથી જણાવેલો છે, જ્યારે ઍલેક્ઝાંડર પોપ "ત્વીકનહૅમનો ભાટ" કહેવાય છે—જો કે આ સઘળા કંઇ ખરેખરા વીરરસ કાવ્યો રચનારાં ભાટ નહીજ હતા! ઉત્તમોત્તમ ભાટોની ગણના કરીએ તો ગ્રીસમાં "ઇલ્યડ" અને "ઑડીસી"નો લેખક હોમર, ઇટલીમાં વર્જીલ, ફ્રાંસમાં "માર્સેલે"નો ઉત્પાદક રૂગે ડ લીલ, ઇગ્લંડમાં "પૅરેડાઇઝ લૉસ્ટ" નો રચનાર મિલ્ટન, પોર્ચ્યુગલમાં "Luciad"નો કર્તા કૅમોઇન્સ, ભારતભૂમીમાં "પૃથ્વીરાજ રાસો"નો લેખક ચન્દ બારોટ તેમજ શિવાજી મહારાજનો રાજબારોટ ભૂષણ, ઇરાનમાં "શાહનામા" જેવાં અત્યોત્તમ પુસ્તકનો વિશ્વવિખ્યાત કર્તા ફિર્દૌસી, અને સ્કૉટલંડમાં વીરચરિત્રોનો લખનાર સર વૉલ્ટર સ્કૉટ! એ ઉપરાંત બીજા અનેક વીરકાવ્યોની ગણત્રી કરી શકાય, જેવાં કે જર્મની અને સ્કૅન્ડીનેવ્યાનું "Nibelungen-Leid" હિંદમાં "રામાયણ" અને "મહાભારત," ઇટાલીમાં વર્જીલનો "Æneid," ટાસોનું "Jerusalem Delivered," અને ઍરીઑસ્ટોનું "Orlando Forioiso" સ્કૉટલંડનું "Minstrelsy of the Scottish Border", ઇરાનમાં "સિકંદર નામું" "ફરસારપ નામું" ઇત્યાદિ, સ્કૉટલંડના હાઇલૅન્ડર લોકો જ્યારે સમરાંગણમાં જાય છે ત્યારે સદાસર્વદા બહુજ પુરાણા ઝમાનાથી પોતાની સાથે કંઇપણ રસિક વાજીંત્ર રાખતા આવ્યા છે. એ માટે કૅમ્પબેલ નામક એક જૂનો લેખક કહી ગયો છે:

"They delight much in musicke, but chiefly in harps and clairschoes of their own fashion. They tayke greate pleasure to decke their harps with silver & precious stones; the poore ones that cannot attaone bereunty, decks them with christall. They sing verses contayning prayses of valiant men." આ હાર્પ અને બેંગપાઇપાદિ રણવાદ્યો, એવું જણાય છે કે, યુરોપ તેમજ અમેરિકાની નિષ્ઠુર પ્રજાઓમાં બહુજ પુરાતન કાળથી પ્રચાર પામેલાં છે. ઉત્તર અમેરિકાના રહિશોમાં એવો રવૈયો હતો કે કોઇને વાંસળીની ભેટ કરવી તે સલાહ અને શાંતિનું ચિન્હ ગણાતું, જ્યારે તે ભેટનો અસ્વીકાર કરનાર શત્રુને ઠરતો! હાઇલેન્ડરોની પાઇપ માટે કહેવામાં આવે છેઃ—

"In nothing they're accounted sharp,
Except in bagpipe or in harp!"

વેલ્શ ભાટો 'હાર્પ'ને ઠેકાણે "ક્રુઠ" (Crwth) નામનું વાજીંત્ર વગાડતા જેની ચાર દોરીઓ ઉપર "બો" ફેરવવામાં આવતો જ્યારે બીજી બે દોરીઓનો અંગોઠા વતી ટંકાર કરવામાં આવતો. સર્બ્યન બારોટો પણ "Goussel" નામનાં એકતંત્રિય વાદ્યનો ઉપયોગ કરતા હતા, જે ગૃહે ગૃહે દ્દષ્ટિગોચર થતું હતું. એને માટે પીટર પેત્રોવિચ નામક સર્બ્યન ભાટ ઉત્સાહથી કહે છેઃ

Dye se goussle u kutyi ne tehuyu
Tu su nertoa i kutya i lyoudi!

ભાવાર્થ કેઃ જે ઘરમાં "ગૂસલ"નો સાદ સમ્ભળાતો નથી તે ઘર તેમજ તેમાંનાં રહિશોને મૂએલાંજ સમજવાં!!

ભાટચારણો પોતાના સ્વમાન માટે કેટલા ગર્વિષ્ટ હોય છે તેનું એક ઉદાહરણ આપવું પ્રસંગોપાત ગણાશે. શિવાજીના બારોટ ભૂષણના સ્વાભાવિક નિર્ભયપણાં વિષે આપણે આગળ ઉલ્લેખ કરેલોજ છે. એને માટે એવી કથા છે કે પ્રથમ એ બેકાબેકાર હતો અને પોતાનો ભાઇ ચિંતામણિ કમાઇ લાવતો તેની પ્રસાદિથી એ પોતે ઉદરંભરિ જીવન ગાળતો હતો. એક દિન ભોજન સમયે એણે પોતાની ભાભી પાસે લવણ માગ્યું ત્યારે તેણીએ મ્હેણું માર્યું કેઃ કમાઇ લાવો અને ખાવો! આથી તેને એટલી રીસ ચઢી કે ભોજન છોડી ઘરબહાર પ્રયાણ કર્યું પરંતુ ભાભીને કહેતો ગયોઃ "અચ્છા! અબ નમક કમાકર લાવેંગે, તભી ભોજન કરેંગે!" વસ્તુતઃ આ ઋતનું વિસ્મરણ ન કરતાં, એવું કહેવાય છે કે, શિવાજી મહારાજનો જ્યારે તે પ્રતિભાવાન કવિન્દ્ર થયો અને દ્રવ્યનો ઠીક સંચાર કર્યો ત્યારે એક લાખ રૂપૈયાનું મીઠું ખરીદી તેણે પોતાની ભાભી પર મોકલ્યું હતું! શિવાજીની યુદ્ધ પ્રવિણતા માટે એણે લખ્યું છે કેઃ

છૂટત કમાન ઔર તીર ગોલી બાનન કે,
મુસકિલ હોત મૂરચાન હૂ કી ઓટ મૈં!
તાહિ સમૈ શિવરાજ હુકુમ કૈ હલ્લા કિયો,
દાવા બાંધિ પર હલ્લા વીર ભટ જોત મૈં!

ભૂષન ભનત તેરી હિમ્મતિ કહાં લૌં કહૌં,
હિમ્મતિ યહાં લગિ હૈ જાકિ ભટ ઝોટ મેં।
તાવ દૈ દૈ મૂછન કંગૂરને પૈ પાંવ દૈ દૈ,
અરિ મુખ ઘાંવ દૈ દૈ કૂદે પરૈ કોટ મેં।

એજ પ્રમાણે હિન્દુ ધર્મનો પુનરોદ્ધાર કરવા અને મ્લેચ્છોનો સંહાર કરવા વિષેની ઘણી સુંદર કવિતો આ સ્વદેશપ્રેમી ભાટે લખી છે જે સઘળી સ્થળસંકોચને અભાવે અહીં આપી શકાતી નથી. જ્યારે ભાટચારણોની કિંમત કરવામાં આવતી નથી ત્યારે તેઓનાં હૃદયમાં કેવી ગ્લાનિ ઉદ્ભવે છે અને તેનાં પરિણામમાં તેઓ કેવાં કટાક્ષ ફેંકે છે તેનો એક દાખલો અત્રે આપીએ. "હદાયક-ઉલ-સહર" નો લેખક રશિદ વટવાટ ત્રાન્સોક્ષિઆનાના ધરાધિપની દરબારમાં હતો, પરંતુ શાહનો એક પ્રધાન તેનાં ઉત્તમ કાવ્યોની બુજ નહીં કરતો હતો જેથી એકવાર કવિએ તેને ટાણો માર્યો:

તૂ વઝીરી ઓ મદહગૂઇએ તૂ મન,
દસ્તે મન ખી અતા રવા બીની;
તૂ વઝારત બ મન ગુઝારી મરા,
મદહતી ગૂયી તા અતા બીની।

અર્થાત્ તું પ્રધાન છે જ્યારે હું તારો સ્તુતિકાર છું, છતાં પણ મારા હસ્તો પારિતોષિક વિનાના રાખવાનું તું યોગ્ય ધારે છે। તું પ્રાધાન્યત મારી ઉપર છોડ અને મારી પ્રશંસા કર અને જો કે હું તને કેવો નવાજું છું। બરાબર એવુંજ વૃત્તાંત આપણને પાકઝાદ ફિર્દુસીનું હૃદયભેદક જીવનચરિત્ર પુરું પાડે છે. જ્યારે સુમ તખેહના સુલ્તાન મહમુદે હસન મયમન્દીની ધૂર્તતાથી અંધ બની જઇ શાયરાન શાયર ફિર્દુસી સાથે ઠગાઇ રમવા માંડી ત્યારે તે શાયર જીગર તોડી નાખે તેવી બયતો લખી ગયો કે:

કે બંદ અસલ ચશ્મે બદી દાશ્તન,
ખુવદ ખાક દર દીદેહ અમ્બાશ્તન;
સરે નાસઝાયાં બર અફરાશ્તન,
ઓઝીશાં ઉમીદે બહી દાશ્તન,
સરે રેશ્તએ ખીશ ગુમ કર્દનસ્ત,
બ જીબ અંદર માર પરવર્દનસ્ત।
ત્રે નાપાકઝાદેહ ચે દારીદ ઉમીદ,
કે ઝંગી નગર્દદ બશોસ્તન સપીદ।
ચુ દાના ખુવદ શાહરા પીશ્કાર,
કે નાદાને બંદદીન બરઆરદ દમાર।
બદાનેશ નખૂદ શાહરા દસ્તગાહ,
વગેર નેક મરા બર નેશાન્દી બગાહ।
અગર શાહ રા શાહ બૂદી પેદર,
બસર બર નેહાદી મરા તાજે ઝર

આ મૂર્ખાધિરાજની આવી વિપરીત વાણી સાંભળી અકબરને ક્રોધ તો ઉપજ્યો, પણ શાણો હોવાથી શાંતિ ધારણ કરી તેને બેસવાં જણાવી ગંગને પૂછ્યું; આને કત્લ કરવો કે શૂળીએ ચઢાવવો ? આથી ગંગે હાથ જોડી, પ્રણિપત કરી કરગરીને કહ્યું; નહીં ખુદાવિંદ ! કવિયોં કો સજા કરનેવાલા અબતક કોઇ, પયદા નહીં હુવા હય, ઔર મયેં અંદાઝ કરતા હું કિ આગે ભી નહીં હોગા ! ઇસ ભાટકી ફીસને ઠહા કિઇ હય, પર—

સુન રે શાહ અકબર દિલ્લીપત રે, યેહી હેત પ્રીત કીયા ભાટન કી;
એક ચંચલ અંક બસે હે બંસ મે, દેખ ગર્ભમે લડકે પકુન કી;
પરનાર પાસ ન રહે પરવશમે, દે પૂશબો જાત કલ્પન કી;
કબિ ગંગ કહે યહી ભાટ જાયો, અસલ સ્વરૂપ જાત મંજન કી !

આ યુક્તિયુક્ત વાકચાતુરીથી પ્રફુલ્લિત થઇ શાહે ભાટને ક્ષમા કરી સિરપાવ આપી માનસહિત વિદાય કર્યો ! દેશપરદેશના ભાટના કાવ્યો જો અત્રે આપવા બેસીએ તો તેનો છેડોજ ન આવે, છતાં પણ કેટલાંક ઉત્તમ કાવ્યો આ લેખના છેલ્લા હફતામાં આપવામાં આવશે, તેટલાં આ સ્થાને કેટલાંક સર્વોત્કૃષ્ટ કાવ્યો અને તેના કર્તાઓનાં માત્ર નામ આપી દુઃખદ સંતોષ પકડવો પડે છે; ઑસ્ટ્રીઅનોનું રાષ્ટ્રગીત "Gott erhalte Franz den Kaiser" છે જેનો રચનાર બૅરન ઝેડલીઝ હતો; હંગેર્યનોના બે પ્રજાગીતો છે; એક વૉરોસમાર્ટીનું "Szozat" અને બીજું કોલ્સી (Kolcsey) નું "Magyar Hymnusz"; ડૅનીશગીત "Kong Christian" ની રચના કવિ જૉહાન અર્ન્સ્ટ હાર્ટમને કરી હતી; નૉર્વેજ્યન રાજગીત "Sonner of Norge" બ્રેોમ નામક ભાટ રચ્યે અને "Ja vi elsker dette Lendet" બ્યૉર્નસને (Bjornson) જોડયું હતું; સ્વીડીશ રાષ્ટ્રગીત " King Karl, the young hero" ઇઝેઆસ ટેગ્નરે બનાવ્યું હતું; હેનરીક ટૉલન્સ નામક ડચ ભાટે ડચ પ્રજાકિય ગાયન "Wien Neerlandsch Bloed" રચ્યું હતું; "La Brabanconne" ની બનાવટ જેંલ્ઝી અન જેનીવલે ૧૮૩૦ માં કાઢી હતી; પૉર્ચુગીઝ પ્રજાગીત "Hymno Constitucional"નો લેખક બ્રાઝીલનો એમ્પરર ડૉમ પૅડ્રો પહેલો હતો ! આ પ્રમાણે જોતાં જણાય છે કે દરેક દેશના કવિઓ દેશપ્રીતિનાં કાવ્યો લખવામાં પ્રતિસ્પર્ધા કરે છે, અને તે ખરેખર પ્રશંસનિય છે, તો એ ઉત્તમ સદ્ગુણથી આપણો હિંદી ભાટ કેમ નિરાળો રહે ?

કિસીકો ઔરત કિસીકો દૌલત કિસીકો મૌજે કિસીકો મહફિલ,
કિસીકો ઇઝ્ઝત કિસીકો લિઝ્ઝત કિસીકો પત્થર કિસીકો રૈફિલ !
કોઇ ન દેખા ખુદા કા બન્દા જો બુત ન પૂજે કોઇ ન કોઇ,
હો પીર મુર્શિદ મુનિ મહાત્મા મુલક રહી હૈ મુરાદ તહફિલ !
ધરમ ધરમમેં ધરા હૈ જો કુચ્છ વો પાર મિલતા ન આંખો આગે,
ફંસે હૈં ગુલ્ફોમેં જો ફિસલકર રિહાઇ મિલતી ન ઉનકો માંગે !
ઉડે યે દુનિયા ઉડે યે દૌલત ઉડે યે શોહરત હોદ્દો કે મિટ્ટી,
મેરે તો દિલમેં મેરે વતનકી મિલી હૈં મિટ્ટી કહાં વો આગે ?
તુ હી હૈ નેવર તુહી હૈ ઝેવર તુઝી સે ઇઝ્ઝત તુઝી સે દૌલત,
તુહી તો રિસ્તા તુહી ફિરિસ્તા તુહી , મુહબ્બત જિસમેં ન મોહલત !

તેરા શિકારી તેરા ભિખારી—ફિરૂં મૈં બન બન ફિરૂં મૈં ઘર ઘર,
ગલૂં તો તુઝમેં જલૂં તો તુઝમેં ફલૂં તો તુઝમેં તેરે બદોલત!
હરેક રગરગ હરેક નસનસમેં બિજલી વસ્લે વતનકી છોડો.
હંસો હંસાઓ હિન્દૂ મુસલ્મા લો ટેકો ઘુટને લો હાથ જોડો!
ન જૈસા દુનિયા મેં દેખા ભાલા, દિયા ખુદાના હે યાર આલા;
કદમ કદમ પર અગર હો ફૂરબાં તો ફિર કલેજે કા કયોં સિકોડા?

બાદશાહ અકબરના પ્રધાન ખાનખાનાન માટે એવું કહેવાય છે કે દર દશેરાને દિવસે તે કવિઓને દશ લાખ રૂપૈયા ઇનામ તરીકે આપતો! એક વિદ્વાન પણ આળસુ ભાટ એક દશેરાને દિવસે તે દરબારમાં ઇનામ માટે ગયો, કિંતુ મોડે પહોંચતાં ઇનામ વહેંચાઇ રહેલું જાણી નિરાશ થઇ તે વઝીરની હવેલી સામે બેઠો. ત્યાંથી તેણે જોયું કે ખાનખાનાન ૬૦ બેગમો અને બીજી બે ત્રણ હજાર સ્ત્રીઓ સાથે નાગરંગ અને ગાનતાનમાં મશગૂલ હતો આથી તે ભાટ હિંમત કરી અંદર ઘુસ્યો અને એક કવિત લલકાર્યું જેથી પ્રધાન અને પટરાણી સિવાય સર્વ બાંઓએ ત્યાંથી પલાયનમ્ કર્યું. કાવ્યનું શ્રવણ કરતાંજ નવાબે આજ્ઞા દીધી કે: આ નાલાયકને તોપને ગોળે ઉરાડી દો! તેજ ક્ષણે ભાટે બીજું કાવ્ય ગાયું; અને પુનઃ વઝીરે તેને તોપને ગોળે ઉરાડી દેવાનો પોતાના દાસ વર્ગને હુકમ કર્યો. તે કવિએ તો આની કશી પણ સ્પૃહા ન કરતાં કાવ્યો લલકારવાનું ચાલુજ રાખ્યું અને ખાનખાનાન પણ તે કાવ્યોમાં તદ્રુપ થતો ગયો અને ઉપરોકત આદેશ આપતો ગયો! છેવટે થાકીને તે કવિરાજે નવાબને દુહો કહ્યો કે:

ખાનાનખાન નવાબ રે, ખાંડે આગ ખરંત;
તૃણવાળા નર ઉગરે, જળવાળા જરંત!

આ દ્વિઅર્થી કાવ્યનો ગૂઢ મર્મ સમજતાં ખાનખાનાને ખુશી થઇ ભાટને દશ લાખ રૂપ્યા આપ્યાં! ભાટની ભટાઇ શું ન કરી શકે? એ સવાલ લાજવાબ છે! એકવાર જયપુરના રાજા માનસિંહે લંકા પર ચઢાઇ કરવાનો નિશ્ચય કર્યો, જે વાત તેના સૈનિકોને રૂચીકર થઇ નહી અને એ વિચાર તે પડતો મૂકે એમ સૌ ઇચ્છવા લાગ્યા. જ્યારે કોઇની તેને તેમ કહેવાની છાતી ચાલી નહી ત્યારે એક ભાટે તેને વિનંતિ કરી કહ્યું: હે રાજન માનસિંહ! લંકા પર ચડાઇ કરવાનો સંકલ્પ નહી કરશો, કારણ રામચંદ્રે તે તો વિભિષણને બ્રાહ્મણ જાણી દાનમાં આપી છે જે પુનઃ લઇ લેવાથી અનિષ્ટ પરિણામ આવશે! આ કહેણની અસર તુરત થઇ! કવિએ માનસિંહને બોધ દીધો હતો કે:

માન મહીપતિ માન!, લંક ગૌન કીજે નહિં;
રઘુપતિ દીનો દાન, વિપ્ર બિભિસન જાનકે!

(અપૂર્ણ.)

# ઓ મન! માયા તજરે!

(પદ—બરહંસી.)

ઓ મન! માયા તજરે!
તજ તજ શુભ ગુણ સજરે!

જકડાયું તું મોહ–જાળમાં, મજમજ ભજ હર ભજરે! ઓ મન૦
ચાર ઘડીની ચલતી કાજે, સુખ હરદમ ન સમજરે! ઓ મન૦
ઘટ ચાલી રહી ઘટમાં તારી, રટ રટ રટ રણ રજરે! ઓ મન૦
ખાલી છે તુંજ ઉધાર પાસુ, ત્યાં શું લેશે મજરે? ઓ મન૦
અફળ ગયો અવતાર બધો તુંજ, લાજ ધરી કૈં લજરે! ઓ મન૦
તન–મંદીરના તાજ મહેલમાં, હેતે કર તું હજરે! ઓ મન૦
અંત સમે તો ખોખું ખાલી, પાવક વિણ શું પજરે? ઓ મન૦
દોરંગી દુનિયાં છે દાદી, અવગુણ એક અબજરે! ઓ મન૦
ભરાઈ ચાલ્યો ભવ આખો તુંજ, નાથ ન દીઠો નજરે! ઓ મન૦

મરહુમ દા. એ. તારાપોરવાલા.

# જરા ધ્યાનથી વાંચશોજી.

માસ જુનનો આ અંક લગાર અસુરો બહાર પડે છે; પણ એ પછીનો માસ જુલાઇનો અંક છાપવાનું કામ એની લગોલગજ પાછળ ચાલુ કરેલું હોવાથી આવતાં અઠવાડીયામાં બહાર પડશે. જે પછીનો માસ ઑગસ્ટનો અંક નવરંગના આઠમા સાલનો છેવટનો થશે.

માસ સપ્ટેમ્બરથી નવરંગ નવા સાલની શુભ શુરૂઆત કરશે, જે માંગલિક પ્રસંગ ઉજવવા અને વળી પારસી ભાઇઓનો નૌરોઝનો પનોતો તહેવાર પણ સાથેસાથ ઉજવવા કાજે હરહમેશના માસુલ મુજબનો દબલ અંક કાઢવામાં આવશે. દબલ એટલે એ માસનો સામતો નહીં પણ માસ સપ્ટેમ્બરનોજ એકલો, પણ નૌરોઝ ને નવરંગના નવા વરસની ખુશહાલીમાં બેવડું ઉમદા વાંચન પુરો પાડનો દલદાર અંક હમેશ મુજબ પ્રવરતાવવામાં આવશે. નવરંગની દર સાલની એ એક કેવળ વાજબી મગરૂરી છે; કેમજે એટલાં બધાં જાહાબંધ વાચનનો ને વળી ગુજરાતના લગભગ તમામ આગેવાન કલમકશોની કલમથી વિવિધ કીસમે પીરસાયલો કોઇ પણ ભાઇબંધનો અંક તેની હરીફાઇમાં સરોબર ઉતરી શકે એવો નીકળતો આજ પર્યંત જણાયોજ નથી. એકનાએક રકાકુટાના કદરણીકામણાં દિસતાં ચિત્રા આર્ટના દિલ લલચાવનારાં નામે રજુ કરી અમો અમારાં વાંચનારા સજ્જનોને ભડકાવવા ને નિરાશ કરવા માંગતા નથી. અમો એ જાતની ખાલી, ખોટી ને ખરેખર તો ઠગારી રીસ્વારીમાં માનતા નથી. તેમ વળી નવાં વરસને બાહણે જાહેર ખબરોનો ખીચડો એકઠો કરી નવરંગ દબલ કાઢવાની અમોને અભિલાષા નથી. કેવળ સંગીન વાંચન, પેટ પુરતું વાંચન ને તે બી વળી અનેકાનેક પારસી, હન્દુ ને મુસ્લીમ સુપ્રસિધ્ધ લેખકોને હાથે લખાયલું રજુ કરી અમો અમારા ખરાં ને સંગીન વાંચનના કદરદાન અને પીછાન કરી જાણનારા ઓહોલા વાંચક વર્ગને રીજવવાનો ઇરાદો રાખ્યે છીએ. ભુત કાળના નવરંગના નૌરોજી નંબરો તેની જીવતી સાહદતો પુરી પાડે છે, ને આ વેળાનો અંક પણ તે સર્વ કરતાં કંઇક વીશેષ ચઢયાતો કરવાની દીલાવર ઉમીદમાં અમો મહાલ્યે છીએ.

## નવી મોટી વારતા.

વળી એ અંકથી એક નવી મોટી જોરાવર અંગ્રેજ સંસારની વારતા ચાલુ કરવામાં આવનાર છે. અમારી હાલની બેઉ સીરીયલો તો ચાલુજ છે ને રહેશે. "મોતનો હાથ" તો હજી ગોથા શુરજ થાય છે. તેના દીલજીત અસંખ્ય સફાઓમાં તો વાંચકોને હજી પછી સફર કરવાની છે. એ વારતા હવે એવા તબક્કા ઉપર આવતી જશે કે દર અંકની કંઇ ખસુસ આતુરતાથી વાંચકોને રાહ જોવી પડશે એટલી એ દિલપઝીર ને મનોવેધક છે.

'સંસારનો ફાંસો' તેના આખરી તબક્કામાં છે. એ વારતા પણ ઉમંગ ને હોંશથીજ વંચાય છે એ તેના જવાન લેખક ભાઇ દારાં કાપડીઆ માટે બેશક ખુશી ને મગરૂરી લેવા જોગું છે. એ વારતા હજી પાંચ છ માસ લંબાવાની વકકી છે અને તેના છેલ્લા હફતાઓ અતિ ઉમંગભર્યા ને રસીલા છે એ કહેવાની શું કોઇ જરૂરત છે?

'નવરંગ'ની નવી વારતા 'નવરંગ'ની નામના ને કીર્તિમાં મોટો ભાગ ભજવનારી અમારી કલમથી લખાયલી મોટી વારતા 'બાપના ભોગ'ને મુકાબલેની એક બહુજ જોરાવર પ્લોટની અને અમારી ખાસ પસંદગી પામેલી મોટી વારતા છે. એ વારતા અંગ્રેજ સંસારની છે અને તે બેથી વધુ વર્ષ તક ચાલે એટલી મોટી પણ રસ ને કસમાં તેટલીજ જોરાવર ને દિલચસ્પ છે. તેના લેખક બાઇ 'બુલબુલ' એક ઘણા જાણીતા ને કસાયલા વાર્તાનવેશ છે. તેમની અનેક નવલકથાઓ ગુજરાતી વાંચનારી આલમના મોટા આદરને પ્રાપ્ત પુરવાર થયલી છે એટલે તેની ફતેહ માટે અમને તો અવલથીજ કશી શક નથી.

## બરજોર નામું.

પારસીઓની પુરાતણ તવારીખ "શાહનામા"ના વિશ્વ વિખ્યાત કાવ્યમંથથી અમર રહી છે. એ શાહનામુ અનેક લેખકોએ ફારસીમાથી ગુજરાતીમાં ઉતારી વાંચનારી આલમ સમક્ષ ધર્યું છે. કવિ આદીલ તેનો ખોલે બોલ તરજુમો બયતબાજીમાં કરી તેના વોલ્યુમો બાહર પાડતા રહયા છે અને એજ મશહુર પારસી કવિ-ખરેખર તો 'નવરંગ'ના મનાઇ ચુકેલા રાજ કવિની ચુનંદી કલમથી પારસી તવારીખની બીજી મોટી સાહદત પુરતું પુરાણું બરજોર નામુ તમામ બયતબાજીમાં અમોએ રચાવા માંડયું છે અને તે નવરંગના નવા સાલના અંકથી દર મહીને કટકે કટકે રજુ થનાર છે. બરજોર નામુ વિર શૃંગાર અને કરૂણા રસમાં એટલું તો રસીલું છે કે તે હાથમાં લીધા પછી પુરૂં કર્યા વગર છોડવાનોજ વિચાર થતો નથી એમ અમારૂં તેમજ એ વાંચી જોનારાં લગભગ દરેકનું એતકરાર માનવું છે. વરસોની વાત ઉપર તે મુંબઇ સમાચાર છાપાખાનામાંથી કેટલાંક વોલ્યુમોમા ગદ્યમાં બાહર પડયું હતું કે જેની બધી તો શું પણ થોડીક ભુલી ચુકી એકાદ દોકલ પ્રત પણ મળવી હાલમાં મુશ્કેલ છે તે બડી જહેમતથી ને કેટલાક ભોગે અમે હાથ કરી છે અને કવિ આદીલને તે બયતબાજીમાં ફેરવવા સપુર્દ કરી છે. કવિશ્રી એ કામ ઉપર પુર ઉમંગથી વળગી ગયા છે અને નવરંગના વાંચક વર્ગના દિલ બહેલાવવા તેમની એ રંગીલી ને દિલપઝીર બયતબાજી માસ સપટેમ્બરથી ઘણા સારા જેવા જથ્થામાં રજુ થનાર છે. એ બરજોર નામુ અમારા હમદીન વાંચકો માટે તો અનુપમ મોજનુંજ સાધન પુરવાર થશે; પણ અમારા હિન્દુ અને મુસ્લીમ વાંચનારા મહેરબાનો માટે પણ તે એક દિલ બહેલાવનારૂંજ સાધન થઇ પડશે એવી અમને ખાતરી છે કેમકે તેમાં જહાંપહેલવાન રૂસ્તમના જગમશહુર બેટા સોરાબના દિલેર પુત્ર બરજોરની જીંદગીનો પરીપુર્ણ અહેવાલ રજુ થાય છે. અનેક લડાઇઓ, રાજદ્વારી કાવાદાવાઓ, કુટુંબી કલેશો ને અસલના જમાનાની પહેલવાની હુન્નરમંદીનો મનઆકર્શક ચિતાર તેમાં બહુજ સુંદર ઝબાનમાં રજુ થાય છે, અને કવિ આદીલની ઘરડી કસાયલી કલમ કાંઇ અવનવોજ રંગ જમાવશે એ નિર્વિવાદ છે.

## નવી ભેટ.

પણ કદાચને એ સર્વ કરતાં તો અમારી નવી વાર્ષિક ભેટ વધુ ધ્યાન ખેંચનારી ને દિલખુશ કરનારી પુરવાર થશે. ગયે સાલ બાઇ બહમનજી નવરોજજી કાબરાજીની લોકમાનીતી કલમથી લખાયલી ઇરાની સંસારની મનોહર વારતા 'દિલજંગ દલેર' અમોએ ભેટમાં આપી હતી. મગરૂરીની એક વાસ્તવિક ફક્ સાથ કહી શકીશું કે એવી એક મનમાનતી ને દીલ

બહેલાવતી મોટી ભેટ ગુજરાતી વાંચનારી આલમને કદી કોઇ 'માસિકે' આપી હોય એમ જણાયલું નથી. તે એક એવી ભેટ હતી કે જે તેનાં આપનાર ને લેનાર બનેના દીલખુશ કરનારી અને બને માટે પ્રશંસાના ઉદગાર કઢાવનારી હતી.

પ્રશંસાના ઉદગાર એ શબ્દ ઉપર અમો ખાસ ભાર મેલ્યે છીએ કેમકે તે દરેક મેહેરબાન ગ્રાહકે વખાણી છે અને વળી તેની કદર પણ તેટલીજ પુરતી ને બળીવાન થઇ છે. ભેટની બુક બહાર પડતાંની સાથેજ ગોયા એક ટીટર્જ તેની પર પડી હતી; એટલે સુધી કે નવરંગનો નેરોઝી નંબર મોટી સંખ્યામાં જાસ્તી છપાવેલો હોવા છતાં જલદીજ ખપી ગયો હતો. અને તે મોંહ માંગી કીમતે જેમ તેમ અમને નવા ગ્રાહકોના દરોરાને પૂરા પાડવા પાછાં મેળવવા પડયા હતા. કીંતુ તેમ છતાંબી ઘણાકોને નાઉમેદ થવું પડયું હતું. આ વેળા આમ ન થવા પામે તે વાસ્તે આ 'જરા ધ્યાનથી વાંચશોજી' ની રાખેતાની લખાવત અમે વહેલા કર્યે છીએ. વાંચક મહેરબાનોનું ધ્યાન તે ઉપર સવેળાએ ખેંચવા રજા ચાહીએ છીએ અને અમને ઉમીદ છે કે આ અદના લખાવત ઉપર ઘટતુ લક્ષ આપી નવા ગ્રાહકો પોતાના મુબારક નામો તાબડતોબ રેજીસ્ટર કરાવી લેવા મેહેરબાની ફરમાવશે. આ વેળાની ભેટ પણ ભાઇ બહમનજી કાબરાજીનીજ કસાયલી કલમનું પરીણામ છે. એ વારતા 'સંસાર' વરસોની વાત ઉપર—લગભગ અમારા જનમની બી અગાઉ—લખાઇ વંચાઇ અને વખણાઇ હતી, અને તેની ચોપડીની ફાટીતુટી નકલ પણ આજે મોંહ માગ્યે દામે મળતી નથી એનો પ્રતયક્ષ અનુભવ અમને છાપવા જોઇતી એક નકલ મેળવવાને ભારી શ્રમ ઉઠાવવો પડયો છે તે ઉપરથી થયો છે. ભાઇ બહમનજી કાબરાજી પોતાની નોવેલોના ખપત વીશે જે ચાલુ પરપારો કરે છે તે કેટલાકોને ખુંચે છે, કેટલાકો તેને સરાહગાત ને ફેંકાફેંક માને છે પણ 'સંસાર'ની જુની નકલ મેળવતાં અમને જે અડચણ વેઠવી પડી છે ને મુશકેલી નડી છે તે પરથી અમો ખરેખર રીતે જોઇ શકયા છીએ કે તેઓના એ ચાલુ કહનમાં સહજ બી અતિશ્યોકતી કે સહરાગાત નથીજ. 'સંસાર' પારસી સંસારીની એક વારતા છે અને તે વાંચવાનું શુરૂ કરતાંજ એક સામટી પુરી કરી લેવાનું મન તાબડતોબ થાય છે એવી તે દિલચસ્પ છે. એ વારતાનું પુસ્તક 'દેલજંગ દલેર'ને મુંકાબલેનુંજ થશે, અને તે નવરંગના નવા તેમજ જુના ગ્રાહકોને એક ઘણીજ આવકારદાયક ભેટ થઇ પડશે એમ જાહેર કરતાં અમને ખુશી ઉપજે છે.

વળી એ સર્વ ઉપરાંત ટુંકી વાર્તાઓ, કવિતાઓ, નિબંધો રમુજો ઇત્યાદી તો દર માસે રજુજ થશે, એટલે સામતી રીતે નવરંગ નવમાં સાલ દરમ્યાન પોતાની આગલી પ્રતિષ્ટામાં ઘણો સંગીન વધારો કરી વાંચક વર્ગના વધતાં વહાલ ને આદરને પ્રાપ્ત થશે એ નીસદેહ છે.

એક અરજ છેવટમાં અમો વાંચક મેહેરબાનો માહેલાં જેઓ આવતા સાલ દરમ્યાન ગ્રાહક તરીકે રહેવા રાજી ન હોય તેવાઓને કરવાની રજા લઇએ છીએ. મેહેરબાની કરી તે મતલબની લખાવતનો એક પોસ્ટકાર્ડ અમને વેળાસર લખી મોકલવાની નમ્ર એસ્તેમાસ અમો ભાર મેલીને તેવાઓને કર્યે છીએ. એમાં કશું શરમાવા જેવુ કે ઓશકાવાનું નથીજ. જે મેહેરબાનો પ્રથમથી અમને જણાવી દેતા નથી અને પછી ભેટની બુક વીં પી૦ પી૦ થી મળતાં તે છોડવી લેતા નથી તેઓ અમને નાહકમાં દબલ નુકશાન કરે છે. અમારાં ગરીબ ખીસાંમાંથી તેઓ સરકારને ખોટી કમાણી કરાવે છે ને વળી ભેટની ચોપડી તમામ ફાટીતુટી હાલતમાં ટપાલ ખાતું અમારે ત્યાં નાંખી જાય છે જે વળી એક વધારાનુંજ નાહક નુકશાન અમને પુગે છે. શું એ વાજબી છે? શું એનો અટકાવ થવાની જરૂર નથી? બેશક છે. અને તે એક નજીવા પોસ્ટકાર્ડથી અટકી શકે એમ છે એટલે તેમ કરવાની અમે તેવા મેહેરબાનોને ખાસ મજબુતાઇથી ભલામણ કર્યે છીએ.

# પારસી કીર્તિનો વિજયડંકો.

( લાવણી. )

તાગડધિન્ન બધે ગગડે, તમ કીર્તિતણા ડંકા;
પારસીઓ ! કીર્તિતણા ડંકા:
શિત હિમગિર ઉત્તરે સુણે, ઠેઠ દક્ષિણે લંકા !
કહો રે ! એમાં શી શંકા ? —(ધ્રુવ.)

કીર્તિતણા એ પડઘાઓથી ધરા દ્રવે અત્યંતઃ
પારસીઓ ! ધરા દ્રવે અત્યંત:
આજે પ્રતિઘોષ અથડાતાં વિદ્યુત ચમકે દિગંત;
અહો રે ! ડરપોક બને જીવજંત ! ૧.

સાત સમુદ્ર નભતક ઉછળે, ગગને છાયે અંધાર;
પારસીઓ ! ગગને છાયે અંધાર:
સ્વર્ગ, મૃત્યુ ને પાતાળે પણ પથરાય ત્રાસ અપાર;
ખરો રે ! વિજય ગણાય જગદ્વાર ! ૨.

કણકણ ધઉંમાં જેમ જણાતી, ક્ષણ ક્ષણ થાતી ક્ષીણ;
પારસીઓ ! ક્ષણ ક્ષણ થાતી ક્ષીણ:
ધનધન એવી નાની કોમે કેવું બજાવ્યું કામ સંગીન
ઠરો રે ! ઉત્કૃષ્ટ તે દિન દિન ! ૩.

દાદાભાઇતણું નામ સુણતાં ધ્રુજણી વ્યાપે રોમરોમ,
પારસીઓ ! ધ્રુજણી વ્યાપે રોમરોમ:
હિન્દતણો ઉધ્ધારક ઝળકે જયમ રવિ, જયમ સોમ !
ખરે રે ! ગર્વિષ્ટ બને હમકોમ. ૪.

દેશનું દારિદ્રય દૂર કરવા, તન મન ધનનો ભોગ,
પારસીઓ ! તન મન ધનનો ભોગ
આપનાર નીકળ્યો એજ વીરશો–કેવો અજબ સંજોગ !
અરે રે ! મટાડયો દેશનો રોગ ! ૫.

તાતા નામના ભણકારા તો સમજાય ઠોરે ઠોર,
પારસીઓ ! સમજાય ઠોરે ઠોર:
ભારતનો ઉદ્યોગ વિકસવવા ખર્ચી ઉભા કંઇ ક્રોડ;
આહ રે ! મળે ન જેમની જોડ ! ૬.

ધન્ય હો ખુરશેદ દેશાઇને ! ધન્ય ધન્ય લક્ષવાર,
પારસીઓ ! ધન્ય ધન્ય લક્ષવાર !
કોમમાંથી કુન્હેમો કાપી, બન્યો રક્ષક સરદાર:
વાહ રે ! કીધો ખરે ધર્મોધ્ધાર ! ૭.

મહાન ગુરૂ મહેરજી રાણા નામ કદિ કહો ભૂલાય?
પારસીઓ! કદિ કહો ભૂલાય?
ધર્મ તણી ધજા ફરકાવી અકબર દરબાર માંહ્ય:
નહીં રે! એવાં કામ કોઇથી થાય! ૮.

સખાવતી "સર જમશેદજી" નામ ખૂણે ખૂણે પ્રખ્યાત,
પારસીઓ! ખૂણે ખૂણે પ્રખ્યાત:
જાપાનથી જમૈકા સુધી જેનો સુજશ સાક્ષાત!
અહીં રે! જોઇ ન કોઇ નાત જાત! ૯.

દેશદાઝ ને કર્તવ્ય પર જે હતો જાન અફ્રશાન,
પારસીઓ! હતો જાનઅફ્રશાન:
સાત ખંડમાં ડંકો બજાવી વધાર્યું કોમનું માન;
હા રે! શેઠ્યો ખરો બળવાન! ૧૦.

ચપળ એવો ચપળાસમ ચળકે ચાંગાશા ભડવીર.
પારસીઓ! ચાંગાશા ભડવીર:
અબળ પ્રજાને સબળ બનાવી થયો નરેશ રણધીર;
ના રે! નમ્યું કોને જેનું શિર! ૧૧.

હાક જેનીથી હચમચતા રહે દશ દિશના દિગ્પાળ,
પારસીઓ! દશ દિશના દિગ્પાળ!
પ્હાડ ફાડે ને સાગર સોષે—બીજો રૂસ્તમે ઝાલ:
ખરો રે! બન્યો કોમનો રખવાળ! ૧૨.

એવા એવા અદ્ભુત અગ્રેસર ઉદ્ભવ્યા અગણિત,
પારસીઓ! ઉદ્ભવ્યા અગણિત:
ધર્મરક્ષક, પ્રજાપાળક ને હાતમદિલ, પંડિત;
નરો રે! થયા જે નામાંકિત! ૧૩.

નવ નવ ગજ ખીલી રહે છાતી એવાં જેમનાં કામ,
પારસીઓ! એવાં જેમનાં કામ:
નૌતમ નવસારીથી નિપજ્યા બધા નરો નેકનામ,
ખરાં રે! મગરૂર કરે સહરશામ! ૧૪.

તાગડધિન્ન બધે ગગડે, તમ કીર્તિ તણા ડંકા:
પારસીઓ! કીર્તિ તણા ડંકા:
પાડ પરવરનો માની કહો નિત સૌ રાય ને રંક આ:
'સરા રે નવ*, સ્થળ રચળીપંકા!' ૧૫

જે. એમ. હોરમસજી.

* "નવસરા" એ નવસારીનું પુરાણું નામ છે.

# "સેહેરાંનો જવાબ."

## એક ટુંકી વાર્તા.

લખનાર:-Niobe.

—:o—

### પ્યાર અને પૈસા.

મલબાર હીલ ઉપર આવેલાં એક અતી સુંદર મકાનનાં સુશોભીત બગીચામાં આ વાર્તાની શુરૂઆત થાય છે. 'ધી વીલોઝ' ને નામે ઓલખાતા મી૦ અને મીસીસ બામજીના તે મોટા અને રોણકદાર બંગલામાં મ્યુઝીકના મીઠા સરોદ, ઇલેકટ્રીક લાઇટને। ઝગઝગાત, ને સોહાવામની સુદરીઓનાં ખુશ્તુમા હસવાના અવાજ ત્યાંની અનુપમ સુંદરતામાં વધારો કરતાં જણાય છે, પણ એ બધાંથી દુર ત્યાંના બગીચાના એકાંતમાં, ફુલોથી પમરી રહેલાં એક મોટાં મેંદી (મર્ટલ)નાં ઝાડની નીચે એક જવાન છોકરો, અને છોકરી વિચારવંત અને ગમખ્વાર ઉભેલાં જણાય છે.

તેઓ બેઉ અતીશે જવાન અને સુદર છે, એ ડૉકટર કેકી લાલા-અને સેહેરાં બામજી, અને તે ખુશનુમા સાંહુજની મન હરી લીયે એવી લાઇલાઇટમાં તેઓ બેઉ ઉભેલાં એક ઘણું દીલજીત પીકચર રજુ કરી શકે તેઓની બાજુમાં મોટા ક્રિસંનથી-મમસ, અને રંગબેરંગી નીસટેશ્યમનાં કયારાઓ સોભી રહેલા હતા. હારેહાર ઉભેલી ગુલછડીઓ, ને સફેદ, સુંદર મેગનોલ્યાનો સુવાષ ત્યાં પથરાયો હતો, જયારે ફીકકા પીળા પણ અતીશે સુંદર ફુલોથી ભરાઈ ગયલા લૅબરનમનાં ઉંચા ઝાડોની નીચ્ચે, એક મોટું સફેદ હૉથોર્ન, ચકચકીત આઈવરીના ડામની પેઠે ઝળકતું ને રાત્રીની તે શાંત અને દીલપઝીર ખુબસુરતીમાં વધારો કરતું જણાતું.

"ત્યારે આપણે છુટાં પડવુંજ જોઇયે-એમ સેહેરાં!" તે જવાન બોલતો સમજાયો, જયારે મોટાં દુખ અને નિરાસીથી તેનો સાહદ઼ ઘાડો અને ધમઘોર સમજાતો હતો, "મને ખરેખરૂં કહેવા માટે માફ કરજે, ડીયર, પણ ત્યારે એમજ કેની કે મારા જેવા એક ગરીબ ડૉકટરને તુ કબુલ કરી શકતી નથી? આહ! ગરીબી! ગરીબી! ગમે એવા સાચ્ચા પ્યારની વચ્ચે બી તું આવી શકે છે!"

દુખથી ભરપુર એક તીણી ચીચ્યારી તે છોકરીએ પાડી, અને આજુજીથી પોતાના બંને હાથો લંબાવ્યા.

"ઓ, કેકી, તું આવી રીતે ના બોલ. મને એવી ઘાટકી રીતે જડજ નાં કર. ને કદીબી એમ ધારતો નાં, કે આપણાં પ્યારનાં કરતાં બી પૈસાને હું સર્વોપરી ગણું છું. ઓ, કેકી, જો તું મને સમજી શકતો હોય-અરે! જો તું જાણી શકે કે મારાં દીલમાં હમણાં શું થાયછ, તો મારી ખાતરી છે, ડીયર, કે તું કદીબી એવું હાર્શલી—હમણાં જેમ બોલ્યો તેમ-બોલી શકતે નહિ. અરે, ઘણી વખત તો પૈસા ને આય સુખ સગવડને હું ધીકકારૂંછ. અરે! હું કેવું ચાહવુંછ, કે પૈસા, અને ગરીબી જેવું કંઇબી ડીસટીંકસન આય દુન્યામાં હોતેજ નહિ. તોજ તું મને બરોબર સમજી શકતે! હું જે બીહવુંછ, ડીયર, તે એટલાજ માટે કે એ ગરીબી વેઠવાની મારામાં પુરતી હીંમત નથી. ખરૂં કેહું તો હું એક હીચકારી છું. મને ઘણી વેળા એમ લાગે છે કે ગરીબીની મુશીબત આય પ્યારનાં સ્વપનાઓને ફેરવી નાખી આપણી જીંદગીને એક ત્રેજેડીમાં બદલી નાખશે. ને તેથીજ-ડીયર, હું તુંને હમણાં-આય હાલતમાં—પરણવાની હીંમત કરી શકતી નથી."

તે ધીમેથી ગમખ્વાર હસ્યો. "માઈ પુઅર ચાઈલ્ડ!" દીલગીરીથી મમતાથી તે એટલુંજ બોલી શકયો.

"અરે, કેકી, મારી સાથ ગુસ્સે થતો નાં!" તે છોકરીએ પાછું સમજાવ્યું. "પણ આપરી મીઠાંનો દાખલો જો-જો, કે તે કેવી બદલાઇ ગેઇછ! હજુણતો ફકત એ ત્રેવીસ વરસની છે-ને એની એ નાહની, છોકરવન ઉમરમાં, એનાં બે બેબીઝ, ને ઘેરની જંજાળ સિવાય આય દુન્યામાં બીજું કાંઇ ઈનટરેસ્ટ લેવા જેવું હોયજ નહિ તેમ—"

"પણ તે છતાં તે લોક સુખી છે, ડાર્લીંગ, ઘણાજ સુખી. એ બધી જંજાલો છતાંબી મીઠું ને મીનું ખરેખરાં સુખી છે. તું કદી બી એમ ધારી શકેછ વારૂં કે આય દુન્યાના સર્વેથી બેમુલા ખજાણાને ખાતરબી—એક ઘડીબી મીઠું, પોતાના વર કે બચ્ચાંઓથી છુટી પડવા રાજી થાય?"

તે છોકરીએ નિરાસાથી મોંહ કરમાવ્યું.

"તે બધું તો ખરૂં," તેણીએ ધીમેથી, દીલગીરીથી કહયું, "છતાં હું મને પોતાને મીઠાંની જગ્યાએ મુકી શકતી નથી, એ કહેવા તો પ્યાર, અને સુખ બાહેરના દેખાવે ગમે એવું ઝળકતુ જણાય, પણ હું નહિ ધારતી કે બાતેણુમાં તેટલુંજ સંગીન કે સુંદર હોય. સહવારના ઉઠે ત્યારથી તે રાતના સુવે ત્યાં વેરની એકસરખી મેહેનત ને જંજાલ, મીઠું કદાચ કરી શકતી હોય, પણ ઓ, કેકી, કેકી, મને નહિ લાગતું કે તે મારાથી થઇ શકે! આય બધી સુંદર ચીજો જેણે હું ચાહવુંછ તે છોડીને હંમેશાંની પૈસાની તંગી ને દલદેશરી ખમવાની જાણે મારામાં શકિતજ નથી, ને ઓહ, ડીયર, ડીયર, હું તુને ચાહવુંછ, તું સમજેછ કેની, ડાર્લીંગ, કે તેથીજ હું તુને પરણી શકતી નથી, તુને પરણીને દુખી કરવા કરતાં-ગમે એ લાગે હમણાજ છુટું પડવામાં આપણ બેઉનો ફાયદો સમાયલો છે! તું જતો રહે, કેકી,

દેઠેળી જતો રહે! હું હવે વધુ વાર એ ખમી શકતી નથી. મને માફ કરજે, ડીયર, પણ-પણ--"

"ત્યારે સદાને માટે આપણે છુટા પડયે-એમજ એજ તારો વિચાર છે, શેહેરાં?" તેણે મોટાં દુખથી સવાલ કર્યો.

"હા, એમજ-એજ!" તેણી ડચકા ખાતી બોલી. "ફકત મારામાં મારા કિશમત સામે લડવાની શકિત છે, તેટલાજ જા, કારણ મને લાગે છે કે જો આપણે પાછા મળ્યે તો-મારા-મારા-પ્યાર સાથે ટકી રહેવાનુ ઘણુજ-અરે, ઘણુંજ મુશ્કેલ થઇ પડે, ને વધતું દુખ અને દીલગીરી આપણી સામે આવી ઉભું રહે-તે પેહેલાં ડીયર, હવે તું જા!"

એકાદ મીનીટ ત્યાં અજબ જેવી શાંત ચુપકીદી પથરાઇ રહી ધીમી, નરમ પવનની લેહેકી ને ચકચકતા તારાઓનો પ્રકાશ, તુરતનીજ શુરૂ થતી તે રાત્રીની સીરીન શાંતતામાં ઓરબી વધારો કરતા જણાતાં હતાં, ત્યાના ઝાખાં અજવાળામાં લગભગ કાળાં દેખાતાં મેંદીના પાદડાઓ તે છોકરીના દુખથી સફેદ બની ગયલા ચેહેરા સાથ અજબ જેવી ગંભીર ને ચિતાકર્ષક અસર ઉપજાવતાં જણાતાં, જ્યારે તેણીનાં ગળાં અને કાનોમાં પેહેરેલા હીરાઓ, ને સોભાયમાણ સાડી અને બ્લાઉસ પરનાં ઝગઝગતાં સીકીનસ--ને ગરીબ ઉધરતો ડોકટર—અને તે પૈસાવાલાં કુટુંબની ખુબસુરત લાડકી (એક સ્પોઇલ્ડ ડાલીંગ) વચ્ચેનો મોટો ને કદી જોડી નહિ શકાય એવો તફાવત ઘણો ખુલ્લો ને દીલ ભેદી નાખનારી કિશમે બતાવતાં જણાતાં હતાં.

તે મોટી નિરાસી અને દુઃખ સહન કરવાની ઘણી હીંમતથી કોશેષ કરતો તે જુવાન ડોકટર એકાદ મીનીટ થોભ્યો તેણે લગ્યું કે એક પરીની નાજુકીથી પેહેરાયલો તે ઝગકતો સુદર પોશાક, ને મેંદીના ઘેરા ચળકતા પાંદડાઓથી શણગારાયલો તે સુફેદ ખુબસુરત ચેહેરા પોતાની જીંદગીની છેલ્લામાં છેલ્લી ઘડી સુધી કદી-કદીબી તે ભુલી શકશે નહી

"તારી જ્યારે એવીજ મરજી છે તો હુ જાઉંછ, ડીયર." તેણે એક છેલ્લી વાર તે મીઠો, ખુબસુરત ચેહેરા ને નાજુક ઉંચો આકાર જોતાં કહ્યું. "સેહેરાં, હું જાઉંછ, પણ મારૂં દીલ, મારૂં જીગર, મારૂં સઘળું સર્વસ્વ તારા પગ પાસ મેલીનેજ જાઉંછ. આવતી કાલે સહવાર પછી તુ કદી મને હયાં જોશે નહિ અને તારી ખુબસુરત, મધુર જીંદગી વચ્ચે આવી. મેં કાઇબી દુખ તુંને ઉપજાવ્યું હોય તો મને માફ કરજે અને માફ કરજે, ડીયર, ને કોઇ કોઇ વખતે—મારા પ્યારના આગીને ભુકો થયલા આ સુંદર સ્વપનાઓ માટે-દયાથીજ વીચાર કરજે!"

## ખરૂં સુખ કયાં છે?

તે ગયો. અને સેહેરાંની જીંદગીનો સઘળો સુખી ચલકાત, અને પ્રેમનો પ્રકાશ લેતો ગયો. અને તે ધ્રુજતી, કાપતી, તુટેલાં જીગરે, તેની પાછ્ળ

રાહ જોતી, તારાઓના ચકચકતા પ્રકાશમાં એકલી અટુલી ઉભી. જ્યારે તે ખરેખરો ગયો ત્યારેજ તેણીએ જાણ્યું કે તેના ગયાથી તેણીએ શું ગુમાવ્યું હતું. અરેરે! ત્યારેજ તેણીને ખ્યાલ થયો કે ગળાં અને કાનમાં ચકચકતા હીરાઓ, અને જ્યોરજેટ અને નીર્નાનના સુંદર પોશાકો ધરાવવા કરતાં એક ગરીબ પણ સાચ્ચા માણસનો ખરો પ્યાર ધરાવવો એ હજારો ઘણો વધુ અમુલ્ય છે.

તેણીએ કાંઇ બોલવાની ચીસ પાડી તેને જતો અટકાવવાની એક વ્યર્થ કોશેશ કીધી, તેના સુકાં તસ થયલાં ગળામાંથી એક શબ્દ પણ બાહેર પડયો નહિ, અને તુટેલાં જીગરે જવાન ડૉ૦ લાલા સદાને માટે તેણને છોડી ગયો.

કેટલેક વખતે જ્યારે તે દીવાના બનાવતા ખ્યાલોમાંથી તે બીદાર થઇ કે તુરતજ તે અંદર દોડી.

"વ્હાલા મમા," તેણીએ પોતાની માતાને પહરોણાઓ વચ્ચેથી સોધી કહાડતાં ને લગાર એકાંતમાં લઇ જતાં કહયું.

"હું જરા આપરી મીઠાંને ત્યાં જઈ આવુંછ જો મને લેટ થાય તો મારી વાર જોતાં નામને કાંઇ ઘણું અગત્યનું કામ છે, આપરાં ગૅસ્ટસ જાય ને તમે લોક જમી લેજો, કદાચ મને ત્યાંથી આવતાં વારબી થાય"

અને હવે ત્યાંથી તે ઘણી ઝડપથી મોતર–ગેરાજ તરફ દોડી, "એડવર્ડ," તેણીએ કહયું. "મને જલદીથી મોતર જોઇયેછ. મને ઘણું ઉતાવલે બાહેર જવું છે."

જ્યારે તે કાર બાહેર આવી કે તુરતજ ધ્રુજતા હોઠે મીઠાનું ઠેકાણું કહેતાં તે નીસોસ જેવી અંદર અધેલાઇ પડી, અલબત મીઠું તેઓની દુરની સગી ઉપરાંત જીવે જાનની સહી હોવાથી, સેહેરાંની આ કવખતની વીઝીટમાં, તેની ફૅશનેબલ મમાએ કાંઇબી ઝાઝું અજબ થવા જેવું જોયું નહિ.

પોતાની બેઉ બાજુએ હારેકટાર ઉભેલી બબે, ત્રણ ત્રણ માળની બીલડીંગો તરફ જોતી સેહેરાં ઘણી દુખી અને વિચારવંત દીસ્તી હતી, કોઇક બીલડીંગોમાંથી ખુશનુમા હસ્વાના અવાજ સમજાતા–તો બીજી કોઇમાંથી ફીકકા કંટાળેલા ચેહેરાઓ અને સામલાં અવતાર બેઅવતાર બચ્ચાંઓને બારીએ ઉભેલાં તે જોઇ શકતી. એક માલની બાલકણી ઉપર તેણીએ એક જવાન છોકરીને ઘરમાં પેહેડવાની સુતરાઉ સાડી સાથ ઉભેલી જોઇ. સાદી છતાં–તે કેવી સંતોસી, અને ખુશાલ દીસ્તી હતી.

"અરે! શું કોઇ દીવસ હુંબી એમજ મારા કેકીની વાર જોતી એકાદ એજ બીલડીંગમાં ઉભી રહેવશ?" તે મન સાથ અજબ થતાં બોલી. "હું અજબ થાઉંછ કે એ લોકો પાજની સાડી પેહેરતાં હોશે કે મલ્લીનની? મને લાગેછ કે લૉગ કરતાં શૉર્ટ સ્લીવ્સ કામકાજમાં વધુ બીકમીંગ થઇ પડે!"

એવા એવા વિચારો કરતી તે અંતે મીઠુવાલી બીલડીંગ આગલ આવી પુગી. તે લગાર મધ્યમ વર્ગના લોકોથી એક ચીકાર ભરાયલી મોટી ચેહેલી હતી.

તે સુંદર મોટી કારને ત્યાં થોભેલી જોતાં સંખ્યાબંધ ડોકાંઓ આતુરતાથી બારીઓથી તીંગાતાં તે જોઈ શકી

તે ત્રીજા માલ ઉપર આવી પુગતાં તેણીએ જોસથી ત્યાંનો બેલ રીંગ કીધો. જવાબમાં બારણું ખોલતો એક ઉંચો ખુબસુરત જવાન ત્યાં આવી ઉભો.

"હલ્લો, સેહેરાં!" તે જવાન જે અલબત મીઠાંનો વર મીનુ હતો, તે તેણીને જોતાં સાથ ઘણી ખુશાલીથી પોકારી ઉઠયો, "અત્યારે તું કાંઈ હયાં? મીઠુ! મીઠુ! અહિં આવ, ડીયર, ને જો! કોઈ ફેરી પ્રીનસેસ આપરે ત્યાં આજે, ઉતરી આવેલી છે!"

જવાબમાં સુંદર પણ ફીક્કી, લગાર ઠાકેલી, કંટાળેલી મીઠુ, પોતાની ધોવાઈને રંગ ઉડી ગયલી સાડીના ફોલ્ડસ સીધા કરતી, ને કપાલ ને ગળાં ઉપર વીખરાઈ પડેલા સુંદર વાળોને ઉંચા ને ડીસંટ બનાવવાની કોશેશ કરતી ત્યાં આવી ઉભી. સેહેરાંને જોતાંજ ખુશાલીની એક ચીસ સમેટ ઘણાં ઘણાં હેતથી તે તેને વળગી પડી.

"ડીયર, ડીયર, સેહેરાં!" તે ઘણાં વહાલથી તેને કીસ કરતા બોલી. "હુ કેટલી ખુશી છેઉં તુંને જોઈને આહ! વોટ આ પીકચર યુ આર—"

"મીઠુ" મીનુએ હસતાં હસતાં કહયુ "સેહેરાંને કૉમપ્લીમૅનટસ તો હું બી આપી ચુકો. હવે તમે બેઉ જણાં બેસીને ખુબ તરીસે વાતચીત કરી લેઓ—કે તેટલાં હુબી મારૂ લખવાનું પુરૂ કરીને આયો!"

તે બેઉ સહીઓ હસતી હસતી તે નાહનકડા ડ્રોઈંગરૂમનાં એક દીવાન ઉપર બેઠી. જયારે મીનુ પોતાના રૂમમાં ગયો

"સેહેરાં આય લવલી જ્યોરજેટ તેં કેમ લીધુ, તારાં પેનડન્ટના હીરા કેવા શાઇન થાય છે, આજનો તારો ડ્રેસ ઘણોજ—ઘણોજ પરફેકટ છે. તારા ચેહેરા ને ફીગર સાથે આય મોવ કલર કેટલો લવલી—" થોડી ઘણી વાતચીત પછી મીઠુએ સવાલ પર સવાલ કરવા માંડયા.

જવાબમાં સેહેરાં સહેજ હસી. મીઠુની તેના પોશાક બાબેની અધીરાઈ ને વખાણ જોતાં તે ઘણી અજબ થઈ.

"તું કાંઈ સીક હતી વારૂં, મીઠું?" તેણીએ તે ફીકો ચેહેરો, ને ન્હાના કચડાયલા બાંધા તરફ દયાથી જોતા કહયું. "તું આજે કાંઈ ઘણી થાકેલી ને ફીકકી લાગેછ."

"હું સીક નથી, સેહેરાં," મીઠુએ કહયું. "પણ હું ઘણી થાકી ગયલી છેઉં. ને આય ગરમીથી મારો જીવ ઘણો બેકરાર થાય છે." ને એમ કહેતાં પાછું બેધ્યાનપણે તેણીએ પોતાની સહીના ડ્રેસનાં સિફોન, અને સેટીન સાથે રમત કરવા માંડયું.

"સેહેરાં," એવામાં તેણીએ એકાએક કહયું. "હું કાંઈ તુંને કહેવા માંગું છું. કોઈ વખત મને લાગે છે કે હું ઘણીજ ખરાબ ને અસંતોસી છેઉં. એ બાબે તું મને કાંઇ સલાહ આપી શકશે?"

તેની સહીએ તેને ઘણાં વ્હાલથી હૈયાં સરસી ચાંપી. "તુને બ્હેણી કાંઈ કહેવું હોય તે કહે, ડીયર કારણ હું પોતેબી કંઇ તાહરી સલાહજ લેવા આવેલી હેઉં."

"સેહેરાં," મીઠુએ ધીમેથી કહયું, "હું તુને કાંઇ કહેવા માંગું છું. કોઇ વખત મને લાગેછ કે આય એક સરખી જીંદગીથી હું મેડ થઇ જવશ. મારા મીનું તરફના મારા મોટા પ્યાર છતાં, અરે, સેહેરૂં કોઇ વખત તો હું એમ ધારૂંછ કે મ્યુઝીક, પીકચરસ, બુકસ, એ ચીજો દુન્યામાં છેજ નહિ. આમ હમારી લાઈફમાં કાંઇબી બ્યુટી કે ઇનટરેસ્ત જાણે મલેજ નહિ. જો મારી પડોસનો વાતબી કરશે તો બસ—છોકરાં, સીકનેસ, મોંઘવારી ચાકરોની ફરયાદ—એ સિવાય બીજું કાંઇજ નહીં, જ્યારે કોઈ સુંદર ડ્રેસ થયલી હસ્તા ચેહેરાની છોકરી હું જોઉં છું-જેમ મેં આજે તુને જોઇ—ત્યારે મારૂં બધું દીલ તેની તરફ ખેંચાઇ જાય છે. મારાં બેબીઝ મને ઘણાંજ વ્હાલાં છે, તોબી કોઇ વખતે તે લોકનું કામ કરતાંબી હું થાકી-થાકીને કંટળાઇ જાઉં છું. તુને નહિ લાગતું ડીયર, કે હું ઘણી અસંતોસી છેઉં. ફકત કોઈ-કોઇ વખતેજ મને એમ લાગે છે પણ જ્યારે હું શાંત થાઉં છું ત્યારે તો મારાં બચ્ચાં, ને મારો વર મને સૌથી વ્હાલાં લાગે છે—એટલાં બધાં—કે આખી દુન્યાનું મ્યુઝીક કે મજાહને વરેબી એક પાંચ મીનીટ બી એ લોકથી છુટી પડવા હું રાજી થાઉં નહિ. હવે તું મને એમાં કાંઈ સલાહ આપી શકશે વારૂ, સેહેરાં, કે જેથી હું મારા આય ખરાં સુખ છતાં નાહક બલાપો કરી દુખી થાઉં નહિ?"

"શું હું જે પુછુંછ તેનો જવાબ મને મળશેજ નહિ?" જરાવાર રહી સેહેરાંને નિરૂતર જોઈ તે બોલી.

તેની સહીનો ચેહેરો એ બોલો સાંભળતાં હતો તે કરતાંબી વધુ સફેદ બની ગયો. જે મુશ્કેલીને ખાતર બિહને તેણીએ પોતાના પ્યારને જતો મુકયો હતો—તેવીજ એક મુશ્કેલી આ તેની સહીની બી હતી. તે કે જે મદદ માંગવા આવી હતી-તેનીજ સાંબી સલાહ તે પુછતી હતી. હવે તે શું કહે? શું સલાહ આપે?

તેણીનું હરદય ધ્રુજી આવ્યું, અરે, ઓ, ખુદા! ત્યારે શું પોતાના પ્યારથી જુદી પડવામાં તે વાજબી હતી? ગમે એવા સાચા પ્યારનું સેવટ શું એક ધીમી અને છુપી ટ્રૅજેડીમાંજ આવતું હશે?

"મીઠું, ચાઈલ્ડ, તું અમથીજ નાહીંમત થઇ ગઇ છે," પોતાના જીવને જેમ તેમ ઠેકવી, તેણીએ ધીમેથી, પ્યારથી સમજાવ્યું. "તું મને કહેશે વારૂં, કે છેલ્લી બાહાર તું કયારે ગઇ હતી?"

"ઓહ, હવે મને યાદબી નથી." મીઠુએ કહયું. "બચ્ચાંઓને મુકીને હું ઝાઝી બાહેર જઇ શકતી નથી, તેમાં રાતનાં તો મુદલજ નહિ. ને મીનુ તો જો આવે

તો રાતનાજ આવી શકે। ગેઈ થંડીમાં હમે એક વખત ઍકસેલસીયોરમાં 'ધી ટૅમપેસ્ટ' જોવા ગયાં હતાં. ત્યાર પછી કેઠેબી નહિ, તે બી બિચારાં પાસેનાં સીરીનબાઈ એક રાત છોકરાંઓ આગળ રહયાં ત્યારેજ."

"પણ મીઠાં—શું થોડો વખત ગુલ હયાં આવીને બેબીઝને સંભાલી નહિ શકે ? એનો તો બચ્ચાંઓ પર ઘણોજ પ્યાર છે."

મીઠાંનો ચેહેરો એ સાંભળતાં ઘણોજ નરમાસભર્યો ને પ્રેમવંતો બનેલો દીસ્યો.

"માહરી ગુલ તો આવે—પણ હુજ એને બોલાવતી નથી. કારણ હમણાંજ થોડા વખતની એ અદરાયલી છે. ને એનાં એ સુખી દીવસોનાં માહરાં બચ્ચાંને મારાં ઘેરની જંજાલથી હું હરકત કરવા માંગતી નથી. કારણ હમણાંજ તે વખત છે. જ્યારે જીંદગીનું સોનેરી બેહેસ્ત એ મેલવી શકે-પછી તો જજાલ અને આપદા લખાયલાંજ છે."

સેહેરાંએ ઘણાં વ્હાલથી તે નાજુક સફેદ હાથ પોતાના હાથમાં લીધો.

"મીઠુ ડાર્લીંગ," તેણીએ કહયું, "મને લાગેછ કે તારૂં કાંઈબી દુખ હોય તો તે ફકત લગાર એકસરખી ને એકાત જીદગીનુજ છે તારી લાઇફમાં જો થોડો વધુ ઈનતરેસ્ત ને વેરાયટી ઉમેરાય તો તું એક સૌથી સુખી છોકરી થઈ શકે। મારૂં એક કહેલું તું કરશે? વ્હેલી ફેસ થા, ડીયર, ને તારા મોનુને લઈ મારી કાર નીચે ભોટી છે તેમાંજ એક લાંબી ને પ્લેઝન્ટ ડ્રાઈવ લઇ આવ ને પછી ગમે તો મમાંને મલતી આવજે, કારણ હમારે ત્યાં આજે થોડાંક ઘણાં મ્યુઝીકલ પહરાણીઓ આવેલાં છે. ને મારી ખાતરી છે કે સીટલાંનું મ્યુઝીક તારા બેકરાર જીવને ઘણીક રાહત આપશે. વેહી જા, ડીયર, તું આવે ત્યાં સુધી હું બચ્ચાંઓ આગલ રહેવશ."

"અરે, મેહેરાં ડીયર, હું તારો કેમ ઉપકાર માનું. પણ મને હજુણ તો તારી સાથે ઘણી ઘણી વાતો કરવાની છે !"

"મીઠું, હું પ્રોમીસ આપુંછ કે હવે ઘણી વ્હેલીજ હું પાછી તુને મલવા આવશ. ને હવે તું જ્હેલી સીધાર. તેના બદલામાં ફકત એક કલાક તારા ઘેરમાં તારા બચ્ચાંઓ સાથે હુ એકલી રહેવા માંગું છુ. મારા મનમાં કાંઇ સુરકેવી–કાંઈ ચોકસ વાતનો ગુચવાડો છે, તે જો હું એકલી હોવશ તોજ મટી શકશે. એ એક ફેર એકસચેન્જ કહેવાયની વારૂં ?" તેણીએ છેલ્લાં હસીને સવાલ કર્યો.

મીઠુ થોડીક પળ વિચારમાં ઉભી રહી. પછી વાંકી વલી સેહેરાંના માથાં ઉપરનો સોનેરી સ્કાર્ફ શેહેજ ખીસાડી, તેણીનાં ગોરાં કપાલ ઉપર ઘણાંજ હેતથી તેણીએ એક કીસ લીધી.

"વ્હાલી સેહેરાં," તે ઘણાંજ પ્યારથી બોલી, "હુ તારો કેમ ઉપકાર માનું !"

ને [illegible] તે ખુશખબર [illegible] ને [illegible] થવા [illegible]

આસરે પાકલાક પછી હુરતાં ને ખુશાલ બે છોકરાંઓ પેઠે સેહેરાંનો ઘણો ઘણો ઉપકાર માનતાં—મીનુ ને મીઠુ—તે નીચે ખોટી થતી કારમાં ઉપડી ગયાં. ને સેહેરાં બામજી પોતાના વિચારો સાથે પાછી એકલી પડી.

હવે તે એકલી હતી. તદ્દન એકલી ને તેણીને લાગ્યું કે હવેજ તે પ્યાર અને પૈસા વચ્ચે ચાલતી લડાઈને કોઇબી રીતે જીતી શકશે. અને તેણીનો પ્યાર કે સુખ સગવડ-એ બાબે કાંઇબી નિરણય ઉપર આવી શકશે.

તે હવે ઉઠીને ઝડપથી, પણ અલગે પગલે, તે પાસેનો રૂમ, કે જ્યાં તે બેઉ બચ્ચાં પોઢેલાં હતાં ત્યાં ગેઇ. તે ઓરડામાં એક ઝાંખો દીવો બળતો હતો. તેના ઉજાશમાં તે વાંકી વલીને તે સુતેલા ફરેસ્તાઓને ઘણાં ધ્યાનથી જોવા લાગી. તે બાઓ, ઘણો ન્હાનો પણ સુંદર ને મજબુત, મગરૂર ખેંચાણકારક ચેહેરાનો એક પરફેક્ટ એરીસ્ટોક્રટ-જ્યારે બેબી સીલ્લા, ઘણીજ નાજુક ને સફેદ એક કુલ મિશાલ પોઢેલી તેણીના જોવામાં આવી. હા, એ નાદકલાંઓનેજ તેણીએ ઘણી બારીકીથી જોવા જોઇયે. એ વ્હાલાં બબીઝજ તેણીને ખરે રસ્તે દોરવશે.

તે ઓરડામાં લગાર ખીચોખીચ ગોઠવાયલું ફર્નીચર તેણીને કહેતું સંભળાયું.

"મારી તરફ જો-બારીકીથી—સંભાળથી આય અંધારામાજ હું સોહુંછ. સુર્યનું અજવાલું મારી દરેક ખામીઓ ખુલ્લી બતાવશે. ઉડી ગયલું પોલીસ-ભાંગેલ પૈયા-ફાટેલા કલરસ—ને ધુળથી ભરાયલો સામન—જે વાપરવા તું કદીબી કબુલ થાય નહિ. તે છતા દીવસ પછીનાં દીવસો, ને રાત પછીની રાતો એકસરખી ર મને વાપરે છે. પોતાની મરજી ઉપરાંત—ગમે એવા અનગમા છતાં—તે નવું લઇ કે મને છોડી શકતી નથી,"

કોઈ જાદુથી જકડાઇ ગઇ હોય તેમ તે ભેદી અવાજને સાંભળતી, ટીકલી સેહેરાં હાળ્યા ચાળ્યા વિનાં એક પુટળાં પેરે બેઠી.

તેણીને લાગ્યું કે તે રૂમમાં કોઇ વિચિત્ર અવાજ સંભળાતો હતો. તે અવાજ વધુ ઘાડો ને મોટો થતો ગયો. મોટા ગભરાટથી તે ચમકી ઉઠી. ઓ, દયાળુ ખોદા! તે અવાજ તો તે સુતેલાં બચ્ચાંઓ તરફથી આવતો હતો, જાણે કોઇને દમ ઘુંટાતો—ગુંગળાતો હોય તેમ. તે તે તરફ ધસી ગઇ. ખુદાનો ઉપકાર કે સીલ્લાતો તદન સાંત અને સુંદર ઉંઘાતી દીસ્તી હતી. પણ બાઓ—તેનો ન્હાનો દીકરો તદ્દન લાલ ને હાથ, પગો તદન ખેંચાઈ ગયલા નજરે પડતા હતા.

"મને મદદ કર, કિરતાર! આય વ્હાલાં બચ્ચાંને બચાવવામાં મદદ કર!" ભારે ગભરાતથી તે રડી પડી. ને હાંફલી ફાંફલી ત્યાંનું બારણું ખોલી પાસેનાં ગાળામાં મદદ માટે દોડી ગઈ.

ત્યાં જઈ પુગતાં કદાચ એકાદ, બે મીનીટ તેણીને લાગી હોય! પણ તે વખત એક ઝમાનાં કરતાંબી લાંબો ને કઠણ ગરીબડી સેહેરાંને લાગ્યો. સારાં ભાગ્યે તે કોઈ પડોસીઓનું બારણું ખુલ્લુંજ હતું. એટલે ત્યાં જતાં—અને બધલું કહેતાં તેણીને કાંઈ ઝાઝી મુશ્કેલી પડી નહિ.

"તું બિહ ના, માંય, હું તારી સાથે આવું છું." એક જાડાં, સામલાં-પણ માયાલુ દેખાવનાં બૈરાં એક લગાર મેલી જેવી સાડી ઝડપથી દીલ પર ઓરવી લેતાં ને માથાબાનુ ખેંચતાં ખેંચતાં બોલ્યાં, "માય, તું ન્હેલી કે જઈને બેઉ ચુહલા સલગાવી દે. ગરમ પાણીની આપુણે જરૂર પડશે!"

"હું તે બધુ કરશ! પણ તમે ચાલો ન્હેલાં-અરે ઘણાજ ન્હેલાં!" હલુણબી તેટલીજ ગભરાયલી સેહેરાં દચકાં ખાતી બોલી.

તે હવે રાંધણી તરફ ગઈ, ને ફાંફાંગોટાં મારી અંતે એક મેચ-બૉકસ સોધી કહાડી શકી, પેલા બાઈના કહેવા મુજબ બેઉ સ્તોવ ઉપર પાણીની તપેલીઓ મુકી તે પાછી બાબાને જોવા દોડી, પાછલથી તેણીએ યાદ કર્યું કે તે બૈરાં કેટલાં સાદાં ને લગભગ હસ્વા જેવાં દેખાવનાં હતાં, જો કોઈ બીજે વખત હતે તો સેહેરાં તેવણ પાસે જવા કે વાત કરવાબી અચકાતે! જયારે હમણા તો તેણીએ તે જાડા સામલા આકારને આ ધર્તી પરનો એક મદદગાર ફિરેસ્તોજ ધાર્યો.

"એ લોકનો ડાકટર કોણ છે?" સેહેરાંએ સવાલ કર્યો, "હું ફોન કરૂં કે—"

"અરે, હયાં ટેલીફોનજ કયાં છે જે તું કરશે, માય," તે બૈરાંએ હસીને ભુલ ભાંજી, "પણ ડાકટરની કાંઈ જરૂર મને તો લાગતી નથી, આપરાં ઘેરગટુ ઉપાયથીજ ફાયદો થઈ જશે. પણ જો તું બિહતીજ હોય તો મારા રમાને હાંક માર. એ નજીકથી કોઈબી ડાકટરને તેરી લાવશે."

ડાકટરને બોલાવવા માટે કહી આવી સેહેરાં પાછી તે બાઈ જેમ કહે તેમ મદદ કરવા લાગી, અરે! તે બૈરાં સાદાં ને બીનકેલવાયલાં છતાં તે વેળાએ કેટલાં કામ આવ્યાં, બચ્ચાંની માવજત વાસ્તેની એકબી બાબદમાં બીનમાહીતગાર તો જાણે તેવણ હતાંજ નહિ.

"મનેબી કાંઈ કામ કરવાનું સોપો," સેહેરાંએ કહયું.

"હવે બાબો જરા કવાએત લાગેછ-હુ એને મારા હાથમાં લઈ શકું?" તે માયાલુ હેતવંતા ચેહેરા તરફ ઉંડી દીલસોજી ને સમજદારીથી ચમકતી એક અનુભવી માતાની પ્રેમવંતી આંખો તરફ જોતાં તેણીએ અર્જ ગુજારી.

"તુંને ગમતું હોય તો લે દીકરા. પણ પેહેલાં તારી મોંઘીદાત સાડી ને બદયાન બદલી નાંખ, માય, નહિ તો બધું સાબુ મરી જશે."

"ઓ, કાંઇ નહિ. કાંઇ નહિ. થોડો વાર તો બી મને એને હાથમાં લેવા દેઓ," તેણીએ કાલાવાલા કર્યા.

ત્યાર પછીનો તે કલાક સેહેરાં કદી પણ ભુલી શકી નહિ. તે ન્હાંના બેકીમતી બોજાને હૈયાં સરસો ચાંપી તે બેઠી ને જે માયાની હેતવંતી લાગણી તેણીનાં દીલમાં ઉતપન્ન થઈ, તે આખી દુન્યા ભરનો ખજાણો, કે ગમે એવું બેમુલું જવેરાત મેળવતાં બી તે કદી ધરાવી શકતે નહિ. તે મીઠા નહાના હોઠોમાંથી નીકળતો અકેકો નિશ્વાસ કે તે નાહનકડાં દીલની એકાદી હીલચાલ ગભરાતથી તેણીને

દીવાની બનાવતી, એક શેહેજ જેટલી બી તે બચ્ચાંની બેચેની જોતાં તેણીનું પ્રેમવંતુ છીગર ચીરાઇ ફસાઇ જતું.

"આય વ્હાલાં બેબીઝ-અત્યાર સુધી જે હું સીખી નથી તે મને સીખાડશે-તે મુશ્કેલ સવાલનો જવાબ બી એ મધુરાંઓથીજ હું મેળવી શકશ!" તે ધ્રુજતા હોઠોએ પટપટી.

ડાકટર આવી ગયો હતો. અને ભલાં શીરીનબાઈ અને શેહેરાંની ચાંપતી માવજતથી તે બચ્ચું હવે તદન સાજુ અને સલામત હતું, એમ ખરાં દીલની ખાતરી આપી ગયો હતો.

તે બચ્ચું હવે તદન શાંત ઉંઘમાં પડયું હતું. અને તે ભલી પડોશણની સલાહથી મેહરાંએ તે ન્હાના, વ્હાલા જીવને ઘણીજ સંભાળ અને માયાથી તેનાં ન્હાના પારણામાં પોહોડાડયો. અને તે ન્હાના, પ્યારા, ઉંફાળા આકારથી છુટી થતાં પણ તેની જીંદગી, સઘળું સર્વસ્વ લુંટાઇ ગયું હોય, એટલું ખાલી ને ભયાણક તે બાપડીને લાગ્યું.

"અરે, બળા જાણેરે!" તેણીનાં ચેહેરા ઉપર પ્રગટેલી ભારે નીરાસી ને દુખની લાગણીઓ જોતાં તે સાદાં ભલાં બૈરાં બોલ્યાં. "હું હયાં બેસુંછ; તેટલાં તું જરા અરેટઇ ઉઠ, માય. નહી તો કાંઈ સીક બીક પરી જશે. મરે, તે મારૂં નહિજ માન્યું'ની, જો હવે, આય કેવા સુન્નાં જેવાં કપરાં બધાં રોરઈ, રોરઈને ખરાબ થઇ ગયાં."

પણ તે રૂપવંતી સુંદર છોકરી તો પોતાનાં સુન્ના જેવાં કપરાં કરતાં, કોઈ જુદાજ ને ઘણાં વધારે સુંદર ખ્યાલોમાં મશગુલ થયલી જણાતી હતી.

મીઠુ—અને મીનું આવ્યાં અને સ્કુલમાંથી ઇનામ મેળવી આવેલાં છોકરાંઓની ખુશાલ અને ગડબડી અદાએ પોતે શું શું મજાહ કરી આવ્યા; ને મોટરને થયલાં પંકચરથી કેઇ રીતની વધતી દેરી થવા પામી તે કહેવા માંડયું.

એક સ્વપનો જોતી અદાએ સેહેરાંએ સીરીનબાઈને બાબાને શું શું થયું હતું. હાથ પગ કેમ ખેંચાઇ ગયા, ડૅાકટરનું આવવું, ને સેહેરાંની હદબાહેરની કાળજી અને મેહેનત માટે બોલતાં સાંભળ્યાં. તોપણ તે ત્યાંજ બેસી રહી. તે બે ન્હાના ઉંઘતા આકારો તરફ જોતી-પોતાનાં હરૂદય માંહે ચાલતી પ્યાર અને પૈસા વચ્ચેની લડાઇને કેવી ફતેહમંદીથી જીતી શકી હતી તે માટે દયાલુ કિરતારની અંતકરણથી પ્રાથના કરતી.

મીઠુને તે પાલણાં તરફ વાંકી વળી, એક ફિરેસ્તાની ગંભીરાઇ ને પવિત્રતાથી કીસ કરતી તેને જોઈ. તે ન્હાના બેમુલો આકારને પોતાની છાતીસે ચાંપતાં, સ્વર્ગનું સૂખ ને માહભારત માયા, તે માતાની પ્રેમવંતી આંખોમાં પ્રકાશતી તે જોઇ શકી. આય તેણીનું બેહેસ્ત હતું. એક માતાના પ્યારનું બેહેસ્ત! કે જેવું એક સુખી સ્વર્ગ મેળવવા-તે સોસાયટી બટરફલાય પોતે શું નહી આપે?

"ઓહ, યુ પુઅર ડીયર—તું કેટલી ગભરાઈ ગઈ છે!" મીઠુ તેણીને વ્હાલથી વળગી પડતા બોલી, "તું બીધી કે ડીયર? તોબી તો સીરીનબાઈ કહે છે, કે ઘણો માઇલ્ડ ઍતેક હતો–પણ તું બીહધી હોય તેમાં શું નવાઇ! મારી ગરીબ, ગરીબ સેહેરાં! પણ આજે રાતનાં તું હવે હયાજ રહી જા, ડીયર, હું મમાં પર એક ચીઠ્ઠી લખી મોકલું છું."

"ઓહ, નહિ, નહિ, મીઠુ ડીયર, મને ઘેરેજ જવા દે." તેણીએ કરગરીને માંગી લીધું. "મારા ઘરે જવાથીજ કોઇબી રીતે હું શાંત થઇ શકશ, હું કાલે તુંને મલવા આવશ, વ્હાલી, ને તું કદીબી જાણશે નહિ કે આય વ્હાલ્લાં વ્હાલા એબીએ મને આજે શું સીખાડ્યું છે."

"ઓહ! તારો ડ્રેસ!" હવે તેના કપડાં પર નજર પડતાં મીઠું પોકારી ઉઠી, "ઓહ, સેહેરાં ડીયર-તારી લવલી સાડી!"

"આય સાડી ને બ્લાઉસ કરતાં, કાંઈ એટલું તો કીમતી ને મધુર મે મેળવ્યું છે કે, એની મને કાંઈજ દરકાર નથી." પોતાની સહીને વ્હાલથી કીસ કરતાં તે જવાન છોકરી બોલી, "ગુડ-નાઇટ, ડીયર વન, આપણે કાલે મલશું."

× × +

તે રૂપાલી સ્યામણી સહવારના પ્રકાશિત સુરજના તેજસ્વિ કિરણો ઉંઘતી છોકરીના ચેહરા ઉપર પડયા, કે તે પોતાની નિંદ્રામાંથી બીદાર થઈ, ઝબકી ઉઠી. થોડીક પળ, ગઈ રાતના શું બની ગયું હતું, તે વિચાર કરતી તે ઉભી અને પછી સઘળી વાતનું ભાણુ આવતાં એક ચીસ સમેટ તે દોડી ને પાસેના ઓરડામાં મુકેલા ટૅલીફોન આગલ આવી લાગતાં ઠાકથી હાંફતી ફસડાઇ પડી. "ઓ, કેકી, કેકી! રખે તે જતો રહયો હોય. અરે, ઓ, દયાલુ ખોદા! રખે તે મોડી થઈ હોય!"

"કેકી; કેકી, તું છે કે ડીયર?" એક બુલબુલના જેવા મીઠા ને ખુશાલ અવાજેણે તે પોકારી ઉઠી, "હું તુંને મલવા માગુછ, ડીયર, મારો જવાબ આપવા-મારા સેવટનો જવાબ! કાલનેજ ટાઇમે તું શાહજના મને મલશેની ડીયર?" ને ખુશાલીથી આજેજ બનેલી સેહેરાં પાછી એક વાર બાજુની ખુરશીમા પટકાઈ પડી.

× + ×

તેજ મીઠી મધુર હવામાં, સાંહજની લવલી ટવાઈલાઈટમાં તે બેઉ લવર્સ મળ્યાં. તે જવાન ડૅાકટર-અને સેહેરાં બામજી! પીલાં સેબરનમ અને સફેદ ચકચકીત હોથોર્નની રાતની ખુબસુરતીમાં.

"આખરે તું મને મલી, મારી ડાર્લીંગ, મારી સ્વીટ!" તે વ્હાલી છોકરીને હૈયાસરસી ચાંપી, તે મધુરા ચેહેરા પર કીસીઓ લેતાં તે હેનવંતો લવર બોલ્યો. "હવે તુ મારી પોતાની છે. મારી બ્યુટીફુલ સ્વીટ—હાર્ટ! ને આખી દુન્યાનો

ખઝાનો કે એક શહેનશાહનું તાજ વટીક આપણાં પ્યારની વચ્ચે—કદી કદી બી આવી શકશે નહી!"

"ખચ્ચીત એ ડીયરેહત! મોત સીવાયે હવે કોઇબી ચીજ નહી!" તેવીજ ઉંડી દીલગીરી ને ગંભીરતાથી તેને બાઝી પડતાં—તે મધુરી સ્વીટ હાર્ટ સેહેરાં બામ જીએ પોતાનો ખરો અને છેવટનો જવાબ આપ્યો.

---

તેણી—"મી૦ મકોરી, ખરેખર પેલા આર્ટ એગ્ઝીબીશનમાંના તમારાજ ફકત ચીત્રો હતા કે જે મેં જોયાંતાં"!

મી૦ મકોરી—અરે, નહીરેજી, તમો તો મારી ખુશામદ ક—

તેણી—"અરે નહીરે શું? તમો જાણોછ કે બીજા બધાં પીકચરો આગળ તો લોકોનું બધું ટોળું એકઠું થયું હતું.

× × ×

"તમો કેમ કહી શકોછ કે તમારો ધણી પારટીમાંથી જ્યારે ઘેર આવ્યો ત્યારે છાકટો બનેલો હતો."

"તે પાઘડીને બદલે ફોનોગ્રાફનું ભુંગળું માથા પર પહેરી આવ્યો હતો."

સમન.

---

# ભારતમાતા અને તેના કવિઓ.



(લાવણી.)

કોણ કટાક્ષવચન કવિને અહિં આજ કહે છે એવાં?
ભારતના કવિ સુઆ નથી, હા! આંખ ઝરે છે નેવાં;
ભડકા ભડભડે હો!—(ધ્રુવ)

તનતમ્બૂરતણા તારો તો રહે સદા ઝઝણાતા,
પણ અંગુલિએ બાધ્યા પાટા, હાથ રહ્યા પછડાતાઃ
ભડકા ભડભડે હો! ૧

હોત ન વાણી કંઠ રુંધાતી, સુખતર હોત ઘડી, તો;
ગગનપાર ફેંકી જ ગજવતા ગાત માતના ગીતો!
ભડકા ભડભડે હો! ૨

જુઆળ જેવી દિનદિન ભરભર આવે ભરતી ઉરમા,
પર્વત જેવા તરંગ ઉછળી ત્યાં જ શમે અંકુરમા'
ભડકા ભડભડે હો! ૩

હા! અમ ભારતખાત! હજી શું ડરે જુગોજુગ પડવુ?
તુજ તે હીનદશા સ્મરતા શું ગુપ્તપણે રહ્યુ રડવું?
ભડકા ભડભડે હો? ૪

તુજને વ્હાતા ફિતુર ગણાવું, તુજને વ્હાતા પાપી?
કાપી જીભ ગળે ખુંચવવી દુર્ગત જતી ન માપી.
ભડકા ભડભડે હો? ૫

હાય, હતું ભારતના કવિનું જીવન એવું ખારૂં?
માતૃગાન સાટે મૃત્યુ જ કે જીવનભર અંધારૂં?
ભડકા ભડભડે હો! ૬

ભડકે બોળ્યા શબ્દ ઝળઝળતા ખુંચતા કંઠે કારી,
રસ ના વીર વહાવી શકે એ રસના જળો અમારી!
ભડકા ભડભડે ! ૭

બ્રીટનબન્ધુ બધાને, તો, આ તેડે રણ નિજ સંગે,
ભારત કાજે વીર નવલ રસ રેડે અંગે અંગેઃ
ભડકા ભડભડે હો ! ૮

એ રસમાં બ્રીટનની સાથે ભેળાવું–રેલાવુંઃ
ભારતજશ જગમાં ફેલાવી પરમવિજયપદ ગાવુંઃ
ભડકા ભડભડે હો ! ૯

ભારતમાત ! હવે જો ઉર આ વીરરસે ઉભરાતું,
અમ રસનાના નવચમકારા જગત ભરી રેલાતું !
ભડકા ભડભડે હો ! ૧૦

તૂટો કવિ–ઉર ધૂનભર્યાં કે આ તમ્બુર જ ફુટો !
તુંહિં–તુંહિં–તુંહિં–તુંહિં ભારતમાતા, એ જ એક સુર ઉઠો !
ભડકા ભડભડે હો ! ૧૧

અરદેશર ફરામજી ખબરદાર.

---

નાજાં—"મહેરાં, મેં સાંભલ્યુંછ કે પેલી શીરીન પોતાના ધણીથી છુટી પડીછ."
મહેરાં—"હા"
નાજાં—"ગરીબ બીચારી ! જરા ત્યારે મને બધુ બરાબર કહેની. તેણીએ શું કીધું !"
મહેરાં—"કંઇજ નહી. તેણાનો ધણી બીચારો ગુજરી ગયો."

× * × *

"તમારા ધણીને બધું વાંચવાનું કયે વખતે મલે છે ?"
"ધણું ખરૂ જ્યારે મને તેને કાંઇ અગત્યની ચીજ કહેવાની હોયછ ત્યારે."

* * *

પેસી–"પેલા તારા ૫૦૦) રૂપીઆ રેસમાં ખોહવા માટે તુંને ધણું લાગેછ કે ?"
હોમી–"નહીં. પણ મારી હાયની ધરતીને ધણુંજ લાગેછ. તે પૈસા તો તેણીના હતા."

+ × × ×

"હમે બૈરાંઓ માટીડાઓ કરતાં વધારે દુઃખ સહન કર્યેછ !"
"એ વળી તમુને કોણે કહ્યું–ડાકટરે કે ?"
"નહી—મોચીએ !"

સમન.

# પ્રજાકીય કેળવણી.

લખનાર—'એક અભ્યાસી.'

(૩)

આ દેશની સંસ્કૃતિ પશ્ચિમની સંસ્કૃતિથી શ્રેષ્ઠ છે એવું ભાન થતાંજ આપણામાંના કેટલાકો મગજનું સમતોલપણુ ગુમાવી બેઠા અને આ દુનિયામાં જે કંઇ સુંદર તત્વો છે તે બધા આપણા બાપદાદાએજ શોધેલા છે એવી વિચિત્ર વાતો કરવા લાગ્યા આપણા પાશ્ચાત્ય ટીકાકારોને જવાબ આપવાની ધુનમા ને ધુનમાં આપણે પશ્ચિમના રીત રિવાજોની ધુળ કાઢી નાખવા માંડી. પરિણામે શાબ્દોની મારામારી વધી અને સર વીલીઅમ આર્ચરે હિંદુસ્થાનને "સાવ જંગલી" કહેવાની શેખી કરી.*

સ્વભાવિક રીતે આપણે અંગ્રેજ ટીકાકારો તરફ શકની નજરે જોઇએ છીએ. તેઓનો હેતુ ઘણે ભાગે આપણાં મનમાં એવા ભાવ ઉત્પન્ન કરવાનો હોય છે કે આપણે તેમની સાથે સમાન હક અને સ્વતન્ત્રતા ભોગવવાને લાયક નથી નાજવાનોને આવા ઉપદેશની ઝેરી અસરથી બચાવી લેવાની એકેએક શિક્ષક, માબાપ અને દેશ ભકતની આર્દ્ય ફરજ છે એક દેશ પર સતા ચનાવતી અથવા ચલાવવા માગતી પરદેશી પ્રજા દેશીઓને એવીજ સનાહ આપે છે કે જેથી દેશીઓ પોતેજ પોતાને પરદેશીઓથી હલકા માને! જર્મનીએ રૂશીઆ પર લાંબા વખતથી એવીજ અસર કરવા માંડી હતી પ્રોફેસર રૅાસ Russia in Upheavel મા લખે છે કે:

"અમે (અમેરિકનો) જોઇ શકીએ છીએ કે તેઓ (રશીઅનો)ના કેટલાક ગુણો સહકારી અને પ્રજાસતાક સામાજિક વ્યવસ્થા માટે અમારા કરતા વધુ સારા છે. પણ એ બાબે રશીઆના જર્મન અને અમેરિકન પ્રેક્ષકોના મતમાં આસમાન જમીનનો ફેર છે કોરવૅન્ડના જમીનદારોથી માંડીને વોલગાનદીના કીનારા પરના લ્યુથેરીઅન પાદરીઓ સુધીના સઘળા કેળવાયલા જર્મનોએ એવોજ મત પોકાર્યો છે કે રશીઅનો સુધારાના બહુ હલકા તબક્કા પર છે, તેઓના મનનુ વલણ અરાજક (anarchic) છે, તેમને તાબે રાખવા માટે લોખંડી સતાની જરૂર છે અને પશ્ચિમ યુરોપના વતનીઓ જેવી દ્રઢતા, સદ્દગુણ અને આત્મ નિર્ણય (self-determination) ની શકિત મેળવતા તેમને ઘણોજ વખત જોઇશે. સામાન્ય રીતે "બેથી ત્રણ સદી' સુધી તેમણે ગુલામગીરીમા રહેવાની જરૂર જણાવવામા આવે છે આથી ઉલટું-અમેરિકન મત એવો છે કે તેઓ પછાત હોવાનાં કારણ એકાંતવાસ, આપખુદી, ગુલામગીરી, અજ્ઞાનતા અને કોમી પધ્ધતિ છે અમેરિકનો કહે છે કે રશીઆને ઉન્નત થતાં બહુ બહુ તો ૫૦-૬૦ વર્ષ થશે!

---

* See India & the future.

ફ્રેંચ અને અમેરિકન સમાજ શાસ્ત્રીઓ (sociologists) કહે છે કે રશીઆને શાંત પ્રજાસતાક રાજ્યની ખીલવણી કરવાની તક આપવામાં આવે અને સ્વતંત્ર સંસ્થાઓ, નિશાળો અને લાયબ્રેરીઓ મોટી સંખ્યામાં ખોલવામાં આવે તો તેમની બીજી પેઢી દુનિયાના ઉંચામાં ઉંચા સુધારાની ટોંચે પહોંચી જાય. ત્યારે જરમની એ સ્થિતિ આવતાં સદીઓ જશે એમ શા માટે કહે છે?

રશીઆ જમનીનું ખેતર છે. જર્મની રશીઆના આમ વર્ગના ઉદ્ધારની વિરૂદ્ધ છે કેમકે તે રશીઆમાં જર્મન વેપારીઓ, કારીગરો, મેનેજરો અને એન્જીઅરો માટે વિશાળ ક્ષેત્ર રાખવા માગે છે. જર્મન સામાન અને જર્મન મૂડી પણ તે રશીઆમાં રોકવા માગે છે! રશીઆ હમેશાં પછાત રહે તેમાં જર્મનીનો મોટો લાભ સમાયલો છે. ટુંકમાં જર્મન પત્રકારો અને પ્રોફેસરો "kultur" ને નામે જે વાતો કરે છે તે એક જાતની ખાસ ઝેરી ગેસ છે."

જે પ્રજાને તેના પોતાના નેતાઓ અને પરદેશીઓ વખત કવખતે હલકી ગણતા હોય તે કદિ સ્વમાન અને આત્મ વિશ્વાસ ખીલવી શકતી નથી. જે પ્રજામાં આ બે ગુણો ન હોય તેનો જરૂર નાશ થાય છે. આથી આપણી સંસ્થાઓ અથવા આપણા રીતરિવાજોને ગમે તે રીતે પરદેશીઓ વખોડી કાઢે તેથી થતી ખૂરી અસરથી આપણે આપણી તરૂણ પ્રજાને મુક્ત રાખવી જોઇએ. આપણા ટીકાકારો આપણને ઘણાજ પછાત પડેલા કહે છે. વખત કવખતે તેઓ હિંદમાંની જુદી જુદી જાતો, ધર્મો અને ભાષાઓની વાતો કરીને કહે છે કે આપણે સ્વતંત્રતા માટે એટલા બધા નાલાયક છીએ કે કદાચ કોઇ સારે દહાડે આપણે સ્વરાજ્ય મેળવવાના હોઇએ તો પણ આપણે તે દિશાએ ધીમે–બહુજ ધીમે આગળ વધવું જોઇએ. આ કુચ એટલી બધી ધીમી હોવી જોઇએ કે હિંદને સ્વરાજ મેળવતાં કદાચ સદીઓ વહી જાય! આજ સાહેબોએ હિંદને ૧૫૦ વર્ષથી મફત અને ફરજીઆત પ્રાથમિક કેળવણી આપવાની ના પાડી છે–આજ સાહેબો આપણાં બાળકોને હુન્નર ઉદ્યોગની તાલીમ આપતા નથી. તેઓજ પ્રજાના સંસારી રિવાજોમાં માથું ન મારવાની રાજનીતિને બહાને કોમી ભેદો જાળવી રાખે છે ને તેથીજ આપણે માથે હજુ આપખુદ રાજસતા લટકી રહી છે. પરદેશી ટીકાકારોની વાત માની લઇ આપણા નૌજવાનો પોતાને હલકા ન માની બેસે તે માટે તેમને આપણા પ્રતાપી ભુત કાળથી વાકેફ કરવાની આપણી ખાસ ફરજ છે. પણ ભુત કાળની પ્રશંસામાં પણ એક ભય રહેલો છે. ભુતકાળની વાતો કરનારાં ભુતકાળ તરફજ જોવાને ટેવાઇ જાય છે ને તેથી આર્યોના જમાના પછી દુનિયાએ કરેલી પ્રગતિ તેઓ ભૂલી જાય છે.

આ જમાનાના સિદ્ધાંતો ને હિંદના જુના શાસ્ત્રો અને રૂષીમુનીઓના લેખો મંજુર કરે તોજ માનવા, એમ જો હિંદ નકી કરશે તો તે ફના થઇ જશે. આધુનિક સુધારાને ટેકો આપનારી વાત જુના શાસ્ત્રોમાંથી શોધવી સારી વાત છે પણ જુનાં શાસ્ત્રો મંજુર કરે તોજ નવી વાત સ્વીકારવી એ વલણું તદન પાછળ હટાવનારૂં છે. આપણા મન ખુલ્લાં ન હોય ત્યાં સુધી કોઇ જાતની પ્રગતી થઇ શકે તેમ નથી. જગતની શરૂઆતમાં બધી જાતના સત્યો આપણા રૂષી મુનીઓને ખુદાએ બતાવી દીધા હતા અને હવે કંઇ નવું શોધવા જેવું રહયુંજ નથી. એવા મુર્ખાઇભર્યા વહેમો આપણે તજીજ દેવા પડશે. ધર્મ, સમાજ, રાજતંત્ર, અર્થશાસ્ત્ર,

કલા અને સાયંસમા આપણા પૂર્વજો છેક છેલ્લી ટોચે પુગી ગયા હતા એમ માની લેવાની મુર્ખાઇ કરનાર કદિ પણ આગળ વધી શકનાર નથી. આપણે હાલમાં નવીજ દુનિયામાંજ વસીએ છીએ. આપણા બાપદાદાની દુનિયા કરતાં આ દુનિયા નંદન જુદીજ જાતની છે. કેટલીક બાબતમાં આપણે ઘણા આગળ વધ્યા છીએ—કેટલીક બાબતમાં આપણા પૂર્વજો ઘણા આગળ વધ્યા હતા. આપણા ભુતકાળ કરતા પણ વધારે પ્રતાપી ભવિષ્યકાળ લાવવા માટે, વર્તમાન કાળમાં મગજનું સમતોલપણું જાળવી આપણે જેવાં પગલાં લઇશું તેનાં પર આપણા ભવિષ્યનો આધાર રહેશે. હાલના સંજોગોમાં આપણા-દુસ્મનો આપણને મનાવી શકે તેમ નથી કે આપણી જાતિ કોઇ જાતિ કરતાં ઉતરતી છે. પણ આપણે સઉથી શ્રેષ્ઠ હતા એવા ગુમાનમા મરી ન જઇએ તેનો પણ સાથે ખાસ ખ્યાલ રાખવાનો છે. ડૉકટર એની બેઝંટ કહે છે તેમ, એવા ભયથી મુકત રહેવા માટે આપણી પ્રજાકીય કેળવણીનું વાતાવરણ "મગરૂર અને પ્રતાપી દેશાભિમાન"થી ભરપૂર હોવું જોઇએ અને એ વાતાવરણને હિંદી સાહિત્ય, હિંદી ઇતિહાસ વિગેરેના અભ્યાસથી મધુર, નવીન અને વ્યાપક રાખવું જોઇએ. એ હેતુ કોઇપણ જાતના નુકસાનકારક તત્વો ઉપજાવ્યા વિના શી રીતે બર લાવવો તે આપણે હવે પછી જોઇશું.

(અપૂર્ણ.)

# સુબોધિક ઉદ્દગારો.

નવરંગ માટે ખાસ રચનાર—કવિ આદીલ.

માર્મિક ભુજંગી છંદ.

સાજ સતનો સજો—ભાવે ભુધર ભજો—તાલ તુન્દી તજો—નર ને નારો.
આળશુ એદીઓ—ક્રોધના કેદીઓ—છત્રના છેદીઓ—ધૈર્ય ધારો.

પાપે પાપિષ્ઠ તમ—ગર્વે ગર્વિષ્ઠ તમ—મોહ મુકો મિષ્ટ તમ—પાપી પ્રાંણી.
મારૂ મારૂ મૂકો—ચર્ચા ચર્વિત ચુકો—સંશયે ના સૂકો—ઉર આંણી.

ક્રોધ અને કામથી—જારીના જામથી—નઠોરના નામથી—ભાઇ ભાગો.
મોહ મદમાં મરી—ફંદ ફિતુરે ફરી—કર્મ કુ કાં કરી—મોત માગો ?

દિનનિશ દેવની—સ્તુતી સત સેવની—ભદ્રના ભેવની—કળ કળાશે.
ભક્તિનું ભર ભરત—મળશે મુક્તિ મહલ—તરશે તુજ તર તરત—પંથ પાશે.

કંટકો કોઇને—પાંસળે પોઇને—જાણીને જોઇને—કાંય કોપે.
અવનિમાં આદીલે—દંશ દેખ્યો દીલે—ખેરખાહો ખીલે—અક્ષ ઓપે.

---

# સરજત !

——:o——

લખનાર—'સમન.'

——:o:——

રવેનોત જે એકજ બેંકમાં આજ ૧૦ વરસ થયા બીલ કલેકતરની નોકરી બજાવતો હતો તે એક નમુનેદાર નોકર હતો. તેનું તે કામ મનપસંદ હતુ. અને કદી બી તેને ઠપકો આપવામાં આવ્યો હતો નહી. કદી બી તેની ખામી કે ભુલ શોધી કઢવામા આવી હતી નહી.

તે એકમાર્ગી હતો દોસ્તોમા કે ઓલખીતા પીછાણુતાઓમાં તે કદી ભેળાતે નહી, અને એ રીતે તે સુખી જણાતો.

જે જગ્યામાં તે રહેતો હતો તે જગ્યાના લોકો તેને એક ભલા શખશ તરીકે ધારતા હતા. તે જે બી કાઇ શીખામણ તે લોકને આપતો તે તેઓ કબુલ કરતા હતા.

બીલના પૈસા ભેગા કરીયા પછી એક સાંજે તે ઘરે પાછો ફર્યો નહી. જેઓ તેને પીછાણુતા હતા તેઓને તેના અપ્રમાણીકપણાનો ખ્યાલ વટીક થયો નહી. બનવા જોગ છે કે કોઇ બી ગુનાહ બનવા પામ્યો હતો. પોલીસે દીવસ દરમ્યાન તેને લગતી બાતમી મેલવી હતી. તેને વખત સર પોતાના બીલો હાજર કીધા હતા, અને તેને પોતાની છેલ્લી રકમ આસરે સાત વાગે મોનત્રુજ ગેત આગળથી એકઠી કીધી હતી, કે જે વખતે તેના કબજામા ૨૦ લાખ કરતા વધુ ફ્રાંક હતા. બસ એટલીજ બાતમી પોલીસે મેળવી હતી. તેઓએ કીલ્લા નજદીકની એકાંત જગ્યાની તપાસ કીધી, પણ સઘળું ફોકટ ત્યાર પછી પોલીસે દરેક મઠકે અને દીશાએ તેલીગ્રાફ મોકલ્યા મગર બેંકના ડીરેકટરોને, તેમજ પોલીસને એવો શક ગયો કે તેને કેદ અટકાવવામાં આવ્યો છે, અથવા તો લુંટીને નદી કે દર્યામા ફેંકી દેવામાં આવ્યો છે.

પેરીસમા ફક્ત એકજ શખશે પેપરોમાં પ્રગટ થયલી આય ખબર વાચીને પોતાના ખભાં ઉચક્યાં; તે શખશ કોઇજ નહી પણ પેલો રવેનોત હતો.

જે વખતે પોલીસ તેની પુઠે ન હતી તે વખતે તે સેન નદીને કાંઠે આવી પહોચ્યો. ત્યાં આવી લાગતા તેને એક પુલના મહેરાબ હેઠળ તેને એક રાત આગળજ ત્યાં છુપાવી રાખેલા એક મવાલીના જેવા કપડાં બદલ્યા, પોતાના ગજવામા પેલી ૨૦] લાખ ફ્રાંકની રકમ ઠેસવી અને પોતાના દીલમાના કાઢી નાંખેલા કપડાનું બદન બનાવીને અને તેની સાથે એક પથરો ધીને તેને નદીમા હોમાવી દીધુ. પછી તે ત્યાથી બેધડક પેરીસ પાછો ફર્યો હતો. તને ત્યાંના એક હોટલમાં રાત ગુજારી, અને મજેહથી ઉંઘાયો. થોડાક કલાકમાં તે એક પુરેપુરે

જ્યારે દીવસ ઉગ્યો ત્યારે તેને પેલા ૨૦} લાખ ફ્રાંક એક એનવેલપમાં મુકયા, પાંચ સીલથી તેને સીલ માર્યું; અને પછી એક શોયર આગળ ગયો.

"સાહેબ." તે બોલ્યો, "તમારી આગળ આવવાનું મારૂં આય કારણ છે. આય એનવેલપની અંદર થોડીક જામીનગીરીઓ છે;—કાગજો છે કે જે હું સહી સલામત તમારા કબજામાં છોડી જવા માંગુંછ. હું લાંબી મુસાફરીએ જાઉંછ, અને પાછો કયારે ફરશ તે હું જાણતો નથી. હું આય પેકેટ તમારા કબજામા રાખી જવા માંગુંછ. હું ધારૂંછ કે તેમ કરવા માટે તમુને કાંઇ વાંધો તો નથી ?"

"નહી, સાહેબ, જરા બી નહી. હું તમુને એ બદલ એક રસીદ આપશ."

તેણે કબુલ કીધું, પછી વિચારના વમલમાં વિટાયો. એક રસીદ ? પણ તે રસીદ તે કયાં મુકશે ? કોણને તે સોંપશે ? જો તે રસીદ તે પોતાની પાસે રાખી મુકશે તો પછી તે ખચ્ચીત પોતાની અનામત મુકેલી રકમ ગુમાવી બેસશે. આય ગુંચવાડાની ખબર તેને આગળથી નહી પડેલી હોવાથી તે જરાવાર થોભ્યો પછી તે સહેલાઇથી બોલ્યો.

"હું આય અવનીમાં એકલો છું, માન બાઇ બી સગાં સનેહીઓ કે દોસ્તો નથી. હું જે મુસાફરી કરવાની ધારણા રાખુંછ તે મુસાફરી ધાસ્તી વગરની નથી. મારી મુસાફરીમાં મને તમારી આય રસીદ ખોઇ દેવાનો સંભવ જણાય છે. તમો હું કહુંછ તેમ નહી કરો ? તમો આય મારૂં પેકેટ તમારા દસ્તાવેજો વચ્ચે સલામત નહીં મુકો ? જ્યારે હું પાછો ફરશ ત્યારે મારે ફકત તમુનેઅથવા તમારી જગ્યાએ હવે પછી આવનારને મારૂં નામ કહેવું પડશે ?"

"પણ હું જો તેમ કરૂં—"

"રસીદ પર એવું લખી જણાવો કે ફકત આયજ રીતે દાવો કરી શકાશે."

"કબુલ કીધું ! તમારૂં નામ શું ?"

તેને ઝડપથી જવાબ આપ્યો.

"ડુવેરજર, હેનરી ડુવેરજર."

જ્યારે તે તેની ઓફીસેથી બહાર પડી તે રસ્તે પડયો ત્યારે તેને છુટકારાનો એક નીશ્વાસ ફેંકયો. તેના પ્રોગ્રામનો પહેલો ભાગ પુરો થયો હતો. હવે પોલીસને જોઇએ તો તેને પકડીને બેડી ઘાલી શકશે; તેઓ તેની ચોરીનો મુદ્દો કયાંથી મેળવી શકનાર છે.

તેને હવે શું પાટીયા ગોઠવવાં તેનો વિચાર તે શાંતથી કરવા લાગ્યો, પોતાની સજાની મુદત પુરી થયા પછી તે પોતાની અનામત મુકેલી રકમનો દાવો કરશે, કોઇ બી તેની તે રકમને માટે પોતાના હકને માટે તકરાર કરવાને શકતીવાન થશે નહી. તેને ચાર અથવા પાંચ વરસ જેલની હવા ખાવી પડશે, પણ પછીથી તે એક માલેતોજાર શખશ તરીકે ગણાશે. ઘરે ઘરે અને ઓફીસે ઓફીસે ફેરા ખાઇને બીલના નાણા ઉઘરાવવાના કરતાં આય જેલની હવા ખાવવાનું વધારે પસંદકારક હતું. ત્યાર પછી તે દેશમાં જઇને રહેશે. ત્યાં તે દરેકની નજરમાં ડુવેરજર સાહેબ તરીકે ગણાશે. તે આરામ અને સુખમાં રહીને મજાનો રાતો માતો બનશે.

તે એક કલાક સુધી વિચારના ધમલમાં વિટલાયો, પણ તેને પેલા લોયરને જે નામ આપ્યું હતું તેની તો તેની યાદ થઇ નહી. તેને તે નામ યાદ કરવાને માટે ઘણાંએી ફાંફાં માર્યાં, પણ ફોકત તે નામ તેની આંખ્યો સામે અને તેની આસપાસ આવી ઉડ્યું હતું. તેને અક્ષરોને તેની આંખ્યો સામે કુદતા અને અલોપ થતાં જોયાં. દરેક સેકંડે તેને એવું લાગતું હતું કે તેને તે નામ યાદ કીધું હતું, તે તેની આંખ્યો સામે હતું, તેના હોઠો પર રમી રહયું હતું. નહી! પહેલા તો તેને આમ કરવાથી ઘણોજ કંટાળો લાગ્યો. તેના દીલમાનું દોડતું લોહી થંભ થઇ ગયું. તેના મસલો સંકોચાઇ ગયાં. તેના હાથો વળ ખાવા લાગ્યા. તેને પોતાના સુકકા હોઠો કરડયા, અને તે ઓય રડી પડતો હોય એમ જણાતો હતો. તેને જમીન પર પોતાનો પગ થોકયો, ઉઠયો, અને મોટે સાદે બોલ્યો.

"જીવને ફીકર ચીંતામાં રાખવાની શું જરૂર છે? એમ કરવાથી તો બુરૂં થાય છે. તો હું તે વિશે તો વિચાર કરવાનું થોડો વખત મોકુફ કરશ તો પછી પોતાની મેરે મને તે યાદ આવશે."

તેને ઘણુંએી કીધુ પણ કેમે કરીને તેનું મન મોકળુ થયું નહી. તેને રાહદારીઓના ચહેરા પર નજર ફેંકી, દુકાનની બારી આગળ ડોકયું કીધું, મહોલ્લામાં થતો શોરબકોર સાંભલ્યો, જ્યારે તે મહોલ્લામાં થતો શોરબકોર સાંભલતો હતો ત્યારે ફકત એકજ નામ તેને ભખી ખાતું હતું.

"મીસ્તર—મીસ્તર?"

રાત પડી. મહોલ્લાઓ ઉજડ બન્યા. તે થાકેલો પાકેલો તે એક હોટલમાં ગયો, એક ઓરડો માંગ્યો, અને લાંબા ટાંટીયા કરીને બીછાણામાં પડયો. કલાકો સુધી તેને પોતાનું ભેજુ બધું ઘચડી ખચડી નાખ્યું. સહવાર પડતાં તે નીંદ્રાને વશ થયો. જ્યારે તે ઉઠયો ત્યારે સુર્ય પુર બહારમા પ્રકાશતો હતો. તે ફરાગતથી પોતાનું મગજ થંડુ રાખીને પાછો લાગો થયો. પણ એક ચમકારામાં વળી પાછું તેને કાંઇ વાહરૂં થઇ આવ્યુ "મીસ્તર? મીસ્તર?"

તે ત્યાર પછી ઉઠયો, બહાર ગયો, અને કલાકો સુધી તે ચાલીને પેલા લોયરની ઓફીસ આગળ આવી લાગ્યો અને ત્યા બહાર ડમકયા કીધો. બીજી વખતે રાત પડી. તેને પોતાનું માથું પોતાના હાથોમાં પકડયુ. અને ડચકાંપર ડચકાં ખાવા લાગો.

"હું દીવાનો થઇ જવશ."

એક ભયકાર વિચારે હવે તેના મગજમાં ઘર કીધું. તેની પાસે ૨૦ લાખ ફ્રાંકની નોટો હતી. ૨૦ લાખ ફ્રાંક જે તેને અપ્રમાણીકપણાથી મેલવ્યા હતા, અલબત, તે ૨૦ લાખ ફ્રાંક તેના હતા, મગર તે તેના કબજાથી દુર હતા. તેને ખાતર તે પાંચ વરસ સુધી જેલની હવ ઘોરી આવ્યો હતો, અને હવે તે તેને હાથ લગાવી શકતો ન હતો. તે નોટો તેની વાર જોતી પડી હતી, મગર ફકત એકજ શબ્દ—કે જે તે યાદ કરી શકતો નહતો—તે પેલી નોટો અને તેની વચ્ચે નડતર નાંખતો હતો તેને પોતાની મુઠીઓ વાળી અને ધમાધમ પોતાના માથામાં લગાવી, એમ કરતાં તે લગભગ બેભાન જેવો થઇ ગયો. તેને એક છાકટા માણસ માફક

બતીના થાંભલા સાથે ઠોકર ખાધી, અને લગભગ પોતાની શુધબુધ ખોઈ દીધી. તેને હવે ખાત્રી થઈ કે તે તે શબ્દ કદીએ યાદ કરી શકશે નહીં. તે ગાડાની માફક મોટે મોટે ખીખો કરીને હસવા લાગ્યો, અને રસ્તેના લોકો જ્યારે તે તેઓ આગળથી પસાર થયો ત્યારે તેઓ તેની તરફ આંગળી બતાવતા હોય એમ જણાયા. તે ચાલતો હતો તે હવે દોડવા લાગ્યો, અને દોડતા જતાં તેને એક શહેરીને નીચે તોડી પાડયો. તે ઘોડાગાડી કે મોટરની ફીકર કે ધાસ્તી રાખ્યા વગર યાહોમ દોડવા લાગ્યો, તેને દોડતા દોડતા એવું ઇચ્છયુ કે તે કોઇ મોટાર તળે આવી જાય તો બહેતર થાય, કે જેથી કરીને તેની જીંદગીનો નીકાલ થઇ જાય.

"મીસ્તર ? મીસ્તર ?"

તેના પગો આગળ મીન નદી વહેતી હતી, અને તેજસ્વી સીતારાઓનો પડછાયો તેમા પડતો હતો. તે પાછો ડચકા ખાવા લાગ્યો.

"મીસ્તર—? ઓહ. પેલું નામ ! પેલુ નામ !

તે તે નદીના કીનારેના પગથીયા ઉતરીને નીચે આવ્યો, અને પોતાના પગ અને મોઢાને ઠંડા કરવા માટે તેને તે નદીમા જીપનાવ્યુ, તે હાંફતો હતો, પાણી તેને ખેંચી જવા લાગ્યા. તેની ગરમ આંખ્યો—તેના કાનો—તેનું આખું બદન, તે તે પાણીમા અછાડપછાડ કરવા લાગ્યો. તે ઘડીકમાં ઉપર આવતો તો ઘડીકમાં પાછો નીચે જતો તે એકાએક એક મજબુત કોશેશ સાથે પાણીની ઉપર આવીને મોટેથી બરાડ મારવા લાગ્યો.

"મને હવે તે યાદ આવ્યું છ !—મદદ ! ફુવેરજર ! ફુવે—"

બસ ખલાસ. ઉપલી બુમ સાથે તે કમનસીબ શખશ ધીમે ધીમે પાણીમાં બેસવા લાગ્યો, અને થોડી મીનીટ પછી તેની ટળેગીએ જઇ બેઠો.

———:o———

આદરજી ધાસથેત એક જાહેર હોલની અંદર ભાશણ આપતા હતા તેવણુંને સાંભળનારા ઘણાજ થોડાક જણ હોવાથી તેવણે અરધા કલાકમા ભાશણ ખતમ કરી નાખવાનો ઠરાવ કીધો. ખતમ કરવા આગમજ તેવણ બોલ્યા

"બાનુઓ અને સહરયો ! મને ધાસ્તી લાગેછ કે હું તમારો વખત લેઉંછ, અને તેથી—"

ઉપરની ગેલેરીપરથી એક અવાજ આવ્યો.

"કંઇ નહી, કંઇ નહી, તમારૂ ભાશણ આગલ ચલાવો હજુર બહાર વરસાદ ઘણો પડેછ."

* * *

"જો તમો એક પુરશને એક ચીજ કહેશો તો તે એક કાને સાંભળીને બીજે કાને કાઢી નાખશે."

"અને જો તમો એક ઓરતને એક ચીજ કહેશો તો તે બને કાને સાંભળીને પોતાના મોઢા વાટે બહાર કાઢશે"

સમન.

આ "નવરંગ માસિક બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" મા તેના માલેક અને અધીપતી અરદેશર ખરશેદજી દેશાઇએ

# નવરંગ

પુસ્તક ૮ મું. જુલાઈ, ૧૯૨૩. અંક ૧૧ મો.

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪.          છુટક નકલ ૮ આના.
"     "     પ્રદેશમાં     રૂ. ૫.

૮ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'દલજંગ દલેર'ની વારતાનું પુસ્તક ભેટ.

---

પુસ્તક ૮ મું.          જુલાઈ, ૧૯૨૩.          અંક ૧૧ મો.

---

### અનુક્રમણિકા.



———:*:———

# નવરંગ.

પુસ્તક ૮ મું.　　　જુલાઇ, ૧૯૨૩.　　　અંક ૧૨ મો.

# મોતનો હાથ!

## પ્રકરણ ૧૪.

—:૦:—

ફ્રાંસીન રેડક્લીફ બિછાને ગયો ત્યારે તેના ખ્યાલો બધા આનંદી અને સ્વર્ગીય ખુશહાલીમાંજ સલ્લીન હતા. તે સાંઝ તેણે પોતાની આખી જીંદગીમાં સર્વથી સરસ ને ખુશનુમાં ગુજારી હતી; અને તે અજનવા આનંદ ઉપર ખુશહાલીનું જાસ્તી સમર્ણ કરવા તેણે બિછાના ઉપર જાગતા પડી રહેવાનો ઠરાવ કર્યો હતો, અને ભવિષ્ય માટે તેવાજ સુખના ને આનંદના પ્લાનો ઘડવાનો તેનો મનસુબો હતો.

પરંતુ તેમ કરવા બદલ તે તુરતજ નિદ્રાધીન થઇ ગયો; બારીઓ ઉપરનો પડદો ચઢાવતાં પણ તે સાવ ભુલી ગયો, અને તે સઘળો વખત તે માંહેથી બાહેરની ઠંડી હવા અંદર પાતોફલ તેના શરીર ઉપરજ ધસી આવતી રહી. તે રાત પણ તેટલીજ ખુશનુમાં હતી. ચંદ્રમા પોતાનો શાંત શીતલ પ્રકાશ કાંઇ પણ ખાંમી વગર ત્યાંની સુંદર સૃષ્ટિ ઉપર પાથરી રહયો હતો.

તે જયારે જાગ્યો ત્યારે ચાંદરણું બીલકુલ નહોતું, અને તેના ચેહેરા ઉપર ઉઘાડી બારી વાટેથી અંદર ધસી આવતી હવા ઘણી તિક્ષ્ણ હદ સુધીની સર્દ હતી. તેણે પોતાની ક્રોર મરડી, અને તે વધતો સજાગૃત થતાં તેણે બાહર આકાશમા રાતો પ્રકાશ છવાઇ રહેલો જોયો. એક ફુદકા સમેત તે બિછાનામાંથી બાહર આવ્યો. તેને લાગ્યું કે કેડે નજદીકમાંજ આગ લાગી હતી. તેણે કાનો ઉભા કરી સમજ્યું. નજદીકમાં લાકડાં બળવાના કડકડાતનો આવાજ તેણે હવે પ્રત્યક્ષ સમજ્યો. નજર ફેંકવતાં હવા પણ તેણે ધુમાડાથીજ ભરેલી જણાઇ અને તેમાં ઝાડોના લીલા પાંદડાંઓ કે તરકારીઓ બળવાનો નાપસંદ સોડમ આવ્યો.

તે બીજીજ મીનીટે પોતાના રૂમમાંથી બાહર નીકળ્યો. તે મહેલમાં તો તમામ શાંતી પસરી રહેલી હતી. દીસ્તુંજ હતું કે આગની વાત કોઇ જાણવા પામ્યું નહોતું.

તે પાછો પોતાના ઓરડામાં ગયો અને ત્યાં તેની ડ્રેસીંગ ટેબલ ઉપરની બળતી મીનબતી ઉઠાવી તે બાહર આવ્યો અને નીચે મહેલ બાહર ગયો.

હવા બધી ધુમાડાથી ભરેલી હતી, અને લાકડાં બળવાનો સોડમ પુષ્કળ ફેલાઇ રહયો હતો. તે બળતાંની રજાગે જરા જર વારે ભભુકા મારી ગગન તરફ ઉછળી રહેલી જોઇ તે તરફ તે દોડયો. તેને લાગ્યું કે આગનું જોર કમતી થતું જતું હતું.

આજુબાજુ અંધકાર ફેલાઇ રહયો હતો, અને શાંતી પણ તેટલીજ ત્યાં છવાયલી જોવાતી હતી. ચંદ્રમા અસ્ત થવાની અણી ઉપર હતો, એટલે અંધકાર કાંઇક વિશેષ ને વિશેષ પોતાનું સામ્રાજ્ય ફેલાવતો જતો હતો.

તે આગ લાગી હતી તે જગ્યા નજદીક હવે આવી પોંહોંચ્યો. હવા ત્યાં ધુમાડાથી તમામ ભરેલી હતી. તેની આંખો તે ધુમાડાના બાવસથી દુ:ખી આવી, તેનું ગળું તણુઇ ગયું. હવે બળતાંનો અસહ્ય તાપ તેને આગળ વધતો અટકાવતો હતો. તેણે જોયું કે થોડાક કલાક અગાઉનું ઝેબાનું તમામ શાંત, અંધાર, ગલીચ ઝુપડું તમામ બળીને ખાખરાખ થઇ ગયું હતુ. એક લાકડું પણ ત્યાં સલામત બચવા પામ્યું ન હતું. ચોપાસના ઝાડો પણ ઘણી હદે અગ્ની દૈત્યના ક્રુર સપાટામાં સપડાઇ નાબુદ થઇ ગયાં હતાં, અને તે જગ્યા ખોલ્લી થઇ ગઇ હતી.

શું કરવું તેનો વિચાર કરતો બે ક્ષણ કોલીન ત્યાંજ થોભ્યો. પેલી હિન્દવાણી ઝેબાનું શું થયું હશે? શું તેના ઝુપડાંને સમારવામાં આવનાર હતું તેથી છેડાઇ, અર્ધી ઘેલી જેવી થઇ જઇ તેણીએ પોતેજ તે ઝુપડું સળગાવી દીધું હશે ને પોતે ચાલી ગઇ હશે?

તે ઘર તરફ જવા પાછો વલ્યો.

થોડાંક કદમ ચાલ્યા બાદ એકાએક પછવાડેથી હવાનો ધસારો આવતો હોય તેમ તેને લાગ્યું અને પછી તુરતજ તેના માથા ઉપર એક સખ્ત ફટકો આવી પડયો. તેણે પાછળ ફરી એકદમ ધસારો કર્યો; એક માણસ તેના હાથમાં આવ્યો. તે માણસે કંઇ કપટી કરડા સોગંદ ખાધા અને કોલીન ઉપર ફટકાઓનો વરસાદ વરસી રહયો. તે બાપડો તે સખ્ત મારની જબરી અસર હેઠળ હોંશ ફરામોશ થઇ જમીન ઉપર તુટી પડયો.

કોલીન રેડકલીફ જ્યારે સુધ્ધીમાં આવ્યો ત્યારે પોતાના બિછાનામાં હતો. સુર્યનારાયણ પોતાના પુરા પ્રોતમાં પ્રકાશી રહયા હતા, અને તે જોતાં કોલીનને લાગ્યું કે તે કંઇ ખરાબ સ્વપનો જોઇ જાગ્યો હતો કે કેમ, કેમકે તે-તે રાતના બનાવો પુરા યાદ કરી કે કલ્પી શકયો નહી. તેણે પોતાનાં દુ:ખતાં મસ્તક ઉપર હાથ મુકયો અને તેણે જાણ્યું કે તે પાટાઓથી બાંધેલું હતું. ત્યારે તે કાંઇ સ્વપનો ન હતો, અને સારે નસીબે તે વધતી ઇજા પામ્યો ન હતો. તે, તે માટે, પોતાની ખાતરી થતાં પાક ખુદાનો ઘણો શુકરગુજાર થયો.

તેણે ઘડીયાલ તરફ નજર કરી. અગયાર વાગેલા જોઇ તે કાંઇક નીરાશ થયેલો લાગ્યો. તેજ વખતે તે ઓરડાનું બારણું ખુલ્યું, અને અંદર ડૉ૦ ડેનવર એક નોકર સાથે આવ્યો.

"આ વખતે તમને હોંશમાં આવેલા જોવાની હું આશાજ રાખતો હતો," તે ડૉકટરે કહ્યું, "મી૦ રેડકલીફ, માહરૂં નામ ડૉ૦ ડેનવર છે અને હું સર જોન સ્ટર્નનો ફેમીલી ડોકટર છું."

"હં!" કોલીને હુંકારો પુર્યો, "અને કંઇજ નથી. શુક્ર ખુદા જરા માથું દુ:ખે છે તેજ."

"તોખી હું તમને આજે નીચે ઉતરવાની રજા, તો આપી શકવાનોજ નથી," તે તબીબે કહ્યું. "કદાપી તમને સમજીને અજાયબી ઉપજશે પણ તમારા માથા ઉપર એક ડજન ઠેકાણે ન્હાના મોટા જખમો પડેલા છે, ને તે જખમોજ ડ્રેસ કરવા હું હાલમાં આવ્યો છું. તે પછી તમે સહજ નાસ્તો લેજો. તમે એટલો વખત ઉંઘાયા તેનું કારણ એજ કે તમને કેફની દવા ખાસ આપવામાં આવી હતી. તમે મજાહની ઉંઘ કાઢી."

કોલીન જરા ધુખરાયલો જેવો તે ડોકટરના હુકમને તાબે થયો. તેના જખમો ડ્રેસ થવા પછી તેને બાજુના રૂમમા જવાની રજા મળી.

"ડૉ૦ ડેનવર," તેણે તે બાજુના રૂમમાં જઇ તે તબીબને પ્રશ્ન કર્યો, "તમે જાવો તેની આગમચ મને એક બે સવાલોના જવાબો આપતા જાવો. હું કયાં પડેલો મળી આવ્યો હતો અને મને કોણે શોધી કાઢયો હતો?"

"પાર્કમાંથી. ગેમ ક્રીપર એટને. તમને અકસમાત નડયા પછી તુરતજ." તે તબીબે તેના સવાલોના ટુંકા પણ સચોટ જવાબો આપ્યા.

"અકસમાત!" તે પુકારી ઉઠયો, "મને કશો અકસમાત નડયોજ નથી. માહરી ઉપર તો અંધારાંમા ઓછામાં ઓછા બે મનુષ્યોએ હુમલો કર્યો હતો. અને ઝેબાનું શું થયુ?"

"તે આગમાં બળી મુઇ," તે તબીબે કહ્યું, "તે વીશે કશીજ શક નથી. હું અચરત છું કે એમ અગાઉજ કેમ બનવા નહીં પામ્યું!"

"ગરીબ બીચારી!" કોલીન બડબડયો અને વધાર્યું, "હું એએક વાગતે જાગ્યો અને આકાશ રતાશવાળું જોયું. હું ચુપચુપ નીચે ઉતરી ગયો અને આગવાળી જગ્યાએ જઇ જોયું તો એ ઝેબાનું ઝુંપડું બધું બળીને ભસ્મીભુત થઇ ચુકેલું હતું. કાંઇજ બચ્યું નહોતું. મેં બંગલે પાછો ફરી માણસોને જગાડવાનો નિશ્ચય કર્યો, પણ તેટલાં પાછળથી માહરી ઉપર એકાએક હુમલો થયો. માહરા માથા ઉપર સખ્ત માર પડયો ને હું સુધ્ધી ગુમાવી ભોંય ઉપર તુટી પડયો!"

"તમારી વાત ઉપરથી કંઇક નવુંજ અજવાળું ફેંકાતું જણાય છે," તે તબીબ બોલ્યો, "મે તો અટકલ કીધી હતી કે એકદમ ઝાડના તુટી પડવાની અડફતમાં તમે આવી ગયા હતા. તમો ઉપર હુમલો થયો હશે એવો તો મને સહજ પણ ખ્યાલ ન થયો હતો. જો ઝુંપડાંને જાણી જોઇને આગ લગાડવામાં આવી હોય તો કંઇક વિશેષ ભેદ એમાં છે; કાંય કે રેકટરીમાં ગઇ રાતે ચોરી થઇ છે. ત્યાં ઘુસીને કેટલાક અગત્યના ને કીમતી ખતો ને કાગળપાંઓ કોઇ ચોરી ગયું છે."

"વળી તમો કહો છો કે તમો ઉપર આવો સખ્ત હુમલો થયો? ત્યારે તો એ તદન બનવાજોગ છે કે ઝેબાના ઝુંપડાંને આગ લગાડનાર, રેકટરી ફાડી ચોરી કરનાર અને તમો ઉપર હુમલો કરનાર બદમાશો એકજ છે. મી૦ વેલન્સ કે જેવણ સર જોન. સ્ટર્નના ખાસ વિશ્વાસમાં હતા, તેવણે એ માટે એક ચોકકસ અનુમાન કર્યું છે કે જે હાલ તે જાહેર કરતાં ખંચાય છે. એ બાબત પોલીસના હાથમાં છે અને તમારી વાત ઉપરથી તેઓને ઘણું જાણવાનું મળશે."

કે રખે તે વહેમાઇ જાય અને આપણુનો પ્યાર પકડી પાડે. લાગણીઓને કાબુમાં રાખવી એ એક ઘણું કઠન કામ છે. અને વળી એ બેઉ–ડૉ૰ ડેનવર ને મી૰ વેલન્સ–મને ઘણુંજ બીહીધરાવનારૂં ને ચોંકાવનારૂં કહેતા રહેલા છે."

"તેઓ એવું તે શું કહે છે, ડાર્લીંગ," તેણે, ભવાં જમાવી, પુછ્યું.

"કંઇજ ચોક્કસ નહીં. પણ તેઓ જે નાપસંદ ઇશારાઓ કરે છે તે સત્ય કરતાં કાટીલ છે. તેમાં પાદરી મી૰ વેલન્સની વર્તણુક તો હું તદનજ સમજી શકતી નથી. ઘડીકમાં તે માહરી દયા ખાય છે તો ઘડીકમાં મને ધીક્કારતો હોય એમ દીસે છે."

"એ છેજ એવો ટુકડખોર," કોલીને ખીજવાઇને કહ્યું, "એલઝી, માહરા મીઠા પ્યાર, એ બધી તાહરી નવી મુશીબતોનો જવાબદાર હુંજ છું. હું શું કરૂં પણ થોડોક સમય સુધી હું તને રક્ષા આપી શકું એમ નથી. ઓહ, એ વિચારથી પણ મને કંઇ ને કંપ થઇ આવે છે."

"એ બધું ઠીક થઇ જશે, કોલીન," તેણીએ દીલાસાથી ધીમેથી કહ્યું, "હું તેઓની એક ઠગરસ ભાર બી દરકાર કરતી નથી. હવે તું માહરી નજદીક છે એટલે એ લોકોના ગમે તેવાં બોલવાની મને તુંબા નથી. તું માહરાથી દુર નથી હોતો ત્યારે કંઇ મને અજબ હીમત ને શુર છુટે છે."

તેણે તેણીને પોતાની આગળથી સહજ દુર કરી.

"પણ હું તો આજે સહવારે જાઉં છું, એલઝી. હું હમણાજ જાઉં છું. એક કલાક બી વધુ હું થોભી શકતો નથી. તું એમ માહરી તરફ વિચિત્ર ફીસમે શું જોઇ રહીછ, વ્હાલી છોકરી, માહરૂં માથું તદન સલામત છે. એ ડાકટરો તો એમજ તસનુ ગજ ને રાઇનો પાહાડ કરી મેલે છે. માહરી ઉપર તું જેભાના આ ભયાનક મોત અને આગની વિગતો લંબાણથી લખી મોકલજે. તું તે માટે જરા બી મન સાથ કચવાતી કે પસતાતી ના, વ્હાલી. ડૉ૰ ડેનવર ખાતરીથી કહે છે કે એ કોઈ બદમાશોનું કામ છે. તેં તો એ હિન્દવાણીને પુરતી ચેતવણીઓ આપી હતી. ડૉ૰ ડેનવરને તું કહેજે કે મેં લંડન આજેજ જવાની જીદ કરી હતી. હું હવે વધારે વખત રોકાઉં એમ નથી. ગુડ–બાય, એલઝી, લેડી હેલીનાને મળવાની માહરી ઇચ્છા નથી. મને લાગે છે કે તે માહરી દુશ્મન છે."

થોડીક પળો તે મધુરી છોકરી તેને વળગી રહી.

"તને હું ક્યારે પાછો જોવશ, કોલીન," તે ગદગદી, "તાહરાથી છુટું પડતાંજ મને ધાસ્તી ધાસ્તી લાગે છે. આપણુ વચ્ચે કેટલા બધા શત્રુઓ છે. વળી રાતે મેં એક સ્વપનો જોયો કે જાણે તું માહરો નથી અને તે જોઇ ને જોઇ હું બધી કંપી ગઇ."

"મુર્ખ છોકરી," તેણે નેનું માથું પ્યારથી પસવારી કહ્યું, "માહરાથી તુંને કોણ છુટું પાડનાર છે ? લોર્ડ સોમરટન તો કદિજ નહી. તું માહરામાં વિશ્વાશ મુક, ડીયર, પછી ગમે તે થાય. મને કહે, વ્હાલી, કે માહરી વિરૂધ ખુરૂ બોલવામાં આવે તે તું સાચું માની લેશ નહીં. મને એટલું કહે તો મને માહરા વૈરીઓની સામે ઝુંઝવામાં, તેથી, અજબ હીમત આવશે."

"કોલીન, તે પુછવાની બી શું જરર છે !" તેણીએ પોતાની મોહક ચશમો ઉઠાવી તેનામાં જોયું અને તેણે અથાગ પ્યારનો દૈવી પ્રકાશ ત્યાં સ્પષ્ટ જોયો.

"અને મીસ સ્ટન ?" કોલીને, જરા ખંચાઇને, પુછ્યું.

"કુદરતીજ, તેવણ ઘણા હેબતાઇ ગવાં છે. ઝેબાનું મરણજ ઘણું ભયંકર છે. માનું છું કે તેણીનું પહેલાં ખુન કરવામાં આવ્યું હશે અને પછી તે ઘાટકી કર્તવ્ય ઝુપડાંને સળગાવી દેવામાં આવ્યું હશે. પહેલો ખ્યાલ તો માત્ર ચોરીનોજ હશે. પૈસાની માત્રંજ નહી પણ સ્ટનવાળાઓને લગતાં કેટલાંક ખાનગી અને અગત્યના ઓ કે જેનો ઉપયોગ સ્ટનવાળાઓના શત્રુઓજ માત્ર કરી શકે એમ હશે. એ ગમે તે હોય, આ ધરખટલાને લગતી દરેક વિગતોથી જાણકાર હોવા જોઇએ. ફ્રી રાત્રે અત્રેથી બે માઇલ દુર કંઇ ખાસ ચોકીને બાહણે ધકેલી મારવામાં આવ્યા તો ઝેબાનું ઝુપડું એમ તમામ ખાખરાખ થઇ જવા પામતે નહી. બધો યારી ને સમજદારીથી રચાયલો દીસે છે".

"હું તો એમ માનતો હતો કે હું..." ... નાટ, બોલ્યા હતો ...
ઘણાજ ... છું."

"માહરે એટલું બધું સ્પષ્ટતાઇથી કહેવું જોઇતું નહતું. તે કંઈ એકદમ એટલો ખરાબ નથી, અને વળી હું તેને સુધારવાની પણ કોશેશો કરી રહયો છું."

તેણે નોએલ ક્રેમ્બેલ માટે વધુ કંઇ કહેવાના દેખાઇતા અખાડા કર્યા અને થોડીક પળો પછી એક મીઠી બગલગીરી સાથ તે તુરતનાંજ પ્યારમાં પડેલાં પ્યારાંઓ છુટાં પડયાં.

"તું મને રોજ લખશેની ?" તેણે જતાં જતાં ફરી યાદ આપી, "હું ટપાલની માટે રોજ આતુરતાથી થોભશ, ખોટી થવશ કે જેમ અત્યાર તુલીકમાં મેં કોઇ દિન કયું નથી."

તે પછી તે પ્યારો જવાન પોતાની તે મનોહર માશુકને પ્યારનું એક અતિ હેતવંતુ આલીંગન કરી ગયો.

તે વ્હાલા જવાનને જતો જોઇ તે મધુરી સ્પાંજ આંખમાં આંસુઓ સાથ થોભી, પછી અંદર પાછી ફરી. તેણી માટે નવી મુશીબતો ડોળા ધુરકતી થઇ હતી. નાસ્તાની ટેબલ ઉપર લેડી હેલીનાએ એવી મતલબનો ઇશારો કર્યો કે ઝેબાનું ખુન કરનાર માણસ કોલીન રેડકલીફ હતો. એ વાત ઉપર સહજ પણ વિવાદ કરવા એલઝીએ ના પાડી. પણ નાસ્તા પછી તરતજ તેણીએ નીચલો પત્ર કોલીન ઉપર લખી નાખ્યું.

માહરા વ્હાલા,

મેં તાહરે માટે એક ખબર મેળવી છે, જે જાણી તું કદાચ હસશે, પણ તે માહરે મનશે તો બહુજ ખરાબ છે. મને અસેમસે ઇશારો કરી એવું સમજાવવાની કોશીશ કરવામાં આવે છે કે માહરા કઝીન નોએલ ક્રેમ્બેલની સમજાવતથી હમારા કુટુંબને લગતાં કેટલાક અતિ અગત્યના કાગજયાંઓ મેળવવા–ખાસ કરીને માહરા પપા ડીયરને ઘણુ હીતું લાગે એવા કેટલાક લેણીત મુદ્દાઓ હાથ કરવા તેં રેકટરીમાંથી ચોકકસ પત્રોની ચોરી કરી છે. વળી, તે તાહરા કસદમાં ફાવવા તેં ઝેબાનું ખુન કયું છે. એ શું અતિ ભયંકર નથી ? તું આજે જલદીથી ને છુપાછુપજેવો ચાલી ગયો તે ઉપરથી તેઓએ એવો મદાર બાંધ્યો છે કે તેં ચોરેલા દસ્તાવેજોનો જલદીથી ને સંભાલથી લટકો ફટકો કરી નાખવા તેં આમ કયું છે. હવે, તને જેમ સલ્લાહ મળે તેમ કરવાનું હું તાહરી ઉપર છોડું છું. મને

કે રખે તે વહેમાઇ જાય અને આપણુનો પ્યાર પકડી પાડે. લાગણીઓને કાબુમાં રાખવી એ એક ઘણું કઠન કામ છે. અને વળી એ બેઉ-ડો૦ ડેનવર ને મી૦ વેલન્સ-મને ઘણુંજ બીહીધરાવનારાં ને ચોંકાવનારાં કહેતા રહેલા છે."

"તેઓ એવું તે શું કહે છે, ડાર્લીંગ," તેણે, ભવાં જમાવી, પુછ્યું.

"કંઇજ ચોક્કસ નહીં. પણ તેઓ જે નાપસંદ ઇશારાઓ કરે છે તે સત્ય કરતાં કાઠીલ છે. તેમાં પાદરી મી૦ વેલન્સની વર્તણુક તો હું તદનજ સમજી શકતી નથી. ઘડીકમાં તે માહરી દયા ખાય છે તો ઘડીકમાં મને ધીક્કારતો હોય એમ દીસે છે."

"એ છેજ એવો દુકડખોર," કોલીને ખીજવાઇને કહ્યું, "એલઝી, માહરા મીઠા પ્યાર, એ બધી તાહરી નવી મુશીબતોનો જવાબદાર હુંજ છું. હું શું કરૂં પણ થોડાક સમય સુધી હું તને રક્ષા આપી શકું એમ નથી. ઓહ, એ વિચારથી પણ મને કંઇ ને કંઇ પોસ્ટ કરવા જવા તૈયાર થઇ.

તે એકલીજ, તેમ કરવા, બંગલામાંથી બ્હાર પડી. ધીમેથી [illegible] તેણીએ વાજબી વિચાર્યું નહીં. અને તેમાં તે ખોટી તો નજ હતી.

અર્ધે રસ્તે જતાં તેણીને પાર્કને લગતું એક માણસ મળ્યું. તે પોતાની શેઠાણીને જોઇ અદબથી સલામ કરી ચાલી ગયો. એલઝીને તુરત લાગ્યું કે લેડી હેલીનાએ તેને કંઇ સંદેશો આપી રેકટરીમાં મોકલેલો હોવો જોઇએ.

"હું હવે એને ધીક્કારતી થઇ છું," તે કડવાસથી પટપટી, "એક વેળા હું એને અબળાઓમાની એક શ્રેષ્ટ અબળા માનતી હતી. પણ મને એનાથી બીહીવાનું શું છે? હું કંઇ થોડી હવે ન્હાનું બચ્ચું છેઉં. હું એને હંમેશા ત્યારેજ રહેવશ."

તેણી વિચારમસ્ત ધીમે ધીમે ચાલી જતી હતી તેટલાં તેણી મી૦ વેલન્સના ગંભીર આવાજથી ચમકી.

"ગુડ મોરનીંગ, મીસ સ્ટર્ન," પાછળથી એકાએક ફુટી નીકળી તે પાદરીએ તેણીને આમ ચમકાવી, "હું તમનેજ મળવા આવતો હતો. તમે કેઇ દુર જાઓ છો. કે?"

"નહીં, હું પોસ્ટ ઓફીસ ઉપર જાઉં છું," એલઝીએ લગાર ઠંડાઇથીજ કહ્યું.

"ત્યારે હું તમારી સાથેજ આવશ." તે બોલ્યો. તે કંઇ વાંધો ઉઠાવી શકી નહીં, પણ તેણીએ જોયું કે તેણીના હાથમાંનું એનવેલપ તેણે જોયું હતું, અને તે ઉપર શંકાભરી દ્રષ્ટિથી તે જોઇ રહયો હતો.

તેઓ પોસ્ટ ઓફીસ નજદીક આવી પુગતાં તે પાદરી એકાએક ચાલતો ઉભો રહી ગયો, અને એલઝી તરફ ફરી પુછયું.

"મીસ સ્ટર્ન, આપે તમારા હાથમાનું પત્ર કોલીન રેડકલીફને શરનામેતું છે?"

"હા, મી૦ વેલન્સ, તે મી૦ કોલીન-રેડકલીફ માટે છે." તેણીએ, એ સમજી, ગુસ્સાથી જવાબ કર્યો.

"ત્યારે, એ પોસ્ટ કરવાની હું તમને મંજુરી આપતો નથી," તે પાદરીએ કરડાઇથી ને હુકમની અદાએ કહ્યું.

———:o:———

(સાંધણુ છે.)

# પ્રયત્ન.

(રાગ કાફી)

હાથ જોડી ના બેસો, રે ભાઈ, હાથ જોડી ના બેસો!--
કરવું હરિને હાથ ખરૂં, પણ સાથ શું શ્રમ નહિ લેશો?
હાથ જોડીને બેસી જ રહેતાં, ખાશો જગતની ઠેશોઃ
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૧

મેઘ વરસશે મુશળધારે, તે શું જોઇ જ રહેશો?
તન રગડી જો ન ખેતર ખેડો, તો પછી પાક દે એ શો?
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૨

ફરશે ને હરશે તે ચરશે, બાંધ્યો ભુખે મરે શો;
હરિ હરિ કરતાં આ હીનદશા ઠરી, એમાં શો અંદેશો?
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૩

સુતેલા પણ સિંહતણે મુખ આવી શિકાર પડે શો?
ફાળ ભરી તે ઠાર કરે તો જ ઠારી શકે ભૂખકલેશોઃ
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૪

આ નથી, તે નથી, એમ કદી પણ કાયર થઇ નવ કહેશો!
સાધનથી પણ સાધ્ય છે મ્હોટુંઃ પાધરે યત્ન પ્રવેશો!
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૫

યત્ને ચઢી ખડી રેલ હઠવશો, નહિ તો પડી સડી વ્હેશો!
વીર! ઊઠો, પ્રભુ-સાહ્ય થશે, આ સાધવો દિવ્ય સંદેશો!
રે ભાઈ, હાથ જોડી ના બેસો! ૬

અરદેશર ફરામજી ખબરદાર

# પ્રજાકીય કેળવણી.

લખનારઃ—'એક અભ્યાસી.'

(૪)

આપણે અગાઉ જોઇ ગયા કે આપણા હેતુ બે છે. આપણે નવી પ્રજાકીય ચળવળના જન્મ પહેલાં નિરાશા અને ગુલામગીરીનું જે વાતાવરણ પેદા થયું હતું તેનો નાશ કરવાનો છે અને એ નિરાશા તથા ગુલામીનાં મૂળ કાપી નાખવાના છે. એ હેતુ માટે આપણે આપણા ભુતકાળના ઇતિહાસનું શોધન કરી એવું પૂરવાર કરવું પડશે કે આપણા ભુતકાળમાં એવું કંઇજ નથી કે જે આપણી સ્વતંત્રતાની આડે આવી શકે. તત્વજ્ઞાન, યુદ્ધકળા, વિજ્ઞાન, તર્કશાસ્ત્ર વિગેરેમાં આપણે ઘણા આગળ વધ્યા હતા. આ સિદ્ધ કરવા માટે આપણી સંસ્કૃતિ આ જમાનાના સુધારાથી દરેક રીતે ચઢીયાતી હતી એમ કહેવાની કંઇ જરૂર નથી. આપણા બાપદાદાઓ દૈવીજ્ઞાન અને ખુદાઇ નૂરના ઇજારદાર હતા એવો દાવો કરવાનીય જરૂર નથી. આપણી ઉચ્ચતા સાબીત કરવા માટે એકજ વાત પૂરતી છે અને તે એ કે ૧૮ મી સદીની અગાઉ આપણે તે વખતની કોઇ પણ પ્રજા કરતાં આચાર વિચારમાં ઉતરતા ન્હોતા. આપણે જે સુધારાની ખીલવણી કરી હતી તે ઉમદા, પ્રતાપી અને મહાન હતા. ધર્મ, ફીલસુફી, કાયદા અને સમાજ શાસ્ત્ર, કલા અને વિજ્ઞાનમાં આપણે જુની દુનિયાની કોઈ પણ પ્રજા સાથે ટક્કર ઝીલવાને સમર્થ હતા. આપણાં ભુતકાળના કામો આજની દુનિયાના કેટલાક કામો સાથે સરખાવતાં પણ ઉતરે એવા નથી. આપણા ભુતકાળથી આપણને શરમાવાનું કંઇજ કારણ નથી. ઉલટું તે કાળ આપણી ગ‍ઊરીનો હતો. એનો અર્થ એ નથી કે આપણા બાપદાદા બધાજ સત્યપર પોતાની છેલ્લી મહોર મારી ગયા હતા.

માનવજાતિ આગળ વધતી જાય છે. મનુષ્યનું જ્ઞાન વધ્યું જાય છે. કુદરત પરની માણસની સત્તા વધી જાય છે. જગતની સંસ્કૃતિની ઇમારતનો મજબુત પાયો નાખવા અને તેનો પહેલો માળ બાંધવા માટે દુનિયા હિન્દુસ્થાનની કરજદાર છે. માનસિક અથવા શારિરિક લાયકાતમાં આપણી પ્રજા કોઇથી ઉતરતી નથી. અનુકુળ સંજોગો અને તક મળતાં દુનીયાની કોઇપણ પ્રજા સાથે હરિફાઇ કરવાની આપણામાં તાકાત છે. સહકારથી માનવજાતીની પ્રગતીમાં આપણે ઘણો ફાળો આપી શકીએ. આપણાથી બીનમાહીતગાર પરદેશીઓ અને આપણા દેશી બાબુ બહેનોનાં મનપર ઉપસી બીના ઠસાવવાની એક પણ તક ગુમાવવી આપણને પાલવવાની નથી.

કોઇપણ સંજોગમાં આપણી જાતને ઉતરતી માનવાની જરૂર નથી તેમ જાતિભેદ અથવા રંગભેદને લીધે પરદેશીઓ આપણને વખોડી કાઢે તે પણ આપણે સાંખી લેવાનું નથી.

આપણે સ્વમાન અને આત્મ વિશ્વાસથી ઉંચે મસ્તકે ફરવું જોઇએ. અને એવુંજ પવિત્ર સ્વમાન દરેક બાળક તથા બાળકીના દીલમાં પેદા કરવું જોઇએ. જે માણસ પોતાને હલકો માને છે તે જરૂર હલકો બને છે. "ઇમ્પીરીઅલ પ્રેસ" ના લેખકો એ રમત ચાલુ રમી રહ્યા છે. આવા ટીકાકારોની હિંદના રિવાજો, ધર્મો અને ધાર્મિક સંસ્થાઓ માટે માફી માગવાની જરાયે જરૂર નથી. હિંદ જે છે તે છે. ખુલ્લા દીલની પ્રમાણિક ટીકા આપણે વધાવી લઇશું ને તેમાંથી ઘટતો ફાયદો પણ મેળવીશું; પણ સામાન્ય રીતે રંગભેદ અને જાતિય અભિમાનથી થતી ટીકા આપણે ધિક્કારથી હસી કાઢીશું. આ બાબે આપણે વિવેકને નામે ખોટી નમ્રતા બતાવવા નથી માગતા,

પણ તે સાથેજ આપણે આપણી જાતને ન છેતરીએ તેની સંભાળ લેવાની છે આપણી સંસ્થાઓ બેનમૂન માની લઇ તેમાં આધુનિક સુધારા ન કરવાની મૂર્ખાઇ કરવી પરવડે તેમ નથી. આપણી નબળાઇઓ, આપણી સામાજીક બદીઓ અને આપણા કેટલાક રીવાજોમાં રહેલી ક્રૂરતા અને જંગલીપણું વીગેરેનો નાશ કરવોજ પડશે. એ બદીઓનો છેવટનો નાશ કરવા માટે મૂળ કારણો શોધવાની જરૂર છે. પ્રગતીની કુચમાં આપણા માર્ગમાં જે કંઇ આવે તેમાંથી ઘણાનો આપણે નાશ કરવો પડશે. જુનું તેટલું સોનુંજ છે એમ માનવાની જરૂર નથી. આપણા બાપદાદાઓના કેટલાક વિચારો ખોટા જણાયા છે—આપણે તેમાં ફેરફાર કરીશું. તેમની કેટલીક રૂઢીઓ ખામી ભરી હતી—આપણે તેમાં સુધારો કરીશું. તેમની કેટલીક સંસ્થાઓ તેમના જમાનાને બરની હતી. આપણે આપણા જમાનાને બરની નવી સંસ્થાઓ ખોલીશું. આપણે આપણા બાપદાદાની છાયા—નકલ—રૂપ થવા માગતા નથી પણ તેમનાથી વધુ સારા થવા ચાહીએ છીએ.

આ હેતુથી આપણા સંસાર અને આપણા વિચારોની આપણે આંકણી કરવાની છે. આ કામમાં હિમ્મત અને મરદાઇની જરૂર છે—સંપ, સહકાર અને ખંતની જરૂર છે. સઉથી વધુ આત્મવિશ્વાસ અને આત્મમાનની જરૂર છે. આપણે સઘળી મદદ વધાવી લઇશું પણ સઘળો આધાર તો આપણી જાતપરજ રાખીશું. આ ભાવના (Spirit) થી પ્રજાકીય કેળવણીનો વિચાર કરવાનો છે. કંઇ પણ માની ના લો, દરેક ચીજનું પ્રથક્કરણ (analyse) કરો, દરેક યોજનાની ખુલ્લી કસોટી થવા દો, દરેક સિધ્ધાંતની બારીક ચર્ચા કરો. આપણી યોજના માટે બીજા દેશના ટીકાકારો શું ધારે છે તે જાણી લો; આ બધું થયા પછી આપણે સાથે મળીને મસલત કરી ભવિષ્યની યોજના નક્કી કરવી પડશે. આપણે અંગ્રેજ, જર્મન અથવા જાપાનીઝ થવા ચાહતા નથી, આપણે હિંદીવાન થવા ચાહીએ છીએ. ૧૬ મી સદીના નહિ પણ ૨૦ મી સદીના આધુનિક, પ્રગતિમાન, અપ-ટુ-ડેટ હિંદીવાન થવા ચાહીએ છીએ. ભૂતકાળથી પણ વધુ પ્રતાપી ભારતવર્ષનાં સ્વતંત્ર શહેરીઓ થવાની આપણી ઉમેદ છે.

પ્રજાકીય કેળવણી એટલે શું ? સ્થાનિક, પ્રાંતિક, પાંથીક અને ધાર્મિક કેળવણીથી પ્રજાકીય કેળવણીને જુદી પાડવી છે ? કેળવણી પ્રજાકીય શી રીતે બની શકે ? શીખવવાની ભાષા, કેળવણી આપનાર સંસ્થા, કેળવણીપર અંકુશ મુકનાર સત્તા અથવા પુસ્તકો શું [illegible] વણીને પ્રજાકીય બનાવે છે ?

સત્ય સ્થાનિક નથી, રાષ્ટ્રીય (National) નથી. તેમ તે આંતર રાષ્ટ્રીય (international) પણ નથી. સત્ય સત્યજ છે. પશ્ચિમના સાયંટીસ્ટો અને ફીલોસોફરો હિંદી ન્હોતા તેથી તેમના સાયંસ અને ફીલસુફીને આપણે બોયકોટ કરીશું? શેકસપીઅર, બેકન, ગેઓથ, શીલર, ઇમરસન, વ્હીટમેન વિગેરે યુરોપીઅન હતા તેથી તેમની સાથે આપણે ઇટ્ટા કરીશું! વૈદક, સરજરી, પેથોલોજી, હાઇજીન, એન્જીનીઅરીંગ, (civil, mechanical, electrical, agricultural, and mining) બોટની, જીઓલોજી, ઝુલોજી વિગેરે વિષે આપણા પ્રાચીન સાહિત્યમાં જે લખાણું મળી આવે છે તે કરતાં એ વિષયોમાં પશ્ચિમ ઘણું આગળ વધ્યું છે માટે આપણે એ બધા શાસ્ત્રોને અરબી સમુદ્રમાં ફેંકી દઇશુ? વળી દરીઆઇ, વેપારી, હુંડીયામણ, વીમા વીગેરેના આધુનિક શાસ્ત્રોનું શું? શું આપણે જુની પદ્ધતિ પાછી લાવવા માગીએ છીએ ને નવા જમાનાના સુધારા ફેંકી દેવા ચાહીએ છીએ? વળી હાલના રાજદ્વારી, શહેરી અને સામાજિક શાસ્ત્રોનું શું? આપણી "પ્રજાકીય" રાજદ્વારી પદ્ધતિ કઇ છે? પહેલી અને છેલ્લીવાર મને કહેવા દો કે આ જમાનામાં પ્રાચીન કાળની કેટલીક પદ્ધતિઓ ચાલે તેમ છેજ નહિ. દાખલા તરિકે હાલના ગણિત, બીજ ગણિત (algebra) ત્રીગ્નોમેટ્રી, ભૂમિતિ વિગેરેને બદલે સંસ્કૃત "લીલાવતી" અને બીજાં પુસ્તકો ચલાવી શકાય ખરાં? જૂના જમાનામાં આપણું અર્થશાસ્ત્ર બહુ સારૂં ગણાયું હશે. સરખામણી કરવા માટે તેનો અભ્યાસ કરવામાં કંઇ ખોટું નથી. તેમાં હજુ કંઇ કિમતી તત્વો રહ્યા હોય તો તે આજના અર્થ શાસ્ત્રમાં ઉમેરી દેવાની જરૂર છે. પણ જે અર્થશાસ્ત્ર આજે દુનિયાની આર્થીક સ્થિતિપર સત્તા ધરાવે છે તેને બદલે પ્રાચીન "અર્થશાસ્ત્ર" રજુ કરવું તે ચોકખી મૂર્ખાઇ છે.

હમણાં હમણાં આયુર્વેદ અને યુનાની હકીમાનો ઉદ્ધાર કરવાની ઘણી વાતો થાય છે. આ ચળવળ તરફ આ લખનારની થોડીક દીલસોજી છે; પણ જો કોઇ સખસ હાલની મેડીકલ કૉલેજોને તાળાં મારી જુનાં વઇદાંની દુકાનો ખોલવા માગતું હોય તો હું એટલુંજ કહીશ કે ખુદા એવા માણસથી અમને બચાવો! મીડ વીફરી અને બાળ ઉછેર વિશેના અજ્ઞાનને લીધે આપણે લાખો કીમતી જીંદગી–ખાસ કરીને બાળકો અને સ્ત્રીઓની–દર વર્ષે ગુમાવીએ છીએ. "મીડવીફરી,"ના જ્ઞાનને ચોતરફ ફેલાવવાની જરૂર છે. "શુધ્ધ દેશી" થવા માટે અભણ "દાયા" ઓને હાથે હજારો સ્ત્રીઓના ભોગ આપવામાં દેશાભિમાન નથી પણ પાપ છે

હવે ધર્મ શાસ્ત્રની વાત કરીએ. જુના કાયદા અને સામાજીક નિયમો જાણવાની જરૂર હું પીછાનું છું છતાં તેમાંના કેટલાક વિચારો ક્રૂર અને જંગલી છે તે વિષે હવે કશો શક રહેતો નથી. આપણાં બાળકોને "મનુ," "નારદ" અને "અપસ્તંબ"ની જુની આવૃતિઓ ભણાવીને તેમના મગજ પર બોજો નાખવાની જરૂર નથી. અલબત, એ શાસ્ત્રો ઉંચા અભ્યાસ ક્રમમાં સમાવવા જોઇએ પણ તે પહેલાં આ જમાનાને બંધબેસતા તેમાં સુધારા વધારા કરવા જોઇએ. આટલું કરવા છતાં આજની સરકારે ઘડેલા કાયદાઓ અને બીજા દેશના કાયદાઓનો અભ્યાસ આપણે ન કરીએ તે ચાલવાનું નથી. આધુનિક કાયદાઓ, શહેરી ધર્મ (civics), બીજા દેશોના રાજ્યતંત્રો, અર્થશાસ્ત્રો અને રાજદ્વારી વિચારોનો અભ્યાસ આપણી પ્રગતિ માટે ખાસ જરૂરી છે. આ બધા વિષયોના અભ્યાસની શરૂઆત પ્રાથમિક શાળાઓથીજ થવી

જોઇએ. દરેક કન્યા અને કુમારને તેનું ભાન હોવુંજ જોઇએ. એ વિષયનો બહોળો પ્રચાર થશે તોજ આપણામાં રાજ્યદ્વારી જાગૃતિ અને ચેતન આવશે. તેથી આપણી રાજદ્વારી અભિલાષાને પોષણ મળશે, જોખમો સામે ચેતવણી મળશે, અને આપણી આર્થીક સ્થિતિમાં સુધારો કરવામાં મદદ મળશે. વળી હાલની લડાયક તૈયારી અને લડાયક ઓજારો વાપરવાની કલાનું શું ! હોવિટ્ઝર તોપ ને મશીનગનોને બદલે આપણે જુની તીરકામઠા ને તલવાર તથા ભાલાની લડાઇ શરૂ કરવા માગીએ છીએ ? "સ્વદેશી" થવાના ધખારામાં જો કોઇ એવો ખ્યાલ અમલમાં મેલશે તો તે હિંદને ફના કરી નાખશે.

આ બધુ કહેવાનો લેખકનો હેતુ એ છે કે હાલમાં કેટલાક ભલા માણસો હિંદમાં સ્વદેશીને નામે ત્યાગ, સાદાઇ, એકાંત છંદગી અને આત્મભોગની વાતો કરી રહયા છે. તે સામે હું મારા વાચકોને ચેતાવવા માગું છું. * આ ભલા માણસો જુનો જમાનો પાછો લાવવા માગે છે. તેઓ એવાજ મૂર્ખાઇભર્યા વિચારોના પુસ્તકો વેચે છે. ત્યાગ અને આત્મભોગની લાગણી ઉશ્કેરનારી કવિતાઓ લખે છે. આ લોકો મુર્ખા છે કે દેશદ્રોહી તે હું જાણતો નથી. આવા લોકોના સાહિત્યથી બચવાની ગંભીર ચેતવણી આપવાની હું મારી પવિત્ર ફરજ સમજું છું. પહેલી ને ઉલ્લીવાર આપણે જાણી લેવું જોઇએ કે આજે દુનિયાનો કોઇપણ દેશ તેની ગમે તેટલી મરજી હેય તોપણ એકલો રહી શકે તેમ છેજ નહિં. આપણે એકલા રહેવા માગીએ તોપણ દુનિયાના બીજા દેશો આપણને એકલા રહેવા દેવાના નથી. ૨૦૦૦૦ ચોરસમાઇલના વિસ્તારમાં દુનિયાની ⅙ વસ્તી ધરાવતો આપણો દેશ કદિ એકલો રહી શકે નહિ અને તેને કોઇ એકલો રહેવા પણ ન દે. જો તેનાં કુદરતી સાધનોનો દેશીઓ ઉપયોગ નહિં કરશે તો બીજાઓ કરશે. રાજદ્વારી અને આર્થીક ક્ષેત્રમાંજ નહિં પણ આચાર વિચારમાં પણ આ દેશ બીજા દેશોની સપાટીએ પહોંચવોજ જોઇએ. વરાળ અને વીજળીએ વખત અને અંતરની દીવાલો તોડી નાંખી છે. હવા, સંજોગો, જાતિ, ભાષા, સમાજ, રિવાજ, ઇતિહાસની પરંપરા વિગેરેને લીધે ચોકસ ભેદો રહેશે છતાં આજથી બસો વર્ષ પહેલાં સઘળી પ્રજા એકબીજાથી જેટલી જુદી હતી તેટલી જુદી આજે રહી નથી. જગત એક કુટુંબ થવાની વલણ લઇ રહ્યું છે. જે માણસ એ ચળવળમાં ખલલ નાખશે તે તેના દેશ અને માનવજાતિનો દ્રોહી ગણાશે. આ ચળવળથી મજબુત, બુદ્ધિવાન, શક્તિવાન અને સાધન સંપન્ન પ્રજાએ કંઇજ બીવાનું નથી. નબળા, પછાત, બાયલા અને નવી સ્થિતિ ન ઓળખનારા લોકો કાંતો નાશ પામશે અથવા બીજાઓના ગુલામ બનશે.

(અપૂર્ણ.)

* આ ટીકા ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યો અને લેખોને લાગુ પડતી નથી.

# થોડુંક જરૂરી.

આવતા માસ ઑગષ્ટનો અંક, અમો આગળ અંકમાં લખી ચુકયા છીએ તેમ, નવરંગના ચાલુ સાલનો બારમો અને છેવટનો અંક થશે અને તે પછીના માસ સપટેમ્બરમાં આ અહના માસિક પોતાના એક વધુ નવા સાલની ખુશબખ્તી ભરી વૃદ્ધિમાં જીપલાવશે.

'નવરંગ'નો નોરોઝી અંક રાબેતા મુજબનો દબલ મોટો નિકળશે. તે માટે ગુજરાતી સાહિત્યમાં સુવિખ્યાત અનેક પારસી, હિન્દુ, મુસ્લીમ લેખકોને આમંત્રણો કરવામાં આવ્યાં છે, અને તેઓ માહેલા અનેક મેહેરબાનોએ તો અમારી માગણીનો તુરતા તુરત સ્વિકાર કરી કેટલીક અનમોલ્રી અને કીમતી પ્રસાદીઓ મોકલી વંદીક આપી છે. એ મોટો નોરોઝી અંક અમારા સંગીન વાંચણના શોખીન અને કદરદાન વાંચક વર્ગને તમામ મનપસંદજ પુરવાર થશે.

નવી મોટી વારતા અમોએ ગયા અંકમા વિદીત કર્યું છે તેમ અંગ્રેજ સંસારની એક અતિ દિલપઝીર અને મનોવેધક મોટી વારતા છે. એ અમારી ખાસ પસંદગીની લખાવેલી છે અને વળી તે એવા લાયક લેખકના હાથમાં સોંપવામાં આવી છે કે તે તમામ ફતેહમંદ ઉતરશેજ એમ ખાતરીથી માનવાને અમને જરા બી સંદેહ નથી.

અમારી નવી ભેટ "સંસાર" છપાવા માંડી છે અને તે હંમેશના મામુલ મુજબ માસ ઑગષ્ટની આખેરીમાં તૈયાર થઈ જશે એટલે તુરતજ અમારા મેહેરબાન ઘાહકો ઉપર વી૦ પી૦ પીથી રવાના કરી નવા સાલનું લવાજમ હર વર્ષના રાબેતા મુજબ વસુલ કરી લેવામાં આવશે. એ ભેટ એક અતિ ઘણી આવકારદાયક અને કીમતી નિવડશે. ભાઈ બહમનજી કાબરાજીની એ અતિ પુરાણી ને વળી તેટલીજ દિલપઝીર વારતા એક વાર વાંચના લીધા પછી હાથમાંથી મુકવા ગમે નહીં એટલી રસીલી અને જોરદાર છે. ખરૂં લખ્યે તો ભાઇ બહમનજી કાબરાજીની વારતાઓ માટે કાંઈ લખવાની ગોયા જરૂરતજ નથી. એ બુઝોર્ગ બિરાદરનું નામજ એમની વાર્તાઓની સીફારસમાં દેહલું પુરતું છે.

"બરઝોર નામું" પણ એજ નવા સાલના નવા અંકથી કવિ આદીલની જેદ્દ ને વર્ષોની કસાઈ કસાઇને ચાહવરદી થયલી કલમથી આપવામાં આવશે. એ 'બરઝોર નામુ' અસલમાં ૧૮ મોટા વોલ્યુમોમાં 'મુંબઈ સમાચાર' છાપાખાનામાંથી નિકળેલું છે કે જેની ફાટી તુટી પ્રતો પણ આજે મળવી તદનજ દુલર્ભ છે. અમે આગળ કહેલું છે તેમ તે ઘણી જહેમતે ને મોટા ખર્ચે અમોએ હાથ કરી છે ને તે 'નવરંગ'ના

# સરજટની સાંકલ



લખનાર—સોરાબ બી. તાતા.

મેરવાન દીવેચા પોતાની ઑફીસમાં ટેબલ આગળ ખુરસી ઉપર બેઠો હતો, જે વેળા તેની પીઠ પાછળની બારીમાંથી આફતાબનો તેજસ્વી પ્રકાશ તેના હાથમાં ધરેલી એક નાની સબી ઉપર આબાદ ઝગઝગી રહયો હતો, કે જેની રોશની વચ્ચે તે સબીમાંનો મનોહર મુખડો બની શકે તો તેના ઉલટમંદ જોનારને વધુ દીલછીત લાગતો હતો. તે પરીસુરત ચેહેરા ઉપર એકાગ્રચિત્તે જોતો હતો, જે વેળા કોઈ કોઇ ઘડીએ દુઃખભર્યો નિશ્વાસ તેના દલગીર મુખડામાંથી બહાર પડતો અને તે અભાગ્યો જરદાર જુવાન સહવારનાં તે એખલાં એકાંતમાં ગમીની ગીરફતારીમાં ગોથા ગર્ક જતો હતો.

નાની સબીમાનો તે ચેહેરો ખુશીમાં હસતી તેજી જીણી આંખો સાથનો, મલકાએલા ગોલ ભરાવદાર અને આકર્ષી ઘાટઘટમનો હતો, અને તેવા પરીસુરત મુખડાની નાની સબીને ઇંડાં રોકા આકારની શુશોભીત ચાંદીની ફ્રેમમાં મઢી લીધેલો હતો.

સબીમાંની તે મનોહર છોકરીને તે જુવાને ચાહી હતી—યાતો ધીક્કારી હતી—બેમાથી શું તે, તે જુવાન તે પણ ખાત્રીપૂર્વક ન હતો, સબબ કે તેણીનો મીઠડો મુખડો એમાંની કોઇ બી લાગણી રહીત તે ભોલો જુવાન બારિકીથી નીહાલવાને શકતીવાન હતોઃ મગર કોઇ બીજા મર્દ સાથે શાદીના ગાંઠથી એક થવા કાજે, તેને બેવફાઇ અને બેવકુફાઇથી સદાનો તજી જવાની સીદ્ધા હીણુપસ્તીના માહાભારટ અપરાધની વાજબી શીક્ષા પોતાનાં ભૂંડાં કરતવ્યથી સહણ કરે એવા પકકા ઠેડાવ સાથ તે નાઉમેદ અને મોહોબતમાં સરાસર હારેલો અને નાસીપાસ થએલો જુવાન તે બેવફાઇની નાપસંદ મૂર્તિથી સદાનો જુદો પડયો હતો. દસ વર્ષના લાંબા ગાલા પછી તે ઠેડાવ અને તે બનાવ સમુલગો ભુલી જવાની લાગણી માટે તેને તાજુબી બરપા થઇ. પોતાની ખાનગી ડેસ્કના એક નાનાં ખાનાંમાં તે નાની સબી ધુબાએલી અને પડેલી તમામ ભુલીજ જવાઇ હતી, કે જે ખાનું ઘણા લાંબા અરસા તુલીક મુદ્દલજ તેણે ઉઘાડયું ન હતું.

મોહોબતની જંગમાં સીકસ્ત પામેલા અભાગ્યા જુવાનની દસ વર્ષ ઉપરની જફાકારક કાહાંણી અત્રે યાદ આવતાં તે અભાગ્યાએ દુઃખના લાંબા નિશ્વાસો તે પરે બાહાર કાઢયા, મગર ભુલી જઈ માફ કરવાના ખુદ પાક ખુદાઇ નિયમ મુજબ અમલ કરવાનો તેણે નિશ્ચય કીધો.

હાલી હાદાચાનજીનું શું થયું હતું તે માટે મેરવાન દીવેચા બેહદ તાજુબ થયો. જે આફતકારક બરગસ્તે દીવસે તે બેવફા છોકરીએ તે જુવાનને છેલ્લી સલામ કીધી હતી, અને

તે વેળા ગગલતા સાહાદે એવું કહીને કે તેની સાચી મોહોબતને સદાની તરછોડી કાઢી કોઈ બીજા સખ્સ સાથ સ્યાદીના ને છુટે કે તુટે એવા પવીત્ર ગાંઠથી એક થવાનો મજબુત નિશ્ચય તેણી કરી ચુકી હતી. તે સખ્સનું નામ–કવાળમાં હાડકાં મીસાલ ખુંચનાર–સુખમાં નડતલ સમાન થનાર તે–કમબખ્ત સખ્સનું નામ મેરવાન ભૂલી ગયો હતો, પણ તે જરદાર સખ્સ હતો; જ્યારે મેરવાન બીચારો તેની મુકાબલે તે વખતે એક બીલકુલ મુફલીસ સખ્સ હતો–ગોયા એક ડુંગર આગલ તણખલાં જેવો હતો. એકાદ માહાસાગર આગલ ટીપાં મીસાલ હતો. તેજ માલેતુજાર સખ્સ સાથ ડાલી પરણી હતી એમજ તેણે ધાર્યું. દસ વર્ષ તુરીક તેણીની કાંઈબી ધનનસલ મળી ન હતી. કદાચ તે બીચારી ગરી બી ગઈ હોઅે.

મેરવાન કડવાસથી સેહેજ ફીકકું હસ્યો. ગરીબીની સીહા ગટ્ટરમાંથી તે હવે તવંગરીની પાયરીએ ચઢ્યો હતો. દસ વર્ષની વાત ઉપરનો મુફલીસ છોકરો હવે જરદાર માલેતુજાર થયો હતો. પોતાના બીઝનેઝમાંની પાક પરવરની મેહેરથી જબરૂં નાણું એકઠું કીધું હતું. મગર વધુ માતબર થવા સાથે પોતાનો અસલનો ખવાસ ભુલી જઈ તે તમામ ભલો, દીલસોઝ અને પરોપકારી બન્યો હતો અને દસ વર્ષની વાત ઉપરની બેવફા ડાલીની નામોશીભરી વર્તણુકથી તેનાં જીગરમાં ભરપા થએલા ધીક્કાર તીરસ્કાર નાબુદ થઈ તે જીગર માખણ જેવું નરમ અને પોચું થયું હતું. હવે, ડાલીના મનોહર મુખડા ઉપર પોતાની તેજસ્વી આંખો ઠેરવતો હતો, ત્યારે એવા કડવાસભર્યા વિચાર માટે તે પસતાયો. તેણે દોલત જમાવ કીધી હતી, મગર જે ચીજ બેહેતર રીતે જીતવાને બેમુલ હતી તે શું તેણે સદાની ગુમાવી ન હતી! ગમીના શોકાતુર ચેહેરાથી તે ભયંકાર વિચારોની ગીરફતારી વચે ગર્ક ગયો હતો જેવામાં તેના એક કલાર્કે આવીને તેના વિચારમાં ખલલ કીધી.

"સાહેબ, મી૦ બમન મોદી જાણવા માગેછ કે તમે હમણાં એવનને મળી શકશો કે?" તેણે ધીમેથી કહયું.

"બમન મોદી?" સેહેજ ચોંકી મેહલ્લીએ કલાર્ક ઉપર નજર ફેંકી. "ઓ, હો, બેશક મી૦ મોદીને અંદર આવવા કહો."

પોતાની લખવાની ડેસ્ક ઉપરના થોડાં કાગજ્યાં લેવા તે ફર્યો ત્યારે તેણે વગર ધ્યાને ઝડફથી તે સબી તેબલ ઉપર મુકી. એક ધંધાદારી સખ્સ તરીકે મેરવાનને બમન મોદી માટે કેટલુંક માન હતું જો કે તેના નવા બરમાંની હીરાની ખાંણનાં બીઝનેજ માટે મેરવાન મનથી જરાબી શંતોષ પામ્યો ન હતો. માત્ર બીઝનેઝનીજ સગાઈ વચે છેલ્લાં બે વર્ષ થયાં બમન મોદીને તે ઓળખવા લાગો. ઘણાંજ જોખમભર્યાં અને નાશકારક સત્તામાં બમન જીંપલાવી ઘણું દોહોર ડોહોવતો હતો, તેથી, કટલે દરજ્જે તેણે મેરવાનનો ઇતબાર ખોહયો હતો સબબ કે બરમાની હીરાની ખાણ માટે બમન મેરવાન પાસે લગભગ બે લાખ રૂપ્યાંની લોન માંગતો હતો, જેથી તે વારંવાર તેને સમજાવવા આવતો હતો.

તે પરણેલો હતો કે નહીં તે વઠીકથી મેરવાન જાણતો ન હતો. છેલ્લાં બે વર્ષ થયાં નાણાં સંબંધી બમન બેહદ ખુઆર થયો હતો એમ મેરવાન વાકેફ થયો હતો, અને આવા ગરીબ થએલા સતોદ્યાને નાણાં ધીરવા તે રાજી ન હતો.

બારણું ઉઘડયું અને ઇંગ્રેજી પોષાકમાં સજ્જ થએલો લગભગ ચાલીસ દીવાલી જોઇ કેલો એક સખ્સ લગાર ચેહેરા ઉપર છવાઇ રહેલી ગભી અને નાસીપાસી સાથ અંદર આવ્યો, તેણે તેબલ નજદીક ખુરસી ખેંચી, અને બરાબર મેરવાનની સાંમે ધાડી મીત્રાચારીની લાગણી સાથે બેઠો.

"વેલ," બમનેજ તુર્ત શરૂ કીધું, "પેલા સ્ટેતમેંટ પર તેં નજર કીધી કે ? તે પુરતી ખુલ્લી છે નહીં વારૂ ? બરમાની એ હીરાની ખાંણ મોટી દોલત છે, દોસ્ત, એ જ્યારે રાબર કામ કરસે ત્યારે તો બધી રેલાછેલ થવાની. એ સીનડીકેટ મારી પાસે બે લાખ માંગેછ, તે એક મહીનાની મુદત કીધીછ, તેથીજ હું અંહી આવ્યોછ. પેલી બેંકના શેરો ગરનર કરતાં મારા લખો રૂપ્યા ઘુસી ગીયા, તેથીજ મને તારી પાસથી લોન માંગવી પડેછ; મારાથી વધુ ઠોભાય નહીં, કાંવજે વખત બહુ થોડોજ છે."

"હું સમજ્યો," ભવાં ચઢાવી વિચારવંત ધપે મેરવાને જવાબ વાલ્યો. "બરમાની ખાણની સીનડીકેટ પર મને મુદલ ઇતબાર નથી: બરમાના એ સીનડીકેટ કાઢનારા અંગ્રેજો ભોલાને ખેતરીને ખાઇ જનારા મવાલીઓ નીકલસે; જેથી મારી સકમાઇના બે લાખ રૂપ્યા આવી રીતે હરામ ગુમાવવા ફાંજલ પાડી શકતો નથી."

"એ ધરખમ ઇનવેસ્ટમેંટ પર મારી જીંદગી ગોયા ગીરવી મુકશ એટલો હું ચોકકસ છઉં, મેહલ્લી," બમને ખાત્રી આપી, "મારી સ્થીતી સુધારવાનો કદાચ એ છેલ્લોજ ચાન્સ છે. એક ફ્રેન્ડ તરીકેજ તારી આગલ હું આવ્યોછ, અને એક ફ્રેન્ડ તરીકેજ મને મદદ કરવા તુંને વીનંતી કરૂંછ. ખોદાને ખાતર તુ ના પાડતો ના દોસ્ત. મારે એકદમ પૈસા જોઇએજ જોઇએ. નહીં તો કે પછી—" અને તે મોટથા અત્રે હસ્યો. "મારી સાથ બોલું ચલું જોઇએ, જો આ ચાન્સ મારા હાથમાંથી છટકવા દેવસ તો હું બીલકુલ મુફલીસ ને પાયામાલ થવશ. ચાલ બોલ હવે બે લાખ ધીરેછ કે નહીં ?"

મેરવાને શંકમંદ અદાથી પોતાનાં ખભાં હીલવ્યાં.

"બે લાખ રૂપ્યાનો જોખ્મ ખેડવા અને હરામ ગુમાવવાજ તું મને ફકટ જણાવેછ," મેરવાને જવાબ કર્યો. "મને આવી ખાણો પર—"

"પણ જોખ્મ વગર નફો છેજ નહી, મેહલ્લી," બમને જરદાર મેરવાનને શીશામાં ઉતારવા તકરાર કીધી, "નથીંગ વેનચર, નથીંગ ગેન. ખાણ બરાબર ખોદાસે, જો એમુલ હીરાઓ નીકલશે તો બે લાખના બે કરોડ મલશે; વલી તેમાં તારો ભાગબી રાખવામાં આવશે. વલી તે ઉપ્રાંત——" તે બોલતો હતો તે વેળા તેબલ ઉપર ઉંધી પડેલી શુશોભીત ફ્રેમમાં જડેલી મનોહર બાલી સાથની સબી પોતાના હાથે ઉંચકમેલ કરી ફેરવીને જોતાં તે ઓચીંટ ચોંકી આગળ બોલતાં અટકી ગયો, અને ચીંતાતુર સ્થીતીએ ને ફાટસે ડોલે તે ઉપર બારિક નજર કરી કરડા અને કઠોર અવાજે પુછયું:

"આમે તેં કયાંથી મેલવી, મેહલ્લી ?"

"શું ? સબી !" લાલ થતા ચેહેરાથી મેરવાને જવાબ વાલ્યો. "ઓ, એ તો હું એકવાર એક ઓલરીને પીછાણતોતો તેનો ફોટોગ્રાફ છે."

"એ ફોટો મારી મોહોરદારનો છે," બમન પુકારી ઉઠયો.

તેણે પોતાનું માથું ઉંચે કીધું, અને બને સખ્સોની આખો ખામોશ ચુપકીમાં એકાદ પળ એકેક સાથે મલી.

"આ સખી જે છોકરી સાથ હું પણ્યો તેની છે." બગડુ જેની ઠંડી લાગણી દર્શાવતા બમને જવાબ કર્યો. "એ સખી તારા કબજામાં કેમ આવી તેનો મને ખુલાસો કરસે?"

"હા," શાંત અદાથી મેરવાન બોલ્યો, "એ તે છોકરીની સબી છે કે જેની સાથ હું પણવાનો હતો અને—પણ્યો નહીં."

"ત્યારે તે તારોજ ફોટો હતો કે જે—" પોતાની આગલ તેબલ તરફ મુરકતો બમન લગાર ગુસ્સામા બબડયો.

"મારો ફોટો? વૉટ ડુ યુ મીન?" બસો મેરવાન તાજુબીથી પુકારી ઉઠયો.

એક નિશ્વાસ ફેંકી બમને ઉપર ગરમ કીધી, અને કઠોર અદાથી બોલ્યો, "ત્યારે તું એ દાદાચાનજીની ડાલી સાથ એંનગેજ થયો'તો? મને જ્યારે એ દુકતી પણવા કબુલ થઇ ત્યારે, તે કોઇ બીજા સાથ તે આગમજ એંનગેજ થઇ ચુકી'તી એમ મને એને કહયું નહીં. મેં જાણ્યુ નહીં."

"તુંને પણવા એને મને દૂર ફેંકયો, બમન," શાંત પણ ગગથતા સાહાદે મેરવાને ખુલાસો કીધો. "એમ જણાયછ કે દોલતને ખાતર છોકરીઓ કાંઇબી ચીજ કરી શકેછ. જ્યા પૈસાનો ઝનકાટ જોયો, લાજ લોબી છોકરીઓ પોતાનું સ્વમાન ભુલીને ખેંચાઇ દણાઇ તુટેછ. તે વખતે હું મુફલેસ હતો, જ્યારે તું જરદાર હતો. અને મારા જેવા ગરીબને ઠોકરે મારી એ બેદીલ છોકરી તારા જેવા માલેતુજારનો પલ્લો પકડયો. તેની આવી બેહુદી બેવફાઇને માટે તેને દુઃખી કરવાને મેં ગોયા કસમ લીધા. મારી તેવા કસમ ખચીતજ પાલવાની મકસદ હતીજ, પણ મારા પોતાના મનના વિચારો બીજે કેઠે સદાના દોડાવવાથી આજની સવાર તુલીક હુ બધુ ભુલીજ ગયો હતો."

"કોણની સાથ પણવા તુને એ ડાલીએ હાથ તાલી આપી સદાનો દુર ફેંકયો તે તુને એને નહીં કહયું'તું?" બમને પુછયુ

"નહીં, મે તે પુછ્યુ નહીં, અને પુછવાની કશી કનવાર વદીક કીધી નહીં." મેરવાન બોલ્યો

બમન કઠોર અદાથી હસ્યો. "બહુ વિચીત્ર જાતની—આ અમલાઓ!" તેણે તાજુબીથી પુકાર્યું. "એ છોકરીએ કાંય એમ કીધુ તે હવે તુને હુ જણાવશ, મેહેરલી. વીસ હજારે મેં એ છોકરીને વેચાતી લીધી તુ ચોક ના, મેહેરલી, અને આવી રીતે મારી સામે ડોલા કાઢી જો ના, બરાબર છેવટ તુલીક સમજ. વેચાતી લીધી એ હસવા જેવું લાગેછ નહીં? પણ દાવીને પોતાને કાંઇ પૈસા જોઇતા'તા નહોંજ. પોતાના બુરા અધર્મી રદમાતલ બાઇને ફોજદારી અપરાધમાથી બચાવી લેવા તે માંગતી'તી."

"ઓ ખોદા!" મેરવાન બેહદ આશ્ચર્યથી પુકારી ઉઠયો. "દાલીના બાપ માટે તો હું કાંઇ બી જાણતોતો નહી', અને તેં વીસ હજાર રૂપીઆ–જે તારા જેવા માલેતુજારને મનસે તો નજીવી રૂપરડી કેહેવાય–તે આપવા તેં કબુલ્યું?"

"મારી સાથે એ પરણે એવી કબુલાટે," કાંઇ બી લાગણી વિના બમનેં વધુ ખુલાસો કીધો. "કોઇ બી કીંમતે કાંઇ બી ચીજ મને જોઇતી'તી તે મેં હમેશાંજ મેલવી'તી–અને હું એજ દીલચટ છોકરીને માંગતો'તો. મેં તેને ચાહી, મોહોબ્બતથી ચાહી. દાલી મને મુદલજ ચાહાતી'તી નહીં. એને મને એમ ખુલ્લું જણાવ્યું. તે માત્ર એક સાટુંજ હતું. પણ મારી હેમાકાટ વચે મેં જોખમ કબુલ્યો. એકું દીવસ દાલી મારી દરકાર કરી અને ચાહાશે એવું માની મેં જબરો ધરોપરો જારી રાખ્યાં. તે કેસમાં કોઇ બીજો શખ્સ હતો એમ મેં મુદલજ જાણ્યું'તું નહી તેથીજ બધો તફાવટ, આંતરો અને કાંચડ પડયાં. મેં તેવી જરા બી અટકલ વડીક કીધી નહીં; પણ એક દીવસે મેં દાલીને કોઇ સખીને ચુમી લેતાં ઓચીંત જોઇ. તે સખી કોઇ મર્દની હતી. ત્યારેજ બધો ભેદ ખુલ્લો થયો. મને જોઇને પોતે પકડાઇ આવતાં ચેહેરાથી તદન લાલચોળ થએલી મેં દીઠી. મને ઓચીંત જનુન છુટી આવ્યું, અને તેવા આંધલા ગુસ્સા અને તીરસકારમાં હું તેને મારીજી નાખી શકયો હોતે. પણ મેં તેમ કીધું નહીં. તે સખ્સની સખી મને આપી દેવા મેં દાલીને કહ્યું, પણ તેમ કરવા એને સાફ ના પાડી; મને બતાવવા વડીક ના પાડી. અને જ્યારે મેં તેની પાસેથી જુટાવવાની કોશેશ કીધી, ત્યારે હોઝ્ઝતોઝ્ઝમાં દાલીએ તે ફોટોના જોતજોતામાં કટકા ભુકસા કરી નાખ્યાં. હું હવે બધું સમજ્યો. તે ફોટોગ્રાફ તારોજ હતો, મેરસી."

મેરવાન ખુરસી પાછલ અઢેલી પડયો, અને મુસ્કેલીએ દમ લેવા લાગો.

"અલબત તે વેળા મેં જાણ્યું નહી," તે સંગદીલ સખ્સે સખ્ત અને દયાહીણ અવાજે ચાલુ રાખ્યું. "જો મેં તે વખતે જાણ્યું હોતે–તે સખીનો સખ્સ કોણ હતો તેનાથી જો વાકેફ થયો હોતે, તો હું નકકી માનુંછ કે મેં તેને તાબરતોબ ઠાર કીધોજ હોતે."

"પણ તે સખ્સે તુંને કાંઇ ઇજા કીધેલી નહીં, કે નહીં દુઃખ દીધેલું," મેરવાન ઝડપથી વચે ગંભીર અદાથી બોલ્યો. "હવે ત્યારે તું મને શું ઠાર કરવા માંગે છે?"

બમન ખોટાં દીલનું હસ્યો.

"ઓ, ડીયર, નો!" તે પુકારી ઉઠયો, "તે વખત, સંજોગ અને સ્વભાવ હવે વહી ગયો. બધાં કેહેર વેર હું ભૂલી ગીયો. મેં લાંબા વખતનો એવડા દાલી સાથે છેડો છોડવી નાખ્યો છે."

"છેડો છોડયો? વૉટ ડુ યુ મીન, બમન?" ફાટેલે ડોળે ફફરમંદ થયે મેહેરવાને પુછ્યું.

"હું જે કેહુંછ તે હમેશ બોલ પાલુંછ, એવા એકજ સખુનનો ચીવટ આદમી છેઉં. પેલી સખી પછી ચાલુ ભાંજગડ થવા લાગી," બમને વધુ ખુલાસો કીધો. "કદાચ દાલીએ એમજ વિચાર્યું કે હું એને હેરાન કરી બુરી રીતે વર્તતો'તો, પણ અલબત હું તેમ વર્ત્યો નહીં. એમાં બધો એનોજ વાંક હતો, કાંવકે મારી માયા મોહબતની લાગણીનો બેહદ બુરો સરોપાવ આપ્યો. અને મારા પ્યારનો બદલો ધીક્કાર અને ફીટકારમાંજ વાલ્યો. વગર મનથીજ માત્ર પોતાના દગલબાજ બાપને બચાવવાની આકરી ફરજને ખાતરજ તે પરણી હતી એમજ

મને પાછું એને જણાવ્યું, અને છેવટે મને ધીક્કારથી વરી મને એજ સદાની તરછોડી અને તજી ગેઇ. કાંઇ બી ચેટવણી વીના એક ચીઠી મુકીને ચાલી ગેઇ, જેમાં એવું લખ્યું કે મારી સાથ તે વધું લાંબો વખત જીવી શકતી નથી, અને તેને પાછી નહીં લાવવા યાનો શોહોધી કાઢવાની કોશેશ નહીં કરવા ઓજરબ્વાહીથી માંગી લીધું હતું. અને તારીજ માફક મેબી ખુદાને બાર કસમ નોખાગ્યા. મારી આગલ પાછી ફરવા તેને અર્જ નહીં કરવા કે તેને શોહોધી કાઢવાની કોશેશ કદીબી ન કરવાના હડહડતા કસમ લીધા. મારે મનસે તે દીવસથી તે મરીજ ગએલી છે, તે વખતથી તે આજની ઘડી તુવીક મેં એ દાલી પર મારી ચસમ ઠેડવીજ નથી. હું જે બધું જાણુંછ તે એજ કે તે કદાચ મરી ગેઇ હોસે."

"પાતો ભુખમરો સેવતી હોય!" ઉંડી દીલસોઝ લાગણીથી મેહરવાન પુકારી ઉઠયો. "ઓ, ખુદા! તું આવી રીતે કેમ વતી શકેછ! શું તુને જીગર નથી!"

"પેલા ઈજીપ્તના ફારો માફક તે જીગર પથ્થર થયુંછ," તીરસકારથી બમને જવાબ કર્યો. "તું એમ કરૂણારસીક ના થઇ જા, મેહેરવી, દાલીએ પોતાનોજ માર્ગ પસંદ કીધો, મેં તેની ખાસ વીનંતીથી કરવા દીધું. એ બધુ મને પરણ્યા પછી ત્રણ વર્ષે બન્યું, અને પેલો કોટ–તારો ફોટો–ફાડી નાખ્યા પછી ત્રણ મહીને થયું. અદેખાઇ અને વેરનો તખકકો હું વે વીતાવી ગયોછ તે તારે મારે તો નશીબવતું છે, મેહરવી."

"સાત વર્ષ આગમજ!" મેરવાન ખરાં દીલની જોસભર માયાથી પુકારી ઉઠયો. "આ બધો વખત તેનું શું થયુ તેનો કાંઇ આંકડયા તુંને નથી? કદાચ દાલી પોતાના માયબાપને ત્યાં ગેઇ હોસે."

"લાંબો વખત થયો બેઉ તેઓ ગુજરી ગીયાં," ગંભીરાઇથી બમને જવાબ કર્યો. "એક માંસી હતી જે પર દાલી કાગજ લખતી'તી–આલીબાઇ માસી જે બદનેરા રેહેતી'તી. હું જાણુંછ ત્યાં લગીન દાલીની એજ એક અતલગની એખવી સગી હૈયાત છે. હજીબી તું એની પર માયા મોહોબત ધરાવેછ?" મશ્કેરીની ઘપે કઠોર હસીને બમને પુછયું. "તે બેદીલ ને બેવફા ઓરત!"

"તું માયા મોહોબત તેની પર નથી ધરાવતો તે મારે માટે પુરતું છે, બમન," મેહેરવી કડવાસથી નેણુ ફેરવી ગુસ્સાથી ઠપકાની ઘપે બોલ્યો, "તે ઓરત સાચી ને વફાદાર છે. ગમે તે પણ તે ખુદ ખુદાના ઘેર તુવીકની નારી મોહોરદાર છે. દુઃખ અને આફતમાંથી તેને બચાવી લેવાની તારી માનભરી આઇન ફર્જ છે."

"પોતાની મરજી મુજબ ઘસડાઇને તજી જવાનું પસંદ કરે તે પર મારી આઇન ફર્જ નથી, મેહેરવી," બમને વચ્ચે પુકાર કીધો. "અને મને બોલવાની રજા આપસે કે બીજાની સલાહ શીખામણ વગર મારાં પોતાના માનની સંભાળ લેવા હું પુરતો શકતીવાન છેઉં. મે તુંને આ બધુ કાંય કેહી દીધું હોશે તે મને સમજ પડતી નથી. જો તું વચ્ચે નહીં હોતે તો દાલી મારી દરકાર કરતે અને મને ખરાં દીલની ખુશીથી ચાહાતે. મારે મનથી એ જીવતીબી મુવેલી છે."

"એ તારી મોહોરદાર છે." ઠપકાની ઘપે મેહેરવાને પાછી તકરાર કીધી, "માત્ર આંજે સહવારેજ સંજોગ હેઠળ આ સબી હાથમાં આવતાં યાદ થઇ તે આગમજ એ દાલી સાથની

આગલી માયાને લગતી વાત હું સદતર ભૂલીજ ગએલો બેમાથી એક જણે દાલીને શોહોધી કાઢવી તો જોઇએ. તુ નહી શોહોધશે તો હું પતો મેલવશ"

"અને પછી?" ઉચે દમે બમને પુછ્યુ.

મેહેલ્લી ખુરસી ઉપરથી ઉઠયો, અને ઉશકેરાએલી અદાથી તે ઓરડામાં પોતાના ગજવામા હાથ મેલી ફર્યો, જે પછી એકદમ બમનની ખુરસી આગળ ઠેરી પોતાની આંખોમાં તીક્ષ્ણ કાકલુદીની રોશનીથી તેને જોતા બોલ્યે. "લુક હયર, બમન, તુ કેહેછ કે તારી-તારી મોહોરદારને તારી આગલ પાછી ફરવા નહીં કેહેવા કે તેને શોહોધી નહીં કાઢવાના કસમ પાલ્યાછ. પણ ધાર કે હું તેને શોહોધી કાઢી તારી આગળ પાછી લઇ આઉ તો—તો પછી શુ?"

'તુ ભૂલી ગએલો દીસેછ કે તે છોકરીના જુના ચાહતા સખ્સની તે છોકરીના ધણીને ઘણી વીચીત્ર દરખાસ્ત છે," ઠપકાની ઘપે બમન બોલ્યો "તારી મતનબના ગેર લાભ માટે હું શક ધરાઉછ."

"હું તેમાં કાંઇબી લાભ મેલવી શકવાનો નથી," કડવાસથી મેહેલ્લી બોલ્યો "સીવાય કે એક વફાદાર અને બીન એખલપેગી ઓરત માટેના મારા ખોટા ગુમાન માટે તોબ્જેશ કરવાની લાગણી ધરાવવાનો શતોષ મળે એ મારો કાહાણી ફીરમો દસ વર્ષનો મરી ગીયો. જો દાલી આવવા માગે તો તું તેને પાછી નહીં રાખી શકશે?"

"નહીં! એક ઘડી બી નહીં," ટેબલ ઉપર હાથ અફાલી મજબુત ઠેડાવ સાથ બમન બોલ્યો. "મે કસમ પાળ્યાછ કે નહીં રાખવાનો, તે નહીંજ પાછી રાખસ પણ, નકામી ફીકર કાંય કરેછ. તે હેમક ને જીદ્દી દુકતી પાછી આવવાની નહીંની"

"જો તે કબુલ થઇ તો તું ખુશી થઇ શકશે નહીં? તું એનો હેત માયાથી આદર સતકાર કરશે કે નહીં?" મેહેરવાને વધુ દલીલ કીધી.

"તુ હુશ્યાર એડવોકેટ થાય ખરો," મશ્કરીથી તે બીજો શખ્સ બોલ્યો "પણ તું નાહક વખતની બરબાદી કરેછ આટલાં વર્ષો પછી દાલી કયાં છે તે બેમાના આપણે એક બી નથી જાણતા આપણે બેઉ ભુલી જઇએ પણ નહીં એ નાલાએક દુકતીને ભુલી જવા કે માફ કરી શકવાનો નથીજ ચાલ હવે બીઝનેસની વાત કર"

"નહીં," જનુનથી મેહેરવાન પુકારી ઉઠયો "જો તુ હજી તેની દરકાર કરતો હોએ, તો તુ દાલીને કાંય પાછી રાખે તે સર્વથી મોટુ કારણ છે"

"એક ઓરત જે મને ધીક્કારે? મારો જવાબ તુને મળી ચુકયો એમ તુને કેહુછ," બમને ગુસ્સાથી જવાબ વાલ્યો "જા—તુને ગમે તો શોહેધી કાઢ—તારે ગમે તેમ કર—પણ તે બેવફાનુ નામ મારી આગળ કદી બી કહેતો ન. તું સામજેછ કે મેહેલ્લી?"

"જો હું દાલીને શોહોધી કાઢી શકશ, તો સીધી તેને તારી આગળજ પાછી લાવશ" શાંત અદાથી મેહેરવાને દરખાસ્ત કીધી. "બમ!, જરા માયાળુ થા! લુક હીયર, હું તારી સાથે સારુ કરવા માગુછ—કે જેમ દાલી સાથે તેના ભાઇની બાબદમા અગાઉ તે મારુ કીધેલુ તેમ. તું જાણેછ કે તે મરૂેસને પાયામાલ થઇ ગીયોછ આ ખરમાની ખાણની સીનડીકેટમાં

બે લાખ નહીં મળશે તો તુને કોન્ત્રેકટનો ભંગ કરવા જેલમાં જવું પડશેઃ તેથીજ હું સાદુ કરવા માંગુંછ. ધાર કે દાલીને શોહોધી કઢી તેને પાછી ફરવા સમજાઉં, તો તારી ઓહોર-દારને પાછી રાખવાનું તું કબુલ થાએ તો હું બે લાખ રૂપ્યા આપના પ્રૉમીસ કરૂંછ નહીં તો નહીંજ. યાદ રાખજે, કે આ સાટાં પર તારી આબરૂ અને જરદાર સ્થીતી લટકેલી છે"

બમન ઓચીંત ખુરસી ઉપરથી ઉડયો અને ગભળતા સાહાદનો પુકાર કરતો પાછો ફસડાઇ પડયો. તેનો ચેહેરો મોત જેવો ફીકકો પડયો; તેની આંખો મિચાઇ ગેઇ, અને તેનું માથું બાજુમાં ઝુમી પડયુ.

"પાણી—ઓ જલ્દી પીવાડ—મને પાણી——" તે હાંફતાં લડડતી જબાંને બોલ્યો.

ખુણામાં પાણીના કુજા આગળ મેહરવાન દોડી ગયો, અને ગ્લાસમાં પાણી લાવી કેટલુંક પીવાડયું, અને ખાણામાથી કોલનવોટર કાઢી તેના મોઢાં ઉપર ભરી સુંઘાડયું.

કેટલીક મીનિટ પછી તે બેભાન શખ્સ હુસ્યાર થયો, અને મુસ્કેલીથી જોશથી દમ લેતાં બોલ્યોઃ "હાર્ટ! હાર્ટમા મને એમજ આકરાં આવેછ. થૅંકસ, હવે હું ઑલ રાઇટ છેઉં. મારા હૅર્ટ ફેલ્યો થોડો વખત થયો ચાલુ થાયછ. મારો તબીબ ફકર ચીંતાની વાતો નહીં કરવાની બયામણ કરેછ. શુ શું આટું કરેછ? મારી દાલીને પાછી રાખું તો તું મને બે લાખ રૂપ્યા આપવા કબુલ થયછ? વૅલ—હું કબુલ થાઉંછ. કાંઇ બી ભોગે મને મારી આબરૂ બચાવવા પૈસા તો જોઇએ તારે ગમે તે કર. પણ યાદ રાખજે કે મારી ધણયાણી—જો તે હજી હૈયાત હોએ ને તેને શોહોધી કાઢવા તું ફતેહ પામે, જે બીલકુલ શકભર્યું છે, તો પોતાને પાછી લેવા મને પેહેલા પુછી શકે. મેં કસમ લીધાછ કે મારે એને કદી બી પુછવું નહીં. તેવી શરતે હું કબુલ છેઉ"

* * *

બીજે દીને ભલો મેહેરવાન પુણ્યવંતું કામ કરવા બહનેરા જવા તરમીનસ ઉપરથી ઉપડયો. પાછલી રાત્રે ત્રેન બદનેરા આવી અને સદવાર તુનીક વેીંગ રૂમમા વખત કાઢી તે પારસીની વસ્તીમાં ગયો અને આલીમાઇ માસી અને તેની ભાણેજ દાલી દાદાભાનજી માટે જુસ્તેજુ કીધી; આખરે કાંઇક મુશીબતે આલીમાઇ માસીનો પત્તો મલ્યો.

"હું ઘણોજ વીચીત્ર સંદેસો લઇ આવ્યોછ, બાઇ," મેહેરવાને નમ્રતાથી શરૂ કીધું. "મને મદદ કરવા હું તમુને કાકલુદી કરૂંછ. હું તમારી ભણેજ—દાલી મેહેરીનો જુનો મીત્ર છેઉં. દાલીને ઘણીજ અગત્ય જોગી વાતના ખુલાસા કરવાના છે. દાલી કયાં હાલ વસેછ તે તમે મેહેરબાની કરી કહી શકશોજી?"

"મારી ભાણેજ દાલી હાલ મારી સાથે રેહેતી નથી, બાવા," આલીમાસીએ ઠંડા વર્તણુથી જવાબ આપ્યો.

"હાલ એટલે?" શંતોષથી તેણીના શબ્દો પકડતાં મેહેરવાને પુછ્યું. "તારે થોડુંકની બાત પરતો દાલી તમારી સાથેજ વસતીતી?"

"હા બાવા," લગાર દુઃખદાએક સિથતિથી આલીમાસીએ જવાબ કર્યો. "તમે કદાચ જાણોછ કે દાલીએ થોડા વર્ષ પર ઘણાં કમનસીબ લગન કીધાં. એક પારકા સાથે તેવી બાબત પર ચુનોચરા કરવાનું હું જવલેજ પસદ કરૂં. એ—"

" બીહો ના, બાઇ, મને તેની બધી ખબર છે," મેહેરવાને ઝડપથી વચમાં જવાબ આપ્યો.

" મને સત માનજો કે મારાં છગરમાં એ અભાગણી છોકરીના સાચા લાભોજ સમાએલા છે. એના ભરથાર અને એની વચે પાછી સમજુતી કરવાની કોશેશ કરવાની મારી ઇચ્છા છે, કે જે ભરથારે ગેઇગુજરી ભુલી જવા ખુશી બતાવીછ, આલીબઇ માસી. દાલીને શોધી કાઢવામાં મને સહાય થવા તમુને કાકલુદી કરૂંછ."

તે ભલા સખ્સની મીનતજારી આતુરતા અને દીલસોઝ લાગણીથી આલીમાસીનું સંગદીલ ખરો ખુલાસો કરવા પીગલ્યું, અને આખરે મેહેરવાન દાલીની ભાલ મેલવવા ફ્તેહ પામ્યો.

" દાલી મારી આગલજ સીધી ચાલી આવી," આલીમાસીએ ખુલાસો કીધો. "મારી હાલટ ગરીબ હતી એમ એને જાણ્યું તેથી છોકરીઓને ભરવા સીવવાનું શીખવવા ને મધરાત સુધી આંખ તોડી સીવવા સાંધવા બહુ જેહેમટ ખેંચી ગુજરાણ કરવા પડી. જે પછી અહીંની સ્કુલમાં માસતર તરીકે ઘણાં ટુંક પગારે રેહી પણ થોડો વખત થયો આકોલાની સ્કુલમાં મોટે પગારે ચાકરી રેહીછ, ને કોઇ કોઇ છુટીના દીવસે મને મલવા આવેછ, અને મારી પર બી થોડાક પૈસા મોકલી આપેછ."

મેહેરવાને ધીરજનો લાંબો દમ ખેંચ્યો; આલીમાસી પાસથી સરનામું લઇ તે પાછો સ્ટેશન ઉપર ગયો, જ્યાં જમીને કલાક પછી આવતી ત્રેનમાં તે આકોલા ગયો. તે બીલકુલ અધીરો બની ગયો હતો; કયારે તે ભલો સખ્સ બંને ધણી-ધણીઆણીને પાછાં એક કરવાનું પુણ્યવંતું કામ પાર ઉતારે તેની જબરી અધીરાઇ તેને લાગી.

એતેફાક સ્કુલથી પાછી ફરતી મનોહર દાલી મેહેરવાનને રસ્તામાંજ મલી. ટાંગો ઉભો રાખી તેમાંથી કુદી પડી તે આશ્ચર્યથી ધીમેથી પુકારી ઉઠયો "દાલી! દાલી!"

ફકરમંદ ધપે દાલી તેનો ચેહેરો ટીકતી ઉભી, જેથી તે અધીરો જુવાન પાછો પુકારી ઉઠયો. " દાલી! મને શું નહીં ઓલખતી?"

" મેહેલ્લી!" તેણી મુસ્કેલીથી દમ લેતી પુકારી ઉઠી. "મેહેલ્લી-તમેજ ખરેખર-નહીં હોઇ શકો?"

અને ઓચીંટ ગેઇગુજરીની ભયંકાર કાંહાંણી યાદ આવતાં તે કમનસીબ છોકરીને તમ્મર આવવાં લાગા, અને ટાંગો પકડી લીધો, મગર તેજ ઘડીએ મેહેરવાને સમયસુચકતાથી તેણીને પીઠેથી પોતાના હાથોએ ટેકવી રાખી. તેણીની તેજ આંખો આંસુથી ડુબી ગેઇ, અને દુઃખનો નશ્વાસ તેણીના ફીકકા મુખમાંથી બાહાર પડયો.

" તમે અહીં કાંય, મેહેલ્લી?" ધીમેથી દાલીએ પુછયું "શાને માટે અહીં આવ્યા? તમે-તમે તો મને વીસરી ગીયાછ."

" અહીં હું આવ્યોછ," ધીમેથી તે ભલા જુવાને જવાબ કર્યો. "કારણ કે તું કયાં હતી અને શું કરતી'તી તે મેં આજે જાણ્યું. તુને મુંબઇ તારા ભરથાર આગલ લઇ જવા અને આવ્યોછ."

એકાદ પળની ખામોશી પછી દુઃખનો લાંબો નિશ્વાસ ફેંકી દાલી બોલી; "તમે મારી બાબતમાં એટલી લાગણી ભરી કાલજી કરોછ તે ઘણું સારું છે. પણ મને ફકર છે કે તમારી ત્રબલ બરબાદ જવાની. સાહેબજી."

"નહીં, દાલી, મને બરાબર સાંભલી લે." તેણીને અટકાવીને તે માયાથી બોલ્યો. "તારી સાથે ગંભીર ગુફતેગુ કરવા માંગુંછ. આપણે કયાં જઇએ?"

દાલી નજદીકનાં પોતાનાં કૅાટેજમાં મેહેરવાનને લઇ ગેઈ, જયાં સુદી આયા પાસે ચા તૈયાર કરાવી કપડાં બદલી તે તે દીલસોજ જુવાન આગલ પાછી આવી.

"હું ઘણી બદલાઇ ગેઇછિ, મેહેલ્લી?" ફીકકું હસી તેણીએ પુછયું.

"નહીં, દસ વર્ષ ઉપર તું જેવી હતી તેવી મને દીસેછ, દાલી. જે હું હવડાં જાણુંછ તે અગાઉ તે વેળા હું જાણતો'તો નહીંજ, કે તુ મને છોડીને શાને મારે બમન મોદી સાથ પરણી ગેઇ. ભલી છોકરી, મેં તુંને તે વેળા ઘણો ગેરઇન્સાફ કીધો. હવેજ તારા ધણી પાસથી બધો ભેદ મેં જાણ્યો. બેશક, મોહોબત કે ફર્જ વચે હું સુડી વચે સોપારી માફક સપડાઇ ગએલી."

"ખુદાને ખબર છે કે તેવી ફર્જને ખાતર તમારી સાચી મોહબત છોડતાં મને કેવું માહાભારટ દુઃખ સોસવું પડયુંછ. હું પરણી પણ બીલકુલ વગર મને, વગર પ્યારે, અને વગર લાગણીએ, કાંયકે જે કાંઇ મારા જીગરમાં હતું તે–તે તો–તમુનેજ આગમજતું સદકે કીધેલું."

"તારે હવે તારા ધણી આગલ પાછું જવુંજ પડસે, દાલી. હું બધી સમજુતી કરાવશ," મેહેરવાને તેણીને પટાવી, "એ બી તુંને પાછી તેડેછ."

"એવને ઍડવોકેટ તરીકે તમુને મોકલ્યા, મેહેલ્લી?"

"એ પોતે આવી શકયો નહી."

"અને તેવન આગલ જવા તમે મને પુછોછ?"

"હા–તેથી મને ઘણી ખુશાલી બરપા થશે. મારું માન, વાહાલી છોકરી, અને બધી ખટપટ ભૂલી જા, ને મારી સાથે આવ–કોઇને ખાતર નહી તો મારે ખાતર. ભલો કે બુડો પણ ખાવીંદ."

"ત્યારે–તમારેજ ખાતરજ હું પાછી જવશ, મેહેલ્લી."

હર્ખથી પ્રફુલ્લીટ થતાં જીગરે મેહેરવાને માયાથી તેનો હાથ પોતાના હાથમાં લઇ દાબ્યો.

એકદમ તેજ દીવસે ત્યાંથી ઘટતો બંદોબસ્ત કર્યા સીવાય આવવાનું ન બને એમ કહીને દાલીએ ચાર દીવસ પછી તૈયારી કરવા કહયું, જે મેહેલીએ કબુલ કીધું. જેટલા દીવસ તે ભલો જુવાન ધર્મસાલામાં રહયો.

જે દીને તેઓ ઉપડનાર હતાં તે સહવારે મેહેરવાને બમન મોદી ઉપર અરજંટ તેલીગ્રામ કીધો, કે તે દાલીને પાછી લાવતો હતો. બીજે દીને સાંજે આવી પુંગશે.

તેઓ મુંબાઇ સાંજે ઉતર્યાં. બાંદરા હીલ રોડ પર એક બંગલામાં બમન રેહેતો હતો, જેથી મેહેરવાને ભાડેની ટેક્સી કીધી અને લગભગ આઠ વાગે બંગલે આવી પોહોંચ્યાં.

તેઓ અંદર ગયાં, અને શેઠ ગભરાતા હતા, એમ નોકરને મોંઢે સાંભલી તેઓ આતુર સ્થિતિએ ઉપર ગયાં.

બમન બિછાંનાં ઉપર તાસવીસ કરતો પડેલો હતો, જેની આગલ તેની બેહેન કુમી ઉભી હતી. મેહેરવાન દાલીનો હાથ પકડી આગલ જઇ બોલ્યો;

"બમન, તારા કેહેવા મુજબ હું દાલીને લાવ્યોછ. હવે તુંને સખ્ખારો રેહેસે."

તે અભાગણી મોહોરદાર આંખમાં આંસુ સાથ તેની આગળ ગેઇ અને તેના નાતવાન હાથ પોતાના હાથમાં લીધા.

"બહુ મોડું-બધું નકામું," લહડતી જબાંને હાંફ ચહતી બમન ભાગ્યુંતુટું બોલ્યો. "મારે અજલ આવીય—હાટનું આકરૂં—ઓ—મેહેલ્લી-મેં સતો કીધો-રૂનો-પચાસ હજાર ડીકી—મારૂં કરજ ભરજે. મારી અર્જ—મારી બેહેન કુમીની રૂંબાલ લેજે. દાલી-માફ કરજે મને—મને—મેહેલ્લી-અહીં આવ-" તેણે ધ્રુજતા હાથે મેહેરવાનનો હાથ ઝાલ્યો, જે સાથે દાલીનોબી હાથ પકડ્યો અને મુસ્કેલીથી દમ લેતાં બોલ્યો:

"તમો બેઉ સુખી-ઓ-મને—આકરાં—ઓ—મેહેલ્લી—મારૂં કરજ-કુમીને દાલી માફ" અને તે પછી કેટલીક મીનીટની બારી અછાડપછાડ પછી એકવારનો લખોપતિ બમન મોદી શેર સત્તાની મોહોકાણમાં રાખપતિ બની સદાનો માર્ગે લાગો.

બમનનાં મરણ પછી માંગનારાઓ તેના બંગલા ઉપર ધાડ લાવ્યા પણ કબુલાટ મુંજબ એક વારનો મુફલીસ પણ હાલના તવંગર મેહેરવાન દીવેચાએ બમનનું કરજ ભરી તે બંગલો છોડવી મરનારની બેહેન કુમીનાં નામ ઉપર કરી આપ્યો.

એક મહીના પછી જ્યારે તે દાલીને મલવા ગયો ત્યારે તેણીએ પોતાની આલીમાસીની આગળ પાછી જવાની ખાહેશ દર્શાવી પણ તે ભલો જુવાન હેટથી પુકારી ઉઠ્યો. "દાલી! હવે વધુ વખત હું ઢીલ કરવાનો નહીં. આખરે હવે હું બોલી શકશ. એક વેળા માત્ર આઇન ફર્જને ખાતર તું મારાથી છુંટી થઇ, પણ હવે તુંને છુટી કરવા કે રાખવા માંગતો નથી. આટલાં વર્ષો તુલીક મેં તારી કેવી ટગર કીધેલી, કેવું હેટ અને વાહાલ સાચવી રાખેલાં. વાહાલી દાલી! હવે તો તારે મારી સાથે શ્યાદીના ગાંઠથી એક થવુંજ પડશે."

અને જવાબમાં તે મીઠી ઓરત તે હેતવંતા ભલા જુવાનની ગોદમાં વાહાલથી દબાઇ.

ભલા માતબર મેહેરવાને બદનેસથી મધુરી દાલીની આલીમાસીને સદાનાં બોલાવી પોતાના બંગલામાં રાખ્યા, અને બમનની છમસી પછી બને વાહાલાંઓ ન તુટે કે છુટે એવા ચીવટ ગાંઠથી પરણીને એક થયા. હાલ તેઓ આલીમાસીની રાહાબરી હેઠલ રીજરોડ ઉપરના એક સુશોભીત બંગલામાં અકેકનાં સુખ અને વાહાલમાં અમન ચમનના વઇભવમાં કાલ નિર્ગમન કરે છે!

# "અસલ એ રાહ સૂફિનો!"

(ગઝલ)

અનહલ્લક તાનમાં ઉછળે; હૃદય સિંધુ તણાં મોજાં!
સદા મસ્તાન થઇ ઉકળે; અસલ એ રાહ સૂફિનો!

હું! તું! ના ભેદ ભૂલીનેઃ-
સકળ સંકેતને ત્યાગી! (૨)
સનમ ના ચર્ણમાં જ્હેવું! અસલ એ રાહ સુફિનો!

વિસારી આફતો સૌ કો!
સ્વિકારીને સફર સારી! (૨)
સ્મરેના ભુત—ને ભાવિ; અસલ એ રાહ સુફિનો!

ભલે આલમ ખુશી હો કે!
ખફા તેની નહીં પરવા! (૨)
કરે દિલદારની પૂજા—અસલ એ રાહ સુફિનો!

જીવન ના ભાર ભુસીને!
સફર નાં સાર ચુસીનેઃ- (૨)
સદા અંગાર પુછી લેં! અસલ એ રાહ સુફિનો!

ન મોહે માટીના ખેલો!
ખરે! હા! તે સુફિ ચેલો! (૨)
ન કોઇ કહી શકે મેલો! અસલ એ રાહ સુફિનો!

સદા જ્હે પ્રાણ સોંપીનેઃ—
સનમ સરકારને રસહીન! (૨)
તુંહિ! તુંહિ! તાનમાં મ્હાલે! "અસલ એ રાહ સુફિનો!"

"રસહીન."

# "હસ્મતઆરા—બેગમ."

—:o:—

## એક ઇતિહાસીક ટુંકી વારતા.

—:*:—

લખનારઃ—દોરાબ બી કરેલી.

## પ્રકરણ ૧ લું.

—:o:—

આ વાર્તાનો ઈ. સ. ૧૬૬૨ ના જુલાઈ માસની પહેલી તારીખે આરંભ થાય છે. રાતના અગીયાર વાગ્યા હતા. દિલ્હીના બજારોની રૈનક ફીકી પડી જતી હતી. આવા સમયમાં એક બહાદૂર તરૂણ નગરના એક બજારમાં ઘણીજ બેપરવાઈથી ધીમે ધીમે આગળ અને આગળ ચાલ્યો જતો હતો, એટલામાં બીજા બે મનુષ્યો કે જેઓ હથીયારબંધ હતા, અને જેમનામાના એકના હાથમાં ફાનુસ હતું, તેઓ પાછલથી આવીને તે તરૂણના શરીરને લાગીને પસાર થઈ ગયા. પરંતુ જેવી તેમની નજર એ બહાદુર જવાનપર પડી, તેવાજ તેવો તરજ અજાયબ થઈ ગયા અને એ યુવકને આડી આંખે જોતા જોતા આગલ વધવા લાગ્યા. તેઓની આવી ચેષ્ટાને જોઇને તે હીમત બહાદુર યુવકે ગંભીર સ્વરથી પુછયું કેઃ—

"દોસ્તો, તમે મારામાં એવી તે શી અજાયબી જોઇ કે આમ વિસ્મયતામાં પડી ગયા? તમારી આંખો માહરામાં કોઇ પ્રકારની નવિનતાને નીહાલી શકે છે કે શું?"

તે તરૂણનો એ સવાલ સાંભલીને તે બન્ને પુરૂષો ઉભા રહી ગયા. તેઓના એકે તેને ઉત્તરમાં જણાવ્યું કેઃ—"જીહા, જનાબે મન, અમારી નજરમાં તો આપ કોઇ અજાયબ ઇનસાન દેખાઓ છો. અમારી આંખો તમારામાં ઘણીજ નવિનતાને નીહાલી શકે છે, શું આપ મુળ દેલ્હીનાજ નિવાસી છો?"

"જી નહી, આલીજનાબ, હું દિલ્હીનો નહિ, પણ મુળ આગરાનો નિવાસી છું, અને આજે સંધ્યા સમયેજ અહી દેલ્હીમાં આવ્યો છું." તે તરૂણે કહયું.

તેનો આ જવાબ સાંભલીને તે બે મનુષ્યો તે યુવકની વધારે નિકટમાં આવી લાગ્યા અને એકવાર ચારે તરફ નજર ફેરવીને બીજા મનુષ્યે મંદ સ્વરથી કહયું કેઃ—"તમે આ દિલ્હીમાં નવા સવા આવેલા અને અહીંના ભેદોથી બીનવાકેફ

હોવાથી આટલી મોડી રાતે દિલ્હીના આ માર્ગમાં એકલા એકાદ હથીયાર વગર ફરી રહયાં છો. તમારી આ હીમતને જોઈનેજ હમને અજાયબી થઇ હતી."

"પરંતુ દેલ્હી જેવા રાજનગરમાં આટલી રાતે હથીયાર વીના અને એકલા ફરવામાં એટલો બધો ભય શાનો છે, એ માહરા સમજવામાં આવી શકતું નથી." તે તરૂણે અજાયબીથી કહયું.

પહેલા માણસે કહયું કેઃ-"આજે કેટલાક માસથી આ બજારના કોઈ પણ એક ભાગમાંથી એક અથવા બે મુડદાં રોજ સવારમાં પડેલાં મલી આવે છે. તે મુડદાંની છાતીમાં છરાનો એક મોટો ઘા પડેલો હોય છે અને તેથી એમ અનુમાન કરવામાં આવ્યું છે કે એ સર્વેને મારવાવાલો કોઇ એકજ હત્યાકારી હોવો જોઈએ."

"એવા ઘોર અત્યાચારી પાતકીનો કાંઇ પણ પત્તો નથી મલી શકતો?" તે યુવકે વચ્ચે પુછયુ.

"બાદશાહના શીપાહીઓ અને સરદારોએ તે પાપીને શોધી કાઢવાના અનેક પ્રયતન કર્યા, પણ તેનો કાંઇ પણ પત્તો મલી શકતો નથી અને મલવાની આશા પણ નથી. વળી વિશેષ નવાઈ જેવું તો એ છે કે, આજ સુધીમાં જેટલાં મુડદાં આવ્યાં છે, તે બધા સુંદર તરૂણોનાંજ હતાં," તે માણસે કહયું.

તેની આ વારતા સાંભલીને તે તરૂણે હસીને મીઠાસથીજ કહયું કે "તે એ બધાંનો કોઇ જાની દુશ્મન હશે અને પ્રસંગ સાંધીને તેણે તે સર્વેને મારી નાખ્યા હશે."

તે બન્ને પુરૂષો એ અવિચારી તરૂણના આવા હાસ્યને જોઇને બહુંજ આશ્ચર્ય માં પડી ગયા. તે તરૂણને તાકી તાકીને જોયા પછી એક પુરૂષ બોલ્યો કેઃ "પણ જેટલા તરૂણો માર્યા ગયા છે, તેમાંના માત્ર બે ત્રણજ આ નગરના નિવાસી હતા અને બાકીના બધાતો પરદેશીજ હતા. એટલા માટે અમારો આપને એજ ઉપદેશ છે કે; જનાબે આલી, આપ હવે અહીંથી આપના ઉતારાનાં મકાને તશરીફ લઇ જાઓ; નહીં તો, મારે અફસોસની સાથે કહેવું પડે છે કે, આવતી કાલે સહવારમાં આપની લાશ પણ આ સડકપરજ કયાંક પડેલી મલી આવશે."

"આહ! દેલ્હી જેવા રંગીલા શહેરમાં આવ્યા છતાં પણ જો આજે હું મારી બગલને ગમે ન કરી શકું, તો પછી માહરા જેવો બેવકુફ દુન્યામાં મલવો મુશકેલ છે." તરૂણે બીલકુલ બેપરવાઇથી જવાબ આપ્યો.

આંટલું બોલીને તે તરૂણે પોતાના બુલંદ સ્વરથી પ્રેમરસની એક ગઝલ લલકારવાનો આરંભ કરી દીધો.

તે ગઝલ ગાતો ગાતો બે પુરૂષોને પાછલ છોડીને આગલ વધવા લાગ્યો. તે બન્ને મનુષ્યો કેટલીકવાર-સુધી એ પરદેશી તરૂણને જોતા ઉભા રહયા અને તેના ચાલી જવા પછી ઉતાવળથી પોતાને માર્ગે ચાલી ગયા.

તે તરૂણ પોતાના ગાનના તાનમાં ગીલતાન થઇ ધીમી ચાલથી આગળ ચાલ્યો જતો હતો; રાત ભીની હતી અને સર્વે શાંતી પ્રસરી હતી. એટલામાં અચાનક કોઇએ પાછલથી આવીને તે તરૂણના ખાંપર પોતાનો હાથ દાબી દીધો. તેનું ગાયન અટકી પડયું અને તેને વીજળીના વેગથી પાછળ ફરીને જોયું તો એક સુંદર બાલા ઉભેલી તેના જોવામાં આવી.

## પ્રકરણ ૨ જું.

તે સુંદરી તરફ આગળ વધીને તરૂણે ગંભીર સ્વરથી પુછયું કેઃ "તમો કોણ છો અને માહરી પાસેથી શા કામની આશા રાખો છો?"

તરૂણનો આ પ્રશ્ન સાંભલતાંની સાથેજ તે સુંદરીના મુખમંડળનું દર્શન થયું, અને તેને પોતાના કોમળ સ્વરથી કહ્યું કેઃ—"આપ તો કોઇ ખરેખર રંગીલા-રસીલા નૌજેવાન દેખાઓ છે."

તે સ્રીનો આ સવાલ સાંભલીને તે તરૂણ ચમકયો. પણ તરતજ ચપલતાને ધારણ કરીને કહેવા લાગ્યો કેઃ—

"અંધકારમાં તમારી મુખમુદ્રા જો કે કાંઇક સુંદર દેખાય છે. પરંતુ તમારો નીર્બળ સ્વર બરાબર કહી દે છે કે, અવસ્થા ચાલીસ વર્ષ કરતાં વધારેજ હોવી જોઇએ. હા—શું કહું કે, માહરૂં બેતાબ દીલ માશુકને મળવા માટે કેટલું બધું તડફડયા કરે છે; પણ માહરા જેવા બદકિસ્મતની એવી કિસ્મત કયાંથી કે કોઇ પરીની બગલમાં મને આશરો મલી શકે? એવી નૌકા તો કોઇ બખ્તાવરનેજ મલી શકે છે?"

તે સ્રીએ તરૂણના આવા મનોભાવને જાણીને પ્રથમ ચારે તરફ નજર કરી અને ત્યાર પછી તેને કહયું કેઃ—"પણ કોશીશ કરવાથી બધું બની શકે એમ છે. તમે એક ખુબસુરત નૌજવાન છો; એટલે જો તમારી ઇચ્છા હોય, તો તમારી આ ગોરીગોરી સુરતપર એક તો શું પણ અનેક પરીઓ પોતાની જાન ફીદા કરવાને તૈયાર થઇ જાય એમ છે. ઇચ્છા હોય, તો આ દુન્યામાંજ તમને જન્નતની મઝા મલી શકે તેમ છે."

"બડીબી, આ બધી ખાબનીજ વાતો છે? પરી તો દુર રહી, પણ મને તો કોઇ ચુડેલ પણ આજ સુધીમાં મલી નથી. દુરથી તો અનેક પરીપયકરોની સુરતો જોઇ, કલેજાને મસોસીને બેસી રહયો, કેટલીક ઘડીઓ સુધી થંડા શ્વાસ ભરતો રહયો; પણ તમો કહો છો તેવો મોકો ખાબ વીના જાગ્રત હાલતમાં તો મને કદાપી મલ્યો નથી."

"મેલવી શકશો, જરૂર મેલવી શકશો." તે તરૂણીએ જવાબ આપ્યો.

"પણ તે કેવી રીતે ?"

"ચુપચુપ માહરી પાછળ ચાલ્યા આવો."

આ જવાબ સાંભળીને તરૂણે ખોંખારો કર્યો. તેના એ ખોંખારામાં કાંઇક વિચીત્રતા સમાયલી હતી, તેથી, તે સ્ત્રી જરાક ચમકી અને કેટલાક પગલાં પાછલ હટી ગઈ, અને તેના મુખનું અવલોકન કરવા લાગી. પરંતુ તેમાં શંકા જેવું કાંઇ પણ ચીન્હ તેના જોવામાં ન આવ્યું. પછી તેણે તરૂણને કહયું કેઃ-"જો આ જીંદગીમાંજ જન્નતના અયશ ભોગવવા હોય, તો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વીના ચુપચુપ માહરી પાછળ પાછળ આવો."

"ગુલામ ફર્માનનો તાબેદાર છે," તરૂણે એમ કહીને તેની પાછળ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં તેના મનમા અનેક પ્રકારના તર્ક થયા કરતાં હતાં.

:o:

## પ્રકરણ ૩ જું.

દિલ્હીના શાહી મહેલની પાછલનાં ભાગમાં એક મોટું વૃક્ષ હતું. તે વૃક્ષ એટલું બધું નિર્જન હતું કે જાણે તે કોઇ મહા અરણ્યનીજ એક શાખા હોયની, એવો તેમાં પ્રવેશ કરનારને ભ્રમ થતો હતો. તે વૃક્ષનો એક ભાગ શાહી મહેલની પાછલની દીવાલ સુધી ચાલ્યો ગયો હતો શાહી મહેલની પાસેના ભાગમાં એક વીશાળ પુરાણી મસ્જિદ હતી. ત્યાં તે તરૂણ અને સ્ત્રી આવીને ઉભાં રહયાં. મસ્જિદમાં પુષ્કળ અંધકાર હતો. તે સ્ત્રીએ કયાંકથી એક દીપક ખોલી કાઢયો અને તેને સલગાવીને અંધકારના સ્થાનમાં દીવાનો પ્રકાશ કરી દીધો. અજ્ઞાન તરૂણે દીપકના પ્રકાશમાં તે મસ્જિદની હાલતનું સારી રીતે અવલોકન કરી લીધું.

તે સ્ત્રીએ મસ્જિદની એક ખુણામાં જઇને જમીન પર પગનું દબાણ કર્યું અને તરતજ ફર્શમાનો એક પત્થર નીચેની બાજુએ લટકી પડયો. ત્યાં એક ચોર દરવાજો જોવામાં આવ્યો. તે સ્ત્રી દીપકને હાથમાં લઇને તે ચોર દરવાજે જેવામાં ઉતરી ગઈ અને તરૂણને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ-"તમે પણ માહરી પાછલ ચાલ્યા આવો." તરૂણ કાંઇક અચકાયો અને ધીમાં સ્વરથી બોલ્યો કેઃ—"આ જહન્નમમાં જવાના માર્ગે આપણે જન્નતમાંજ જઈ પ્હોંચીશું, એની તમારી પાસે કાંઈ સાબેતી છે ખરી કે ?"

"એની સાબેતી તમને તમારી હીંમત આપી શકે એમ છે. હીમત ધરીને અને માહરી વાતપર એતબાર કરીને માહરી પાછળ પાછળ ચાલ્યા આવો. જો એમ કરશો, તો હું તમને સાબેતી આપીશ. અને જો એમ વર્તવાની ઇચ્છા ન હોય, તો જાઓ, અહીંથીજ પાછા વલી જાઓ. પણ એટલું જરૂર યાદ રાખજો કે, તમે જન્નતના દરવાજા સુધી આવીને પાછા ફરો છો," તે સ્ત્રીએ લાલચ બતાવીને કહયું.

તે સ્ત્રીના આવા વચનો સાંભળીને તે તરૂણ કેટલીકવાર સુધી કાંઇક વીચારમાં મશગુલ થયો; અને ત્યાર પછી તેને જોરથી ખોંખારો કરયો, અને તે સ્ત્રીને કહયું કે, "ચાલો, હું તમારી પાછળ આવવાને તૈયાર છુ" તે સ્ત્રી નીચે ઉતરવા લાગી અને તરૂણ પણ તેની પાછળજ હતો. તે ચોર દરવાજાની નીચે ઉતરવા માટેના પગથીયાં હતાં જ્યારે તે તરૂણ કેટલાંક પગથીયાં ઉતરી આવ્યો, ત્યારે તે સ્ત્રીએ ચોર દરવાજાને અંદરથી બંધ કરી દેવાનું તેને કહયું તરૂણે એક વાર ઉપરના ભાગમાં નજર કીધી. કેટલાક અંતર સુધી લંબાઇને પગથીયાં એક લાંબા સુરંગમાં પુરાં થઇ ગયાં, સ્ત્રી અને તરૂણ એ સુરંગમાંજ આગલ વધ્યાં જતાં હતાં. સુરંગની બનાવત પાકી અને મજબુત હતી. કેટલાંક અંદર ગયા પછી સુરંગ ચડાણના રૂપમાં બદલાઇ અને ત્યાર પછી પાછાં પગથીયાં દેખાયાં કે જે ઉપરના એક દરવાજા પર જઇને પુરાં થતાં હતાં.

પગથીયાંપર ચઢીને તે સ્ત્રીએ દરવાજાને ખખડાવ્યો, તે ઉઘડી ગયો અને તેમાં તે સ્ત્રી અને તરૂણ બન્ને દાખલ થયા.

તરૂણે પોતાને એક નાહની સાદી કોટડીમાં ઉભેલો જોયો. એ કોટડીની દીવાલોના ઉપરના ભાગમાં મોટા મોટા ઝરૂખા હતા અને તેમાં થઇને મધ્ય રાત્રીનો શીતલવાયું અંદર આવ્યા કરતો હતો, એ કોટડીમાં એક ભયાનક હબસી ઉભેલો હતો. જે દરવાજામાંથી તે તરૂણ કોટડીમાં દાખલ થયો હતો, તે દરવાજાની બરાબર સહાંમેજ એક બીજો દરવાજો હતો. કોટડીના મધ્યભાગને ઓળંગી તે બીજા દરવાજા સુધી પહોંચીને તે સ્ત્રીએ તે દરવાજો ઉઘાડી નાખ્યો. દરવાજાના આંતરીક ભાગમાં બારીક અનલસનો એક પડદો પડેલો હતો અને તેને ભેદીને પ્રકાશના કીરણો કોટડીમાં આવી પડતાં હતાં. એ પડદાના એક ભાગમાં પોતાના મસ્તકને અંદર સરકાવીને તે સ્ત્રીએ કહયું કેઃ-"નૌજવાન હાજર છે." ત્યાર પછી તરૂણ તરફ ફરીને તે બોલી કેઃ "તમારી હીંમતે તમને જન્નતમાં પહોંચાડી દીધા છે. બે કદમ આગળ વધ્યા એટલે તમે પોતાને બાગે બહેસ્તમાં ઉભેલા જોઇ શકશો ? ખુબસુરત જવાન, આ ઓરડામાં જાઓ."

આટલું કહીને તે સ્ત્રી ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ. તરૂણ આગળ વધ્યો અને ઓરડામાં દાખલ થયો. ખરેખર એ વેળાએ તે બહેસ્તમાંજ ઉભેલો હતો એમ તેને લાગ્યુ. ત્યાંની પ્રભાને જોઇને તેના નેત્રો અંજાઇ ગયાં.



## પ્રકરણ ૪ થું.



હા-! તે નવયુવક અત્યારે નંદનવનના મધ્ય ભાગમાંજ ઉભો હતો. તેણે એક એવા ઓરડામાં પોતાને ઉભેલો જોયો કે જેની દીવાલોપર મીનાકારી કરવામાં

આવી હતી. અને તેમાં બેશુમાર બહુ મુલ્ય જવાહીરાત પણ જડેલાં હતાં. છતમાં રેશમી દોરીઓનાં આધારે લટકાવેલા નાના પ્રકારના બીલ્લુરી ઝાડ અને ફાનુસમાં કપુરદીવા બળી રહયા હતા, અને તેમનો શીતલ પ્રકાશ દિવાનખાનામાં પ્રસરી રહયો હતો. દિવાલોમાં મોટા મોટા તખ્તા લગાડેલા હતા, અને ચાર-મધ્ય ભાગમાં ચાર મોટી મોટી અલમારીઓ ગોઠવી રાખી હતી. એ દિવાનખાનામાં એક સ્થળે પલંગ હતો અને તેના પર મખમલના ગેદેલા તથા ઝાલરમાં મોતી પરોવેલી ચાદર જોવામાં આવતી હતી. ટુંકમાં એટલુંજ કહેવું કે તે દીવાનખાનાનું એક બહેસ્તનોજ દેખાવ રજુ કરતું હતું.

તે દીવાનખાનામાં એક હુસ્નઆરા નાજનીન એક જડાઉ ખુરસીપર બેઠી બેઠી તે નવયુવકના સુંદર સુખને નીહાળી રહી હતી. તે તરૂણે પણ બીજું વસ્તુઓના અવલોકનમાંથી પોતાની નજર ખસાડીને તે મદન મોહીનીને નીહાળવાનો આરંભ કર્યો. બન્નેની ચાર આંખો થઇ. કામિનીના નેત્રોમાં મસ્તીની ચમક હતી. અને તરૂણના લોચનોમાં તે પદાર્થનો ચમકાટ હતો કે જેને લોકો, "બેઠ"ના નામથી ઓલખે છે.

લલનાએ ઉઠીને એક બાંકી અદાથી તે તરૂણનો હાથ પકડી લીધો. અને કહયું-કેઃ—"આજે માહરા મોટા ભાગ્ય કે આપ જેવા સુંદર તરૂણ નર સાથે માહરો પરિચય થયો, પાતળીઆ પલંગે પધારો; આજની રાત આપણે અયશ આરામમાં વીતાડીએ," એમ કહી તે ચપલા તરૂણને સાથે લઇને પલંગપર બેઠી. પાસેજ મેજપર શરાબના શીશા અને જામ પડેલા હતા. તેમજ નાસ્તાની કેટલીક વસ્તુઓ પણ હાજર હતી. તરૂણીએ શરાબનો એક જામ ભરી તરૂણને આપ્યો. એ પછી શરમ તુટતાં શરાબનો દોર વધવા લાગ્યો અને શરાબ, પીનારાઓના શરીરમાં, પોતાનો રંગ પણ ચમકાવવા લાગી. પણ એનો નિર્ણય થવો કઠીન હતો કે, શરાબે-પોતાનો—રંગ એકના શરીરમાં ચમકાવ્યો કે બન્નેના? કારણ કે, સુંદરીના હાથે મળતી મદીરા તે તરૂણ ઘણાજ થોડા પ્રમાણમાં પીતો હતો કવા—બીલકુલ પીતો ન હતો. એ જાણી શકાતું ન હતું. એ પછીનુ વર્ણન કરીને અમે હમારી લેખીનીને ભ્રષ્ટ કરવા નથી ઇચ્છતા ? કલ્પનાથીજ એ પ્રકારને જાણી લેવાની વાંચકોને નમ્ર પ્રાર્થના કરવામાં આવે છે.

મધ્યકાલ થઇ ચુકયો હતો. તે તરુણ નયનો મીંચીને સુતો હતો. તે તરૂણી યોગ્ય પ્રસંગ જાણીને તેના પડખામાંથી ઉઠી અને તકીયા નીચેથી એક લાંબો તીખી ધારવાલો છરો કાઢીને તેને તેણે પોતાની મુઠ્ઠીમાં પકડયો; તેને ચપલતાથી છરાને હવામાં ઉંચો ઉપાડયો, અને તે તરૂણની છાતીમાં ભોંકવાની તૈયારી કરી. એકજ પળમાં તે છરો તે તરૂણની છાતીમાં પેસી ગયો હોત પણ તેજ પળે તેને આંખો ઉઘાડી નાખી અને તે રાક્ષસીને બળથી પલંગની નીચે પછાડી નાખી.

તેણીના હાથમાંથી છરો છુટી ગયો અને ભયંકર ચીતકાર કરીને તે પલંગની નીચે પટકાઈ પડી. અને આવી રીતે જેર થયેલી જોઈ સિંહ સમાન છલંગ મારીને તરૂણે તે છરાને તરત ઉપાડી લીધો; અને ધીક્કારથી તે તરૂણીને કહયું કેઃ—"ઓ બેહયા, આજે તાહરો બધો ભેદ ખુલ્લો થઈ ગયો છે. આટલા બધા પુરૂષોના ખુન કરનારી કાતીલા તુંજ છે. હું આ ભેદને જાણવા માટેજ ખાસ અહીં આવ્યો હતો. એજ કારણથી મેં શરાબ પીધો ન હોતો અને હું નીદ્રાને આધીન પણ ન હતો થયો, હવે તું માહરા હાથમાંથી છટકીને કયાં જવાની છે?"

તે પાપીનીએ આનો જવાબ ન આપતાં એક ભયાનક ચીતકાર કર્યો અને તેની સાથેજ પાસેના ચાર ચોર દરવાજા ખુલી ગયા, અને તેમાંથી ચાર રાઠોડી જવાન હબસીઓ હાથમાં નાગી તરવારો લઇને બહાર આવ્યા. તે તરૂણે તેમને જોતાંજ જોરથી ખંખારો કર્યો, પછી પોતાના વસ્ત્રોની નીચેથી એક લાંબી તરવારને બહાર કાઢી. તે તરૂણે પોતાના બનાવતી ચહેરાને અને માથાપરના બનાવતી વાળને ઉતારીને દુર ફેંકી દીધા, અને ગર્જના કરીને કહયું કે "હરામજાદાઓ, આંખો ઉઘાડીને જુઓ કે હું કોણ છું? કેમ કાંઈ ઓળખાણ પડે છે કે વધારે ઓલખાણ આપું?"

તે હબશીઓ તરત ઓળખી ગયા કે તે તરૂણ બીજો કોઈ નહી પણ બાદશાહ ઔરંગઝેબ પોતે હતો. વીશ હથીયારબંધ જવાનો જેઓ છુપાછુપા શાહની પાછળ આવ્યા હતાઃ તેઓ દરવાજો તોડીને અંદર આવ્યા અને તેઓએ તે ચારે હબશીઓને ગીરફતાર કરી લીધા. એ કામ પુરૂં થયા પછી બાદશાહ તે તરૂણીને કહેવા લાગ્યોઃ—

"મલકા હસ્મતઆરા, મહલના ચોર દરવાજામાંથી આ ઓરડામાં આવીને તું પોતાની મદન જવાળા શાંત કરતી હતી. અને જેમની સાથે આખી રાત એયશ આરામમાં વીતાડતી હતી તેમનેજ સવારમાં નીર્દયતાથી મારી નાખતી હતી. અને પછી તે જવાનોની લાશોને આ હબશીઓ મારફતે બાજાર અથવા વીરાન જગ્યામાં ફેંકાવતી હતી. પણ દીલ્હીની બદફયા ઓરત, આજે તારો અને તારા નીચ સાથીઓનો ખતમો થાય છે," એમ બોલીને શેહનશાહે પોતાના સીપાહીને કાંઈક ઇશારત કીધી. ઇશારતને જોતાંજ તેઓમાના એક સીપાહીએ મ્યાનમાંથી તરવાર ખેંચીને મલકા હસ્મતઆરા તરફ વધ્યો. બાદશાહે તેજ પલે પોતાનું મુખ બીજી બાજુ ફેરવ્યું. એક ઓરતનો ચીતકાર અને તેની સાથે તરવારના ઝટકાનો અવાજ તેનાં સાભલવામાં આવ્યો. શાહે મુખ ફેરવીને જોયું તો ત્યાંની જમીનપર મલકાના શરીરના બે કટકા પડયા હતા. પેલા હબશીઓને પણ મલકાની સેવા માટે જહન્નમમાં રવાનાં કરી દેવામાં આવ્યા; ત્યાર પછી બાદશાહે તે બદખસલત મલકા અને તેના બદમાશ સાથીઓના નામોને આ દુન્યામાંથી હંમેશને માટે નાબુદ કરી નાંખ્યાં.

---:o:---

# કસ્તુરી.

લખનાર—મી૦ K. C. Mehta.

પાઠકોમાંથી કદાચ એવો કોઇ નહી હોય જે કસ્તુરીનું નામ ન જાણતો હોય. હા; સંભવ છે એવા ઘણા બધા હોય જે કસ્તુરીના વિષયની બધી વાતો સંપુર્ણ રીતે ન જાણતા હોય એટલા માટે આ લેખ ન જાણતાઓની જાણવાના માટેજ લખવામાં આવે છે.–

કસ્તુરી જેને પરશીયનમાં મુશ્ક કહે છે, એક ઘણીજ સુગંધીદાર વસ્તુ હોય છે. આ એક પ્રકારના હરણોની નાભીમાંથી પ્રાપ્ત થાય છે. જે સાધારણ હરણોથી ભિન્ન હોય છે. આ હરણ યાને મૃગ પર્વતની ઉંચી ટોચો પર રહે છે, જ્યાં પશુ અને પક્ષીઓનું પહોંચવું દુર્લભ થાય છે. એઓનું શરીર એટલું સુક્ષ્મ હોય છે કે એઓ વીજળીની માફક ઝડપથી દોડી શકે છે, પરન્તુ જ્યારે બીજા પશુઓને પોતાની રક્ષા માટે શીંગડા રૂપી શસ્ત્ર હોય છે ત્યારે આ બિચારાં બીલકુલ શીંગડા રહિત હોય છે. એટલા માટે પરમાત્માએ એઓની રક્ષા માટે એમને કોઇને કોઇ યુક્તી સુઝાડીજ દીધી છે અને એવા સાધનો પેદા કર્યા છે કે જેથી એઓ સ્હેલાઇથી પોતાના શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરી શકે. આ મૃગોને ઇશ્વરે-શીંગડા ન આપ્યાં તો તેમની જગ્યાએ કસ્તુરી જેવી સુગંધીદાર તથા મસ્ત કરી નાંખનાર વસ્તુની પરીપુર્ણ નાભી આપી.

આ મૃગ પોતાના શત્રુને જોતાંજ નાસવા માંડે છે અને પ્રાણ જવાના ડરથી કસ્તુરીના ભુંકકા છોડવા લાગે છે, જેથી તેનો શત્રુ મુર્છીત થઇને પૃથ્વી પર પડી જાય છે, અથવા કોઇ કોઇ વખતે તેની તેજ સુગંધીથી તેનું મગજ ફાટી જાય છે જેથી તે તરતજ યમલોકમાં સિધારી જાય છે. ત્યાંના પહાડી લોકનું કહેવું છે કે આ મૃગ કસ્તુરીના સાધનથી પોતાનો ખોરાક પ્રાપ્ત કરી લે છે. સાપને (જેના માંસનો તેને વિશેષ આહાર છે) પોતાની ચતુરાઇથી બેહોશ કરતાંજ તરત સાફ કરી જાય છે.

## કસ્તુરીના ભેદ.

કસ્તુરી ત્રણ પ્રકારની મળે છે. સહુથી ઉત્તમ તે છે જે નાભીમા કઠોરજ મેલી હોય અને તેની ઓળખાણ એ છે કે જે સુતરને લસણમાં મસળીને જરા કસ્તુરી પર ઘસીએ તો લસણની ગંધ સુતર ઉપરથી ઉડી જશે. બીજા પ્રકારની કસ્તુરી તે છે જે દાણાદાર હોય છે અને જે હિંદુસ્તાનમાં દરેક સ્થળે મળી શકે છે. ત્રીજી જાતની તેલની માફક જાડી હોય છે, અને ખાવાના કામમાં આવે છે તે ઔષધીના કામમાં. પ્રથમ પ્રકારની કસ્તુરી બહુજ ઓછા પ્રમાણમાં મળે છે.

## મૃગોને પકડવાની રીત.

જ્યારે શીકારીને પાકી બાતમી મળે છે કે મૃગ અમુક જગ્યાએથી પસાર થાય છે, ત્યારે તેઓ તરતજ તે જગ્યાએ જઇ પહોંચે છે અને તેઓના ઇશારાથી ત્રણ ચાર મનુષ્યો (જેઓને આ કામ માટેજ લાવવામાં આવે છે)-ઘણાજ મધુર અને મીઠા સ્વરથી વાંસળી વગાડવા માંડે છે, જેને સાંભળતાંજ એઓ ઉન્મત્ત જેવાં થઇ જાય છે અને પ્રાણુ ભય છોડીને તે તરફજ નાચતાં કુદતાં ચાલી જાય છે. એટલા નજદીક આવી જાય છે કે જ્યાંથી ઠંડણું હૈયાના શીકારીઓને બંદુકથી મારવું સ્હેલું પડે છે. કોઇ કોઇ શીકારી છોકરાઓના જેવા મધુર સ્વરથી મૃગોને પોતાની જાલમાં મુગ્ધ અને મુર્છીત કરીને સ્હેલાઇથી ફસાવી લે છે. જો કે મૃગો ઘણા પ્રકારથી પકડાય છે, પરંતુ સર્વથી ઉત્તમ બંદુકથી શિકાર કરવાનું છે કારણ કે આનાથી તે જાનવર વાત વાતમાં મરી જાય છે અને કસ્તુરી બગડવા યા ફેલાવા નથી પામતી. જો થોડીકવાર પીડીત રહે તો કસ્તુરી જે એક પ્રકારનું રૂધીર છે તે તેના આખા શરીરમાં ફેલાઇ જાય છે. એટલા માટે શીકારી જાળમાં ફસાવતાંજ તેની નાભી ને એક પાતલી રેશમી દોરીથી જકડીને ગાંઠવાલી દે છે કે જેથી નસોના માર્ગો બંધ થઇ જાય છે, અને જેથી કસ્તુરી ત્યાંની ત્યાં રહે છે, ને શરીરમાં ફેલાઇ શકતી નથી. ઘણી વખતે ગાંઠ લગાડવામાં વાર થવાથી કસ્તુરી પછી નાભીમાં નથી રહેતી પરંતુ હરણની એકે એક નસમાંથી કસ્તુરીની સુગંધ આવે છે જેથી, તેનું માંસ ઘણુંજ કડવું થઇ જાય છે.

ભગવાને હરણને કેવું અદ્‌ભુત જનાવર બનાવ્યું છે, અને તેને કેવી કીંમતી વસ્તુ અર્પણ કરી છે. આ જાનવર એટલું બુદ્ધીમાન અને ચાલાક હોય છે કે વાઘ અને વરૂ જેવાં હિંસકપશુઓના હાથમાં નથી આવતું, અને તે એટલું પુષ્ટ વિચારતું હોય છે કે, પોતાના મુત્રને એટલા માટે ચાટી જાય છે કે શત્રુઓને જરા પણ પત્તો ન લાગે.

પરંતુ આટલી ચાલાકી કરવા છતાં પણ મનુસ્યના જબ્બરદસ્ત ફાંસાંમાં ફસાઇજ જાય છે અને જેથી લાખો યત્નો કરવાં છતાં પણ પોતાનો છુટકારો નથી કરી શકતું.

—:o:—



"નવરંગ" પ્રીન્ટીંગ પ્રેસ, બજાર ગેટ, કોટ, મુંબઇ નં૦ ૧.

# અલ્પ જીવન.

(ઝુલણા છંદ.)

જાગો રે જાગો સૌ. સુસ્તીને ત્યાગોને લાગો નિશદિન ઉદ્યમ ભલામા,
જીવન છે અલ્પ બહુ, ત્યનેજ સંકલ્પ મહુ, તલ્પ રાખી રહો હર કશામાં;
પરપોટો પાણીનો, એ ખેલ જીંદગાનીનો, નહીં વિશ્વાસ ફાનીનો રાખો કદિએ,
પલકમાં ટક જોઈ પટકશે યમનો દુત, છુટ ન આપશે એક પણ ઘડી એ! ૧

હા, અરે જો જરા, આ છે મહેમાનસરા, ત્રણ કે ચાર દિન ખરા અહિં છે નિવાસ,
આંખોને ફાડી તું લાખોની જીંદગી જો, રાખોમા ભળી પામ્યાજ છે વિનાશ,
કહો રે જમશેદ કયાં ? સિકંદરનો ભેદ કયા ? રાવણ માટે ખેદ કયાં કરવો આજે ?
નહીં ઇરાન કે હિંદુસ્તાન શ્રેષ્ઠ રહ્યું, થયું પુરવાર તકલીદી તખ્ત ને તાજે ! ૨

વાગતાં જ્યાં દુદુભિ, ત્યાં રહ્યુ આજ શું બી ? મળે ખંડયેરનુંબી નહીં ઠેકાણું,
હાકમો જેઓના ધાકમાં પૃથ્વી રહે, ખાકમાં ભળી શોધ્યું મો'તનું બ્હાણું !
રાજ ને તાજ સૈ તારાજ થઈ ગયા, રહી ગયા માત્ર નેક નામના પુષ્પો,
ચેત ઓ અચેત નર ! માયાવી હેત હર, ભલાઇનીજ ભેટ કર કે રહે તુંજ ખુશખો, ૩

કાળ છે ક્રુર બહુ, દેખાય તે દુર બહુ, પૂર બહુ વેગથી તેગ એ ચે,
નહી જુવે રંક તે, મારે નિશંક એ, તંગ કરે રાયને પણ લઇને પેચે !
કોઈ નથી રે અમર, જોઇ સાએ કબર, ખોદીને માલોઝર રહ્યા રોઇ,
એવું છે મો'ત રે, મારે સચોટ તે ખોટ કે ખામી વિન નાખે પેઈ! ૪

જીંદગી માત્ર છે બંદગીનેજ સારૂ, ફંદગી ને ફરેબ શરમીંદગી આપે,
બંદગીજ એક છે, રાખે છે ટેક જે, નેક એ હથ્યાર જે કષ્ટો કાપે !
નામ ઇશ્વરતણું દામ છે જીંદગીનું, કામ રૂડા કરી સ્વર્ગ સિધારો,
કાળની ફાળ યાર મટે તત્કાળ રે, ખુશાલ જ્યાર થાય તે પ્રભુ પ્યારો ! ૫

ક્ષણભંગુર દેહ છે, મટ્ટીનોજ એહ છે, દુન્યવી સ્નેહ છે માત્ર સ્વપ્નું,
પ્રિત એની ના કરો, હિત હૈડે ધરો, વિપરીત પરિણામ છે શા ખપનું ?
ઓ ગુણી સજ્જનો, ડાહ્યા સા કોઇ બનો, ગણો અંતરાત્માને એમુલો,
કહે "જેહાંદાર" કે કામનો એજ યાર છે, સમજે નહીં સાર જે પડયો ભુલો ! ૬

"જેહાંદાર."

# દુનિયાની તવારીખમાં ભાટ લોકોએ ભજવેલો અગત્યનો ભાગ.

લખનાર—Mr. J. M. Hormusji

(૩)

"Cease to consult, the time for action calls;
War, horrid war, approaches to your walls."

—*Pope.*

જગતના ઇતિહાસમાં વારે વારે એવું બનતું આવ્યું છે કે પ્રત્યેક દેશો અને પ્રજાઓ વર્ષો સુધી આનંદોત્સવ અને વૈભવવિલાસમાં નિમગ્ન રહ્યાં છે, તેઓનાં સાહસ કર્મો અને અજય્ય પરાક્રમો વર્ષો સુધી શુન્યવત્ થઇ ગયાં છે, તેઓ બાહ્ય રિદ્ધિસિદ્ધિ અને માયાવી સુખોપભોગની અપારદર્શક ઇંદ્રજાળમાં સપડાઇ જતા તેઓ પોતાને વાસ્તવિકપણે ન હોવા છતાં પણ—કહો કે ક્ષીણતા અને જીર્ણતાનો નાશકારક સડો આંતરિકપણે તેઓનાં સર્વાંશે—સર્વાંગે ફેલાઇ જવા છતાં પણ—પોતાને અજીત અને અનશ્વર તેમજ અજરામર સમજતાં આવ્યાં છેઃ દુર્દૈવવશાત્ કોઇ અનિષ્ઠ સંભાવનાના અણચિંતવ્યા હુમલા વિષે તેઓ તિરસ્કારયુક્ત હદ પર્યંત નિસ્પૃહ અને બિનપરવાહ રહ્યાં છે; ક્ષણભંગુર મોજમજાહોને—તેમા વિશેષે કરીને માંસ, મત્સ્ય, મદ્ય, મૈથુન, અને મોહમુદ્રાના મહાપાતકી દુરૂપયોગમાં અહોરાત્ર મશ્ગુલ અને મચ્યા રહેવાને અવિનાશી અને પાપરહિત માનતાં આવ્યાં છે; ઉચ્ચપદવાંચ્છના, સદ્ભાવશીલતા, ઇંદ્રિયનિગ્રહ, અતિથિવત્સલતા, બાહુબળિષ્ટતા આદિ પ્રશંસનીય ગુણલક્ષણોનું સ્થાન અવ્યવસાય, આચારભ્રષ્ટતા, માનાપકર્ષણ, મનોમય વ્યગ્રતા, દુર્વિનિતતા, કાયરપણું, આદિ દુષ્ટ દુર્ગણોને આપતા આવ્યાં છે;—પ્રજાઓ જેઓએ એકવાર પોતાના ભાલાના પ્રતાપથી શત્રુની સફ ચીરી પોતાનો માર્ગ રણસંગ્રામમાં ખુલ્લો કર્યો—ના, એટલુંજ નહી પણ પોતાના દિગ્વિજયના પ્રભાવે પોતાની કીર્ત્તિ યાવચ્ચંદ્રદિવાકરૌ જગદ્વિખ્યાત બનાવી પોતાનાં નામ અને કામનો ડંકો ત્રણે ભુવનોમાં બજાવ્યો—તેઓ પણ દેશ, કાળ અને પરિસ્થિતિને આધિન થઇ ધર્મચ્યુતિ અને અપકર્ષને વશ થઇ છે;—પ્રજાઓ જેઓએ રિપુઓનાં શરીરને રણભુમિમાં પોતાના નેજાની નોક ઉપર નૃત્ય કરાવી દોસ્ત કે દુશ્મન સૌ કોઇનું અભિનંદન મેળવ્યું હતુ તેઓ પણ વખ્ત જતાં એવી અધમમતિવાળી અને દુરાચરણી થઇ ગઇ છે કે તેના મર્દાનેમર્દ શેરનરો રંગભૂમિ ઉપર સર્વથા નિર્લજ્જપણે લાવણ્યમયી લલનાઓ સાથે તાંડવનૃત્ય કરવામાં અને પ્રેક્ષકો અને શ્રોતાજનોના ગર્દણીય ધન્યવાદો મેળવવામાંજ પોતાનાં ઐહિક જીવનનું સાર્થક સમજ્યા છે;—એવી રીતે ઇતિહાસના અભ્યાસ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દરેક પ્રજાઓ ઉન્નતિ પછી દુષ્ટ અવન્તિને પામી છે, અને એવા બારીક પ્રસંગે બહારનો શત્રુ ચઢાઇ લાવે છે ત્યારેજ તેઓને

પોતાની દયાજનક સ્થિતિનું ભાન થાય છે, અને એવા સંજોગોમાં જે પ્રજાઓ વીર અને સ્વદેશપ્રેમી બારોટ ધરાવતી નથી તેની અસદ્દગતિની નિરસંશય પરાકાષ્ઠા થાય છે. રોમન પ્રજાઓ એજ પ્રમાણે જ્યારે ક્ષત્રુધ્વંસિન્ આનંદોલ્લાસમાં ઉન્મત્ત થઇ ગઇ હતી ત્યારે હન સરદાર એટીલાએ તેઓ પર એકાએક ધસારો કરી તેમને છિન્નભિન્ન કરી નાખી હતી! એજ પ્રમાણે છેલ્લા સાસાની શાહનશાહ યઝદગર્દના રાજ્યઅમલ દર્મ્યાન ઇરાનીઓ પણ મોજશોખ અને અયશોઆરામમાં ડૂબી ગયા હતા, જ્યારે આરબોએ સ્હેલાઇથી તેઓનો નાશ કર્યો! ૧૮૭૦ માં ફ્રાંસના વતનીઓ પણ એજ દુષ્ટ રોગનો ભોગ થઇ પડવાથી જર્મનોએ તેઓને લડાઇનો જોગ આપી એકદમ શોકમાં ગીરફતાર કીધા હતા! ભારતવર્ષમાંથી હિંદુઓના સામ્રાજ્યનો મુસલમાનોએ ઉચ્છેદ કર્યો તેના ભિત્તરમાં પણ જોશો તો આનંદોચ્છવ, કુસંપ અને શુરા બારોટોની ગેરહાજરીજ માલૂમ પડશે! જો કે તે સમયે હિંદુઓનો પૃથ્વીરાજ જેવો મહાબળવાન રાજાધિરાજ હતો જેણે શાહબુદ્દીન ઘોરીનો સાતવાર પરાજય કર્યો હતો, પરંતુ છેવટે તે પણ મોજમજાહ અને મોહમાયામાં લુબ્ધ થઇ ગયો હતો. રાત અને દિવસ તે પોતાની નવવધુ સંયોગીતાના સંસર્ગમાં વ્યતીત કરતો અને સઘળું રાજ્યકાર્ય મંત્રીઓ પર છોડયું હતું. ઘોરીની આઠમી વારની ચઢાઇના સમાચાર મળતાં પૃથ્વીરાજના દેશભક્ત બારોટ ચંદે એક વિશ્વાસુ પોપટ માર્ફતે પૃથ્વીરાજ ઉપર સંયોગીતાના શયનગૃહમાં સંદેશો મોકલ્યો કેઃ

तु गोरी पर रत्तियं
अरु ता घर गोरी तक्कियं।

વીર બારોટના માર્મિક શબ્દપ્રહારથી પૃથ્વીરાજનાં રોમરોમમાં શુરાતન વ્યાપી રહ્યું અને તત્ક્ષણ અગણિત ફોજ એકઠી કરી તે ઘોરી સામે ચાલ્યો. બન્ને વચ્ચે પાણીપત ખાતે દારૂણ યુધ્ધ થયું જેમાં ચંદના વીર પુત્ર જુલ્હને પૃથ્વીરાજને ઘોડાપર સ્વાર થયેલો સુલતાન બતાવી તેને એક બાણથી પૂરો કરવા કહ્યું. હિંદુ રાજા અર્જુન જેવો બાણાવલી હતો, પરંતુ આ સમયે દૈવગતિનું પ્રાબલ્ય એકવાર ફરીને સિધ્ધ થયું: પૃથ્વીરાજે કમાનની દોરી ખેંચતાં તેના ટુકડા થઇ ગયા અને બાણ તેના હાથમાંજ રહી ગયું, જે જોઇ ચંદપુત્રે નિશ્વાસ નાખી પૃથ્વીરાજને કહ્યુંઃ

દિન પલટયો પલટી ઘડી, પલટી હથ્થ કમ્માન;
પિથલ! એહી પારખુ, દિન પલટયો ચૌહાણ!

આ પછીજ હિંદુ પૃથ્વીશ પકડાયો ગયો, કહે છે કે આ યુદ્ધ દર્મ્યાન ચંદ આસેતા ગામમાં દેવીને નૈવેદ્ય ચઢાવવા ગયો હતો, પણ તે મંદિરમાં પ્રવેશતા તેનાં દ્વાર બંધ થઇ ગયાં અને ચંદને દેવીએ પૃથ્વીરાજ રાસો લખવાની આજ્ઞા દીધી જે ગ્રંથ તેણે બે મહિને સંપૂર્ણ કર્યો. એને માટે એક લોકવાયકા છે કેઃ પૃથ્વીરાજના પિતા સોમેશ્વરને પ્રથમ સંતાન ન હતું જેથી એક બ્રાહ્મણે સલાહ આપી કે તમારા પ્રપિતામહ મરણ પછી અધોગતિ પામ્યા છે તેમનો ઉદ્ધાર કરો તો સંતાન થાય! આ પ્રપિતામહ વરાહયોનિને પામ્યો હતો જેનો નાશ કરી રાજાએ તેમજ સામંતોએ તેનું માંસ ખાધું જેથી સર્વને પુત્ર થયા. ચંદના પિતાના ભાગમાં

ચરાહની ઈચ્છા આવ્યાથી તેને પેટ ચંદ જેવો વીર અને કવિ પુત્ર ઉત્પન્ન થયો! એની સ્તુતિ કરતાં એક પાછળો ચારણ કહી ગયો છેઃ

પ્રથિકો બારોટ ચંદ, સુખદુઃખ હુવો સામિલ;
ભાથી ભડનામી એક રંગી જેસો યાર હૈ!
વિજોગ ન સહ્યો જિને, મોત કિયો પ્રથુ આગે;
દુશ્મન મરાયો રાજા હાથ રંગ હજાર હૈ!
ગેયો જોધની બિદેશ વિગ્રહકો સમો આયો,
રાજકે બારોટ સો તો ભૂમિ પર ભાર હૈ!
કહત હૈ કવિ જેમલ સુણો રાણા રાજસિંહ:
ધનીકો નિમક ખાયો, ઘરબેઠ ધિક્કાર હૈ!

આ પ્રમાણે જ્યારે પ્રજાઓ યોગમાયારૂપી નિદ્રાવસ્થા કે સુષુપ્તિમાં ડૂબી રહી હોય છે ત્યારે ચન્દ જેવા ઐશ્વર્યવાન ચારણોજ પોતાની અપ્રતિમ કાવ્યકૃતિદ્વારા દેશનાં ખૂણેખૂણામાં સંકાયક ઉત્સાહ અને જુસ્સાનો પ્રલયાગ્નિ પ્રજ્વલિત કરી રિપુઓનું તાડન કરી સ્વભૂમિનું તારણ કરવાને શક્તિમાન થઇ શકે છે. જે જે પ્રજાઓ આવા મોહતજીવતના કટાકટીના પ્રસંગો ઉપર શુરા ભાટો ધરાવવાને સશક્ત થઇ શકી નથી તે તે પ્રજાઓ ઇતિહાસનાં વિભ્રાજમાન પૃષ્ઠો ઉપરથી પોતાનુંજ નિકન્દન કરવાને કારણભૂત થઇ છે એમ કહીએ તેમા લેશ પણ અતિશયોક્તિ નથી. જ્યારે સાત વર્ષની વાત પર કહેવાતા ઉત્કૃષ્ટ યુરોપખંડના સકળ પ્રદેશોમાં ઑસ્ટ્રિયાના પાટવી કુંવરનાં ખૂનને કારણે દારુણ યાદવાસ્થળીનો પ્રચંડ દાવાગ્નિ, શાંતિની સુંદર શય્યાપર સુતેલી સમગ્ર સૃષ્ટિને પાછલાં વર્ષોમાં ભસ્મિભૂત કરવા માટે, એક અણધારેલા ભડકા સમેત સળગી ઉઠ્યો, ત્યારે જે જે દેશો અને જે જે પ્રજાઓ સ્વદેશાભિમાની અને નૈસર્ગિક ખમીરો ધરાવવાને ભાગ્યવંત હતાં તેઓએ રંગભૂમિનાં રંગીન અને ચિત્રવિચિત્ર વસ્ત્રોનો સત્વર પરિત્યાગ કરી રણભૂમિનાં સંગીન અને નિર્ભેદ્ય શસ્ત્રોથી પોતાનાં શરીર આચ્છાદિત કર્યાં! એ પ્રજાઓમાં સૌથી પ્રથમ અને સૌથી નિડર પ્રજા બેલ્જીઅમની હતી. આ ન્હાનાં પણ અતિ બહાદુર રાજ્ય ઉપર નિષ્ઠુર જર્મનોએ હજારોની સંખ્યામાં ઓચિંતો પસારો કર્યો, સિત્તેર મૈલ દૂરથી લીજ અને નામૂરાદિ દુર્જય ગણાતા કિલ્લાઓનો જોતજોતામાં ભયંકર હોવિત્ઝરોનાં રાક્ષસી પ્રહારોથી ચૂરેચૂરો કરી નાખ્યો, અને એવાં બીજાં અનેક અદ્ભુત યાંત્રિક પરાક્રમોથી દુનિયાના લોકોને આનંદાશ્ચર્યમાં ગરકાવ કરી મૂક્યાં, ત્યારે એવી વસ્તુસ્થિતિમાં બેલ્જીઅમના ઝાગળી ઉપર ગભરાય એટલા નરવીરો ડરપોક બને એમાં શી નવાઇ! પરંતુ જ્યારે દશે દિશાથી દુર્દૈવ અને દારિદ્રયના દુઃખંદ દૈત્યો ડોળા ઘુરકતા હતા ત્યારે વિલ્હેલ્મ સ્ટર્જીઅન નામક એક આત્મભોગ આપનાર ભાટ તેઓમાંથી નીકળી આવ્યો જેણે તેઓને પુનઃ જીવસંચારણ કરી અને નવીન ઉત્સાહ આપી ઉત્તેજિત કીધા કેઃ—

"Dash forward, sons of Gaul!
Scatter the German lines,
Break thro' the Austrian phalanx:
Your fame in battle shines!

Woe to the German Legion!
Woe to the crown of pride!
Woe to the Austrian phalanx!
Your shame where shall you hide!
Humanity's high, sacred cause,
Upheld shall ever stand!
And Truth & Justice reign supreme,
Thro' every clime and land!

જેવી રીતે ઘાસના એક બારામાં માત્ર એગ્નિની એકજ ચિગારી પડતાં સઘળું ઘાસ ભડભડ બળી ઉઠે છે અને આસપાસની વસ્તુઓ પણ ધીમે ધીમે બળવા લાગે છે તેજ પ્રમાણે પૂર્વોક્ત કવિરત્નનાં શુરાં વાક્યાતુર્યથી બેલ્જીઅમના સઘળા પ્રજાજનો સ્વદેશપ્રીતિનાં જોર જોશ અને જોમથી ધમધમી રહ્યા, તે એટલે સૂધી કે સંખ્યાતિત શત્રુઓ તેમજ રૂધિરની વૃષ્ટિ કરતી તેમની અગણિત તોપો સામે તેઓએ ૧૭ દિવસ સુધી એવો અકથનીય અને જોરાવર ટકાવ રાખ્યો કે આવો બળિષ્ટ રિપુ પણ પોતાનું ધ્યેય સાધી શક્યો નહિ, જેથી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાંથી દેવ, દાનવો તેમજ મનુષ્યોએ બેલ્જીઅનોની બહાદુરી માટે આફ્રીન! આફ્રીન! ના ઉદગારો કાઢ્યા. તત્સંબંધે એક કચ્છી બારોટ કહી ગયો છે તે સર્વથા દરોબસ્ત છે કેઃ કીર્તિના કામ બધાંથીજ થતાં નથીઃ ચામડાંમાં ચીરા પડે છે ત્યારેજ રાતો રક્તસ્રાવ વહેવા માંડે છે—

જિની તિનીંનું નથી એ, કિરત સંધા કમ્મ;
રાતું રત તદેં નિકરે, જદેં ચિરાજે ચમ્મ!

શહેનશાહો અને પૃથ્વીપતિઓ સૃષ્ટિના સાતે ખંડો સર કરી જગતમાં જે નામના મુકી જાય છે, પોતાની જાતિની કીર્તિ જેવી રીતે ઉજ્જવળ કરી જાય છે, તેમજ તવારીખનાં સફાઓ ઉપર જે પ્રમાણે વખણાઇ જાય છે, એ સઘળાંનું મૂળ જો જોઇશું તો ભાટચારણો સિવાય અન્ય કોઇ નથી. અકબરે અને ચંદ્રગુપ્તે સમગ્ર ભારત દેશમા પોતાના સુયશની ધજાપતાકા રોપી તેમાં, ઇરાનના ઝર્કસિસ તેમજ ડરાયસે દુનિયાની ઘણીખરી પ્રજાઓને વર્ષો સુધી હચમચાવી તેમાં, સિકંદરે અપ્રાપ્ય અને અવચનીય જગદિજય કીધો તેમાંઃ એ સઘળાં વૃત્તાતોનાં બીજનું બારીક નિરીક્ષણ કરતાં ભાટોનું ગુપ્ત અસ્તિત્વ પ્રકટ થાય છે! વિગ્રહ પ્રસંગે એઓ પોતાના પ્રભુઓની આગળ દિવ્યભુમિના દેવદુતો મુવાફેક નિરંતર તનથી, મનથી, ધનથી અને અંતઃકરણથી તેમની સેવાર્થે ખડા અને ખડા ઉભા રહે છે! એ વિષેનો ફારસી ઇતિહાસમાંથી એક દૃષ્ટાંત લઇએ. સુલ્તાન મહમુદ સબક્તગીનના રાજ્ય અમલમાં તુર્કસ્તાનના "કબા" શહેરનો એધુબીન તોગાનશાહ નામનો રાજા હતો જે મહમુદને ખંડણી આપતો હતો. તેનાં મરણ પછી તેના છોકરાઓએ ખંડણી આપવી બંધ કીધી અને સુલ્તાનને કહેવાડ્યુ કેઃ

માં પંજ બેરાદર અઝ કબાયીમ, દરિયા દેલો આફ્તાબ રાયીમ!
મા મુર્દે ઝર્મી હમે ગીરફ્તીમ, અકનૂં બ તફ્ફકોરે શુમાયીમ!
ગર ચર્ખ બકામે મા નગર્દદ, ચ બર ઝહમશ ફેરે કોશાયીમ!

ભાવાર્થ કે: કબા શહેરના અમો પાંચ ભાઇઓ દરીઆવનાં જેવા જીગરવાળા તેમજ સૂર્યના જેવું જ્યોતિમય બુદ્ધિચાતુર્ય ધરાવનાર છીએ! દુનિયાનાં ઘણા ખરા રાજ્યો અમે જીત્યાં છે, અને હવે તમારૂં જીતવાનો પ્રયત્ન કરીએ છીએ! અમારી ઇચ્છાનુસાર જો ગગનનું ભ્રમણ નહી થશે તો તેના પૈડાંઓનો નિયમ અમે ઉલટાવી નાખશું'! આ મૂર્ખ અને અવિનિત છોકરાઓને ઘટિત શિક્ષા કરવા સુલતાને એક મોટું લશ્કર તૈયાર કરાવ્યું. અને રાજબારોટ ઉન્સરીને આ પત્રનો કંઇ પ્રત્યુત્તર આપવા જણાવતાં તેણે શત્રુઓને હિણ લગાડે એવી સતરો લખી આપી કે:-

નિમરોદ બઅહદે પૂરે આઝર, મીગોફ્‌ત ખુદાએ ખલ્ક માયીમ!
જબ્બાર બનીમ પશ્શેહ ઉરા, ખૂશ દાદ સઝા ઓ મા ગવાયીમ!

અર્થાત્ આઝરના પુત્રના એયામમાં નિમરોદે ગર્વાભિમાનથી કહ્યું; "હું ખલકનો ખુદા છું'!" પરવરદેગારે માત્ર એક ન્હાનાં મચ્છરથી તેને સજા કીધી, અને અમો તેના શાહેદ છીએ! આ યુક્તિયુક્ત કાવ્ય વાંચતા તેમજ સુલતાનના લશ્કર વિષે શ્રવણ કરતાં પાંચેવ ભાઇઓનો મદ ઉતરી ગયો અને પોતાના ભાટ પાસે વિનંતિપૂર્વક લખી મોકલ્યું કે:-

મા પંજ બેરાદાર અઝ કબાયીમ, દર કહતો નેઆઝ મુબતેલાયીમ!
શાહા! તુ અઝીઝે મિસ્રે જૂદી, ઓ અખ્વાને ગૂનાહગાર માયીમ!
મારા કે બઝાઅતીસ્ત મેઝજાત, શર્મન્દેએ હઝરતે શુમા યીમ!
બર હાલતે ઝારે મા બે બખ્શાય, અઝ ફઝલો કરમ કે બીનવાયીમ!

યાને: કબાના અમો પાંચ બધુઓ છીએ અને દળિદ્રતા અને તંગદસ્તીમાં સબડયે છીએ ઓ શાહ! તું ઔદાર્યના ઇજીપ્તનો ગોયા જોસેફ છે, જ્યારે અમો તેના પતિત ભાઇઓ છીએ*! અમારી પાસે ચાપણુ જેવું કંઇજ નથી અને તારી રૂબરમાં અમે લજ્જાસ્પદ ઉભા છીએ! કૃપા કર અમો પર, અને તારી ઉદાર વૃત્તિથી અમારી દુઃખદ સ્થિતિ પર નેગાહ કર, કારણ અમે બિલ્કુલ અકિંચન છીએ! આ વાંચતાં શાહે તેઓનો વાંક માફ કરી લશ્કર ખેંચી લીધું, જે કંઇજ નહી પણ તેના બારોટ ઉન્સરીની કાવ્યકૃતિનો પ્રતાપ હતો! ઇ. સ. ના ૧૨ ૧૩ સૈકામાં જ્યારે સેરેસેન લોકોએ ખ્રીસ્તીઓના ધર્મસ્થળ જેરૂસેલમનો કબજો લીધો ત્યારે તેઓ અને ખ્રીસ્તી લડવૈયાઓ વચ્ચ વર્ષો પર્યન્ત લડાઇ ચાલી જેમાં અનેક ચારણોની પણ હસ્તી જણાઇ છે. એ ભાટોએ ઘણા રણગીતો જોડયાં હતાં જે એશિઆ તેમજ યુરોપમાં ઘેર ઘેર ગવાતાં અને વખણાતા! એવાં ગીતોમાંનું એક "Malbrouk" નામનું છે જે ક્રુઝેડના સમયમાં વિખ્યાતિ પામ્યું હતું. મોં. ડશાટોબ્રીયાના જણાવવા પ્રમાણે એ ગીતની

* યુસફ (Joseph) એ જેકબનો પુત્ર હતો. એનો એક સગો ભાઇ બેન્જામિન નામે હતો અને દશ સાવકાભાંઇએ હતા. તેનો પિતા તેને બીજા ભાઇઓ કરતાં વધુ ચાહતો હોવાથી તેઓ એના અદેખા બન્યા અને ટક જોઇ એને એક ખાડીમાં ફેંકી દીધો, જ્યાંથી એક કારવાનના મુખીએ તેનો છુટકો કર્યો. અનેક વિપત્તિઓ સહન કરતાં છેવટે એ ઇજીપ્તનો બાદશાહ થયો. છેવટે એના ભાંઇઓએ પણ એની સારી સ્થિતિ જોઇ એની માફી માગી અને એણે ઉદાર દિલે તેઓને ક્ષમા આપી. યુસફ અને ઝુલયખાનો કિસ્સો તો ઘણાઓને ખબર હશે.

તેની અયોગ્ય વર્તણૂક જોઇ તેના બારોટ શ્રી કૈડે તેને મોંભેંક વચનો કહ્યાં કે: "પ્રજાને પીડવામા શૂરાતન સમાયુ નથીઃ રાજા સાથે લડાઇ કરો !" આથી બંન્ને લશ્કરો વચ્ચે તુમુલ યુદ્ધ થયું અને અનેક ગામડા ભસ્મ થતાં બચી ગયાં ! અબ્દુલ્લા ખાન ઉઝમેગે એકવાર મહાન યોદ્ધા રૂસ્તમની કબરની મુલાકાત લીધી. તેણે પોતે સ્વહસ્ત કરેલા મુલકો માટે ગર્વ પ્રદર્શિત કરી તે કબરને સંબોધી કહ્યું:

સર અઝ ખાક બરદારો ઇરાં બેબી !
બ કામેં દલીરાને તૂરાં બેબી !

"તારૂં માથું ઉઠાવ ખાકમાંથી અને ઇરાન તરફ દ્રષ્ટિ કર ! જો કે હાલ તે તૂરાની નરવીરોના સ્વાધીનમાં છે !" આ અભિમાનયુક્ત વેણોનું શ્રવણ કરતાં ઉઝમેગની સાથે આવેલો તેનો વડો વઝીર–કે જે પણ એક વીર અને યુધ્ધો શાયર હતો—તેણે શાહને કહ્યું: "હુ જાણું છું કે રૂસ્તમ જો જીવતો હોત તો આનો શુ પ્રત્યુત્તર દેત !" "તે શું કહેતે ?" એમ શાહે પૂછતા તે શૂરા કવિએ સમયાનુસાર બયત ગાઇ કે.—

ચૂ બીશહ તહી માનદ અઝ નરેંહ શીર,
શગાલા બ બીશહ દર આયદ દલીર !

"જ્યારે જંગલમાથી સિંહો જતા રહે છે ત્યારે તેઓનું સ્થાન લોકડીઓ બેરહસ્ત લે છે !" આ ચાતુરીયુકત વાકપ્રહારથી અબ્દુલ્લા ખાનના અંતઃકરણપર કેવી અસર થઇ હશે તેની કલ્પના કરવી દુર્ઘટ નથી ! સ્કૉટીશ બારોટોના જણાવવા મુજબ મૅકડોનલ્ડનું ખાન્દાન તે દેશમાં વીરતા તેમજ પુરાતનપણા માટે ખ્યાતિ પામ્યું હતું. ઇ. સ. ૧૮૩૧ માં ડૉનલ્ડ બૅલૉક નામક ઉકત કુટુંબના એક બહાદૂર વંશજે ઇગ્રેજોનાં એક પ્રગણા નામે લૉકબરપર સ્વારી કરી, શત્રુઓએ પણ અર્લ ઑફ કેથનેસની સરદારી નીચે ડૉનલ્ડ કરતાં વધુ જોરાવર સૈન્ય ભેગું કરી તેને ઇન્વરલૉકી ખાતે લડાઇ આપી, પરંતુ એમાં ઇગ્રેજોનો તદ્દન પરાભવ થયો. એ યુદ્ધ માટે એક સ્કૉચ ભાટે ગેલીક ભાષામાં જયગીત જોડયુ છે કેઃ—

" Piobaireachd Dhonuil Dhuidh, Piobaireachd Dhonuil!
Piobaireachd Dhonuil Dhuidh, Piobaireachd Dhonuil!
Piobaireachd Dhonuil Dhuidh, Piobaireachd Dhonuil!
Piob agus bratach air faiche Inverlochi!"

કવિવર બિહારીલાલ જયપુરના મહારાજ જયસિંહની દરબારનું ભૂષણ હતો, એની સતસાઇઓ અદ્યાપિપર્યંત વખણાય છે. એની સતસાઇમાં એકંદર ७१९ દોહરા છેઃ પ્રત્યેક દોહરો આ કવિની ઉચ્ચ કવિત ચમત્કૃતિના આદર્શરૂપ છે, જેની કિંમત એક અશ્રફી તેને મળતી હતી ! એક વાર જયસિંહ પોતાની નાની રાણીના પ્રેમમાં એટલો અનુરકત થઇ ગયો હતો. કે રાજ્યકાર્યો પણ વિસારી મેલ્યા હતા જેથી દરબારીઓનાં મન વ્યાકુળ થઇ ગયાં ! આથી બિહારીલાલે નીચલો દોહરો લખી રાજા પાસે મોકલ્યોઃ—

નહિં પરાગ નહિં મધુર મધુ, નહિ વિકાસ યહી કાલ;
અલી કલી હી મે વિંધ્યો, આગે કવન હવાલ !

એની ચમત્કારી અસર થઇ અને ત્યારપછી બિહારીનું સન્માન દરબારમાં પ્રતિદિન વધતુંજ રહ્યું ! કૃષ્ણગઢનો નરપતિ સાવંતસિંહ લકબે નાગરીદાસ જાતનો રાઠોડ ક્ષત્રિય હતો અને અનન્ય બારોટ પણ હતો. બાલ્યાવસ્થાથીજ એનાં શૂરાતનનાં ચિન્હો પ્રત્યક્ષ જણાવા લાગ્યાં હતાં: દશ વર્ષની અવસ્થામાં એણે એક મદોન્મત્ત હાથીને જેર કર્યો હતો અને તેર વર્ષનું વય થતાં બુંદીના રાવ જેતસિંહનો સમરાંગણમાં વધ કર્યો હતો: વીસની ઉમરે પૂગતાં એણે એકલે હાથે એક મસ્ત સિંહને માર્યો હતો ! સંવત્ ૧૮૧૪ માં કુટુંબી કલેશને કારણે એણે રાજપાટ છોડી વૃંદાવનમાં નિવાસ કર્યો અને ૧૮૨૧ માં ત્યાંજ સ્વર્ગસ્થ થયો. એ વલ્લભ સંપ્રદાયનો હતો: વીર તેમજ ભક્તિપૂર્ણ કાવ્યોની એણે સુમધુર રચના કીધી હતી. બારોટ બુદ્ધિસેન પન્નાનરેશની દરબારનો પ્રતિભાશાળી કવીન્દ્ર હતો અને રાજાની એની ઉપર સારી કૃપા હતી. એકવાર એણે સુભાન નામક એક વેશ્યા સાથે સંબંધ કર્યાથી એને દરબારમાંથી છ માસ દૂર કરવામાં આવ્યો જે દરમ્યાન તે વેશ્યાના વિરહમાં એણે "વિરહવારીશ" નામક ઉત્તમ ગ્રંથ રચ્યો. ૭ માસ પૂર્ણ થતાં તે પુનઃ પન્નાદરબારમાં ગયો અને પૂર્વોકત પુસ્તક રાજાને સંભળાવ્યું જેથી પ્રસન્ન થઇ કંઇ વર માગવાનું કહેતાં બારોટે કહ્યું: "સુભાન અલ્લાહ !" જેથી તે સુભાન વેશ્યા એને સમર્પિત કરવામાં આવી। કવિ બનવારી મુગલ શાહ શાહજેહાનની રાજસભાનો ચારણ હતો. એકવાર ભરદરબારમાં અમીર સલાબતખાને રજપૂત રાજા અમરસિંહને "ગમાર" કહી તેની અવજ્ઞા કરવાથી તે રજપૂતે તરવાર કાઢી તે મ્લેચ્છને તત્ક્ષણ ત્યાંને ત્યાંજ ઠાર માર્યો ! આથી બનવારીનું હિંદુ લોહી ઉકળી આવ્યું અને તેણે ગાયું કે:

ધન્ય અમર છિતિ છત્રપતિ, અમર તિહારો માન;  
શાહજહાંકી ગોદમેં, હત્યો સલાબત ખાન !  
ઉત ગંકાર મુખતેં કઢી, ઇત નિકસી જમધાર;  
"વાર" કહન પાયો નહિ, કીન્હો જમધર પાર !

સઘળી પ્રજાઓમાં સામાન્ય એવો રીવાજ હતો કે વિગ્રહ દરમ્યાન કોઇ પણ પક્ષના ભાટને મારવો નહિ ! રિપુઓનું આખું દળ વિલયાધિન થાય છતાં પણ શૂરાતનની એક સંજ્ઞા તરીકે બારોટોને કિંચિત પણ હાનિ પહોંચાડવા દેવામાં આવતી નહી એ કંઇજ નહી પણ લડાયક યુગોમાં સર્વત્ર ભાટચારણો કેટલું માન ધરાવતા હતા તે દર્શાવે છે ! ઇ. સ. ૧૭૯૭ માં ઍડીનબરો શહેર પર શત્રુઓનો હલ્લો આવવાની અફવા સાંભળી એક દેશપ્રેમી ભાટે એક સર્વોત્તમ રણગીત જોડી મહોલ્લાઓમાં ગાયું જેના પ્રતાપથી ૩૦૦૦ લડાયક સ્વયંસેવકો શહેરના સંરક્ષણાર્થે ઉભા થયા. આ લોક પાછળથી "Right Troop of the Royal Midlothian Light Cavelry" કહેવાયા, ઉક્ત રણગીતનો ઉદ્દેશ નીચલી લીટીઓથી જણાશે:

"To horse ! To horse ! the sables gleam,  
... our bugle call;

*Our word is Law and Liberty!—*
*March, forward one and all!"*

સીખ ગુરુ ગોવિંદસિંહ માટે કહેવાય છે કે તે જેટલો ધર્મનિષ્ઠ હતો તેટલોજ વીર અને લડાયક હતો. એના સમયમાં સીખ પ્રજા ઉપર મોગલ સત્તાધિકારીઓનો અસહ્ય ત્રાસ હતો અને ઘણા સીખ ગુરુઓને મોગલોએ શુળીએ ચઢાવ્યા હતા. પરંતુ પંદર વર્ષનો યુવાન ગોવિંદ જ્યારથી તેઓનાં ગુરુપદે આવ્યો ત્યારથી એણે પોતાના લડાયક કાવ્યોદ્વારા સીખોને પોતાનું તેજ પાઈ પાઈને એવી રણવીર પ્રજા બનાવી કે એ વૈકુંઠવાસી થયો તે પહેલાં સીખ પ્રજાની હાક ઉત્તર હિંદમાં ઠામેઠામ વાગતી થઈ એટલુંજ નહી પણ તેઓએ પોતાના બાહુબળના પ્રભાવે અને ગુરુની પ્રસાદીથી મોગલ સામ્રાજ્યના પાયાને જડમુળથી એવા ધ્રુજાવી મુક્યા કે તે પુનઃ જીવપ્રદાન કરી શક્યું નહી! એ કાળપીન્જ સીખો પોતાનાં આંતરિક વ્યક્તિત્વને પીછાણતા થયા, અને ક્રમે ક્રમે તેઓ સંખ્યામાં તેમજ ઝનુનમાં એટલા વધતા ગયા કે ૧૯ મી સદીની અધવચ્ચે બ્રિટીશો સાથે તેઓને અથડામણ થઈ; અનેક લડાઈઓ થઈ જેમાં સીખોએ પોતાનું પાણી એવું બતાવી આપ્યું કે વિદેશી પ્રજાઓને પણ ધન્યવાદ આપ્યા વિના ચાલ્યું નહીં! છેવટે સુલેહ થવા પછી ૧૮૫૭ ના મહા ભયંકર બળવા વખતે સીખ પ્રજાએ અડગ નિમકહલાલી બતાવી બળવાને શમાવી દેવામાં આગેવાન ભાગ લીધો, તેમજ છેલ્લા યુરોપી મહાવિગ્રહમાં પણ હિંદભૂમિ તરફથી ભાગ લઇ તેઓએ યુરોપના મારા વચ્ચે એવાં બહાદુરીનાં કાર્યો કર્યાં કે જેથી પાશ્ચિમાત્ય પ્રજાઓ વિસ્મય પામી રહી. એવી પ્રજાનો વીર ઉત્પાદક ગુરુ ગોવિંદસિંહ હતો. એનાં મરણ માટે એવી કથા છે કે એક અર્ધરાત્રે જ્યારે તે નિંદ્રાવશ થયો હતો ત્યારે અતાઉલ્લાહ તેમજ ગૂલખાં નામક બે પઠાણ ભાઈઓએ એની ઉપર હુમલો કરી તરવાર વતી એને જખ્મ કર્યો, કારણ કે એઓના બાપને એણે દ્વંદ્વયુદ્ધમાં યમલોક પહોંચાડી દીધો હતો! તરવારનો અચાનક પ્રહાર થતાં ગોવિંદ જાગી ઉઠ્યો અને જો કે એને ઘા કારી લાગ્યો હતો છતાં પોતાની શમશેરથી ગૂલખાંને એણે એક એવો ઝનુન ફટકો માર્યો કે ખાંના બે ટુકડા થઇ ગયા, અને પોતે પણ જખ્મ થયેલો હોવાથી થોડાવારમાં રામશરણ થઇ ગયો! ધન્ય હોજો એવા વીર નરોને! એ સંસ્કૃત તેમજ ફારસીનો પ્રખર વિદ્વાન હતો અને અનેક કાવ્યમય ગ્રંથો રચ્યા હતા. "ઐતરેય બ્રાહ્મણ"માં ભરતરાજાનાં યશોગાન ગાતાં સંસ્કૃત બારોટ કહે છેઃ

हिरण्येन परिवृतान् कृष्णाञ्छुक्लदतो मृगान् ।
मष्णारे भरतोऽददाच्छतं बद्वानि सप्त च ॥
भरतस्यैष दौष्यन्ते रग्निसाची गुणेचितः ।
यस्मिन्सहस्रं ब्राह्मणा बद्वशो गाविभेजिरे ॥
अष्टासप्ततिं भरतो दौष्यन्तिर्यमुनामनु ।
गङ्गायां वृत्रघ्नेऽबध्नात् पञ्च पञ्चाशतं हयान् ॥
त्रयस्त्रिंशच्छतं राजा अश्वान् वध्वाय मेध्यान् ।
दौष्यन्तिर त्यगाद्राज्ञो मायां मायवत्तरः ॥
महाकर्म भरतस्य न पूर्वे नापरे जनाः ।
दिवं मर्त्य इव हस्ताभ्यां नोदापुः पञ्च मानवाः ॥

અર્થાત મષ્ણાર નામક પ્રદેશમાં ભરતે સુવર્ણમયી આભુષણોથી સજ્જિત સો હાથીઓનું દાન દીધું. સાચીગુણખાતે દુષ્યન્તના પુત્ર ભરતે અગ્નિચયન કર્યું, અને ત્યાં આવેલા એક હજાર બ્રાહ્મણને આથાદીઠ એક એક ગાયની બક્ષેશ કીધી, તેણે યમુના તીરે ૭૮ અને ગંગાકિનારે વૃત્રઘ્ન નામક સ્થાનપર ૫૫ અશ્વમેધ યજ્ઞ કર્યા. એ પ્રમાણે ૧૩૩ યજ્ઞ કરવાથી દુષ્યન્તના પુત્ર ભરતે શત્રુરાજની માયાને જીતી લીધી. ભરતનાં આ મહત્કર્મની બરાબરી તેની પહેલાંના કે પાછળના કોઇ પણ રાજા કરી શક્યા નહી-જે પ્રમાણે આદમી સ્વર્ગને હાથથી સ્પર્શ કરી શકતો નથી તેમ ગન્ધર્વ, પિતૃ, દેવ, અસુર, અને નિષાદ એ પાંચમાંથી કોઇપણ ભરતનાં કર્મોને પહોંચી શક્યું નથી! આ પ્રમાણે જોતાં જણાય છે કે ભાટની હસ્તી દરેક પ્રજામાં અને પ્રત્યેક દેશમાં બહુ અનાદિ કાળથી દૃષ્યમાન થાય છે. હિંદના સંસ્કૃત વીરરસ કાવ્યોમાં સૌથી પુરાણાં વાલ્મિકિનું "રામાયણ" અને વ્યાસનું "મહાભારત" ગણી શકાય, જ્યારે હિંદીમાં "પૃથ્વીરાજ રાસો" જૂનું કહી શકાય. ઇંગ્લંડમાં ઇસુ ખ્રીસ્તનાં પાંચમાં સૈકાથી ભાટોની હસ્તી જણાય છે, અને જૂનામાં જૂના તેઓનાં કાવ્યોનો એક હસ્તલેખ નામે "Psaltor of Cashel" છે જે કાર્મેક મૅકકુલીનન નામે કેશલ શહેરના એક બીશપે ૯ મી સદીમાં લખેલો ધારવામાં આવે છે! જર્મનોનું સૌથી પ્રાચીન રણગીત "Bardlit" ને નામે જણાવવું છે. ફ્રેંચ રેવોલ્યુશનવેળા ફ્રાંસમાં બે પ્રજાકીય ગાયનો શહરત પામ્યાં હતાંઃ માર્સાયે અને શાં દુ ડેપાર. બીજા ગાતનો લેખક મો. જ. શેન્યે હતો જેણે ફ્રાંસના તોફાની ટોળાંએ જ્યારે ૧૧ મી જુન ૧૭૮૪ ને દિને બાસ્ટાઇલનો કિલ્લો લીધો ત્યારે એક મેજબાની વેળાએ પહેલવહેલું ગાયું હતું અને એ પણ પ્રજાગીત ગણાયું. એની એક કડી નીચે પ્રમાણે છે:

*"La republique nous appelle,*
*Sachons vaincre ou sachons perir;*
*Un Francais doit vivre pour elle,*
*Pour elle un Francais doit mourir!"*

"રીપબ્લીક આપણને બોલાવે છે: બસ જીતવું કે મરવું! ફ્રાંસને ખાતર ફ્રેંચમેન જીવે છે, માટે તેણીનો આદેશ થતાં તેણે મરવું જ જોઇએ!" આ પછી ફ્રાંસમાં "Car-magnole." "Cairo" આદિ બીજા એવાંજ ગીતો રચવામાં આવ્યાં હતાં. સાત વખત સૅરેસેન લોકોએ જેરૂસેલમનો કબજો લીધો અને સાતેવાર યુરોપના રાજપતિઓને ધર્મયુદ્ધ કરવા ઉશ્કેરનાર ત્રુબેડાર ભાટો હતા. સૌથી છેલ્લો ત્રુબેડાર ભાટ ગૅસ્કનીનો જાક જૅસમીન થઇ ગયો છે. શાયર અરજદી મર્વ શહેરનો હતો અને ગઝનીના સુલ્તાન યમીનદૌલ્લાહ મહમ્મદે સખાવતગીનનો રાજબારોટ હતો. જ્યારે શાહે સોમનાથપર સ્વારી કરી લૂટ ચલાવી હિંદુઓને તદ્દન શક્તિહિન કરી નાખ્યા ત્યારે અરજદીએ તેના માનમાં એક "કસીદો" લખ્યો હતો તેમાંથી કંઇકઃ—

ચૂં શાહે ખોર્દબીન સફરે સુમનાત કર્દ,

પાને-જ્યારે તિક્ષ્ણ નેઝરના બાદશાહે સોમનાથની સંહર કીધી ત્યારે પોતાના કાર્યોને ચમતકારોનો એક વાવટા જેવાં કર્યાં ! એ પ્રમાણે ધરાધિપોતે વખાણવાનું તેમજ વખોડવાનું કર્તવ્ય બારોટનું છે: પ્રજાઓને વિલાસી સુષુપ્તિમાંથી જાગ્રત કરવાનું કામ બારોટનું છે: ઇતિહાસની જાળવણી કરવાનું અને વીર પુરૂષોને સનાતન બનાવવાનું કાર્ય બારોટનું છે. એક હિંદી ભાટ પોતાનાં ચારિત્રનો સાક્ષાત્કાર કરાવતાં જણાવે છે કે:

કહે સિપાઇ હમ ઉન રજપૂતન કે,
દાન જંગ જૂરે જો ન ફિરે સાન-મુરકે !
નીતિ હૂ કે દેનહારે, મહી મહિપાલન કો,
નેહી હૈં ઉનીકે જો હૈં સ્નેહી સાચે ઉરકે !
ગુની કે ગુલામ હમ બૈરી બેવકુફન કે,
જાલમ જમાદ હૈં અદનિયા સસુરકે !
ચોજનકે ચોર રસ મોજનકે પાદશાહ,
ઠાકુર કહત હમ ચાકર ચતુરકે !

(અપૂર્ણ.)

આ "નવરંગ માસિક બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઈ મધે આવેલા "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" માં તેના માલેક અને અધીપતી અરદેશર ખરશેદજી દેશાઈએ છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

# નવરંગ

પુસ્તક ૮ મું | ઑગસ્ટ, ૧૮૯૩ | નંબર ૧૨ મો.

# ડા૦ વામન ગોપાળનું

## આયોડાઈઝડ

# સાર્સા પરિલા.

સાર્સાપરિલા આજ સાઠ વર્ષથી પ્રખ્યાત અને લાખો દરદીઓએ એનો ઉપયોગ કરી પોતાની નીરાશા દુર કરી છે.

લોહી એ મનુષ્ય જીવન છે. તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન થાય છે માટે તે સુધારવા દરેક માણસને કાળજી લેવી જોઇએ, તેને માટે આ સાર્સાપરિલા વીના બીજી એક પણ દવા લેવાની જરૂર નથી. વળી આ દવા પીવાથી ઉપદંસ એટલે ગરમી અને તેના વડે થતા રોગો—તેમજ લકવા, સંધીવા, ચામડીપર કાળા ડાઘા પડવા, આંગતું સુજી આવવુ, શરીરમાં બળતરા થવી, શરીરની ઉપર દેવી સરખા ફોલ્લા થઇ આવવા વીગેરે

વીકારો ઉપર આ દવા અકસીર થ ચુકી છે.

**શીશી ૧ નો રૂ. ૧ાાૹ ચાર શીશી પીવાથી સારો ગુણ આવે છે પો. જુદું.**

ચાર શીશી એકદમ મંગાવનારને ખચ સાહીત રૂ. ૪-૧૩-૦ પડશે.

અમદાવાદ એજંટ—ગોકળદાસ મોતીચંદ પાસેથી
મળશે અમદાવાદ ઘાંચીની પોળ.

સુરત એજંટ—ભી૦ પ્રભુદાસ પાનાચંદ સરઇય
ઠે૦—બુરાનપુર ભાગળ

**ડો. ગૌતમરાવ કેશવ એંડ સન ઠાકુરદ્વાર-મુંબઇ.**

# નવરંગ.

## વાંચવાલાયક વાર્તાઓ ને વિષયોથી ભરપુર માસિક.

માલેક અને અધિપતિ—અરદેશર ખરશેદજી દેશાઇ.

ઑફિસ—૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વાર્ષિક લવાજમ હિન્દુસ્તાનમાં રૂ. ૪. છુટક નકલ ૮ આના.
" " પ્રદેશમાં રૂ. ૫.

૯ માં સાલના ગ્રાહકોને મી૦ કાબરાજીની 'સંસાર'ની વારતાનું પુસ્તક ભેટ.

પુસ્તક ૮ મું. ઑગસ્ટ, ૧૯૨૩. અંક ૧૨ મો.

---

### અનુક્રમણિકા.



---



"નવરંગ" પ્રીન્ટીંગ પ્રેસ, બજારગેટ, કોટ, મુંબઇ નં૦ ૧.

# નવરંગ.

પુસ્તક ૮ સં. - ઑગસ્ટ, ૧૯૨૩. - અંક ૧૨ મો

# જરા વાંચશોજી.

'નવરંગ' નો માસ ઑગષ્ટનો આ બારમો અંક 'નવરંગ'ના ચાલુ સાલનો છેવટનો અંક છે. આવતા માસમા, અમો આગળ જણાવી ચુકયા છીએ તેમ, 'નવરંગ' એક વધુ નવા વર્ષની શુભ શુરૂઆત કરશે, અને 'નવરંગ'ના એ નવા ઝળકતાં નવમા સાલને ઉજવવા, તેમજ એજ હીંગામે પડતા અમારા હમદીન પારસી ભાઇઓના પતેતીના નવા સાલની ખુશ-બખ્તીમાં પણ સાથોસાથ ભાગ લેવાના ઇરાદાથી આવતા માસ સપ્ટેમ્બરનુ 'નવરંગ' લગભગ બેવડુ મોટું નીકળશે એમ જણાવતાં અમને આનંદ થાય છે. એ અમારા સાદા માદા પણ સંગીન ને ખરાં રસીલા મનોવેધક વાચણની ઉમદા મોજ પેટ પુરતી પુરી પાડનારા નૌરોઝી નંબર માટે ગુર્જર આલમમા સુવિખ્યાત એવા દજનબંધ લેખકોએ પોતાની ઉમદા કૃતિયો પુરી પાડી છે. પારસી, હિન્દુ અને મુસ્લિમ લેખકો અને તે બી ખરેખરા લેખકો, યુનિવરસીટીના ડીગ્રીધારીઓ કે સન્કારના ખેતાબોથી વિભુષીત એવા કામચલાઉ અને લઇ દોડેલા કે થઇ બેઠેલા લેખકો નહીં પણ આમ વર્ગમા પોતાની કૃતિઓથી પ્રિય થઇ પડેલાં લેખક બહેનો અને ભાઇઓની કલમોથી લખાયલી વિવિધ પ્રસાદીઓ તેમા સમાવવામાં આવનાર છે, અને એ અંક અમારા સુજ્ઞ વાચકોને ખરેખરી કીમતી મોજનુંજ એક ઉમદા સાધન થઇ પડશે એ નિર્વિવાદ છે.

એ અંકથી અમારા પારસી વાંચકો માટે જે એક અતિ ધ્યાન ખેચનારૂ 'ફીચર' ચાલુ થનાર છે તે 'બરજોરનામુ' છે. પારસીઓની પુરાણી તવારીખ જગતની બીજી કોઇ પણ મહાન પ્રજાઓ કરતાં જીયાદા કીર્તિવાળી અને હાલની કોઇ પણ પ્રજાને મગરૂર બનાવે તેમજ તેમને ઉમદા સબકો પુરા પાડે તેવી છે. એ 'બરજોરનામુ' વિર રસ, કરૂણા રસ, હાસ્ય રસ અને શૃંગાર રસનો એક સામટો બનેલો એક ખરેખર વાંચવા વિચારવા ને તે ઉપર ગંભીરાઇથી મનન્ કરવા જોગ જમેલો છે અને તે એટલો તો જુસ્સાવાળો અને એટલો તો દિલ ઉશકેરનારા બનાવોથી ભરેલો છે કે તે વાચતાંજ ગોયા આપણા તનમા નવુંજ લોહી, નવોજ જુસ્સો, નવીજ તેજી સ્ફુરી રહે છે. કવિ આદીલે તેને બયતબાજીમા ફેરવતા તેનો અસલ રંગ અને જુસ્સો કાયમ રાખી પોતાની ઉમદા કવિત્વ શક્તિથી કંઇ એવો તો અવનવો રસ જમાવ્યો છે કે તેના હફતાઓ પછીના હફતાઓ એક સરખા બબકે ચડુ વધ્યાજ જતા ઉત્સાહથી 'નવરંગ'ના તમામ વાચક વર્ગમાં વચાશે એમ માનવાને અમને કાંઈંત સંદેહ નથી.

વળી નવી મોટી વારતા જે અમારી ખાસ પસંદગીની અમે લખાવી છે તેના જાણીતા લેખક ભાઇ 'ફુસફુસ' પણ તેટલાજ શુર ઉપર ચડ્યા છે અને એ મોટી દીલપઝીર વારતાના હફ્તાઓ પછીના હફ્તાઓ, વધતાં ઉમંગથી વંચાવાની અમારી તો ખાતરી છતાં પોતા તરફથી પણ અમને ખાતરીઓ પર ખાતરીઓ ને તે પર બી વળી ખાતરીઓ આપી અમને ઘણી ગમત આપે છે. એ વારતા અસલમાં છેજ એટલી રસીલી, જોરાવર અને દિલબહેલાવનારી કે તેની ફતેહ માટે અમને તો એકે શક નથી. "પાદરીની પુત્રી" એ નવી મોટી જંગી વારતાનું નામ છે અને તેમાં એક પાદરીની એક પૂત્રી પોતાની આત્મકથા કહી સંભળાવે છે. આ આત્મકથા દુનિયામાં ચાલતા પ્રપંચો, કાવાદાવાઓ, હરેક તરેહના છળકપટો અને નેકીના નેક અને બદીના મહાગંભીર પરિણામો ઘણી અસરકારક અને નસીહત મળે એવી શૈલીમાં રજુ કરે છે. તેનો પહેલોજ હફ્તો વાંચકોને મોહમુગ્ધ કરી મલે એટલો દિલકશ છે અને તે વિશે જાસ્તી અત્યારે કાંઇજ ન બોલતાં તે વાંચવાનીજ સીધ્ધી ભલામણ અમારા વાંચક વર્ગને કર્યે છીએ.

અમારી ફાંકડી નવી ભેટ છપાય છે. જાણીતા વાર્તાનવેશ ભાઇ બહમનજી નવરોજજી કાબરાજીની લોકપસંદ કલમથી લખાયલી આ પારસી સંસારની મનહર વારતા 'સંસાર' અમારી છેલ્લી ભેટનેજ મુકાબલેનું એક દિલચસ્પ વૉલ્યુમ થવા જશે. 'નવરંગ'ની આવી નાદર ભેટો અમારા ધંધાદારી ભાઇબંધોને દંગ કરી મેલનારીજ અત્યાર અગાઉની પૂરવાર થઇ છે અને અમારા કદરદાન ગ્રાહકોના તે દિલખુશ કરી મેલનારી અને તેઓની એકામતી પસંદગી પાત્ર નિવડી છે. અમો ભાર મેલીને જાહેર કરવાની રજા લઇએ છીએ કે એ રૂડાં વાણા અમારાં ખરાં અને સંગીન વાંચણના પુરેપુરા દિલસોઝ અને કદરદાન ગ્રાહકોનાજ પ્રતાપે છે.

'સંસાર'—એ નવી ભેટની ચોપડી આ માસની આખેરીમાં તૈયાર થઇ જશે અને તે તુરતજ 'નવરંગ'ના નવા તેમજ જુના ગ્રાહક મેહેરબાનો ઉપર વી. પી. પોસ્ટથી મોકલી આપી 'નવરંગ'ના નવા નવમા સાલનું લવાજમ સરેસ્તા મુજબ આંગ ઉપર વસુલ કરી લેવામાં આવશે. જે મેહેરબાન ગ્રાહકોને વી. પી. સામે કોઇપણ જાતનો વાંધો હોય તેઓએ મોટી મેહેરબાની કરી એ મુદત આગમચ મનીઓરડરથી કાંતો હાથોહાથ અમારી ઑફીસમાં આવી લવાજમો ભરી જવાં. તે અમને વિશેશ ગમશે. કેમકે, તેમ થવાથી, અમારી વી. પી. કરવાની વધારાની જંજાલ ને ખટપટ ટળશે. કૃપા કરી કોઇ પણ મેહેરબાનોએ વી. પી. રીફ્યુઝ કરવાની ધૃષ્ટતા બતાવવી નહીં. જો કોઇપણ પ્રકારનો વાંધો હોય તો તુરતજ અમો કને વી. પી. થોડા દિવસ થોભાવી, ખુલાસો મંગાવવો અથવા તો આ આખેરી આગમચ વી. પી. કયારે કરવું તે લખી જણાવવું.

કોઇપણ સબબસર નવા સાલ દરમ્યાન ગ્રાહક તરીકે નહીં રહેવા ઇચ્છનારાઓએ મેહેરબાની કરી આ વાંચતાં તુરતજ એક પોસ્ટ કાર્ડથી અમને તે મતલબની ખબર આપવી, આથી અમને નાહકના વી. પી. ના ખર્ચમાં જવું ન પડશે, અને વળી કશો પણ કડવાશ ઉત્પન્ન થવાનો સંભવ ન રહેશે.

ઉમીદ છે કે આ અમારી વારંવારની અરજ ઉપર, આ વેળા, દરેક તેવાઓ તરફથી લક્ષ દેવામાં આવશે.

———:o:———

# તુફાન પછીની શાંતી.

લખનારઃ-સોરાબ બી. તાતા.

"તે બધું દીવાની જોત જેવું સાચું છે, એલીસ," નાસીપાસી અને નાઉમેદીનું દ્યકું ખાતો તે કમનસીબ-જુવાન સાઇરીલ ગ્રેમીર બોલ્યો. "મારી કને એક પેંની નથી કે જેને હું પોતાની કહી શકું; ઓ! ગોયા ખાવાની ખાક પણ ફાજલ પાડી શકાતી નથી. મારા ગરીબ બીમારા વાહાલા પીતાના ગમખાર મોતથી ભયંકાર આફટના તોફાન સાથના વરસાદથી પાયમાલી આવી. ગ્રેમીર કાસલ હવે વધુવાર મારો રહયો નથી. હું માનુંછ કે પેલા સંગદીલ કારતને અત્યાર આગમજનો તેનો કબજો લઇ લીધોય. પણ-પણ-જો તું-તું-મને મારી આની સીહા જફાકારીની લાચારી વચેથી દીલાવર જાનફેસાનીથી ચાહાતીજ હોય—"

"ખામોશ!-હું તમુનેજ ચાહુંછ, સાઇરીલ." તે નાઉમેદ જુવાનને અધુરે અટકાવી તેના નાસીપાસીથી ઉકલતાં દેમાગને શાંત કરવા સધ્યારાના હેટવંતા શબ્દોથી તે મીઠી મધુરી-એલીસ મેડોસ-વચે બોલી પડી. "વાહાલા, તમારી જરદાર માલેતુજાર સ્થિતિ વેળા મેં તમુને ચાહી ટેક પાક પરવરના ખાર તુરીક ઓસ્તવારીથી ખડી રેહેવાનો પવિત્ર કોલ આપ્યો, જે હાલના તમારી મુફલીસ બતંગ હાલટમાં હું કદી બી તોડવાની નહીંજ, ગમે તેવી તમારી લાચારી કે દુઃખ આફટમાં હું તમારી પડખેજ સદા ઉભેલી છેઉ"

"આફ્રીન, ડારલીંગ," મધ્યારાનો લાબો દમ ખેંચી તે દુખી જુવાન આભારનો હર્ષ ભર્યો ઉભરો કાઢી બોલ્યો, પોતાના શકને વશ કરવા તેણે તે દીલચટ રૂપસુંદરીનો કોમલ ગોરો હાથ પોતાના હાથમાં પકડયો અને પ્રીતના અસહય જુસ્સાથી તે ચુમ્યો, "ત્યારે તો હું કશીબી ફર્યાદ કરતો નથીજ," તેણે જવાબ વાલ્યો, "માત્ર—માત્ર—"

"માત્ર શું, વાહાલા?" અધીરતાથી તે તારૂણીએ પુછયું.

"પેલો કારતન તુને માંગેછ," તેણે ઉંડી ગમખ્વારીથી જવાબ કર્યો. "એ જરદાર પોર્યો તુંને હાથ કરશે ત્યા તુરીક નચીંટ ઠોમવાનો નથીજ; તેની મારી ખાત્રી છે. વલી એ લક્ષાપતિ છે, અને ગ્રેમીર કાસલ એનોજ થયોછ, અને જ્યારે હું અહીંથી જવશ ત્યારે તો એજ કાસલમાં એ રાજ કરતો રાજા થશે અને—"

"તમે જવોછ? કાંય? કાંહા જાઓછ?" તેણીના અવાજમાં ગોપ્ય દુઃખનો સ્વર ભેલાએલો હતો.

"મારે જવુંજ જોઇએ. એલીસ વાહાલી. આ બોહોલી અવનિ સાથ લકર ઝીલી કાંઇ બી રસ્તે મારે નસીબ મેલવવુંછ," સાઇરીલે ભવાં ચડાવી ઉત્તર વાળ્યો.

તેઓ વચ્ચે સ્મશાન જેવી શાંત ચુપકી કેટલીક વખત વ્યાપી રેહી.

તે એક આહાવાજેગજ ચાતુરી હતી—આ દીલકશ એલીસ મેડોસ. તેણી જોનાથન મેડોસ નામના જરદાર પુરઝીગરની એકપુરી દીકરી હતી. ફીકકા ગુલાબી રૂખસારો, ભરાવદાર દીલછીટ મુખડો અને જોબનમાં ખીલી નીકલેલું આકર્ષીટ બદન સાથની તે તનોમન સુંદરી જોનારને બે ઘડી શહાટ પમાડે એવી પરીસુરત હતી.

લાંબાં ઉનાળાના દીવસની આખેરીએ જમીનની સપાટી ઉપર ભયંકર આકારો મુજબ વળ લેતા ધૂમસના ગોટેગોટા મીસાલ તે મનોહર છોકરીનો સ્વરૂપમાન ચેહેરો ઉડાસી અને નામોશીનાં ધુમસથી ઘેરાઇ ગયો. તેનો વાહલો તેણીને છોડી જતો હતો. તો બી તે બીજું તે કરી બી શું શકે? આહા! તે અભાગ્યાનો પીતા રાલ્ફ એમોર જો કરજના માહાસાગરમાં માથોમાથ ડુબી ખરતે ખુહારી અને મુફલેસીની સીહા લાચારીમાં આ જેહાંન સદાનો છોડી ન ગયો હોતે! તેણીની આંખો તે ફલદ્રુપ ખેતર આસપાસ દુર દીસતા એમોર કાસલના ઉંચા દમામદાર મીનારા ઉપર તાબરતોબ ખેંચાઇ. આવા મેહલની રાજ કરતી રાણી અને સાહેબી કરતી શેહાણી થવાય! ઓ! એજ માહામારટ લોભ તેણીને ધુજાવતો હતો.

મગર અફસોસ તેણીના તેવા લોભની નાસીપાસીભરી આખેરી આવી હતી, કાંયકે તે મેહેલ જેવો રોનકદાર કાસલ મરનાર રાલ્ફ એમોરના સર્વથી મોટા માંગનારને હસતક ગયો હતો. પોતાની ત્રણુડે પેઢીઓના લખલૂટ ખર્ચથી થએલા ભારે કરજનો બોજ પોતાના દીકરાને માથે ન પડે એમ વિચારી રાલ્ફને તે બેકીમતી ઍસરેટ લાઇલાજ વેચી નાખવાની ફર્જ પડી, જે કાસલ તેની આસપાસની કેટલા એકરો સાથની જમીન સાથે જરદાર કારતને પોતાનાં કરજનાં પેટામાં લેઇ લીધી હતી.

જ્યારે રાલ્ફ હૈયાત હતો, અને તે વખતથીજ કારતન તે એમોર કાસલનો ધણી થયો હતો, તેણે જબરાજબરીથી રાલ્ફની તદન ના મરજી સાથ તેની સાથ મીત્રાચારીનું સાડું જોડયું હતું, અને ત્યાં થાલું આવતાંજ ગ્રીન હોલોસ આગળ કારતને પોતાની અદેખી ચશ્મો પરીસુરત એલીસ મેડોસ ઉપર ઠેરવી હતી, અને કોઇ બી ચીજે કરતાં વિશેષ તે તનોમન સુંદરીને જીટવાને અને તેણીને પોતાનીજ કરવાનો અરમાન પોતાનાં જીગરમાં જાલસી રાખ્યો હતો.

અભાગ્યો સાઇરીલ પેલા જરદાર કારતન ઉપર બેનડો અદેખાઇના ઇંગારથી જલવા લાગો. એકતો પોતાના બાપદાદાની અસલા મેહેલ જેવી મીલકટ કારતનના હાથમાં જઇ તે ધણી થયો; અને સાઇરીલ બીલકુલ નિર્ધન થઇ પડયો હતો, અને તેની ચાહેલા દીલછીટ એલીસ ઉપર બા તે જાનોનિસાર પ્યારની જોસભર ફીદાગીરીથી કારતન બી ચાહાતો હોવાથી તેનાં મનમાં અને જીગરમાં કારતન માટે કાંઇ બી ભલી લાગણી બરપા થઇ હતી નહીં, મગર તેણે, તે ખુબસુરત અબળાને લીધે, માલેતુજાર કારતનને હડહડતો શત્રુ માની લીધો.

સાઇરીલે તે લાંબી ચુપકીદી પેહેલી તોડી.

"હા, મારે આ ગ્રીન હોલોઝ ગામડાંમાંથી જવુંજ પડશે," તે કાંઇ કરાજીથી બોલ્યો. "જેમ જલ્દી થાય તેમ બેહેતર. તારો પીતા મારી સાથ તુને જોવા કે બોલાવા વધુવાર ઇચ્છતો

કે દરકાર કરતો નથીજ. હું તેને બદનામ કરતો નથી. પણ જ્યારે મારી જાતગ સ્થિતિ ચઢતી થશે, મારી લાચારીનો આફતાબ પુર તેજમાં પાછો તેનાં મધ્યાનમા ટપશે, ત્યારે હું મારી સાચી મોહબતની દાવાદારી વાકાલનાં જોસ સાથે તારી રૂબરૂ રજુ કરીશ અને, મારા સર્વથી વહાલી ડારલીંગ, હું પાક કીરતારને હાજર નાજર જાણી કસમ લેઉં છ કે તારો વિચાર કરતો હું કદીબી બંધ પડશ નહીં. કદીબી નહીં! એક ટક્ષાકબી નહીં!"

તે ડોક્યો અને તેણીના રૂખસારો ઉપર ચુમીઓ લીધી, જે રૂખસારો માહાતાબની ઠંડી રોશ ની જેવા ઠંડા, ફીકકા અને સુવાળા હતા.

"આવ, ડીયર, એકવાર છેલ્લી તે કાસલ પર આપણે નજર ફેંકયે," ખુશાલ બોલવાનો પ્રયત્ન કરતાં સાઇરીલ બોલ્યો, "કદાચ, એક દીવસ, નશીબ દેવી જો પોતાનું ચકકર ફેરવી નાખશે તો, બધું છતાબી તે પાછો આપણોજ થશે.'

તેઓએ ખેતરનો માર્ગ પુરો કરી તે મોટા મહેલ તરફ પોહોચ્યાં. સીવીલ વોરનાં ખુનખાર જંગવેળા તે કાસલના તે વેલાના મબલખ દોલત ધરાવતા તેના માલેક-યાને હાલના મુફલીસ સાઇરીલના એકાદ વડવા-ગોદફ્રાઇ ગ્રેમોરે ઓલીવર ક્રોમવેલ સામે મજબુટ ટકકર ઝીલી તે ટકાવી રાખ્યો, મગર આખર્કા ઘણીજ જનુની જંગ પછી તેના માલેક પાસથી તે પચાવ્યો હતો. તે ખુનખાર લડાઇની નીસાનીઓ, તે જગ્યાની ઘોડીઘણી ખાનાખરાબી ઉપરથી પ્રકટ જોવામાં આવતી હતી.

બંને વાહાલાંઓ તે કાસલ જોતાં ઉભા હતા, જેની પાછળથી માહાતાબ ગોયા ચીમાઇને જોતો ઉપર ચઢતો હતો, તેજ વેળા તેઓની પાછળથી પગલાંનો અવાજ સંભાલાયો, અને દાખડામાના શુટ મીસાલ એકાએક કારતન ત્યાં ઉભો તે પળે બેમાંના એકેનેબી તેણે ઓલખ્યાં ન હોવાથી સંગદીલ ઘાડા અવાજથી તકોબરીથી તે બોલ્યો. "તમુને ખબર છે કે પરવાનગી વગર અંદર ધુસી આવ્યાંછ?' મગર કોણુને આવા તુમાખી ટીકાઓથી તે બોલતો હતો તે તે પછી જાણવા પામ્યાથી તેની આખો મનોહર એલીસને જોતા સમેટ પલીદ લાગણીથી ઝકઝકી રેહી અને તેણે ઉમેર્યું. "જો તમુને મારા બાગમા આવવા ઇજન કીધુ હતું એમ મને ખબર નથીજ."

અભાગ્યા ગ્રેમોરનું જુવાન લોહી આવા અપમાનથી ઉકલી આવ્યું, મગર લોહીનો ગોટ તેણે ગલી માત્ર વીકાલ નજર તે નાલાએક હરીફ દુશમન તરફ ફેંકી અને તુચ્છકાર બતાવતો તે પાછો ફર્યો.

"જવા દે એને, ડારલીંગ એલીસ, આવ આપણે બે ઘડી અંદર જઇ ટાહેલાં કરીયે," કારતન બોલ્યો અને તેણીનો હાથ પકડવા જતો હતો, મગર બીહદીલી હરણી મિમાલ દોડીને તે દીલછુટ છોડીએ તે વાહલા જુવાનનો હાથ પકડી પાછળ જોયા વિના તેણી ઝડપથી આગળ વધી.

"ઠીક છે, હાલતો મરકાટ કર; પણ સેવકજ થોડા વખતમાં તુને ઝીડસે અને ફર ઝીડસે," એમ બોલી પરીમાન ચલેલો કારતન પોતાનાં મનને સધ્યારો આપી કાસલમાં ખટલી ગયો.

——:o:——

## પ્રકરણ ૨ જું.

તે કાસલની બાહાર નીકલ્યા પછી નાસીપાસ અવાજથી સાઇરીલ બોલ્યો, "તે પાપી પલીદ સાથે તુને આ ગ્રીનહોલોઝ ગામડાંમાં છોડી જવાની ધાસ્તી રાખવામાં મેં ખોટું કીધું, હવે નહીં ધારતો કે એ મુજી શયતાન મારી કનેથી તારૂં જીગર ચોરી શકે."

"વાહલા સાઇરીલ, તમે તે તમારે હસતક નાખી શકશો ત્યાં તુલીક તે વગી તમારૂંજ છે," ધીમા મધુરા સ્વરે તેણીએ ઉત્તર વાલ્યો.

"ત્યારે તે હમેશનું મારૂંજ છે, ડારલીંગ," તે ખરાંપણાનાં જોસથી બોલ્યો. "અને, એલીસ, કાલે હું અહીંથી જવશ. વાહલી, આપણે રાબેટા મુજબ કાલે આ એલ્મના ઝાડ તળે આ ખેતરમાં મલશું. કાંઇ બી બનશે તોબી આ જગ્યા હું હમેશ વાહાલી યાદગીરી સાથ પવિત્ર ધારશ. ત્રીજે દીને સહવારે તો હું લંડન પુગશ, તારા પીતાને કેહેજે કે જયાં તુલીક જરના જોશથી માન સાથ તારો દાવો કરૂં ત્યાં તુલીક એવન મને હરગેજ અહીં જોશે નહીં,"

અને બંને વાહાલાંઓ અકેકની ગોદમાં દબાઇ છુટાં પડ્યાં.

બીજી સાંજે ખેતરની તે પવિત્ર જગા ઉપર પોતાની વેહાલી એલીસને મલવા ઉમીદભરે જીગરે સાઇરીલ અધીરાઇથી ખોટી થતો ઉભો. તે મધુરી ત્યાં આવી ન હોવાથી તેણે બેહદ ચટપટ થઇ અને એક ઘડી તે અધીરાને માહાભારટ જમાના જેવી લાગી. આકાશ ઉપર સીહા વાદલાંઓ ચઢી આવ્યાં, અને થોડીજ વારમાં સખ્ત વાવીજેડું થઇ આવ્યું, અને ગોયા કુતરાં બીલાડાં વરસે એવી ફીસમે ધોધમાર વરસાદ વરસવા લાગો. તે એલ્મના ઝાડના ઓથા તળે તેણે આસરો લીધો, જે ઝાડ એવાતો હજારો ધરતી ધ્રુજાવનારાં તોફાનો વચે બી ઓસ્તવાર ખડું રહયું હતું.

તે ઝાડની ડાલીઓ અને પાંદડાંઓ વચેથી ધોધમાર રેળાઓ નીચે પડ્યા. અમાગ્યા સાઇરીલની ધારણા સવેથી નજદીકનાં સ્ટેશન ઉપર, જે પાંચ માઇલ ઉપર આવ્યું હતું ત્યાં, ચાલી જવાની હતી, કાંય કે તે ગામડુ એક બી સ્ટેશન ધરાવતું ન હતું. હજી તો પુષ્કળ વખત હતો, અને કેહે બરાબર આસરો જોવા પડયો. અને એકાએક કાસલને લગતી જગા ઉપર એક દેવલનો તેણે વિચાર થયો કોઇ બી રસ્તે તેનાં આરકાંઓ તળે આવા ધોધમાર વરસાદથી બચવાનો મજાનો ચાન્સ મળશે.

તે ફર્યો અને તે ભીંજણાં ખેતરમાંથી આરપાર દોડયો, અને એક વાર ફરીથી જે જમીન તેણે ગુમાવી હતી તે ઉપર હક વગર ઘુસી આવવાની તેરે ફર્જ પડી. તે ખાનગી દેવલ તરફ પુગો, અને તેની ભારે તાજુબી વચે તેણે બારણું ચાવી માર્યા વિનાનું દીઠુ, જો કે તે બારણું બંધ હતું, મગર તેની કળમાંજ મોટી ચાવી લટકતી હતી,

ક્રેમોર કાસલના પેહેલા માલેકોએ તે નાનું દેવલ ખાનગી પોતાનાજ વેપડાસ અર્થે બંધાવ્યું હતું, જે તે કાસલ જેટલુંજ જુનું પુરાણું હતું, અને જેને કાચની બે બારીઓ બંને દીવાલની અકેક દીશાએ હતી. તેમાં ક્રેમોરના મરણ પામેલા ત્રણ માલેકોની ઘોરો હતી, તેઓમાંની એકતો પેહેલા માલેક ગોદફાઇ ક્રેમોરની હતી; જે ઘણીજ બાહાદુરીથી ક્રૉમવેલના

લશકર સાંમે ટકયો હતો, મગર એક દીવસ તેનાં બીછાંણુંના ઓરડામાં ૭ હથ્યારબંધ મોલ-જરોએ આવી તે બીચારાને રેંહેસી નાખ્યો હતો.

તે દેવલની અંદર તો બીલકુલ સીહા અંધકાર હતો. વારંવાર વીજલીના ચમકારા વચે તે બારીના કાચો ઝમકતા હતા. સંમગીટ રીતે કોઈબી અંદર હોશે એમ માની તે દેવલની બાહારની પથ્થરની જમીન ઉપર સાહરીસ ઘણાં ભારી પગલે કેટલા વાર આગળ ચાલી ગયો, જેનો પડઘા ચોમેર પડયો. કોઇબી અદર હોવાનો તેને મજબુટ સંદેહ પેઠો. તે બારણું ઉઘાડી ઉભો અને મોટથી પુકારી ઉઠયોઃ "અંદર કોણ છે ?"

મગર તેનોજ પડઘા પાછો આખાં દેવલમા પડયો તેજ વેળા ખુદરતી તેનું તદબદન કાંઇ વિચિત્ર ધાસ્તીથી ધ્રુજવા લાગું. કોઇ અંદીક શકિત તેને તે દેવલમાથી એકદમ નાહાસી જવા તેને કાકલુદી કરતી હોએ એમ લાગુ, મગર તેણે મજબુટ કાબુ મેલવ્યો અને બારણાં બંને ખુલ્લાં રાખી તેને અંદર કદમ લંબાવ્યા તેજ ઘણીએ ભયકાર વીજલીના ચમકારા થયા જેનો ગોયા આંખો અપંગ કરે એવો જેરાવર પ્રકાશ તે દેવલમાં ચોમેર પડયો. જેના તેજસ્વી ઝલકાટ વચે એકાદ સંગેરમરમરની ઘોર નજદીક એક આદમીનો ગભરાટથી ઢગલો પુંજે થઇ પડેલો આકાર જોઇ તેનું લોહી ગેય બગ્ર્ જેવું ઠંડું દહેસટને લીધે થયું

તેણે પાછી મજબુત હીંગત એકઠી કીધી તે પછી ગજવામાંથી કાંદીનો બાકસ કાઢી તેમાંથી કાંદી સલગાવી, તે અતરાફ બારકીથી તેની મદદથી જોયુ તો તે ઘોરના પથ્થર ઉપર એક મરણ પામેલા સખ્સને તેણે દીઠો.

પવનના સુસાવાતથી તે કાંદી બુજવાઇ ગેઇ. આવા ભયંકાર એકાંટમાં વધુવાર રેહેવાની તેની હીંમત ન ચાલવાથી શાંત અહાથી બારણાં ભણી જવાની, તે બંધ કરવાની અને ત્યાંથી પાછો વિદાય થવાની તેણે પોને પોતાને ગોયા ફર્જ પાડી. બીજી રોશની દારવામાં આવેલા ગ્રેમોરની ઉપર તેનાજ આકારના કોટરેલા કાસાનાં કોટરેલા આકાર ઉપર ધ્રુજી રેહી, કે જે મેટરી કાઢેલો તે ઘોર ઉપર જડેલો આકાર ઉપર મોઢું કરી પડયો હતો. અને જેના હાથમાં તરવાર પકડેલી હતી. અને તે ઘોરની બાજુના પથ્થર ઉપર એક ભયકાર ફટકાથી ફાટી ગએલી ખોપરીથી નીકળી ગએલા પ્રાણ સાથનું ગ્રેમોરના નવા માલેકનું શરીર પડેલું હતું !

—:o.—

## પ્રકરણ ૩ જું.

એક હીણુંનશીબનાં આદમીનો બરગસ્તે દીવસ અને ચોઘડયું આવે છે, ત્યારે ગોયા જમીનનો પોપડો વટીક ઓચીંટ નીકળી તેના કપાલ ઉપર લાગે છે, તેવીજ દયાજનક સ્થિતિ કમનશીબ સાહરીલ ગ્રેમોરની થઇ હતી. તેણે પોતાના વડવાઓની આલીમીલકીટ ખોહી, તે સદાનો મુફલીસ કંગાળ બન્યો, અને હજીટક જાણે કે કાઇ બાંકી રયું હોય એમ ગ્રેમોર કાસલના નવા માલેક કારતનનું ખુન કરવાના જસુન અપરાધ માટે તેને પકરેજ કીધો.

ખુનના કેસે ચોમેર મજબુત હોહોકાર મચી રહયો હતો. લોકો બદમાસ સાહરીલનેજ ગોઝે એ ટકા ખની માની બેઠાં. મરનાર કારતન તેનો દુશમન હતો એમજ તેઓ જાણતાં

હોવાથી, તેમજ ભલી અને મોહોબતવંતી એલીસના પ્યાર વચે બી તેઓ હરીફ મુદ્દઇ થવાથી ગુસ્સા અને ઇર્ષામાં ખૂન કીધેલું હોવાનોજ ગ્રીન હોલોસમાં ચોમેર હોહોકાર મચી રહયો.

બંધવાએ પોતાને બીલકુલ નિર્દોષ જાહેર કીધો મગર આસપાસના સંજોગો વચેની જુબાની તેની વીરૂધ નિશંશય મજબુટ પડી. પોલીસે તે દેવલની બાહાર તેમજ માહેલા ભાગમાં બારિક જુસતેજુ કીધી, અને પરિણામમાં બે સખ્સોનાં જુદાં જુદાં પગળાના છાપ તે ઉપર પડી રહેલા માલમ પડ્યા—તે મરનાર કારતનના અને બંધવા સાઇરીલના હતા. વરસાદથી જમીન ભીંજાએલી અને પોચી થએલી હોવાથી પગલાં બરાબર પડી રહ્યાં હતાં. કોઇ બી ત્રીજો સખ્સ તે ખાનગી પડત પડેલાં દેવલમાં દાખલ થયો ન હતો એમ પુરવાર થયું હતું. બંધવાએ એકરાર કીધો હતો જે તે દેવલ તરફ તે રાત્રે ગયો હતો; જે સખ્ત મારથી મોત નિપજ્યું હતું, જે માટે તેણે કબુલ્યું હતું કે તેની પાસે તે વેળા જાડી લાકડી હતી, અને તેનાથી માથાની ખોપરી ફાટવાનો દરેક સંભવ હતો એમ તેની વીરૂધ પુરવાર કરવામાં આવ્યું. તે દેવલમાં ગયો હતો, અને તેની પાસ લાકડી હતી એ બે ધરખમ મુદ્દાઓ ઉપ્રાંત તેઓ એકેકના દુશમનો હોવાની પુરવારી મળેલી હોવાથી જુરીએ એકમતે દોષીત ઠેડાવવાથી જડજે બંધવા સાઇરીલને જન્મદેશનીકાલની સખ્ત શીક્ષા કીધી.

દુઃખી એલીસનાં દુઃખની કશી સીમા ન હતી; પોતાના વાહાલાની આવી દુર્દશા થવાથી તેણીએ હૃદય તુટી જાએ એવી કીસમે રડીને કલપાંત કીધાં, મગર આફતને શરણ થવા સીવાય કંશો બી છુટક ન હતો. ગ્રીન હોલોસનાં ઘણાં લોકો તે છોકરી માટે અફસોસીનો દમ ભરવા લાગ્યા, કાંવ કે માહેલા ખેદે ચાલુ ચલવાથી તેના ગાલોના ગુલાબો ગોયા સુકાઇ ગયા હતા, અને અગાઉના જેવા દીલજીટ તે મુદલજ લાગતી ન હતી તેણીના હાથની ઘણી બી ધરખમ અને સારી ઑફરો આવી, મગર તેણીએ કોઇ બી સ્વીકારી નહીં.

"એ નાદાને અને ઉજબખ પોરી શું અટકલ કરતી હોશે?" ઘણાકો બબડયાં. "શું ખૂની ગ્રેમોર તેની આગળ પાછો આવશે એવી આશા રાખેછ? તે તો જીવતો બી મુવેલો અને ફટાએલા સરખોજ છે. તેને માટે હજુ બી તેણી પોતાનું જીગર બાંગી શકે એ ઘણુંજ દયાજનક છે!"

દયાજનક કે નહીં, મગર તે ભોલી બાળાનું હૃદય ગોયા તુટી જતું ખાત્રી પૂર્વક દીસ્યું. ઉનાલાના ગુલાબો ખીલી નીકલ્યા, પણ તેણીના રૂપસારો વધુ ફીકા થતાજ ચાલ્યા; જે પછી તેની પાંદડીઓ બી પીલી થઇ તુટી ગેઇ; સ્યાલો બી શરૂ થયો, જેથી બરફે રસ્તો ગોયા લોખંડ જેવો મજબુત ઠરી ગયો, પણ તેનો વાહાલો તો પાછો આવ્યો નહીંજ—કયાંથી આવે? તે ખૂનીને જન્મો જન્મની ટપ મારેલી હોવાથી તે તો બીચારો જેલખાનામાં સબડી ત્યાંજ સદાનો માર્ગે લાગી જવાનો. તેણી ફોકટ આશા વિરૂધ આશા ઉછેરી મુકી ફોકટ પોતાનો ભવ બાલતી હતી.

અને સ્યાલાની અધવચે ઘણુંજ જાડો ધુમસ પડતો હતો તે તકનો લાભ લઇ આગમન જથી ગણત્રી કર્યા મુજબ બંધવા સાઇરીલ ગ્રેમોરે જીવ ઉપર આવીને જેલખાનાની ભીંત કુદાવી ભયંકાર દવ અને ધુમસના ધુમાડાઓ વચે છીપલાવ્યું, જે વેળા વૉરડરની ગોળીઓ તેના કાન આગળથી સણસણાટ કરતી પસાર થઇ હતી. ગોયા ખુદરત તેની નાહાસભાગમાં

સહાય થઇ હોય એવી કીસમે જેલખાનાંના આસપાસ જેલરો, વૉરડરો અને સીપાહીઓથી ધાડા ધુમસને લીધે કશું બી ન દીસવાથી કાઇ બી તલ્લાસ થઇ શકાઇ નહીં, કે ના તો તેઓ તે કમાનમાંથી છુટેલા તીર મિસાલ નાડેલા કેદીને પાછો ધરી શકયા.

---

## પ્રકરણ ૪ થું.

જે સાંજે ધુમસનો લાભ લેઇ બંધવો સાઇરીલ કેદખાનાની કંગાલ જુસરીમાંથી સહાનો પોબારા માપી ગયો, તેની બીજી સાંજે દીલકશ એલીસ બાહાર પીઝીટે સધાવી. જ્યારે ખુનીનો ભોગ થઇ પહેલો મરનાર કારટન ગ્રેમોર કાસલનો માલેક થયો ત્યારે મરનારે પોતાની માતાને કાસલમાં સાથે વસવા પોતા સાથ લાવ્યો હતો. હવે જ્યારે તેનો એક પુરો દીકરો મરણ પામ્યો હતો, ત્યારે તેવા ઓકાદ-સ્મશાન જેવા કાસલમાં રેહેવાની દહેસત અને દુઃખ બરદાસ્ત થવાથી, તે અભાગણી જઇફ માતાએ ગ્રીન હોસોઝ ગામડાંને છેડે એક એકાત કોટેજ લઇને પોતાનો મુકામ કીધો, જ્યાં તેણી પોતાના દીકરાના ગમ અને અફસોસમાં એખમી રેહી; તે જઇફ માતાના દર્દમંદ જીગરમાં ભલી અને સાચી એલીસે એક દીલસોઝ અને હુંફાળી જગ્યા લેહેધી, અને વળી મીસીસ કારટન-મરનાર કારટનની દુઃખી માતા-કેટલાંક જુજ આદમીઓમાંની એક હતી, જેઓ એવુંજ મજબુતીથી માનતાં હતાં કે સાઇરીલ ગ્રેમોર એક બાળક મિસાલજ નિર્દોષ હતો.

અને તે સાંજે મનોહર એલીસ મીસીસ કારતનનાં કોટેજમાં ગઇ, અને તેણીને જોઇને તે જઇફ અબળા બેહદ ખુશી થઇ ખરી, છતા બી સ્થાલની આવી ઠંડી કર રાત્રે આવવા માટે તેણીને ધમકાવી.

"પવનના સુસવાટા બારી સાથ અફડી કેવા ભયંકાર અવાજો કરતા સંભલાઓછ," તે જઇફ ઓરત બોલી. "આવી બીહાંમણી રાત્રે તારા પગો તું હુંફમાં રાખે કવાથી? સરદ પવનથી અને બરફથી પગો ભીંજએલા હોશે," એમ બોલી સઘડી આગળ તેણીએ ખુરશી મુકી. ભલી એલીસ તેણીનું હેશાંન માની સગડી આગળ બેઠી, કાયકે તેણીનું તનબદન ગોવા બરફ જેવું ઠંડુ થયુ હતું તે સઘડીની નજદીકજ એક મોટી ટેબલ હતી તેની ઉપર એક મોટી અસલી સીસની વીંટી હતી તે ઉપર તેણીનું લક્ષ ખેંચાયું, અને માત્ર તાજુબી વચ્ચે તે જોવા તેણીએ પોતાના હાથમા લીધી.

મીસીસ કારટને તેમ કરતાં તેણીને દીઠી, જે ઉપરથી તેણીએ ટીકકા કીધા. "એલીસ તે વિચિત્ર જુની વીંટી નથી? મને તો કશો ખ્યાલબી નથી થતો કે તે ઉપરનો કાલો મોટા પથરો સાનો છે? પેલી ભયંકાર રાત્રે મારા વાહાલા દીકરા બારથરને મુવેલો કાસલમાં લાવ્યા ત્યારેજ મારી પેહેલી નજર તે ઉપર પડી હતી. મારે દીકરો આવી વિચિત્ર વીંટી ધરાવતો હતો એવો તો મને વિચાર બી કશો ન હતો" અને તે વેળા પોતાના મરનાર દીકરાની દુઃખી ગમખ્વાર યાદ થતાં તે દુઃખી માતાએ દુઃખનો લાંબો નિશ્વાસ ફેંકયો.

"મરનાર તે પેહડતા'તા?" એલીસે માયાથી પુછયું.

"એહેસ્તીના ડાબા હાથની વચલી આંગલીએ તે હતી," તે જઇક માતાએ ખુલાસો કીધો. "મેંજ તે આંગલીમાંથી કાઢી'તી," જે પછી તેણીએ તે ગભરાર બાબત તાબરતોબ બદલી. "બરકે તારાં બુટો બધાં ભીંજાઇને બધકાબોર અને લોંદો થયાંછ; તે અંહીં આતસ આગળ સુકાય તેટલો વખત પેહેલાં હું નીચેના ઓરડામાંથી સ્લીપર લાવી આપું."

તે માતા વિદાય થઇ અને ઘણી ગભરાર યાદથી તે વીંટી બારિકીથી તપાસતી એલીસ એબલી પડી. આવી કાળા મોટા પથ્થર સાથની વિચિત્ર વીંટી મરનાર આરથર કારતનને દસતક હતી, જે માટે તેણે પોતાની માતાને વકીક જણાવ્યું ન હતું એ ઘણું તાજુબીભર્યું હતું. કાળો પથ્થર તે વીંટીની વચમાં જડેલો હતો તે, એલીસના એમ તેમ ફેરવીને જોવા સાથ આંચકા સમેટ, ઉપરની બાજુ ઉછળ્યો, જેથી તેની અને વીંટીની વચ્ચે ખાંચો પડ્યો. તે પછી એલીસને માલમ પડ્યું કે નહીં માલમ પડે એવું અંદીક જીણું મીજાગરું સુનાની ઉપરના પાડેલા ચિતારમાં મઢી લીધું હતું, જે ઉપર તે પથ્થરને બેસાડેલો હતો. તદનજ અજાણતાં તેણીનાં કોમલ આંગળાં તે અંદીક ચાંપ ઉપર પડતાં તે કાળો પથ્થર ઢાંકણાં માફક ઉપર ઉંચકાઇ આવ્યો હતો.

પણ એટલુંજ ન હતું. તે પથ્થર ઉંચકાવાથી થએલા ખાંચાંમાં એક નાનું નરમ કાગળનું ઘડી વાળેલું એલીસે દીઠું, જે તે ખાચામાં બરાબર બંધ બેસે એવી કીસમે તે કાગળની ઘણી તરકીબથી ઘડીઓ વાળી હતી. વધતી અજાએબીમાંથી તેણીએ બાહાર ખેંચ્યું. બેશક તે ઘણુંજ જુનું પુરાણું હતું એમ તે ઉપર ચરમ ફેરવતાં તેણીએ અનુભવ્યું. તે ઉપર કાંઇ લખાંણ હતું—ઘણુંજ બારિક પણ બીલકુલ ખુલ્લાં હરફે લખાએલું કાંઇ લખાંણ હતું.

એલીસનું મન ધચુપચુ થયું. તેણીએ લગાર આનાકાની કીધી. તે કોઇની માલેકીની પરાઇ વીંટી હતી, તેમાંથી નીકળેલાં ભેદી કાગજમાંનાં લખાંણ ઉપર તેણી નજર ફેંકી શકે? તે વીંટીના બરમરા મીસીસ કારતન જરાબી વાકેફ નહીં હોવી જોઇએ એમ બીલકુલ સંભવીટ હતું. તેણી શું પેહેલાં તે જઇક ઓરતને કહી શકે, યાતો—

મગર તેની ન સેહેવાઇ શકાય એવી તાજુબ અધીરાઇ તેણીને ગાલેબ આવી; તેણીનો આકલો જીવ એકાદ પલ પણ વધુ ઢોભ્યો નહીં; અને જીજ્ઞાસુ જીગરે તે કાગજની ઘડી ઉંઘાડી સરખું કીધું. અને ઘણી સફાઇ અને સંભાલથી વાંચવાનું શરૂ કીધું.

તેણીએ શરૂ કીધું તે વેળા તેણીના આંગલાંઓ વચે તે બારિક પાટલું કાગજ ધ્રુજી રહયું, અને લાલચોલ લોહી તેના ફીકકા રૂખસારો ઉપર ધસી આવતું અટકયું. સર્વેથી જોરાવર ઉશ્કેરણીએ તેણીને ગભરાવી મેલી. દાદર ઉપર મીસીસ કારતનનાં પગલાંનાં અવાજે તેણીનો ગભરાટ અકલાટ તુટી ગયો. તેણીએ ઝડપથી તે વીંટી ઉંચકી અને કાળો પથ્થર જેમ અસલ બેસાડેલો હતો તેમ પાછો સેરવી દીધો. તે કાગજની કાપલી તેણીએ તે ખાંચામાં પાછી મુકી નહીં.

જયારે તે ભલી જઇક અબળા ઓરડામાં દાખલ થઇ ત્યારે પોતાની પહરેણીમાં વિચિત્ર ફેરફાર થએલો તેણીને માલમ પડ્યો. પોતાનાં બુટ બદલવાની વાત તેણીએ મુદલજ સાંભલી નહીં. તેણી માત્ર થોડીજ મીનીટ આવી હતી, અને પાછી જતી હતી એમ જાહેર કીધું. તે

છોકરીની ફેરવાઇ ગએલી વળણુ અને વર્તણુથી મીમીગ કારતન ભારે વિસ્મય પામી, અને ઘણીબી બોહોંસ કરવા છતાંબી તે અધીરી વીરમાં પડેલી છોકરી બાહાર જવા ધસડાઇ ટણાઇ ગેઇ, જે વેળા તેણીને બાહાર જતાં તપાસતા તે જઇફ બાઇ બેહદ શંકાશીલ થઈ.

ગ્રીન હોલીઓ ગામડાં તરફ જવાનો રસ્તો એક માઇલ દુર હતો. એલીસ, તે છતાંબી, કોટેજ તેણીની નજરે બીલકુલ દુર થયો કે પોતાને ઘરે જવાને બદલે તેણીએ ક્રેમોર કાસલનો રસ્તો લીધો. અધીરાઇથી ગોયા તેનું જોસબંધ ઉછાળા મારતું જીગર તેણીનાં ગલાંમાં આવી ખુટયું.

તે પુરાંણું એલ્મના ઝાડ આગળ આવતાં તે કમનશીમ બાળાની નાજુક આંખો મોતી સમાન આંસુઓથી ઝલકી રેહી અને ગમખ્વાર યાદની લાગણીથી તેણીનું જીગર ઉછાળા મારવા લાગ્યું, કાંય કે તે ઝાડ હેઠળજ બન્ને હાલાંઓ વારંવાર મોહોબતનો મધુરો મીઠાસ ચાખવા નિરંતર મળતાં ભેટતાં, કે જે ઝાડને પાહાવ એલીસથી વિદાય થતાં બંધવા બનેલા અને ખુની ઠડેલા જેલની શીક્ષા ભોગવતા અભાગ્યાં સાથરીસે ઘણુંજ પવિત્ર ગણ્યુ હતું પાંદડા વિનાનુ તે રાક્ષસી ઝાડ પવનના-સુસવાટા વચે આમતેમ ડોળા ખાતું હતું

તે પળે એક સખ્સનો આકાર તે ઝાડ ટળે ઉભેલો મનોહર એલીસે દીઠો. તેણે પેહેરેલો લાંબો મોટો ઓવરકોટ, જે તેને બરાબર આવતો ન હતો, તેમાં લપેટાઇ તે ઉભેલો હતો, જેને જોઇ તે દીલજીત બાળનાં જીગરમાં અનેક લાગણી આગલી દીલખુશ યાદ સાથ બરપા થઇ. તે સખ્સ ઝાડના થડ આગળથી તેણીની આગળ આવ્યો. તેજ ઘડીએ માહાતાબ વાદળાંઓ વચેથી ઓચીંત બાહાર આવી પોતાની રૂપેરી ચાદર ચોમેર ઓઢાડી કે તેના ઠંડા પ્રકાશ વચે તેણીએ તેનો ચેહેરો દીઠો-ઓ! શું તેણીની આખો દગો કરતી હતી! પણ નહીં, તે તો તેનો મોહોબતવંતો સાથરીસ હતો!

તેણી ઠોલી, જે વેળા તાજુબી અને દહેસટની ધીમી ચીચ્યારી તેણીના ફીકકા ધ્રુજતા હોઠો વચેથી બાહાર પડી.

તે સખ્સ ધસી આવ્યો. જાણે કે વિચિત્ર સ્વપ્નાના ન વર્ણવી શકાય એવા મીઠાસમા તેણીએ જાણે કે પોતાનું નામ બોલાતું સાંભળ્યુઃ

"એલીસ! વાહાલી એલીસ!"

તે શું સ્વપ્નો હતો! તેના હાથો તેણીની આસપાસ વિંટલાયાં; અને તેના ગરમ હોઠો તેણીના ઠંડા ગોરા ગાલો ઉપર મજબુત દબાઇ રહયા.

ના, તે કાંઇ સ્વપ્નો કે ધખારો ન હતો, મગર તેનો પોતાનો વાહાલો સાથરીસ ક્રેમોર હતો!

બયાન ના કરી શકાય એવી ખુશાલી વચે તેણી તે વાહાલાને મજબુત વળગી, અને તેણીની આખોમાથી ગોયા હર્ખનાં બેમુલ મોતીઓ ખરવા લાગાં.

---

## પ્રકરણ ૫ મું.

"ધુમસનો લાભ લેઈ હું છેવપર આવી જેલમાંથી નાઠો, વાહાલી." સાથરીસે ખુલાસો કીધો. "આવી ભયંકાર કોશેશમાં મને કશું બોહોતાતું નહીંજ હતું, કાંયકે વૉરડરની ગોલીથી

વીંધાઇ જતે, તો હું આવી કંગાલપતમાંથી સદાનો છુટી જતે. મગર, પાક પરવરના લાખોલાખ શુક્રાના, કે તેના અદીઠ હાથોથી મને બચાવી તું વાહાલીની ગરમ ગોદમાં દબાવા અને અહીં તુલીક ધસડી લાવ્યો ! મારી ડારલીંગ, મારી પરીસુરત પરી, આ પળ ગોયા બેહેસ્તમાંથી ખુંચી લેવાઇછ ! રાત અને આખો દીવસ લગભગ પચાસ માઇલ ચાલતાં મારા પગમાં ભાગેડા પડયાછ અને હું અર્ધ મુંવો થયો. મગર તું વાહાલીથી મને નવેસરથી જીવ આવ્યો. મને કુદરતીજ ભખા થઇ કે તું ડીયર મને અહીં મલશેજ."

એલીસ તેનું નામ બબડની તેની ગોદમાં વધુ દબાઇ ચંપાઇ, જે પછી કાંઇ યાદ આવતાં ચોંકી તેણી બોલી: "વાહાલા, મારે તમુને કાંઇ કેહેવુંછ. એવું કાંઇ છે જેમાં બહુ અર્થ સમાએલો છે. મેં આજેજ રાત્રે તે સોહોધી કાઢયું. હું હવડાં-"

"ડારલીંગ, બધું તો, પછી, પણ મારે અહીં રેહેવું જોઇએ નહીં, પોહોરેગીરો મારી પુઠેજ ભમતા હોવાથી મને પાછો પકડશે," તેણે વચે જવાબ વાલ્યો. "આપણે કયાં સલામત વાત કરીશું ?"

"ગ્રેમોરના દેવલમાં." એલીસે સુચના કીધી. "આપણે મલ્યાં ત્યારે હું ત્યાંજ જવા કરતી'તી. ઝડકથી ત્યાં આવ, વાહાલા."

"પેલું કાસલની બાજુનું ખાનગી દેવલ ! એલીસ, એવી રીતે તું ત્યાં કાંય જવા નીકલી ?" તાજુબીથી ચકચકાટ આંખોથી તેણે પુછયું. "મગર તે તો ચાવીથી બંધ કીધું હોશે એમ ખાત્રી છે."

"નહીં-ઓ નહીં-તમે ચાલો-હું બધું ત્યાં કેહેવશ," તેણી તે વાહલાનો હાથ પકડી ઝડફથી આગળ ચલાવવા પડી. "ખુનવાલી રાતનીજ તે દેવલનાં બારણાંની ચાવી ગુમ થઇછ, અને બારણાંને ખાલી અદગરાજ રાખ્યાછ."

તેઓ ગોયા કમાનમાંથી છુટેલા તીર મિસાલ તે અંધારી રાત્રે ચાલ્યાં—ગોયા ઉડયાં ! દેવલ તરફ આવ્યાં, અને તેનાં બારણાં અવાજ વિના અધીરી એલીસે ઉઘાડયાં, અને બુને તે સીહા અંધકાર દેવલમાં દાખલ થયાં.

"અદગરા મારો, વાહાલા," તેણીએ કહ્યું. "આપણુને કોઇનો કંટાલો નહીં જોઇયે. તમારી પાસે મેચીસ છે ? નહીં તો કે હું—"

"ડીયર, જેલખાનામાંથી છુટયા પછી એકાદ એકાંત રસ્તામાં કોઇ સખ્સ પાસે આ ઓવરકોટ જબરાજબરી અને ધાકધમકીથી કઢાવ્યો, કાંય કે નહીં તો કેદીના પોષાકમાં હું તાબરતોબ ઓળખાઇ આવતે. ગજવામાં મેચીસ છે. દીવાલ ઉપર અસલી સીંગડાનું ફાણસ છે—તે આય શું-અહીં છે."

"અહીં તે સળગાવી મુકો," એલીસે હુકમ કીધો, અને તેણીએ સંગેમરમરની ઘોર ઉપરના સુવાડેલા કાંસાના આકાર તરફ આંગળી તેણીએ કીધી, કે જે ઘોર આગળજ કારતન મુવેલો મળી આવ્યો હતો.

ગ્રેમોર તાબે થયો, જે વેળા તે વધુ અને વધુ તાજુબ થયો. તે છોકરીનું મગજ ખસી ગયું હતું કે કેમ જેની તેણે સમજ પડી નહીં. મગર તે પછી અધીરી એલીસે પેલી વાંઢીના,

ભયંકાર ભેદની વીંટક વાત તે વાહલા જુવાનને કેહી સંભળાવી, કારટન માર્યો ગયો હતો, તે વેળા તેની આંગળી ઉપર તેજ ભેદી વીંટી હતી. તેણીએ તેની અંદરની કાગજની ભુંગળી કાપલી તેના હાથમાં મુકી, જે વાંકો વળી ફાણુસની રોશનીથી તે વાંચવા પડયો.

તેમાં શું ભરમ લખ્યો હોશે ?

——:૦:——

## પ્રકરણ ૬ ઠું.

ફારેલા ડોલા સાથ ભારે તાજુબી સાથ સાધરીશે ફરી અને ફરીથી તે કાપલી વાંચી, જે નીચે મુજબ હતીઃ–

"દેવલમાં રોદરીક ગ્રેમોરની ઘોરને ખોટું ઢાંકણું છે, જેની અંદર મારી બગલખ દોલત–સુનું અને જહવેરાત હાબીને સાંટયાંછ, જે પેલા જનુની સુછ પલીદ જલ્લાદ ઓલીવર ક્રોમવેલના તરસ્યા સોજી હાથમાંથી બચાવવા અંદર એ મુજબ મુકુંછ. ક્રાંસાનાં આકારને માથેની ક્રોસાહની પાછળ એક ચાંપ છે. આ બધું મારા વારેસોનુ છે–રાદ્ર ગ્રેમોર."

તે બધો આરશોજ ભેદ હતો, સાધરીશે ગુંચવાડાથી એલીસ તરફ જોયું.

"તે તાજુબીભરી શોદ્ધોધ છે," કદવાસભર્યા હસવાં સાથે તે બોલ્યો. "અલબત, જો દોલત હજી લુલીબળી અંદોજ હોય–અને તે અસંભવીત છે–તો હું ધારૂંછ કે મારા વડવાઓના સીધા ઉતરેલા વારેસ તરીકે કાવદા મુજબ મારોજ તે પર મજબુત હક છે. મગર હવે મને પોતાને જરદાર માલેતુજાર થએલો ખપને શુ ? પુનીનો સીદ્રા કલંક કપાલે ચોટેલો—"

"એમ ના બોલો, વાહાલા, જેમ ગગનમાં પ્રકાશનો માહાતાબ જેટલો સ્વચ્છ અને નિર્મળ છે, તેમ તમોબી તમામ નિર્દોષ છેઓ," તેણી જુસ્સાથી વચે બોલી. "સાધરીન, એ વીંટી કારટનની આંગલી પર હતી. મરનારે તે કયાંથી મેલવી ?"

"હું ધારૂંછ કે કાસલનાં કાંઇ ખાંનાં કબાટમાથી એને મલી ગઇ હોશે," તેણે અટકલ કીધી. "અને તું ધારેછ કે તેનો ભરમ કારટને જાણોતો ?"

"તેવી હું આશા રાખુંછ, સબબ કે, જો તે ભરમ તેણે જાણ્યો હોય, તો તેનાં મોતનો ભરમ ખુલ્લો કરી શકાય," તેણીએ જવાબ કર્યો. "મારો બોલવાનો અર્થ એમ થાયછ કે વીંટીમાંની આ કાપલી મુજબ તે રાતે કારટન દેવલમાં દોલત મેલવવા આવ્યો હોશે; તેણે ઘોરની ઉપરનું ઢાંકણું ઉંધાડયુ, મગર, પોતાની હબાદાર ઉતાવળીમાં તે પાડેલુ સરી ગયું હોએ, તે ઢાંકણું પડી જઇને તેનાં માંથાની ખોપરી ફાટી જઇ તેને મારી નાખ્યો હોય."

જ્યારે એલીસ બોલી, ત્યારે ગ્રેમોરનો ચેહેરો આદર જેવો ફીકો પડયો, અને અગાનાં નજદીકમાં કીરણો ઝલકતાં હોવાથી તેની આંખો ઝલકી રેહી.

"તું ફાણુસ ઉંચું ધર," તેણે કહયું. "આપણે જલદીથી———"

તેજ ઘડી બારણાં ઉપર થતી જોરથી ઠાકાઠોકથી તે વાકય બોલાતાં અધુરો રહયો.

એલીસ મોત જેવી ફીક્કી પડી; તેણીનાં આંગળાઓ વચ્ચે તે ફાનુસ ધ્રુજ્યું. "ઓ! એ કોણ છે?" ઉંચે દમે તેણી બોલી, જેના જવાબની કશી અગત ન હતી.

"અફસોસ! મેં ધાર્યું એમ તેઓએ મને શોહધી કાઢ્યો," લાચારીથી તે બોલ્યો. "તોબી આપણે થોડીક મીનીટ તો સલામત છૈયે. હીંમત, વાહાલી, હીંમત ધર! મારે માટે તે બાહાદુર લડાઇ લડાઇછ, અને જો—"

"બારણું સીતાબી ઉંઘાડ!" એક કરડો અવાજ સંભલાયો, અને ગોયા ગગડાટ થાય એમ બારણાં ઉપર ઠોકાઓ ચાલુ રહ્યા,

"મજબુટ ફાણુસ પકડ, એલીસ," એકદમ શાંત થઇ તેણે કહયું.

તે છોકરીએ પાક પરવરનું નામ પોતાની ધ્રુજતી જબાંન ઉપર લેઇને ફાણુસ ઉંચે ધર્યું, જેથી તેની રોશની ઘોર ઉપરના બખતર સાથના કાંસાંના કોતરેલા આકાર ઉપર આબાદ પડી. સાઇરીસે તે આકારના માંથા ઉપરની કોલાહ યાને હેલમેટની પાછળની ચાંપ દાબી, મગર કાંઇબી બન્યું નહીં.

"એકદમ શરણ થા!" વલી પાછો બાહાર ગગડાટ થયો. "આ બારણાં ભાંગવાથી તુંને કાંઇબી ફાયદો મલવાનો નથી, માટે શીતાબ બારણું ઉઘાડી ચુપચુપ તાબે થા!"

"ચાંપ જેવું મને તો કાંઇ લાગતું નથી," ધીમેથી ઓમોર આતુરતાથી બોલ્યો. "આહા! તેં કટકટ થતો અવાજ સાંભલ્યો?"

"હા, હા! કદાચ તમે આ બંધન છુટું કરી શકો તો ઉપરનું ફાલકું ઉંચકી શકાય," બાહાર બારણાંની ભયંકાર ભાંજફોડથી દહેસટથી થરથર ધ્રુજતી તેણીએ સુચના કીધી.

સાઇરીસે પોતાનું સઘળું જોર વાપરયું, મગર કેદખાનાની જીંદગી અને અફાંગ થાકથી તેને નાતવાન બનાવી મુકયો હતો. તે હીંમત હારી ગયો, અને તેના ચેહેરા ઉપરથી પરસેવાનો ગોયા વરસાદ નીચે ચાલ્યો.

"એકવાર ફરીથી કોશેશ કરો," તેણીએ કાકલુદી કીધી.

દયાળુ દાદગારનું નામ તેણે જબાંન ઉપર લઇ પાછી કોશેશ કીધી, અને ઘોરનું ભારી વજનદાર ફાલકું ઉપર ખેંચવાને માટે પોતાનું બધું જોર અજમાવ્યું. અને ખુશાલીની ધ્રુજરીથી તેને એવડી હીંમત અને કૌવત આવતાં તે પથ્થર ખસતો લાગ્યો. ધીમે ધીમે તે ઉંચે અને ઉંચે ચહયો.

"બત્તી—ઓ—જલ્દી નજદીક લાવ," સાઇરીસ પુકારી ઉઠયો.

એલીસ તાબે થઇ. તેણીની આંખો અંદરજ ચીટકી કે પથ્થરના ખસવાથી તે જગા માલમ પડી આવી. તેણીએ તેમાં ત્રણચાર પીતલની પટીઓ જડેલી પેટીઓ અને એક દાબડો દીઠો. તે દાબડો સઘળાં જોરથી જબરીથી ઉંઘાડયો અને ફાણુસની રોશની વચ્ચે તેમાંનાં બેમુલ જહવેરાટો ગગનનાં તારા મીસાલ ઝલકવાં લાગ્યાં. મગર તેની ઉપર કાંઇ ઓમોરની નજર ન હતી- પોતાના હાથ ઉપર ટેકવેલા પથ્થરનો ભારી વજન વધુવાર ટેકી ન શકવાથી તેના મસલ્સ કરકર અવાજ કરવા પડયા, અને તે વજનદાર ઢાંકણાંને જે હાથોએ ટેકવ્યું હતું તે ઢાકણાં

ઉપર લાલ રાખની નીશાની હતી જેની ઉપર માણુસજાતના થોડાક બાલો વળગેલા તેણે ધડકતી છાતીએ દીઠા.

"પાછળ ઉભી રેહે, એલીસ," ગુંગળાતા દમે તે બોલ્યો.

"અને તે શબ્દો સાથે તેનાં દુઃખતાં આંગળીઓમાંથી તે પથ્થર ગડયો અને તેની અસલી જગ્યા ઉપર અવાજ સાથ અફડાઇ ગયો.

તેજ ઘડીએ દેવલનું બારણું તેનાં મીજાગરાંમાંથી ભાંગી નાખવામાં આવ્યું અને બે હથીઆરબંધ સખ્શો અંદર બટી સાથ ધસી આવ્યા.

એલીસે તનબદનથી ધ્રુજતી ધાસ્તીની ચીચયારીઓ પાડી અને પોતાના વહાલાને મજબુત દબાઇ. તે બીહધેલી અબળાને જોઇ બંને વાઘ મીસાલ છેડાએલા વીકાળ અમલદારો પાછળ હઠી હથીઆર નમાવી ઉભા, અને ચુપચુપ શરણુ થવા કહયું.

"બધું ઠીક છે, ડારલીંગ," તેણે હીંમત આપી. "મોતના બદલામાં તેં મને જીંદગી આપીછ. કારતનને મેં કે કોઇએ મારી નાખ્યો નથી, પણ ઢાંકણું ઉંચાડી બંને હાથ ઉપર ટેવી અંદર દોલત જોતાં કે કાદનાં તે ઢાંકણુનો માર હાથમાં ઝીલી ન શકવાથી તેનાં માથાં ઉપર પડયું તેથી તે ત્યાંજ તતકાલ માર્યો ગયો. હરામની દોલત પચાવવાના બુરા લોભીઓનો આવોજ હાલ થાય! ફકર ના કર, મારે શરણુ થવું પડશે, અને મારી તપાસ પાછી ચાલશે તેમાં આપુને ફત્તેહ મળશે."

તેને તાબરતોબ પહરેજ કીધો.

+ × + +

કારતનનાં ખૂનની તપાસ નવેસરથી ચલાવવામાં આવી, પાછો હડબાહાર હોહોકાર મચ્યો. દેવલની તે પેરનાં ઢાંકણુ ઉપરના લોહીના દાઘ અને તે ઉપર વળગેલા બાલથી બધો ભેદ ખુલ્લો થયો, અને પેલી વીંટીના બરમ ઉપરથી તે લોભી મરનાર સખ્સના મોતનો ખુલાસો થયો; પારકી દોલત મેલવવાનાં પથ્થરનું ઢકણું તેનાં માથાં ઉપર પડવે ખોપરી ફાટી જવાથી તે મરણુ પામ્યો હતો એવોજ અભિપ્રાય એ મતે ધારાશાસ્ત્રીઓએ, જુરી તેમજ જડજે આપ્યો, અને બાઆબરૂથી ઓમેરને મરી બક્ષી.

આખા ગ્રીન લેસોઝ ગામડામાં ખુશાલી બ્યાપી રેહી. પોતાના બાપદાદાએ દુશમનને હાથ ગભલખ દોલત જતી અટકાવી તે કાયદા મુજબ બધી ઓમેરને મલી, અને તે કાસલની નવે સરથી મરામટ કરી બહુ ભપકામાં સંગાર્યો, અને તેજ ઓમેર કાસલનો પાછો રાજા થયો. ભયંકર તુફાન પછીની ખુશાલીભરી શાંતિ ચોમેર વ્યાપી રેહી.

અને બીજા છ માસ પછી પનોતી, મોહોબતવંતી દીલછટ એલીસ વાહાલા સાયરીસ ઓમેર સાથ સ્વાદીના ન તુટે કે છુટે એવા, ખુદ પાક પરવરને ઘેર તુતીક, ચીવટ ગાંઠથી એક થઇ, અને ઓમેર કાસલમાં પોતાના વાહાલા ભરથારની દીલસોઝ પ્યારભરી પનાહ અને રાહાભરી હેઠળ રાજ કરતી રાણી અને સાહેબી કરતી શેઠાણી થઇ રહી.



# "સનમને ભાવથી વરીએ!"



(ગઝલ)

બિછાવો કાં અરે! પડદા! બિરાદર મોહના કરીએ!
મિચાવો કાં અરે! નયનો? રમી લ્યો પ્રેમ સરવરીએ-(બિછાવો) ૧

લગન શું આંધળી લાગી?
શરમ ને હાય કાં ત્યાગી? (૨)
જુવો તો હા જરા જાગી; સનમથી શું હવે ડરીએ?-(બિછાવો) ૨

બતાવે ઇશ્કના ખેલો!
પતાવે વિખનો વેલો! (૨)
છકેલી! મસ્તિ માં હહેલી! સનમથી કુસ્તિ હા કરીએ-(બિછાવો) ૩

સમન શાન્તિ! હરે ભ્રાન્તિ!
સફર માં ના દમે! કોને! (૨)
બતાવે દિવ્ય કાન્તિ તે; હવે તો બાથડી ભરીએ-(બિછાવો) ૪

ખરે! આ ખેલ -માટીના!
ગમે કાં ખેલવા પ્યારા? (૨)
હવે તૂ! બાપુ! રો! ના! ના! અસત સૌ ખેલ પરહરીએ-(બિછાવો) ૫

પરેશાનિ હરે પોતે!
અરે! કાં અન્યને ગોતે? (૨)
રહી ખેલી અજબ જયો-તે! શુ મોહિ માટીથી મરીએ-(બિછાવો) ૬

વિસારી ગમગિની બાપુ!
સુધારી લે સફર ત્હારી! (૨)
રમત શું રસહીણી માપુ? "સનમને ભાવથી વરીએ"-(બિછાવો) ૭

"રસહીન."

---:o:---

# પ્રજાકીય કેળવણી.

લખનારઃ-'એક અભ્યાસી.'

(૫)

માણસજાતનો સ્વભાવ સઘળે સરખોજ હોય છે. જે મતભેદો જણાય છે તે ઘણે ભાગે સમાજ, ભાષા અને ઋતુને આભારી છે. જાતિભેદને કેટલીકવાર જે રંગ ચઢાવવામાં આવે છે તેવો રંગ ખરેખર હસ્તી ધરાવે છે કે કેમ તે બહુજ શંકાસ્પદ છે. ભાષા અને ઋતુને લીધે કેટલાક ભેદો રહેશે પણ સામાજીક, રાજદ્વારી અને આર્થિક ભેદો દુર થઇ જશે અથવા મોટે ભાગે ઓછા થશે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં પગ મૂકતાંજ આખી દુનિયાની જૂદી જૂદી જાતિઓ કેવી રીતે એક થતી જાય છે તેનો જોનારને ખ્યાલ આવે છે, છેલ્લા યુધ્ધે રાષ્ટ્રીય ભેદો (National differences)ની તીક્ષ્ણતા બતાવી દીધી છે અને તે સાથેજ માનવજાતિની એકતા (oneness of humanity) ની પણ સ્થાપના થઇ છે. કદાચ ભવિષ્યમાં સઘળી સંસ્કૃતિઓ એક પણ થઇ જાય ! આખું જગત કુંભારના ચાક પર ચઢેલું જણાય છે. જેને એ વાતનો શક હોય તેણે જગતની મુસાફરી કરી જાણી લેવુ જોઇએ કે ન્યુયોર્ક, પૅરીસ, લંડન, બરલીન અને ટોકીઓમાં જુદી જુદી જાતિના માણસોને ઓળખતા કેટલી મુશ્કેલી પડે છે. ન્યુયોર્ક, શીકાગો, વોશીંગટન (ડી. સી.) અને સાન્ફ્રાસીસ્કો તો નાની દુનિયા જેવાજ છે. ત્યાં સઘળી જાતિ, પ્રજા અને સંસ્કૃતિના પ્રતિનિધિઓ નજરે પડશે. સઘળી જાતિના ગોરા લોકો ત્યા એકજ ઢબે વસે છે, એકજ ભાષા બોલે છે અને એક સરખાજ દેખાય છે. ન્યુયોર્કના મહોલ્લામાથી પસાર થતાં દરેક ત્રીજો માણસ અંગ્રેજી ભાષા બોલે છે પણ તે પરથી તેને અંગ્રેજ માની લેવો નથી. નાક, માથું, વાળનો રગ વિગેરે પરથી જાતિ ઓળખવાની કેટલાકો વાત કરે છે પણ એ ચિન્હો ઘણીવાર ભુલ કરાવે છે. ન્યુયોર્કના ઇસ્ટ-એન્ડ એવન્યુઝમાં તમે દાખલ થશો તો ત્યાં તમે આરમીનીઅન, પરશીઅન, સીરીઅન, આરબ, રશીઅન, ટર્ક, રેડ ઇંડીઅન, ઘઉંવર્ણી હિંદુ, ઇજીપશીઅન, જર્મન, ઇટાલીઅન, પોલ, સ્વીસ, સ્વીડ, નોરવેજીઅન, ફીન, હંગેરીઅન. બલગેરીઅન, ડેઇન, સ્પેનીઆર્ડ અને પોર્ટુગીઝ તથા નીગ્રોનો શંભુમેળો જોશો અને એક બીજાની જાતિ ઓળખાવી તમને મુશ્કેલ જણાશે. ચીના અથવા જાપાનીને તમે વારંવાર પીછાની શકશો, પણ તેમા પણ ભુલ થવાનો સંભવ છે. જાપાન અને અમેરિકામાં યુરોપીઅન પોષાકમાં સજ્જ થયલા જાપાનીઝ અને ચાઇનીઝો યુરોપીએન જેવાજ લાગે છે. જાપાન કેટલી ઝડપથી યુરોપી થતું જાય છે તેનો આપણને ખ્યાલ નથી. કોઇ તેથી દિલગીર થાય, કોઇ જાપાનને યુરોપીય રીતભાત ધારણ કરવા માટે ઠપકો આપે એ બનવાજોગ છે. પણ ખરી વાત એ છે કે એ કુદરતનો ખેલ છે. જાપાન કુદરત આગળ લાચાર થઇ ગયું છે. આ પ્રયોગ લગભગ આખી દુનિયામાં ચાલી રહયો છે.

સમાન જગત વિચિત્ર અને ભયંકર લાગશે એ વાત સાચી છે. જગત તેની વિચિત્રતા અને ભિન્નતાને લીધેજ બહુ સુંદર લાગે છે. પણ આપણને ગમે વા ન ગમે તો પણ એ વિચિત્રતા ઘણે ભાગે-ઉપર ઉપરથી તો જરૂરજ અદૃશ્ય થઇ જશે. નહિ. કદાચ તેમ નહિ થાય, મારી ભુલ પણ થતી હોય. દુનિયામાં વિચિત્રતા ચાલુ રહેશે પણ એક બે સદીમાં તેમાં ઘણોજ ઘટાડો થઇ જશે તે વિશે કંઇ શંકા નથી. એક પ્રજાએ બીજી પ્રજાથી પોતે કઇ બાબતમાં જુદી પડે છે તેને બદલે બન્નેમાં સમાનતા કયાં છે તે જાણવાની જરૂર છે અને એ સામ્ય ખીલવવાની જરૂર છે. એંગ્લો સેક્ષન સુધારા, ટયુટનોનો "Kultur" અને લૅટીન સંસ્કૃતિ એક બીજા સાથે જલદીથી એકત્ર થઇ જવાની અણીપર છે. તેમનાં તત્વો એકજ રહેશે. પ્રોફેસરો અને સાવાંઓ એક બીજા સાથે ભલે લડ્યા કરે પણ એ સુધારાઓના સામાન્ય જીંદગીમાંના સિદ્ધાંતો એક સરખાં થઇ જશે.

એશિયાની સ્થિતિ પણ એવીજ છે. એવો સમય નજીક આવતો જાય છે કે જ્યારે આરબો, ઇરાનીઓ, હિંદુઓ, ચીનાઓ અને જાપાનીઝો એક બીજાના મતભેદોને બદલે સમાનતાની વાતોમાં વધુ રસ લેતા થશે. યુરોપ અને યુરોપીઅન વિચારોથી એશિયા એકત્ર થશે એમ લાગે છે. આ કલ્પના વિચિત્ર લાગશે-કેટલાકોને અપમાન ભરી પણ જણાશે છતા .. મને સાચી લાગે છે. યુરોપના ભયથી એશીઆ એક થશે અને પછી એશીઆના સામા ...થી યૂરોપ તેના તરફ દોસ્તીનો હાથ લંબાવશે. યુરોપ અને એશિઆ એક થતાં દુનિયા એક થાય છે કારણકે અમેરિકા યુરોપનું બાળક છે અને આફ્રીકા એશીઆનું બાળક છે. એશીઆ અને યુરોપ બન્ને પોત પોતાની રીતે આખી દુનિયાને એક કુટુંબ બનાવવાના આ પ્રયોગમાં ફાળો આપશે. છેલ્લા વિશ્વવ્યાપક યુદ્ધમાંથી (કદાચ બીજાં યુધ્ધો પણ થાય) જગતની ઐક્યતા જન્મી છે અથવા જન્મશે.

હિંદમાં યૂરોપીયન ભાષાઓ, યુરોપીઅન સાહિત્ય અને યુરોપીઅન વિજ્ઞાનના અભ્યાસ તરફ બેદરકારી બતાવવામાં આવે તે પહેલા નંબરની મુર્ખાઇ છે. ખરી વાત તો એ છે કે યુરોપના જ્ઞાનનો આપણે જોઇએ તેટલો લાભ લીધોજ નથી. આજ સુધી સંજોગો આપણી વિરૂધ્ધ છે. દરેક હિંદી ઓછામાં ઓછી એક યુરોપીઅન ભાષા જાણે, યુરોપીયન શસ્ત્રો વાપરી શકે, અને યુરોપીઅન યંત્રવિદ્યાથી માહીતગાર થાય એવી સ્થિતિ લાવવા માટે આપણે આપણાં તન મન ધન ખરચી નાખવા જોઇએ. આપણા દેશે દુનિયાને-યુરોપને ભુતકાળમાં બહુ પાઠ ભણાવ્યા છે. ભારત વર્ષના ઋષી મુનીઓનું જગત્ કરજદાર છે. આજે યુરોપ પાસેથી જ્ઞાન મેળવવામાં આપણે કંઇજ શરમાવાનું નથી; કારણકે યુરોપના વિજ્ઞાનથી માહિતગાર થઇ, તેમાં પૂર્વના તત્વજ્ઞાનનું મિશ્રણ કરી આપણે અખિલ વિશ્વને હિન્દુસ્થાનનો પવિત્ર સંદેશો સણાવીને જગતને ખુદાઇ નુર ઝળહળીત કરવા માગીએ છીએ.

બ્રિટન જ્યારે જર્મની સાથે લડાઇમાં ઉતર્યું હતું, જ્યારે આખી સલતનત ભયમાં આવી પડી હતી ત્યારે ઇગ્લંડના કેળવણી ખાતાના પ્રધાન રાઇટ ઓનરેબલ મી○ ફીશર લડાઇનો ખ્યાલ છોડી દઇને પાર્લામેંટ અને પ્રજાને કેળવણીના પ્રચાર તથા શિક્ષણના સુધરા પર લક્ષ આપવાની ફરજ પાડી રહ્યા હતા. મી○ ફીશર કહે છેઃ—

"The capital of a country does not consist in cash or paper, but in the brains and bodie's of the people who inhabit it,......"

"દેશની મુડી રોકડાં નાણાં કે તોરાના થોકડામાં સમાતી નથી. દેશની ખરી થાપણ તો તેમાં વસતી પ્રજાનાં મેજાં અને શરીરમાં રહેલી છે..."

૧૯૧૭ માં-ભયંકર યુદ્ધની અધવચમાં મી૦ ફીશરે પાર્લામેંટ અને પાર્લામેંટની બહાર કેળવણી વિષે અનેક ઉપયોગી ભાષણો આપ્યાં હતાં. તેમાના એક ભાષણમાં તેમણે કહયું હતુંઃ-

"કેળવણી અગત્યની છે તે તો સ્પષ્ટજ છે. દરેક માબાપ જાણે છે કે તેના બાળકનું ભવિષ્ય તેને મળતી કેળવણીપર લટકેલું છે. તે જીંદગીના વેપારમાં બાહોશ થશે કે નીર્માલ્ય, સમાજનો એક ઉપયોગી સભાસદ બનશે કે નીરૂપયોગી વહેંતીયો, તેનો આધાર કેળવણી પરજ છે, તે શાણો થશે કે અસ્થીર, સુધરેલો થશે કે અભણ, જંગલી થશે કે સંસ્કૃત, શહેરી બનશે કે અરાજક? આ બધા સવાલોનો અરધો જવાબ તેના લોહીપર આધાર રાખે છે. પણ કુળ અને લોહીમાંથી મળતા ગુણોમાં કેળવણીથી સારા અથવા માઠા ફેરફારો મોટે ભાગે કરી શકાય છે..."

શ્રીમંત વર્ગ આમ વર્ગને અભણ રાખવાનો હંમેશાં પ્રયત્ન કરે છે. તેઓ તેમ ન કરે તો આમ વર્ગને લુંટીને પોતે શ્રીમંત થઇ ન શકે. આજ કારણને લીધે તેઓ કેળવણી સર્વ વ્યાપક કરવાની વિરૂદ્ધ થાય છે. તેઓ કહે છે કે "અમીર ઉમરાવ માટે શિક્ષણની જરૂર છે-આમ વર્ગ માટે નહિ." આમ વર્ગનું કામ તેમને માટે મજુરી કરવાનું છે. તેઓ કબુલ કરે છે કે કેળવણી કોઇ જગ્યાએ હોવી જોઇએ પણ તે સઘળે ઠેકાણે હોવી જોઇએ એ સિધ્ધાંતનો તેઓ ઇનકાર કરે છે. મી૦ ફીશર પુરવાર કરવા માગે છે કે કેળવણી સર્વત્ર-સઘળે ઠેકાણે હોવી જોઇએ. કોઇપણ રાજ્ય સંગીન કેળવણીની પધ્ધતિ સિવાય આબાદ થઇ શકતું નથી.

કેળવણી એવી જાતની હોવી જોઇએ કે જેથી માણસના સારામાં સારા તત્વો બહાર આવે અને તે સમાજને ઉપયોગી થઇ પડે. કેળવણી ફક્ત "ગુજરાન કરવાની કળા" નથી પણ જીવવાની કળામાં પારંગત થઇ સમાજની સેવા માટે મનુષ્યને તૈયાર કરનારી જડી-બુટ્ટી છે. કેળવણી મારફતેજ સરકાર પોતાના શહેરીઓની શક્તિઓનો સારામાં સારો લાભ લઇ શકે છે. પ્લેટો કહે છે તેમ "આત્માને પ્રકાશ તરફ દોરી જનાર" કેળવણી છે. નેપોલીઆનના બોલોમાં બોલીએ તો કેળવણીનો હેતુ "બુધ્ધિવાનો માટે વિશાળ કારકિર્દિ" ખુલ્લી કરવાનો છે. ગમે તેમ હોય પણ પ્રજાને જવાબદાર રાજ્યસતા માટે કેળવણીની ઘણીજ જરૂર છે કારણ કે શિક્ષણ વિના પ્રજાકીય સરકાર નીમવી બનવાજોગજ નથી.

આ દેશમાંજ કેળવણી ખામીભરી છે એવું કંઇ નથી. સ્વતંત્ર બ્રિટનની શિક્ષણ સંસ્થાઓ પણ ખામી વિનાની નથી. મી. ફીશર તે વિષે ટીકા કરતાં કહે છે કેઃ-

"મેં લોકોને મ્હોડે સાંભળ્યું છે કે હાલની કેળવણીમાંનાં ઘણા તત્વો નકામાં હોય છે. જો કોઇ નિશાળમાં ડોકીયું કરી જોઇશું તો આપણને જણાશે કે ત્યાં ખોટા વિષયો, ખોટી રીતે નાલાયક શિક્ષકો તરફથી શીખવવામાં આવે છે,...પણ તે માટે જવાબદાર કોણ છે? તે માટે પ્રજા ગુનેહગાર છે... બાળકોના શિક્ષણપર ભવિષ્યનો આધાર છે. અને તે માટે દરેક સ્ત્રી અને પુરૂષે શિક્ષણ સંસ્થા જેમ બને તેમ નમુનેદાર અને ખામી વિનાની બનાવવાની પોતપોતાના વિભાગમાં માગણી કરવી જોઇએ. એક યુવાન આશા રાખી શકે તેટલા બધાય લાભો કેળવણીથી થઇ શકે એમ જ્યાં સુધી બ્રીટનની પ્રજા માનતી ન થાય ત્યાં સુધી આપણી "નેશનલ સ્કુલો"ની દશામાં સુધારો કરવાની આશા વ્યર્થ છે. જેમ તેમ બાળકને સાત ચોપડી ભણાવી "ભણેલો" માની લેવાની જરૂર નથી." (અપુર્ણ)

# ખગવતી ખાસીનો ખજાનો ખબરદાર છે.

નવરંગ માટે ખાસ રચનાર-કવિ **આદીલ.**

(મનહર કવેત.)

પ્રશસ્ત પૃથ્વીમાં પૂછે પ્રશ્ન પૂરેપૂરો,
પદો મ્હાય પદલાલિત્ય કોણથી પધાર છે ?

દાના કેરી દાનાઇના દાના દક્ષતાથી દેખો,
દુન્યાની દોલત દાસી દાનાઓને દવાર છે.

કકુડાઓ કૂકડાઓકાંની કૂદાકૂદ કરે,
કવિ કરે કાવ્યો એ કર્મનો કરાર છે.

ચતુરો, ચપળો, ચટ ચાલાકો, ચબોલા ચણે,
ચોરો, ને ચુગલખોરો, જેના ચરવાદાર છે.

તમો ગુણ તાત્કાળ ટાળે કવિ તડભડ,
ત્રિતાળની તરંગિણી તરવાને તૈયાર છે.

કવિઓમાં કોણ કવિ ? કહોની કારૂણ્ય કરી,
કથની કઠણ કથી કારી કટીઆર છે.

ખરખર હસી કરે **આદીલ** ખુલાસો ખરો,
ખગવતી ખાસીનો ખઝાનો 'ખબરદાર' છે.

———:o:———

# "જમીલા અને જલીમાં."

એક ઇતિહાસીક ટુંકી વારતા.

લખનારઃ-દોરાબ બી. કરેલી.

## પ્રકરણ ૧ લું.

અહમદનગરથી કેટલાક અંતરે એક સુંદર કબરસ્તાન આવેલું છે. એ કબરસ્તાનમાં સુંદર લાલ રંગના પથરોની બાંધેલી એક ઇમારત છે. દુરથી એ કબરસ્તાનપર નજર કરતાં એકજ ઇમારત છે, એવોજ ભાસ થાય છે; પરંતુ પાસે જઇને જોતાં એ બે ઇમારતો છે એવો જોનારનો નિશ્ચય થઇ જાય છે. એ બે ઇમારતોનો ઇતિહાસ બહુંજ રહસ્ય હોવાથી અહીં વાર્તાના રૂપમાં આપવામાં આવે છે.

દક્ષીણમાં મરેઠાઓના ભાગ્યને બહુજ વધી ગયેલું જોઇને તેમના શાસન માટે ઔરંગઝેબ બાદશાહે પોતે દેલ્હીથી નીકલીને દક્ષીણમાં આવી અહમદનગર વસાવીને ત્યાંજ વસવાટ કર્યો હતો, અને અંતે તેનો અંત પણ ત્યાંજ થયો હતો, એથી ઔરંગઝેબની કબર ત્યાં લોકોના જોવામાં આવી શકે છે.

તે સમયે ઔરંગઝેબને તેના પુત્ર બહાદુરશાહ વચ્ચે અસરપસર અનબનાવ થયેલો હતો. બહાદુરશાહ પોતાના પિતાના પક્ષને ત્યાગીને પોતાના લશ્કર સાથે મરેઠાઓ સાથે જઇ મલ્યો હતો. બાદશાહની તેહનાતમાંના મુગલ સરદારો અને રાજપુત રાજાઓમાંથી કોઇની પણ તેની સાથે જવાની હીંમત થઇ નહતી. બહાદુરશાહના પક્ષમાં જઇ મળવાની ઘણુ કોની ઇચ્છા હતી; પણ બાદશાહના ડરથી તેમનાથી તેમ કરી શકાતું ન હતું. માત્ર એકજ મુગલ યુવક તેની જોડે ગયો હતો અને પછીથી તે સર્વે સુખદુઃખના પ્રસંગે તેનો સદાનો સાથી બની રહયો હતો. એ મુગલ યુવકનું ખરૂ નામ જો કે જલાલુદીન હતું; પરંતુ તેનું મુખમંડળ અત્યંત મનોહર હોવાથી તેને સર્વે જના દિલખુશના નામથીજ ઓળખતા હતા. તે બહાદુરશાહની મોટી બેગમની દાસીનો પુત્ર હતો, પરતુ તેનામા બહાદુરશાહનો અતિશય પ્રેમ હોવાથી અને તેના મુખની આકૃતિ પણ તેના જેવીજ હોવાથી લોકો તેને બહાદુરશાહનો પુત્ર સમજતા હતા અને મોટા મોટા સરદારો પણ તેનું સારૂં માન જાળવતા હતા. બહાદુરશાહ સાથે જવાની કોઇની પણ છાતી ચાલી નહીં; પણ એ પંદર વરસની વયનો તરૂણ હીંમત રાખીને તેની સાથે જવાને તૈયાર થઇ ગયો.

જે દીવસે રાતે અંધકારની મદદથી બહાદુરશાહ લપાતે છુપાઇને બાદશાહની છાવનીમાંથી નાસી ગયો હતો તે રાત્રે બનેલા એક ખાસ બનાવનો અહી વિવેચન કરવુંજ જોઇએ. દિલખુશ

પ્રથમથીજ બહાદુરશાહની પરવાનગી મેળવી રાખી હતી હતી, અને એવો ઠરાવ થઇ ચુકયો હતો કે, તેણે અંધકારમાં અત્રે છાવણીના પાછલા દરવાજા બહાર બહાદુરશાહને જઇ મળવું. ત્યાંજ તેમના માટે ચપલ ઘોડાઓ તૈયાર રાખવાની ગોઠવણ પણ કરવામાં આવી હતી. જે દરવાજામાં થઇને બહાર નીકળવાનું હતું, તે દરવાજા પરના પહેરેગીરને લાંચ આપીને બહાદુરશાહે પોતાને વશ કરી લીધો હતો, અને ચોરી છુપીથી દરવાજામાંથી નીકળીને બધાને ફતેહમંદીથી પસાર કરવાનું કામ તેણે દિલખુશને સોંપ્યું હતું. દિલખુશે શાહજાદાની આજ્ઞા પ્રમાણે એ કામ ચોખ્ખુ તો કરી રાખ્યું હતું ખરૂં, પણ આજ્ઞા વિના એક વાતનો તેણે વધારો પણ કર્યો હતો, અને તે એ કે, પ્રથમ તો છાવણીમાથી માત્ર બે પુરૂષોના પલાયનનીજ ગોઠવણ થઇ હતી, પરંતુ દિલખુશે પહેરેગીર સાથે ત્રણ માણસોને જવા દેવાનો કરાર કરી રાખ્યો હતો. બહાદુરશાહ એ ત્રીજી વ્યક્તિ વીશે કાંઇ પણ જાણતો ન હોતો. જે વેળાએ બહાદુરશાહ અને પહેરેગીરની એ વીષે વાતચીત થઇ હતી, તે વેળાએ દિલખુશ અને બહાદુરશાહ એ બેના જવા માટેનોજ નિશ્ચય કરાયો હતો, એટલે ત્રીજા મનુષ્યનું નામ નીકળતાંજ પહેરેગીરે દિલખુશને પુછયું કેઃ—"એ ત્રીજો માણસ કોણ છે વારૂ? એ મનુષ્ય માટે સુલતાન સાહેબે મને કાંઇ પણ હુકમ ફરમાવ્યો નથી."

દિલખુશે જરાક હસીને જવાબ આપ્યો કેઃ—"પ્રથમ એ માણસના આવવાનો વિચાર ન હતો, પરંતુ હવે તેને સાથે લેવાનો સુલતાન સાહેબનો નક્કી વીચાર થયેલો છે અને તેથી એ કામ માટે તને પચીસ મોહોર વધારે આપવાનું પણ તેમને મને કહેલુ છે."

"પણ એ ત્રીજો મનુષ્ય કોણ?" દિલખુશના વચનમાં વિશ્વાસ ન બેસવાથી પહેરેગીરે પાછો સવાલ કર્યો,

"એ માંણસ લશ્કરના સરદારોમાનો નથી, પણ એક સુંદરી છે. અને તે સુલતાન સાહેબની ઘણીજ માનીતી છે." દિલખુશે કહયું.

"ત્યારે તમો ત્રણ જણ સાથેજ જવાના છો કે?" પહેરેગીરે પુછયું.

"નહિ; કારણકે એમ કરતાં કદાચ કોઇ જોઇ લે એવો સંભવ હોવાથી પહેલાં હું જઇશ, માહરા જવા પછી અડધા કલાકે સુલતાન સાહેબ આવશે અને ત્યાર પછી છેલ્લી તે સુંદરી નીકળશે." દિલખુશે સમજાવીને કહયુ.

"જુઓ; હું માહરી પોતાની ગરદનપર તલવાર રાખીને આપનું આ કામ બજાવવાને તૈયાર થયો છુ. એટલે જો સુલતાન સાહેબ બાદશાહ થાય, તો મને સરદારી આપવીજ જોઇસે, એમ તેમને કહી રાખજો" પહેરેગીરે પ્રાર્થના કરી.

દિલખુશ તે સાધારણ પહેરેગીરની આવી લાલચ જોઇને મનમાંને મનમાં જરાક હસ્યો અને પછી કહેવા લાગ્યો કેઃ—"એ માટે વારંવાર કહેવાના કશી પણ જરૂર નથી. તમો સરદાર તો થવાનાજ. વારૂ, ત્યારે બંદોબસ્ત બધો બરાબર કરી રાખ્યો છે ને?"

"હા, બધી વ્યવસ્થા કરી રાખી છે, પણ આપ સર્વે કેટલા વાગે જશો?" પહેરેગીરે પુછયું.

"બાર વાગ્યા પછી? પણ સાવધ રહેજે, આ ભેદ કોઇના જાણવામાં ન આવવો જોઇએ." દિલખુશે તાકીદ કીધી.

"એ કહેવાની કાંઇ પણ અગત નથી; કારણ કે મારા જીવની હજી મને પરવા છે," પહેરેગીર બોલ્યો.

"વારુ ત્યારે હું જાઉ છું." દિલખુશે કહ્યું.

દિલખુશ ત્યાંથી ચાલીને બાદશાહના તંબુમાં આવ્યો અને ત્યાં તેને પોતે પહેરેગીર સાથે કરેલા બંદોબસ્તની બીના બહાદુરશાહને કહી સંભલાવી, માત્ર તે ત્રીજા મનુષ્યનું નામ તેને કહ્યું નહી. શાહજાદાએ નિયમીત સમયે છાવણીના પાછલા દરવાજાપર હાજર રહેવા સારૂંની દિલખુશને તાકીદ કરી અને તે પોતે ખીજી વ્યવસ્થા કરવા લાગ્યો.



## પ્રકરણ ૨ જું.

અમાસની અંધારી રાત્રીનો સમય હતો. આકાશ વાદળથી ઘેરાયલું હતું. વચવચમાં વીજળીના ઝબકારા થતા હતા. એવા પ્રસંગે મરાઠા બહાદુરો છાવણીપર એકાએક હલ્લો કરે એવો સંભવ હોવાથી બાદશાહે છાવણીમાં સખત ચોકી પહેરો રખાવ્યો હતો. હથ્યારોથી સજ્જ થઇને મુસલમાન સીપાહીઓ છાવણીના બધા રસ્તાઓમાં ફરતા દેખાતા હતા. સર્વે ઠેકાણે બધો બરાબર બંદોબસ્ત જોવામાં આવતો હતો.

છાવણીના ઘડીઆલમાં રાતના બાર વાગવાના ટકોરા સંભલાયા, અને છાવણીના પાછળના દરવાજાપરનો પહેરેગીર દરવાજાને અઢેલીને ઝોકા ખાતો હતો; એટલામાં ઘડીઆલનો અવાજ કાને આવતાં તે એકાએક ઝબકીને જાગી ઉઠ્યો એક બે ને ત્રણ એવી રીતે તેને બાર ટકોરા ગણ્યા એ પછેજ માથાથી પગ સુધી એકજ કપડામાં ઢંકાયલો કોઇ મનુષ્ય છાવણીમાંથી બહાર નીકળ્યો, એમ એના જોવામાં આવ્યું. "એ દિલખુશજ હોવો જોઇએ" એમ ધારીને તે કાંઇપણ બોલ્યો નહી,

એ પછી કેટલોક વખત વીતી ગયો અને વલી પણ તેવાજ પ્રકારનો બીજો એક પુરૂષ દરવાજા તરફ આવતો તેને દેખાયો. "એ બહાદુરશાહ પોતેજ હોવો જોઇએ" એમ પહેરેગીરે ધાર્યું. તે પુરૂષ દરવાજા પાસે આવ્યો અને તેને પહેરેગીરે તલવારની સલામ આપી. તે પુરૂષ કાંઇપણ ન બોલતાં એકદમ દરવાજામાં થઇને બહાર ચાલ્યો ગયો. તેના જવા પછી પહેરેગીર ત્રીજા માણસની આવવાની વાટ જોતો ઉભો રહયો. ઘણો વખત જવા છતાં કોઇને પણ આવતું ન જોઇને તે કંટાળી ગયો અને ઉંઘ લાગવાને સારૂં ભીંતને અઢેલીને ઉભો રહયો. તેની આંખમાં ઉંઘના ઝોકા આવવા લાગ્યા. ઉંઘમાં તેને કોઇ મનુષ્યનો દરવાજા બહાર નીકલવાનો ભાસ થયો. એ ત્રીજી યુવતીના જવા પછી તે બરાબર જાગૃત થયો, અને તે વેલાએ વળી બીજી એક બાળા દરવાજામાંથી બહાર નીકલતી તેના જોવામાં આવી. મુળ ત્રણ મનુષ્યના જવાનો ઠરાવ થએલો હતો. ચારનો નહી; એવું ભાન આવતાં તરત તેને દોડીને તે બાળાનો હાથ પકડી લીધો. બાળાએ પોતાનો હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તે

નીષ્ફળ થઇ એટલામાં વીજળીનો ઝળકારો થયો; અને તે પ્રકાશમાં પહેરેગીરને તે બાળા ઘણી સુંદર અને બાર તેર વરસના વયની હોવી જોઇએ એમ દેખાયું. 'એને મે ક્યાંય પણ જોયલી હોવી જોઇએ' એવો તે પહેરેગીરને ભાસ થવાથી તે તેને બરાબરજ જોવા લાગ્યો, અને વીચાર કરવા લાગ્યો, પરંતુ કાંઇ પણ તેના ધ્યાનમાં આવ્યું નહી. પહેરેગીર પોતે જો કે કઠણ છાતીનો હતો; છતાં તે બાળાના સુંદર સ્વરૂપને જોઇને તેનું મન પીગળી ગયું, અને તેથી તે અદબથી તે બાળાને પુછવા લાગ્યો કેઃ-"માત્ર ત્રણ સખ્સોને જવા દેવાનોજ માહરી જોડે કરાર થએલો છે; તો પછી ચોથાં તમો કોણ છો?"

"હું ચોથી નથી; પણ તે ત્રણ સખ્સોમાંનીજ એક છું," તે બાળાએ હીમતથી જવાબ આપ્યો.

"ત્રણ માનસોને જતાં તો હું માહરી આ આંખોથી જોઇ શક્યો છું, એટલે તમે તે ત્રણ જણામાંના તો નથીજ," પહેરેગીરે મક્કમ જવાબ આપ્યો.

એ જવાબ સાંભળીને તે બાળાએ પોતાના ગળામાંથી એક બહુ કીંમતી મોટીની માળા કાઢીને પેહરેગીરના હાથમાં આપી અને કહ્યું કેઃ-"બસ હવે વધારે કાંઇ પણ બોલ્યા વગર મને જવા દે."

"આ માળા માહરા શું ઉપયોગની વારું? જો માથું સલામત ન રહે તો માળા પહેરશે કોણ?" પહેરેગીરે માળા પાછી આપીને કહ્યું.

પહેરેગીરનો આવો જવાબ સાંભલી તે મક્કમ થઇને કહેવા લાગી કેઃ-"જો; હું જવાની તો નક્કી! તું મને કદાપી રોકી શકવાનો નથી. જો તું મને જતી અટકાવીસ, તો હું આ પળેજ બુમ પાડીને બધા સીપાહીઓને એકઠા કરીશ અને તેં લાંચ લઇને બહાદુરશાહને છાવણીમાંથી બહાર નીકલી જવા દીધો છે, તે વાત જાહેર કરી નાખીશ."

બાળાના આવાં વચનો સાંભળીને પહેરેગીર ભયથી ધ્રુજવા લાગ્યો, અને તે બાળાના હાથને છોડી દઇને બેચાર ડગલાં પાછળ હટીને ઉભો રહયો. પ્રસંગ મળતાંજ તે બાળા ત્યાંથી તરતજ અદ્રશ્ય થઇ ગઇ!!

તે બાળાના જવા પછી પહેરેગીર એકદમ હેબતાઇ ગયો. એ બાળા કોણ હતી, એનું હવે તેને સ્મરણ થયું, અને અજાયબ થતો તે મનમાંજ કહેવા લાગ્યો કેઃ-"એ બાળા તો ખાસમહાલ બેગમની દુખ્તર સુલતાના જલીમાજ હતીને શું?"

તે રાત્રે ઔરંગઝેબની છાવણીમાંથી ત્રણ માણુસો નહાસી ગયા હતા, એની પહેરેગીર વીના બીજા કોઇને પણ ખબર નહોતી. ત્રણ માણુસો ઉપરાંત એક ચોથું મનુષ્ય પણ ચાલી ગયું હતું, એની તે પહેરેગીરને પણ ઓળખ નહોતી રહી. તેને તે મનુષ્યને ઓળખી કાઢવા માટે આખી રાત વીચાર કીધો, પરંતુ એ વિષે તે કાંઈ પણ અનુમાન કરી શક્યો નહીં. છેવટે તેણે એવી રીતે પોતાના મનને સમજાવ્યું કેઃ-"એ તો ત્રણ માણુસજ ગએલાં છે; ચોથાનો તો મને ખોટો ભાસજ થયો હશે?"

સુર્યોદય થતાં બહાદુરશાહના પલાયનની વાતો સાંભળતાંજ આખી છાવણીમાં મહા કોલાહલ વ્યાપી ગયો અને ઔરંગઝેબના મનમાં ઘણોજ સંતાપ થવા લાગ્યો. મુસલમાન સૈનિકો સર્વે શોધ કરવા લાગ્યા, પણ બહાદુરશાહનો કશો પત્તો લાગ્યો નહી.

———:૦:———

## પ્રકરણ ૩ જું.

ઔરંગજેબની સર્વથી પ્રીય બેગમ ખાસમહાલ હતી. જોકે ઔરંગઝેબ સાધારણ રીતે પોતાની સ્ત્રીઓ સાથે કપટથીજ વરતતો હતો, પણ ખાસમહાલ બેગમ ઘણી ખુબસુરત હોવાથી તેના પ્રેમમાં તે સારી રીતે સપડાઇ ગયો હતો. એ ખાસમહાલ બેગમની બે કન્યાઓ હતી અને તેઓ એક સાથેજ જનમેલી હતી. એકનું નામ જમીલા અને બીજીનું નામ જલીમા હતું. એ બાળાઓ જેવી સુંદર બાળાઓ તે વેળાએ કોઇપણ બાદશાહના જનાનખાનામાં નહોતી, એવી ચરે તરફ તેઓની ખ્યાતી હતી. એ ઉપરાંત એ બંને બેહેનો દેખાવમા એટલી બધી એકસરખી હતી, કે ખાસમહાલ બેગમ પણ કઇ જલીમા ને કઇ જમીલા, એ બરાબર ઓળખી શકતી નહોતી. બાદશાહ પોતે પોતાની એ પુત્રીઓને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય માનતો હતો, અને તેમના સુખ માટે પોતાના સર્વ સુખોનું બલીદાન આપવા તૈયાર હતો.

ઉપર વાચકોને જે જલાલુદ્દીન અથવા દિલખુશનો પરિચય થયેલો છે; તે દિલખુશ કેવળ એકલી જમીલાને દીલોજાનથી ચહાતો હતે; પણ દિલખુશના એક દીલની જમીલા અને જલીમા બંને ખરીદદાર હતા. તેમનો એ પ્રેમ નિર્મળ અને સાફ હતો. દિલખુશ અને જમીલાને એક બીજા સાથે હસતાં રમતાં જોઇને જલીમાના દીલમાં ઘણો આઘાત થતો હતો, પણ એ અદેખાઇને તેને છાતીમાંજ દાબી રાખી હતી અને એની બીજા કોઇને જાણ થવા દીધી નહોતી. દિલખુશે છાવણીમાંથી નહાસી જવા બાબતનો પોતાનો નિશ્ચય જમીલાને જણાવ્યો હતો અને ચંચળ ચિત્તની જમીલાએ પણ તેની સાથે જવાની પોતાની ઇચ્છા જણાવી. "તને છોડીને હું એક પળ પણ જીવતી નથી રહેવાની!" એમ જમીલાએ કહ્યુ. દિલખુશ પણ હજી નાહાન છોકરોજ હતો, એટલે તેને પણ કાંઇ લાંબો વીચાર સુજ્યો નહીં. અને બહાદુરશાહને એ વિષે કશું પણ ન કહેતા જમીલાને સાથે લઇ જવાનો ઠરાવ કર્યો.

જલીમાએ દિલખુશ અને જમીલાના એ વિચારને છુપી રીતે જાણી લીધો હતો. એ બન્નેની જે જે વાતચીત થાય, તે સર્વે છુપાઇને સાંભળવાનો જલીમાનો રોજ રેવાજ પડી ગયો હતો. તેમના પરસ્પર આદર ભાવ અને પ્રેમને જોઇને જલીમાના દીલમા અદેખાઇ આવ્યા કરતી હતી. અંતે તેની અદેખાઇ એટલી બધી વધી ગઇ કે, તેમના એ સુખને તે જોઇ શકી નહીં. અને તેથી તેમના સુખમા અંતર પાડવા બાબતની તે ઇચ્છા કરવા લાગી. એવામાં તેને દિલખુશ અને જમીલાની નહાસવા બાબતની મતલબ સંભાળી લીધી. એ બન્ને સાથે જઇ સાથે રહીને સુખ ભોગવે અને પોતે માત્ર દુઃખમાંજ દીવસ ગાળે, એ વાત જલીમાને યોગ્ય લાગી નહી, એટલે તેને પણ તેમની પાછળ જવાનો વિચાર કીધો.

એ બન્ને બેહેનો એકજ તંબુમાં સુઇ રહેતી હતી. જલીમાને ભર ઉંઘમાં પડેલી જોઇને જમીલા ધીમેથી બીછાના પરથી ઉઠી અને નહાસી જવાની તૈયારી કરવા લાગી. જમીલાના જવા પછી જલીમા પણ બીછાનાપરથી ઊઠી અને અંધારામા જમીલાની પાછળ પાછળ કેટલાક અંતરપર ચાલવા લાગી. તે છાવણીના દરવાજામાંથી કેવી રીતે બહાર નીકલી ગઇ એ ઉપર જણાવેલું હોવાથી પાછું જણાવવાની કશી પણ જરુર નથી.

છાવણીના પાછળના ભાગમાં એક પર્વત જોવામાં આવતો હતો, અને બે ટેકરીઓના વચમા લીલાછમ ઘાસથી ભરેલી એક ખીણુ આવેલી હતી. દિલખુશે એ ખીણમાં પોતાના આવવાની વારે જોઇને બેસવાનું જમીલાને કહયું હતું. એ સ્થાને તે બન્ને પ્રેમી મળવાના હતાં. દિલખુશે જમીલાને એ ખીણના રસ્તાથી સારી રીતે વાકેફ કરી રાખી હતી, એટલે જમીલા છાવણીમાંથી નીકલીને તરત તે ખીણ તરફજ ચાલવા લાગી. જલીમા પણ અંધકારમાં તેણીની પાછળજ હતી. બન્ને બેહેનોના મનમાં પોતપોતાના વિચાર ચાલ્યા કરતા હતા.

તે સ્થાને આવતાંજ જમીલા જમીનપર બેસી ગઇ. અંધકારમાં બરાબર દેખાવ ન દેખાવાથી જલીમાએ જમીલાને બેસતી જોઇ નહતી, એટલે તે સીધીજ આગળ વધવા લાગી. ચાલતા ચાલતા અંધારામાજ જમીલાના શરીર સાથે અથડાઇ અને તે ધડાક દેતી કે નીચે પડી ગઇ. બન્નેએ ગભરાઇને પોકાર કર્યો. એટલામાં વિજલીનો ચમકાર થયો અને બન્ને બેહેનોએ એક બીજાને ઓળખી લીધી. જલીમાને જોતાંજ જમીલાએ પહેલો સવાલ કર્યો કેઃ—"કેમ જલીમા! અહીં શા માટે આવી વારૂં?"

"અને તું શા માટે આવી છે વારૂં?" જલીમાએ હસીને સામો સવાલ પુછયો.

"એ કારણ તારાથી છુપાવી રાખવાનું કાંઇ પણ કારણ નથી. હું દિલખુશને મલવા માટેજ સર્વેને છોડીને અહીં આવી છું." જમીલાએ જવાબ આપ્યો.

"અને તાહરો ત્યા દિલખુશનો મેલાપ ન થાય, એટલા માટે હું સર્વેનો ત્યાગ કરીને અહીં આવી છું." જલીમાએ ગુસ્સામાજ કહયું.

"જલીમા, તું એ શું બોલી?" જમીલાએ તાજુબ થઇ પુછયું.

"કાંઇ નહીં," જલીમાએ કહયું.

"એટલે?" જમીલાએ પાછું પુછયું.

"એટલે એજ કે, હું આજે તાહરો જીવ લેવાની છું! જો આ કટાર પણ હું સાથેજ લતી આવી છું!!" એમ કહીને જલીમાએ પોતાના કમરપટામાંથી છુપાવી રાખેલી તિક્ષ્ણ ધારવાલી કટારને બહાર કાઢી. કટારને જોતાંજ જમીલા ગભરાઇ ગઇ અને કહેવા લાગી કેઃ— "જલીમા! તું આજે ગાંડી તો નથી થઇને? તાહરો માહરામાં આટલો બધો પ્રેમ હોવા છતાં તું મને મારી નાખે એ ન બનવાજોગ છે?"

"માહરો તાહરામાં જે અત્યંત અનુરાગ છે, તેટલા માટેજ હું તને મારી નાખવાની છું. જોડીયા ભાઇ કે જોડીયા બેહેનોમાંથી એકનું મરણ થતાં બીજાનું જીવન ટકી નથી શકતું, શું તે તાહરા સાંભળવામાં નથી આવ્યું કે? એટલે કે, તને મારી નાખ્યા પછી હું તાહરા ગળે વલગીને અહીંજ પડી રહીશ અને અહીંજ મરી જઇસ. તું સુખ ભોગવે અને હું માહરા દીવસો દુઃખમાં વીતાડું, એ બનીજ કેમ શકે? તને એ યોગ્ય દેખાય છે ખરૂં કે?" જલીમાએ અત્યંત વિકટ હાસ્ય કરીને કહયું.

"ત્યારે શું તું ખરેખર મને મારીજ નાખવાની કે?" જમીલાએ ભયભીત થઇને પુછયું.

"જો એમ ન હોત, તો હું અહીં આવતજ શા માટે," જલીમાએ કહયું.

"ઠીક, ત્યારે જો તારો એવોજ વિચાર હોય તો હવે વિલંબ ન કર, જલીમા ! નહી તો જો દિલખુશ આવી લાગશે, તો તારાથી મને મારી શકાશે નહી. તને દુઃખમાં નાખી હું સુખ ભોગવવાની મારી જરાપણ ઇચ્છા નથી." જમીલાએ પ્રાર્થના કરી.

ઘાટકી દિલની જલીમાએ તે પળેજ પોતાની કટાર જમીલાની છાતીમાં ભોંકી દીધી અને તે પ્રેમી બાળાએ તરત પોતાનો પ્રાણ છોડી દીધો ! જલીમાએ પોતાની મૃત ભગિનીનું શરીર તૃણશય્યામાં રાખ્યું, તેના હોઠોને ચુંબન કર્યું, અને તેને આલિંગન આપીને ત્યાંજ શયન કર્યું. રાજમહાલમાં જેવી રીતે તેઓ નિદ્રાનો આસ્વાદ લેતી હતી, તેવીજ રીતે એ નિર્જન ખીણમાંની પાષાણ શિલાપર પણ તેઓ કાયમની નિદ્રા સુખમાં પડેલી દેખાતી હતી. હવે તેમના સુખનો રંગ અવિભંગ હતો,

---

## પ્રકરણ ૪ થું.

બહાદુરશાહના છાવણી છોડીને ચાલ્યા જવાથી બાદશાહ ઔરંગઝેબના અંતઃકરણમાં ઘણોજ ખેદ થયો. તેના પરજ બાદશાહના ભવિષ્યનો સઘળો આધાર રહેલો હતો. બહાદુરશાહના હાથમાંજ સર્વે રાજ્ય કારભાર સોંપીને બાદશાહનો મક્કાની યાત્રાએ જવાનો વીચાર હતો. એ સર્વે મનના મનસુબા મનમાંજ રહ્યા અને તે પિતાને છોડીને ચાલ્યો ગયો; એટલુંજ નહી, પણ તેણે શત્રુનો અવતાર ધારણ કર્યો, એટલે એથી ઔરંગઝેબના દીલમાં ઘણો ક્રોધ ચડ્યો, છતાં બાદશાહ પોતે અત્યંત દ્રઢ છાતીનો હોવાથી એ સર્વે દુઃખોને મુક મુખથી સહન કરી શક્યો. જો કે પુત્રના દુરાચરણથી તેનું દીલ ચીરાઇને છિન્ન ભિન્ન થઇ ગયું હતું; તથાપી એ શોકનું ચિન્હ તેને બહાર પ્રકટ થવા ન દીધું. અંતે જ્યારે પોતાની આજ્ઞાધીક પુત્રીઓ જમીલા અને જલીમાંના પલાયનની વાર્તા તેના સાંભળવામાં આવી, ત્યારે એ આઘાત સહન ન થવાથી તે મુર્છિત થઇને જમીનપર ઢળી પડ્યો.

એ શોકના આઘાતથી તેનું પાષાણ સમાન દીલ વધારે કોમળ થઇ ગયું. ત્રણ દિવસ સુધી તેના સમક્ષ જવાની કોઇની પણ હીંમત ચલી શકી નહીં.

કન્યા વિયોગની વેદનાથી ઉન્મત થએલી ખાસમહાલ બેગમ રોતી રોતી બાદશાહ પાસે આવી અને શોકપુર્ણ કરૂણ સ્વરથી બાદશાહને કહેવા લાગી કેઃ-"જહાંપનાહ ? મારી છોકરીઓ મને પાછી લાવી આપો ?" બાદશાહનો કશો પણ ઉપાય ચાલે તેમ ન હતું; કારણ કે તે છોકરીઓને શોધવાનો એક પણ ઉપાય ઔરંગઝેબે બાકી રાખ્યો ન હતો. મુગલ સૈનીકો ચારે દીશામાં તે બાળાઓની અનેક પ્રકારે શોધ કરી આવ્યા હતા; પરંતુ તેમનો કશો પણ પત્તો મળી શક્યો ન હતો.

ત્રણ દિવસ પછી બાદશાહે શય્યાનો ત્યાગ કર્યો. એટલા સમયમાં જમીલા અને જલીમાનો ઠીક પત્તો મળ્યો હતો, અને તેઓ પાછી પણ આવી હતી એટલે કે તે બન્ને બેહુનોના મૃત શરીરોને ત્યાં લાવવામાં આવ્યાં હતાં ! જે વેળાએ મુસલમાન સૈનિકો પર્વત અને જંગલમાં ભટકતા તે બાળાઓની શોધ કરતા ફરતા હતા, તે વેળાએ અચાનક ઉપર કહેલી

ખીણમાંથી તેમના મૃત શરીરો તેમને મળી આવ્યાં હતાં. અને તે શરીરોને તેઓ છાવણીમાં લઇ આવ્યા હતા. જમીલાના વક્ષ સ્થળમાં એક કટાર ભોકાવલી હતી. અને જલીમાના શરીરમાં શસ્ત્ર લાગવાનું કાંઇ પણ ચિન્હ હતું નહી. જમીલના ગળામાં હાથ નાંખીને જલીમા તેના દેહ પર પડેલી હતી, અને બન્ને એહુનોના હોઠો એક સાથે મળી ગયા હતા એવી અવસ્થામાં તે મૃત-શરીરોને સિપાહીઓ બાદશાહ સમક્ષ ઉપાડી લઇ આવ્યા. ઔરંગઝેબ એ કરૂણાજનક દેખાવ જોઇને ત્યાંને ત્યાંજ મુર્છિત થઇ ગયો.

એ બાળાઓને ત્યાંજ દફનાવવામાં આવી ને ત્યાં ઔરંગઝેબે કબર બંધાવી. એ પછી ઘણા દીવસ સુધી એક ફકીર એ કબરપર ફુલ ચડાવ્યા કરતો હતો. તેના એ કામને આસપાસના ગામોના લોકોએ કેટલાક વર્ષ પર્યંત ચાલુ જોયા કર્યું હતું. જ્યારે ને ત્યારે એ બન્ને કબરો ફુલોથી ઢંકાયલીજ લોકોના જોવામાં આવ્યા કરતી હતી. પરંતુ તે ફકીર કોઇવાર પણ કોઇની નજરે પડયો ન હતો. એ ફકીર કોણ હોવો જોઇએ, એ ચતુર વાંચકોને નવેસરથી કહેવાની જરૂર નથી.

---

# ચર્પટ પંજરિકા સ્તોત્રઃ



ભજ ગોવિંદા, ભજ ગોવિંદ.
ગોવિંદા ભજ મૂઢમતે !
મૃત્યુ આવી દ્વાર થાતાં,
નહિં રક્ષે ડુકૃગ કરણે–ટેક

૧

દિન રજની પક્ષી સાયં પ્રાતઃ
શિશિર વસંત ૠતુ ફરી આવત,
યમ ખેલે ને જાગે આયુ,
તદપી ન તજતો આશાવાયુ
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૨

અગ્રે અગ્નિ પીઠે ભાનુ,
રાત્રે દાઢી ધરિયા જાનૂ,
કરતલ ભિક્ષા તરતલ વાસો,
તદપી ન તજતા આશાપાશો
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૩

જ્યાં લગી વિત્તોપાર્જન થાશે,
ત્યાં લગી આપ્તજનો ગુણગાશે,
પાછળ ફરતાં જર્જર દેહે,
વાર્તા કોઇ ન પુછે ગેહે,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૪

જટિલ મુંડિત લુંચિત કેશી,
ભગવાં વસ્ત્ર ધરે બહુ વેશી;
જોતાં પણ કંઈ ગુંઢ ન જોશે,
ઉદર નિમિત્ત ફરે બહુ વેશે,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૫

ભગવદ ગિતા, સ્હેજ અધિતા;
ગંગા જળની કણિકા પીતા,
સકૃદપિ પ્રભુમતને જે અર્ચે,
તેના નરને યમ શીદ ચર્ચે,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૬

અંગ ગળ્યું શીર પળિતાં આવ્યાં,
દંત વિનાનાં મુખ જણાયાં;
વૃદ્ધ થતા ચાલ્યા ગ્રહી દંડો,
તદપી ન તજતી આશા પિંડો,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૭

બાળપણામા ક્રીડા કરતો,
તરૂણપણે તરૂણી શું રમતો,
વૃદ્ધપણે ચિંતામાં જાગો,
પરબ્રહ્મમા કોઇ ન લાગ્યો,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૮

ફરિથી જનમવું, ફરી થઇ મરવું,
ફરિફરિ જનનિ જઠરે વસવું,
એવા આ દુસ્તર સંસારે,
કૃપા કરી ઓ પવ્ય મુરારે !
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે !

૯
ફરીથી રજની, ફરીથી દિવસો
ફરી વળી પક્ષો ને વળિ માસો
ફરી અયનો ને વરસો થાતાં,
તો પણ આશાગર્વ ન જાતાં,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૦
વૃદ્ધપણે શા કામ વિકારો,
નીર સુકાતાં શાં જ તળાવો;
ધન જાતાં માં પરિજન શાનો,
જ્ઞાન થતાં સંસાર જ શાનો
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે;

૧૧
નારી સ્તન ને નાભિ નિવેશો,
એ સહુ મિથ્યા માયા વેશો;
એ નરમાયું માંસ વિકારે,
ધાર એમ તું વારંવારે,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૨
તું હું કોણ કહીંથી આવ્યા,
કોણ માત ને તાત ગણાયા;
સ્વપ્ન સમા આ સૌ સંસારો,
અસાર છે એ આપ વિચારો,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૩
ગીતા નામ હજારો ગાવાં,
શ્રી પતિનાં પદ નિત્યે ધ્યાવાં;
સંત સમાગમમાં મન લેવું,
નિજ ધન દીનજનોને દેવું,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૪
જ્યાં લગી જીવ વસે છે દેહે,
ત્યાં લગી વાત પુછે સૌ ગેહે;
દેહ તજી વાયુ જાતાં મા,
નારી બ્હીની તે કાયામાં;
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૫
સુખથી કરતા રામા ભોગો,
વળના વળગે દેહે રોગો;
યદપી જગમાં મરણું શરણું,
તદપીન તજતા પાપાચરણું,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૬
ફાટયાં વસ્ત્રની કંથા ધરતો,
પુણ્ય પાપહીણ માર્ગ વિચરતો,
હું તું કે તે નથી એ જાણે,
તો પછી શાને શોક તું આણે,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

૧૭
ગંગાદિકમાં કરતાં સ્નાનો,
વ્રત આચરવાં, દેવાં દાનો;
જ્ઞાનહીણને આ સૌ કરતાં;
મોક્ષ નથી શતવાર જનમતાં,
ભજ ગોવિંદા, ભજ ગોવિંદા,
ગોવિંદા ભજ મુઢમતે।

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.

# દુનિયાની તવારીખમાં ભાટ લોકોએ ભજવેલો અગત્યનો ભાગ.



લખનાર—Mr. J. M. Hormusji

(૪)

In our heart of hearts believing
Victory crowns the just,
And that braggarts must
Surely bite the dust
March we to the field ungrieving,
In our heart of hearts believing
Victory crowns the just!"

*Song of the British soldiers in the last World-War,*
*(Composed by Thomas Hardy.)*

કાવ્ય સૃષ્ટિનું સૌંદર્ય છે, કાવ્ય સૃષ્ટિનું સુખ છે, તેમજ કાવ્યજ સૃષ્ટિનુ જીવનપ્રાણ છે. પરમાણુંમાં કાવ્ય છેઃ વિરાટ રૂપમાં કાવ્ય છેઃ સાગરમાં કાવ્ય છે બિન્દુમા કાવ્ય છેઃ રેણુંમાં કાવ્ય છેઃ પર્વતમાં કાવ્ય છેઃ વાયુ અને અગ્નિમાં કાવ્ય છે· જળ અને થળમાં કાવ્ય છેઃ આકાશમાં કાવ્ય છેઃ પ્રકાશમાં કાવ્ય છેઃ અંધકારમાં પણ કાવ્ય છેઃ સૂર્ય, ચન્દ્ર અને તારાગણમા કાવ્ય છેઃ કિરણ અને કૌમુદીમાં કાવ્ય છેઃ મનુષ્યમાં કાવ્ય છેઃ પશુવર્ગમાં કાવ્ય છેઃ પક્ષીઓમાં કાવ્ય છેઃ—જ્યાં જ્યાં નઝર કરશો ત્યા ત્યાં કાવ્યનુ સામ્રાજ્ય વ્યાપ્ત થયલું જણાશે। પ્રકૃતિ કાવ્યમય છેઃ અખિલ બ્રહ્માંડ એક અદ્ભુત મહાકાવ્ય છે. જે મનુષ્યે સારગર્ભિત રસમયી કાવ્યના આનંદને. સ્વાદ ચાખ્યો તેજ વસ્તુતઃ ભાગ્યવાન્ છેઃ જે મનુષ્યે આ સરસ્વતી મંદિરમાં કંઇ પણ શિક્ષા ગ્રહણ કીધી અથવા મનન કર્યું તેજ પંડિત છેઃ તેમજ જે મનુષ્યે કાવ્યરૂપ રત્નાગર સાગરના પરમપવિત્ર પ્રવાહમાં વહન કીધું તેજ વિરક્ત છે। જેણે આ અમૃતના મહોદધિમાં ડુબકી મારી બે ચાર લોટા ભરી લાવી તૃષાપીડિત, પરિશ્રમિત, રોગગ્રસ્ત અને મૃતપ્રાય માનવીઓની તરસ છિપાવી તેમના વ્યાધિઓનું થોડો કાળ પણ નિવારણ કર્યું અને તેમને શક્તિસામર્થ્ય અને પુનર્જીવનનું દાન દીધું, તેનું નામ તે કવિ। ઇશ્વરીય સૌંદર્યનું ભાષાનાં વક્તૃત્વદ્વારા જનસમાજને નિરીક્ષણ કરાવવું એ કવિનું કર્તવ્ય છે; પોતાની પ્રતિભાદ્વારા એ સૌંદર્યસાગરનાં વર્ણનમાં જેટલો એ ઉંડો જાય છે તેટલો એ પોતાનાં કર્તવ્યમાં સાફલ્યતા મેળવે છે. સંસારના પદાર્થો અને ઘટનાઓ સૌ કોઇ જોઇ શકે છે પરંતુ જે આંખોથી કવિઓ તેમની ઝાંખી કરે છે તે નિરાલીજ છે; એક નિરક્ષર

ગામડયો પર્વતોનાં ભિત્તરમાંથી ધસી આવતા પ્રવાહને માત્ર 'નદી'ની સંજ્ઞાથી ઓળખશે જ્યારે એક કવિનાં કાલ્પનિક મનમગજમાં તે એક શ્વેત વસ્ત્રવાળી, શોભાયુકત, લાવણ્યમયી લલનાનાં નૃત્ય કરતાં શૃંગારયુકત શરીરની રંગભૂમિનું ચિત્ર ખડું કરશે! " જહાં ન પહુંચે રવિ તહાં પહુંચે કવિ:" એ કવિ અને કવિતાનો આદર્શ છે. કવિની સૃષ્ટિમાં સંપૂર્ણ પ્રજાતંત્ર છે, સમષ્ટિવાદનો શુદ્ધ વ્યવહાર છે, સ્વતંત્રતા છે, સ્વચ્છંદતા છે, અપરિમિત-અનર્ગળ સમ્પતિ છેઃ એના કાવ્ય પ્રવાહને કોઇ રોકી શકતું નથી. રસની દિવ્ય ભૂમિનાં દર્શન કરાવનાર, મનુષ્યહૃદયના મર્મભાગમા પ્રવેશી તેમાં અંતર્હિત રહેલા અકૃત્રિમ ભાવોને જાગૃત કરનાર, માનવદેહનાં ક્ષણિક સુખદુઃખની પરંપરાની પરવાહ ન કરતાં તેનાં ચિરસ્થાયી સ્વભાવસિદ્ધ ચૈતન્ય અને આનંદનાં સનાતન ગાન ગાનાર, પ્રકૃતિનાં રંગથી પોતે રંગાયા વિના પ્રકૃતિને રંગીને સત્કર્મના શુદ્ધ પાઠો શિખવનાર, કોણ? તો કહે- 'કવીશ્વર.' પ્રકૃતિનો માત્ર પશ્ચાદ્ભૂમિ તરીકે ઉપયોગ કરીને તેના ઉપર આત્માનું હૃદયહારક ચિત્ર આલેખવું, વાંચકને ઐહિક તેમજ આમુષ્મિક કલ્યાણની ઝાંખી કરાવવી, તેનાં અંતઃકરણમાં તેજોમય ઐશ્વર્યની ઝળહળતી જ્યોતિ પ્રકટાવવી, તેમજ સ્વદેશપ્રીતિ અને જાત્યાભિમાનનો વિદ્યુતાગ્નિ તેની રગરગમાં સતેજ કરવોઃ એજ કવીશ્વરોની રસસિધ્ધિ, એજ તેમની સુકૃતિ, એજ તેમનું કૌશલ્ય! કાવ્યોમાં વીરરસ કાવ્યો પ્રાધાન્ય ધરાવે છે તેમ કવિઓમાં ચારણો સર્વશ્રેષ્ઠ છે. વીરકવિતા રચવી ઘણી અઘરી છેઃ ઇતિહાસ પુરાણમાંની વાર્તા શોધી વિસ્તારવી, આડકથાથી શોભાવવી, પદાર્થ અને ગુણનાં તેઉ વર્ણનથી રંગવી, અર્થવિચાર અને અર્થાલંકાર પ્રૌઢ રાખવા અને રચના પણ શબ્દાલંકારયુકત સાદી રાખવી, પ્રથમથી તે છેવટ સુધી એકસંબંધ વાહપુરઃસર રાખી મુખ્ય વિષયને અથેતિ જાગતો રાખવોઃ એ સઘળું વીરલી બુધ્ધિનું કામ છે! વીરકવિતાનો ઉદ્દેશ નીતિભકિત સદ્ગુણ, પરાક્રમ, સત્ય, ન્યાય, પ્રમાણિકપણું, મૈત્રી, ધર્મ, પરમાર્થાદિને વાચકવૃંદના ચર્મચક્ષુઓ આગળ એવી રીતે ખડા કરવાનો છે કે તેમનો શાશ્વત છાપ યુગો વહે તોપણ જેવો ને તેવો રહેવા પામે. વળી કાવ્યનું બંધારણ એવા પ્રકારનું હોવુ જોઇએ કે તે સડસડાટ અભણ મનુષ્યોનાં મગજપર પણ ઠસી જાયઃ પિંગળના ડિંગળથી વીર કાવ્યોને બહુધા નિરાળા રાખવામાં આવે છે એનું એજ પ્રયોજન છે. પ્રતાપરુદ્રમાં એ માટે શ્લોક મળે છે કેઃ શબ્દ ને અર્થ જેમાં દોષ વિનાના છે અને જેમાં શબ્દાલંકાર ને અર્થાલંકાર સારા છે તેને કાવ્ય કહેવું ઉચિત છે—પછી તે ગદ્ય હોય કે પદ્ય હોય!—

गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥

ગૂર્જરરાષ્ટ્રના ઇતિહાસમાં પણ ભાટ ચારણોએ ઓછો અગત્યનો ભાગ ભજવ્યો નથી. જૂનાગઢનો યાદવ રાજા રા' ગ્રાહરિપુ ઇ. સ. ૯૮૨ માં મરણ પામ્યો અને તેની ગાદીપર તેનો પુત્ર રા' કવાત બેઠો જેણે ઇ० स० ૯૮૨થી ૧૦૦૩ સુધી આબુના આન્ના રાજાને દશ વાર પકડી છોડી દીધો હતો, પરંતુ શિયાળબેટનો પરમાર વીરમદેવ રાજાઓને યુકિતથી પકડી લાકડાંનાં પાંજરાંમાં પૂરતો, તેના હાથમાં રા' કવાત પણ એક વાર સપડાયો. આથી રા' એ હિંમત નહી હારતાં એક બારોટદ્વારા પોતાના મામા ઉગા વાળાને પોતાની હકીકત કહેવડાવ્યાથી તેણે આવી રા'ને છોડાવ્યો. રા' ની પછી તેનો કુંવર રા' દયાસ રાજ્યાસનપર આવ્યો. અણહિલવાડ

ગાટણથી સૌલંકી રાજાની રાણીઓ સોમનાથની યાત્રાએ આવેલી ત્યારે તેમનું અપમાન થાય એવું આચરણ કરવાથી દુર્લભસેન સૌલંકીએ ચઢી આવી તેનું પાટનગર વામનસ્થલી જીતી લીધાથી રા' દયાસ સહકુટુંબપરિવાર જુનાગઢના ઉપરકોટમાં ભરાઇ બેઠો, જેને સોલંકી લશ્કરે ઘેરો ઘાલ્યો. ચુડાસમાના ભાટ કહે છે કે એ કોટ જીતવો મુશ્કેલ જણાયો ત્યારે બિજલ નામે એક ચારણે દુર્લભસેનને કહ્યું કેઃ "મને મોટું ઇનામ આપો તો હું એકલો જે કામ લશ્કરથી નથી થતું તે કરી આવું !" રાજાએ કબૂલ કર્યાથી ચારણ, માગણ જાત હોતાં કોટમાં જતાં કોઇને ન અટકાવ્યાથી, અંદર પેઠો, રા' દયાસની સોરઠરાણી પર વિશેષ પ્રીતિ હતી; તે રાણીની રાજા ઉપર બહુ સત્તા હતી, એણીને રાત્રીએ એવું સ્વપ્ન આવ્યું કે રા' પાસે કોઇ ચારણે દાનમાં રા'નું માથું માગતાં તેણે તે આપ્યું ! આ સ્વપ્ન સાચું પડવાનો ભય લાગ્યાથી તેણીએ રા'ને એક કોઠામાં રાખ્યો-અને ત્યાં કોઇ જઇ શકે નહીં એવો બંદોબસ્ત કર્યો. બિજલ ચારણને આ વાત જણાઇ એટલે સદરહુ બૂરજ પાસે બેસીને રા' ના જયકાએ બોલવા લાગ્યો. આથી રા' એ બારીમાંથી બારોટને દીઠો એટલે તેને ઉપર આવવા સારૂ એક લાકડી દોરડાંને છેડે બાંધીને તે દોરડું નીચે લટકતું મૂકયું જેથી લાકડી ઉપર દોરડું ઝાલીને ચારણ બેઠો એટલે રા'એ તેને ઉપર ખેંચી લીધો ! એ વિષે સોરઠો છે કેઃ—

ચારણ ચઢિયો લોઢ, મથો ગઢે માગશો;
સોરઠ રા' દયાસ, સે હણે ન કહિ કહાડે !

રા' એ બાટને કહ્યુંઃ જે ગમે તે માગ—હું આપવા તૈયાર છું ! ત્યારે તેણે રા'નું માથું માગ્યું. રા' તે આપવા તૈયાર થયો જેની રા'ના કુટુંબમાં જાણ થતાં ત્યાં સૌ આવ્યાં, ત્યારે ચારણને રાણીએ કહ્યુંઃ—

અધા તું આધા થિયે, ભાઇયેછ મંગણિહાર;
તાજી દિયા તકડા દિયાં, હાથી દિયા હલકાર;
ગિનની ચંદનહાર, દે' છડીંધા સરદાર !"

પ્રત્યુત્તરમાં ચારણે કહ્યુંઃ—

ગમર આપ ઘણા, તાજિ આપ તણીસમેં;
મોકે નાંવ મણા, આલો શિર વાલો અભે !

છેવટે રા' દયાસે માથું કાપી ચારણને આપ્યું, જેથી સોલંકી લશ્કર જૂનાગઢ સ્વહસ્ત કરવાને શક્તિવાન થયું ! જગદેવ પરમારને માટે પણ એવીજ એક કથા ભાટ લોકો કહે છે. તેઓના વૃત્તાંત મુજબ જગદેવ જો કે માળવા દેશની ધારાનગરીના ઉદયાદિત્ય રાજાનો પુત્ર થતો હતો છતાં પણ દૈવવશાત્ તે ગુજરાતના પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહની દરબારમાં સેનાપતિની નોકરી કરતો હતો. દૈવયોગે એવો બન્યો કે સિદ્ધરાયની જાડેજી નામક સકળરૂપગુણસંપન્ન પટરાણીના અંગમાં એકવાર કાળભૈરવે પ્રવેશ કર્યો અને તેણીને નાના પ્રકારે સંતાપવા લાગ્યો. જગદેવને આ વાતની ખબર થતાં એક રાત્રે તે ઢાલતરવારાદિ અસ્ત્રશસ્ત્રોથી સજ્જ થઇ રાણીના શયનગૃહમાં છુપાઇ રહ્યો, અને કાળભૈરવનું આવાગમન થતાં તેને સખ્ત શિક્ષા કરી ફરીથી રાણીના શરીરમાં પ્રવેશ નહી કરવાનું તેની પાસે વચન લીધું. કાળભૈરવની માતા ચામુંડાને પોતાના પુત્રની જગદેવે શી અસદ્ગતિ કરી તેની જાણ થઇ ત્યારે પોતાના પુત્રને

છોડાવવાને માટે કાળ ભૂત જેવી, દુર્બળ, ઘરડી, લાંબા દાંતવાળી, કદરબિહામણી, વિખરાયલા વાળવાળી, કપાળે સિંદુરની પિયળ કરેલી, ખભા ઉપર કાળી લોબડી ઓઢેલી, કાળા ઉનનો કાંબળો પહેરેલી, એવી અતિ ડરામણી ડોશીનું સ્વરૂપ ધારણ કરી હાથમાં ત્રિશુળ લઇ કંકાળી ભાટણને વેશે સિદ્ધરાજના દરબારમાં જઇ, ડાબે હાથે રાજેંદ્રને અને જમણે હાથે જગદેવના આસનને આશિર્વાદ દઇ તેણી છેડો માથે ઓઢી નિડરપણે રાવની સામે ઉભી. સિદ્ધરાજે જગદેવને પોતા કરતાં વધારે માન તેણીએ શા સબબસર આપ્યું પૂછતાં તેણીએ કહયું કેઃ મેં યોગ્યજ કર્યું છે। આથી સિદ્ધરાવનું અંતઃકરણ ક્ષોભિત થવાથી તેણે તે કૃત્રિમ ભાટણને કહ્યુંઃ જગદેવ પાસે માગ, તે આપશે તેનાથી હું ચોગણું આપીશ! આથી તેણીએ જગદેવ આગળ જઇ સઘળો વૃત્તાન્ત વિદિત કર્યો, જેથી પરમારે પોતાની સોલંકીણી રાણીની સલાહ પૂછી પોતાનું માથું પોતાને હાથે કાપી કંકાળીને આપ્યું। આ લઇ તેણી રાજા ભણી ગઇ પણ પરમારરાણીને કહેતી ગઇ કેઃ હું આવું તેટલો વાર ધડનું રક્ષણ કરી મંગળ ગીત ગાજે! સિદ્ધરાજ જગદેવનું માથું જોઇ આશ્ચર્યચકિત થઇ ગયો, અને પોતાનું માથું આપવાની હિમ્મત ચાલી નહી એટલે પોતાની હાર કબુલ કરી. આ પછી ભાટણ પરમારનું મસ્તક લઇ તેને ઉતારે ગઇ અને પેલાંજ ધડપર તે માથું મુકી જગદેવને પુનઃજીવતદાન દીધું, જેની પારિતોષિક તરીકે જગદેવે તેણીના પુત્ર કાળભૈરવને તેણીને સ્વાધિન કર્યો! આ કથા ઉપરથી જો કંઇપણ સારાંશ નીકળી શકતો હોય તે એજ છે કે આગળના મનુષ્યો ભાટનાં ગોત્રને કેટલું પ્રતિષ્ઠિત ગણતા હતા।

દરવાણી દર ખોલ, અસાં પરદેશી મંગણા;
કોઇ મંગે લખ કરોડ, અસાં શીરસા સવાલી છું!

ખ્વાજા અમીર બેગ ખોરાસાનના શાહ તેહમાસ્પ સફવીની રાજ્યસભાનો બારોટ હતો. એકવાર શાહની તેના ઉપર ઇતરાજી થતાં તેને એક કિલ્લામાં કેદ કર્યો. એવામાં થોડા દિવસ બાદ સુલતાનની ગેરહાજરી જોઇ તેના શત્રુ અબ્દુલ્લાખાન ઉઝબેગે ખોરાસાનપર એકાએક ચડાઇ કરી તે સર કરી લીધું. આ પછી તેણે શાયર અમીરબેગ ઉપર નીચલો અભિમાનયુકત રૂકકો મોકલ્યો કેઃ

"અય ખાજા! બઅદ અઝીં તમઅ અઝઝેંદગી બેબોર ઝાંરૂકે ગરતે મરનદ ખાની મોકામે મા!" અર્થાત ઓ ખ્વાજા! હવે જીંદગીની આશા મૂકી દે કારણ કે રાજ્યાસન પર અમારી બેઠક થઇ છે। એના પ્રત્યુત્તરમાં શાયરે નીચલી ગઝલ મોકલી જેથી ઉઝબેગને સખ્ત ઝણઝણાટ લાગ્યોઃ

અય બાદ! અગર બઅહલે ખુરાસાં ગુઝર કુની, ઝેન્હાર અર્ઝેહ દેહ બરે ઇશાં પયામે મા!'
વાંગહ બેગુ બરાહે વફા આં ગોરૂહ રા, કાયગસ્તહ કીનેખાહે શોમા ખાસો આમે મા!
કદકે ગુઝરો જહલે શોમા સખત કર્દેહ બુવદ, દર રોકકઅહ બુવદ દરાં રોકકઅહ નામે મા!
'કાયખાજહ! બઅદ ઝીં તમઅ અઝ ઝેંદગી બેબોર, ઝાંરૂ કે ગસ્તહ મરનદ ખાની મોકામે મા!'
અય મુદ્દઇ! મગર નશનીદી કે મીરસદ, શાહે સેતારહ ખયલો સપહર અહતેશામે મા!
બાશદ જવાબે હબ્બર્વઇ ખાની કે કર્દેઇ, બયતી ઝ ગોફતએ હાફેઝે શીરીં કલામે માઃ
'ચન્દાં બુવદ કરીશ્મહો નાઝે સહીકદાન, કાયદ બજલ્વહ સર્વે સનોબર ખરામે મા!'

ભાવાર્થ :: ઓ પવનની લેહરી ! જો તું ખોરાસાનના લોકો તરફ જતી હોય તો તેઓને મારો સંદેશો કહેજે, કે આ પ્રજા જેઓને આપણ સર્વ ધિક્કારીએ છીએ તેઓમાંના એક મારી ઉપર અહંતામમતા ભર્યો પત્ર મોકલવાની સરકશી કરી છે કે: 'ઓ ખાજા ! હવેથી જીવનની આશા છોડ, સબબ કે રાજ્યગાદી અમારી એક થઇ છે !' તેના જવાબમાં હું એટલુંજ કહું છું કે અય ખોટા દાવાદાર ! તે સાંભળ્યું નથી કે અમારો પાદશાહ તારાઓ જેટલું અગણિત લશ્કર લઇ અને આસમાનના જેવા દબદબા સાથે આવે છે ? બાદશાહી માટે જે તું દાવો કરે છે તેનો જવાબ તો હાફેઝની સુંદર લીટીથી અમો આપીએ છીએ કે: સીધાં કદની છોડીઓના નાઝોનખરાં અને ચાળાચસકા તો જ્યારે અમારી સર્વના કદની માશુક પોતાનાં ઉત્તમોત્તમ સૌંદર્ય સાથે આવશે ત્યાં સુધીજ ચાલી શકશે ! આ પછી શાહ તહમાસ્પ સફવીએ જલ્દીજ ખોરાસાન સર કર્યું અને શાયરને તેની નિમકહલાલી માટે સારો સરપાવ આપ્યો. બીકાનેરનરેશ રાજસિંહનો ભાઇ પૃથ્વીરાજ અકબરની દરબારનો એક રણધીર યોદ્ધો તેમજ શૂરવીર બારોટ હતો. એની રૂપસુંદર સ્ત્રી કિરણમયી પણ એક દેવાંગનાજ હતી, કારણ કે એકવાર બાદશાહ અકબરે તેણી ઉપર કુદૃષ્ટિ કરવાથી તેણીએ ભારતવર્ષના ચક્રવર્તિ મોગલ સમ્રાટને ઉંચકી પૃથ્વીપર ફેંકી દીધો અને તેની પાસે "માતા" કહેવાડી માફી મંગાવ્યા પછીજ તેને છોડયો યદ્યપિ સઘળા રજપૂત રાજાઓ અકબરના છત્ર નીચે આવ્યા હતા છતાં પણ મેવાડનો રાણો પ્રતાપ હજી પણ મુસલમાનો સામે ધિક્કારથી જોતો હતો અને તેણે અકબરનું આધિપત્ય સ્વીકારવાની સાફ ના પાડી હતીઃ એ તેનાં સ્વદેશાભિમાન અને જાતિય ગૌરવ માટે પૃથ્વીરાજ પ્રતાપસિંહનો ગાયા પરસ્તાર બન્યો હતો, પરંતુ એકવાર સંજોગવશાત પ્રતાપને અકબર પર સંધિનો પ્રસ્તાવ લખી મોકલવો પડયો. પૃથ્વીરાજ આ બનાવથી અભિન્ન બનતાં તેણે અકબરને કહ્યું: મૈં પ્રતાપકો ભલી ભાંતિ જાનતા હૂં: યહ પત્ર ઉનકા નહીં હૈ, ઔર તો કયા, યદિ આપ અપના તાજભી દેદેં તૌભી તેજસ્વી પ્રતાપ આપકે વશમેં નહીં હોંગે!" આ સ્વદેશ પ્રેમી વીર કવિએ છૂપાછૂપ હિંદુ રાણાને ઉદ્દીપન આપવા તેની ઉપર દોહરા લખી મોકલ્યા કે:

પાતળ રાણા પ્રવાડ મલ, બાંકી ધડા મિભાડ;
ખૂદાંડે કુણ હૈ ખૂરાં, તો ઉભાં મેવાડ !
હિંદુપતિ પરતાપ, પત રાખો હિંદુઆણરી;
સહો વિપત સંતાપ; સત્યસપથ કરિ આપની.
પાતલ જો પતસાહ, બોલે મુખ હૂતા બયણ;
મિહર પછમ દિસ માંહ, ઉગે કાસપ રાવવત !
પટકૂ મૂછાં પાણ, કૈ પટકૂં નિજ તન કરદ;
દીજે લિખ દિવાણ, ઇણ દો મહલી બાત એક !

રાઠોડ વીર પૃથ્વીરાજની આ કવિતા વાંચતાં પ્રતાપને એટલું શૂર છૂટયું કે તેણે નવીન સાહસ કરી દશ હજાર રજપૂતોનું એક તાજું સૈન્ય ભેગું કર્યું અને અકબરને પહેલાં કરતાં વધુ રંજાડવા લાગ્યો અને પોતાની દૃઢ પ્રતિજ્ઞામાં કિંચિંત પણ ડગ્યો નહી ! બાદ પૃથ્વીરાજ પર ઉત્તર લખી મોકલ્યો કે:

ખુસી હૂંત પીથલ કમધ, પટકો મૂછાં પાણ;
પછટણ હૈ જેતૈ પતો, કમલા સિર કેવાણ !

પૃથ્વીરાજની પેઠેજ અબ્દુલ્રહિમ ખાનખાનાન અકબર દરબારનો વિચક્ષણ ભાટ હતો. અને તે પણ મુસલમાન હોવા છતાં પ્રતાપને તેની સ્વદેશ પ્રતિ અને સ્વધર્માભિમાન માટે સહૃદય વખાણતો હતો. એકવાર એનાં કુટુંબની બેગમો રાણાને હાથ સપડાઇ ત્યારે રાણાજીએ તેમની યોગ્ય સત્ક્રિયા કરી તેમને ઘર મોકલી હતી, જેથી પ્રતાપનાં પોતાવટપણા માટે રહિમની શ્રદ્ધા વૃદ્ધિગત થઇ, અને તેનાં એક પ્રત્યક્ષ દૃષ્ટાંત તરીકે તેણે રજપુતાની ભાષામાં પ્રતાપ માટે અનેક દોહા રચ્યા, તેમાંનો એક આ:

ધ્રમ રહસિ રહસિ ધરા, ખિસજાસે ખુરસાણ;
અમર વિસમ્ભર ઉપરે, રખિયૌ નહચૌ રાણ !

સ્કૉટલંડના લૉર્ડ મૅકલીઑડનો ભાટ મૅકક્રીમન નામે હતો. એકવાર મૅકલીઑડે દૂરના દેશ પર ચડાઇ કરવા લશ્કર એકઠું કર્યું, ત્યારે તે વિશ્વાસુ બારોટે સલાહ આપી કે આ અનિશ્ચિત સાહસ ફળીભૂત થશે નહી, પરંતુ તે લૉર્ડે તેનું કહેવું માન્ય કર્યું નહી. મૅકક્રીમનને કુદરતી પ્રેરણા થઇ હતી કે આ લડાઇમાંથી તે પોતે જીવતો આવવાનો નથી ! એ ઉપર તેણે ગેલીક ભાષામાં એક કાવ્ય જોડયું જેનો રાહ આ પ્રમાણે છે: Cha tille mi tuille ged "'llia Macleod cha till Mackrimmon !" ("હું પાછો કદિ આવીશ નહી ! મૅકલીઑડ પાછો ફરશે, પણ મૅકક્રીમન કદિ આવશે નહી !") આ તેની ભવિષ્યવાણી ખરી પડી હતી, અને ત્યારથી આ પણ એક રણગીત ગણાવા લાગ્યું ! એજ પ્રમાણે કેડવૅલૉન નામે એક વૅલ્શ બારોટ માટે કહેવાય છે કે તે પણ પોતાનું મોહત ચેત્યો હતો જેથી મરણ શય્યા ઉપર પોતાનું વાજીંત્ર મંગાવી એક મોહતનું ગીત ગાઇ આસપાસનાઓને ફરમાવ્યું હતું કે આજ ગીત મારી ઉત્તરક્રિયા વખતે ગાવું ! એક સૅક્ષન રણગીતનો થોડોક ભાગ નીચે આપીએ છીએ:

All must perish !
The sword cleaveth the helmet;
The strong armour is pierced by the lance:
Fire devoureth the dwelling of princes.
Engines break down the fences of the battle.
All must perish !
The race of Hengist is gone—
The name of Horsa is no more !
Shrink not then from your doom, sons of the sword !
Let your blades drink blood like wine !
Feast ye in the banquet of slaughter !
Strong] be your swords while your blood is warm !
And spare neither for pity nor fear !
For vengeance hath but an hour !
Strong hate itself shall expire !
I also must perish !

"સિંધ દેશમાં પાવર ધરતી છે તેનો શેરપાવર નામે રાજા હતો તેને મૂળનક્ષત્રમાં એક કુંવરી અવતરી. જોષિએ રાજા શેરને કહ્યું કે એનું મુખ જોશો તો તમો આંધળા થશો! આથી પાષાણહૃદયી પિતાએ સુકોમળ સુંદરીને રાતોરાત જંગલમાં મોકલાવી દીધી! બીજી સહવારે હડમતિયા કુંભારના જોવામાં તે આવ્યાથી તેણે તેણીને પોતાને ઘેર લઇ જઇ પાળી અને તેણી મોટી થતાં તે તેણીને મજેવડી ગામે લઇ ગયો. એ સમયે પાટણના પ્રજાપાલક સિધ્ધરાજ જયસિંહના ચાર દસોંદી ભાટ નામે લાલાભાટ, ભંગડભાટ, ચંચભાટ અને ડખલભાટ પરદેશગમન કરતા મજેવડીમાં આવી પહોંચ્યા જેમણે કુંભારની દીકરી રાણકની ખૂબસુરતીનાં વખાણ સાંભળી તેણીને સિધ્ધરાજની રાણી બનાવવા હડમતિયાને કબાણ કર્યું અને કુંભારે તે ન છૂટકે કબૂલ કર્યું. એવામાં જૂનાગઢના ચુડાસમા રા'ખેંગારને જાણ થઇ કે તેના મુલકમાંથી સિદ્ધરાજ એક સુંદર કન્યાનું હરણ કરે છે, જેથી તેણે દેસલ અને વિસલ નામે બે ભાટો સાથે ખાંડું મોકલી રાણકદેવીને બળાત્કારે જૂનાગઢ બોલાવી મંગાવી લગ્ન કરી દીધાં! આથી સિધ્ધરાય મોટું લશ્કર લઇ જૂનાગઢ આવ્યો અને તેને બાર વ. સુધી ઘેરો ઘાલ્યો, પણ છેવટે રા'નો ભાણેજ ફુટવાથી કિલ્લો સર થયો, રા' ખેંગાર મરાયો અને રાણકદેવી સતી થઇ! તાસંબંધે સિદ્ધરાજના રાજ્યારોટ હેમચંદ્રે તેને તેનાં શરાતન માટે વખાણ્યો છે કે:

भूमिं कामगवि स्वगोमयरसैरासिंच रत्नाकरा।
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुंभी भव॥
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणा स्तोरणा।
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेतिसिद्धाधिपः॥

"સિધ્ધરાજ પૃથ્વી જીતીને આવે છે, માટે ઓ કામદુધા! તમે તમારા ગોમયરસવડે ધરતિનું સિંચન કરો! ઓ સમુદ્ર! તમે મોતીના સ્વસ્તિક પૂરો! ઓ ચંદ્ર! તમે તમારા પૂર્ણ તેજથી પ્રકાશ કરો! ઓ દિશાના હાથીઓ! તમે તમારી સુંઢો વડે કલ્પતરૂના પાંદડાંનું તોરણ ધારણ કરો!" એ પ્રમાણે ઘણીકવાર ભાટો કજીયા અને સંતાપનું પણ મૂળ થઇ પડે છે. શંકર બારોટે ભૂવડની દરબારમાં જયશિખરની બહાદુરીની પ્રશંસા કરી જેનું પરિણામ એ આવ્યું કે જયશિખર યુધ્ધમાં મરાયો, તેનું રાજ્ય ટુકડેટુકડા થઇ ગયું, અને તેની સગર્ભા રાણીને વનવાસ સહન કરવો પડ્યો! વિગ્રહ પ્રસંગે બારોટોની અન્યોન્ય કાવ્યચમત્કૃતિનું એક ઉદાહરણ આપેલું અસ્થાને નહિ ગણાય. સુલતાન સંજર સેલજૂકીએ ખ્વારઝમની પાદશાહી શાહજાદા અત્સીઝને આપી હતી જેણે સુલતાનથી સ્વતંત્ર થવાનો પ્રયાસ કરતાં સંજર મોટા સૈન્ય સાથે ઉતરી આવ્યો જેથી અત્સીઝ હઝારઅસ્પના કિલ્લામાં ભરાઇ બેઠો અને ભાટ રશીદ વત્વાટ પાસે લખાવી મોકલ્યું કે:

મરા બા મલેક તાકતે જંગ નીસ્ત; બસુલેહશ મરા નીઝ આહંગ નીસ્ત;
મલેક શહરયારસ્તો શાહે જેહાન, ગુરીઝ અઝ ચૂનીન પાદશાહ નંગ નીસ્ત!
અગર બાદ પાયસ્ત યકરાને શાહ, કમ્યતે મરા નીઝ પા લંગ નીસ્ત;
બખ્વારઝમ આયદ બસીસ્તાન રવમ, ખુદાએ જેહાનરા જેહાન તંગ નીસ્ત;

યાને—પાદશાહ સાથે લડવાની મારામાં શક્તિ નથી તેમજ તેની સાથે સંધિ કરવાનો પણ મારો વિચાર નથી। બાદશાહ દુનિયાનો સુલતાન છે અને એવાથી ન્હાસવું એમાં કંઇ પણ શરમ નથી। સુલતાનનો ઘોડો જો કે તેજ ચાલનો છે છતાં મારો તોખાર કંઇ લંગડો નથી। સુલતાન ખ્વાર્ઝમ પરથકી આવે છે તો હું રીસ્તાન જાવું છું—પૃથ્વી બન્ને માટે જોઇએ એટલી પહોળી છે! આ વાંચી સંજરે હઝારઅસ્પને ઘેરો ઘાલ્યો. એની દરબારમા શાયર અન્વરી હતો તેણે સુલતાનની પ્રશંસા કરનારૂં એક કાવ્ય રચી એક તીર મારફતે તે હઝાર અસ્પના કિલ્લાપર દુશ્મનની છાવણીમાં મોકલ્યું। શત્રુઓએ તે ખોલીને જોતાં તેઓએ તેમાં વાચ્યું કે:

અયશાહ! હમે મુલ્કે જેહાન હરબ તોરાસ્ત, એઝ દૌલતો એકબાલ શહી કરબ તોરાસ્ત।
ઇમરોઝ બયક હોમ્લહ હઝારઅસ્પ બેગીર, ફર્દા ખાર્ઝમો સદ હઝાર અસ્પ તોરાસ્ત।

"હે પાદશાહ! આખી દુનિયાની સલ્તનત તારીજ છે, અને તારા વ્યવસાય તરીકે નસીબએ તને પાદશાહી આપી છે! એકજ હુમલામાં તું આજે હઝારઅસ્પનો કિલ્લો લઇ લે, ને આવતી કાલે એક લાખ ઘોડા સાથે આખું ખ્વાર્ઝમ તારે તાબે થશે।" એના ઉત્તરમાં રશીદ વટવાટે પોતાના સુલતાન અત્સીઝની તારીફ કરી કે:

ગરદા કે બજામત મયી સાફીસ્ત ન દોર્દ, અયદાએ તો અઝ ગુસ્સહ ખૂન બાયદ ખોર્દ;
ગર ખસ્મે તો. અયં શાહ બુવદ રોસ્તમ ગોર્દ, યક ખર ઝ હઝાર અસ્પ નતોવાનદ બોર્દ।

"હે શાહ! તારાં પ્યાલાંમાં સ્વચ્છ શરાબ છે અને નહીકે કચરો, જ્યારે તારા દુશ્મનોને તો ગુસ્સાના માર્યા લોહી પીવું પડે છે। અગર જો બહાદૂર રૂસ્તમ પણ તારો શત્રુ થઇને આવે તો પણ તે તારા હઝાર અસ્પમાંથી એક ગધેડો પણ લઇ જઇ શકે નહી।" જ્યારે શાહ સંજરનાં વાચવામાં અત્સીઝના ભાટ વટવાટની આ સતરો આવી ત્યારે ક્રોધથી તે રાતો પીળો થઇ ગયો અને તેજ ક્ષણે અને તેજ સ્થળે સોગંદ ખાધા કે રશીદ જો હાથમાં આવે તો તેનાં શરીરના સાત ટુકડા કરવા। થોડા વખ્ત પછી તે કિલ્લો તે સર કરી શક્યો, અત્સીઝે પલાયનમ કર્યું, અને વટવાટ કોઇ ઠેકાણે ભરાઈ બેઠો, પરંતુ શાહ સંજરનો સેક્રેટરી નજીબ-ઉદ્-દીન મુનશી રશિદનો મિત્ર થતો હતો તેણે એક વાર ટાણું જોઇ શાહને કહ્યું કે: "જેહાપનાહ! વટવાટ (જેનો શબ્દાર્થ 'ચકલી' પણ થાય છે) એક અત્યંત ન્હાનું પક્ષી છે, જેના સાત તો શું, પણ બે કકડા કરવા પણ અશક્ય છે!" આ યુક્તિપૂર્ણ કથનથી શાહ પ્રસન્ન થયો અને વટવાટને માફી બક્ષી. એકવાર અકબર પોતાના એક રાજકવિ પર ખફા થયો અને તેને પોતાનું રાજ્ય છોડી જવાનો આદેશ દીધો. કેટલાક દિવસ પછી અકબર એક જંગલમાંથી ઘોડેસ્વાર થઈને જતો હતો ત્યારે તેણે એક શખ્સને ઝડપથી ઝાડપર ચઢી જતાં દીઠો. ત્યાં જઇ જુવે છે તો પેલાજ કવિરાજ! "કેમ તું હજી અહીંજ છે?" શાહે પુછ્યું, "મેં તને દેશપાર કર્યો હતો ને?" "શું કરૂં, નામદાર?" તેણે હાજર જવાબ કર્યો "હું ઘણી જગાએ ફર્યો પણ જ્યાં પણ કોણનું રાજ્ય છે?" પૂછ્યું તો સઘળે 'અકબરનું!' એવોજ જવાબ મેળવ્યો, જેથી નાચાર થઇ હવે તો પેલી દુનિયામાં જવાનો નિર્ણય કર્યો છે, અને આ ઝાડપર ચઢ્યો છું તે મારી સફરનું પહેલું પગથ્યું છે!" આથી સ્મિત હાસ્ય કરી અકબરે તેની શિક્ષા

૨૬ કરી | ઇ.સ. ૧૮૩૦ની ફ્રાંસની રાજકીય ચળવળ વખતે 'La Parisienne" નામક એક પ્રજા ગીત કાસિમિર ડેલાવિને જોડયું હતું જે "૧૮૩૦નું માર્સાઈ" કહેવાય છે જેમાંની એક કડી નીચે પ્રમાણે છે:

Paris n'a plus qu'un cri de gloire:
En avant marchons,
Contre leurs canons,
A travers le fer, le feu des battailons,
Courons a la victoire!

એવું જણાય છે કે બહુ પુરાણા કાળથી માટયારણ્ગે રણાંગણમાં યોદ્ધાઓને વાંસળી વગાડી શૂર ચઢાવતા હતા. યુરોપમાં શિલ્પશાસ્ત્રનાં ૬૦૦૦થી પણ વધુ વર્ષોનાં પ્રાચીન ખંડયેરો પર વાંસળીનું ચિત્ર જોઇ શકાય છે !ક્રીસોસ્ટોમ નામક લેખકના જણાવવા પ્રમાણે ૧૮૦૦ વર્ષની વાત પરથી 'બેગ-પાઇપ'પણ હસ્તી ધરાવતી હતી ! ઇંગ્લંડની અંદર તેની આમદ પીકટ (Picts) લોકોથી થઇ હતી. સ્કૉટલેંડની અંદર તો વાંસળીની જે રાહ અનાદિ કાળમાં હતી તેજ અદ્યાપિ અવિચ્છિન્ન વંશપરંપરા ચાલતી આવેલી છે, હાલના યુરોપી મહાવિગ્રહમાં પણ વાંસળીની હસ્તી માલુમ પડે છે. ઉત્તર અમેરીકાના ઇન્ડયનોમાં વાંસળી એ સુલેહનું ચિન્હ ગણાય છે. "હાર્પ" વાદિત્ર પણ લડાઇમાં એવોજ ભાગ ભજવતું આવ્યું છે, જેનાં પરિણામે આયર્લંડના એક ડેવિડ નામે રાજાએ તો એને રાજકીય સંજ્ઞા બનાવ્યું હતું, અને ઇંગ્લંડના હેનરી આઠમા અને જેમ્સ પહેલાએ પણ એજ પ્રમાણે કર્યું હતું. બાઇબલ પ્રમાણે જુબલ એ હાર્પ વગાડનાર બારોમાં સૌથી પહેલો હતો જેને માટે કહે છે: "He was the father of all such as handle the harp & the organ." (Genesis IV, 21) આધુનિક સમયમાં શૂરવીરોની ગેરહાજરી, રજપૂતોનું કાયરપણું, ભાટ ચારણોની અધોગતિ, અને રાજકર્તાઓના વિલાસીપણાં માટે એક ભાટ અફસોસ કરી કહે છે કે:-

પ્યાલી પૈ પ્યાલી પી પી ખાલી કિયા કરૌ પીપે,
નશા કરૌ આઠુ ભંગ ચરસ અફૂતી કો !
ઘરકો બિગારો રાર ધારો ઘર વારિન સો,
કરૌ વાર બનિતા કૌ માન પસા દૂતી કો !
સોહા કરિબેકી જગહ હો હા કરો સિખો મત,
અસ્ત્રશસ્ત્ર વિદ્યા રણચાતુરી નિપૂતી કો !
દેદાકે કપૂતો રાજપૂતો ડુબ મર જાઓ !
નામ ના લજાઓ બીર પ્યારી રજપૂતી કો !

જેવા બારો શૂરા હોય છે તેવીજ શુરી તેમની સ્ત્રી જાતિ પણ છે એ ભૂલવું જોઇતું નથી. માણિયા ગામમાં એક ચારણ જાતિની સ્ત્રી નાગબાઇ નામની રહેતી હતી, તેણી સુરૂપા તેમજ પતિવ્રતા હતી, જેણીના વખાણ સાંભળી સોરઠનો રા'માંડળિક તે ગામ ગયો, ત્યાં તે બાઇની છેડ કરી તે ઉપરથી તેણીએ શાપ દીધો કે: "જેવી રીતે હું તારી આગળથી ફરી

જાઉં છું તેવી રીતે તારી ભાગ્યદેવી, તારાથી વિમુખ થઇ, તારા શત્રુ મુસલમાનને વરશે !" એમ કહી તેણી ચાલી ગઇ. મંડળિક શરમિંદો થઇ જૂનાગઢ પાછો ગયો. નાગબાઈ દોહા બોલી હતી તેમાના થોડાક નીચે પ્રમાણે છેઃ—

ગંગાજળ ગઢેશા પંડ, તારૂં હતુ પવિત્ર;
વીજાવે રગત ગયાં, મને તો વાળા મંડળિક,
ચુંડારા ચારણ તણું, વચનજ માને વીર,
નેવાં તણા નીર, મોભે ન ચડે મંડળિક.
પોથાને પુરાણ, ભાગવતે મિળસો નહિ,
કલમો પડસો કુરાણ, મું સંભારસ મંડળિક,
છસે રા'ની રીત, રા' પણ રે'શે નહિ,
ભમતો માગસ ભીખ, મું સંભારસ મંડળિક.

સ્કૉટલંડ દેશના ઇતિહાસમાં ટૉમસ નામનો એક ચારણ (Thomas the Rhymer) અગ્રગણ્ય ભાગ ભજવે છે. એ એક ઉત્તમ બારોટ હતો એટલુંજ નહી પણ એક ભવિષ્યવેત્તા પણ હતો અને ઇસુની ૧૩ મી સદીની શુરૂઆતમાં થઇ ગયલો મનાય છે. અર્લસ્ટન નામના બર્વિકશાયરની પશ્ચિમે આવેલાં એક પૂરાતન અને ઐતિહાસિક ગામમાં આ ભાટ જમીન ધરાવતો હતો અને મરણ પણ ત્યાંજ પામ્યો હતો, જેની કબર ઉપર લેખ કરવામાં આવ્યો છે કેઃ "Auld Rhymour's Race, Lies in this Place!" એનાં માનમાં એની ઘેરની પાસેની ખીણ "Rhymer's Glen" કહેવાતી, જેનું એક ચિત્ર પણ ટર્નરે દોર્યું હતું, અને તે પુરાણી જગાએ મરાયા ઍડજવર્થ અને સર વૉલ્ટર સ્કૉટે ઘણા સુખી કલાકો પસાર કર્યા હતા. વૉલ્ટર બાવર નામક એક પાછલા ભાટના વૃત્તાંત પરથી જણાય છે કે ડન્બારના અર્લે એકવાર ટૉમસને 'આવતી કાલે શું થશે?' પૂછતાં તેણે કહ્યું હતું કેઃ 'સ્કૉટલંડનો રાજા ત્રીજો ઍલેકઝાંડર મરણ પામશે!' જે વાણી અક્ષરશઃ ખરી ઠરી હતીઃ સ્કૉચ નરવીર વિલ્યમ વૉલેસની તવારીખ લખનાર અંધ ભાટ હૅરીએ, તેમજ "Originale Cronykil of Scotland" ના લેખક ઍન્ડ્રો વિન્ટને તેમજ "બ્રુસ"ના ભાટ લેખક બાર્બરે પણ ટૉમસની ભવિષ્યવાણીઓ વિષે ઇશારા કર્યા છે; તેજ પ્રમાણે નૉરહામનો કૉન્સ્ટેબલ સર ટૉમસ ગ્રે જે ઍડીનબરોના કિલ્લામાં ૧૫૫૫ માં કેદ પડયો હતો તેણે ત્યાં નૉર્મન-ફ્રેંચ "Scalacronica" નામક ગ્રંથ રચ્યો હતો જેમાં પણ તે ટૉમસને સંબોધી લખે છે; "Banastor ou de Thomas de Ercildoune...furount ditz en figure." એકવાર ટૉમસ રાહીમરે ભવિષ્ય ભાખ્યું હતું કેઃ

Betide, betide, whate'er betide.
There'll aye be Haings at Bermesyde!"

આ ચારણની ભવિષ્યવાણી એટલી બધી ખરી પડી હતી કે ૧૨૯૭ માં તે મરણ પામ્યો ત્યારે આમ લોકોએ તો તેને એક પયગમ્બરનોજ દરજ્જો આપ્યો! આથી તે વખતના ઘણા વિદ્વાન માણસો પણ આશ્ચર્ય અને અચંબો કરવા લાગ્યા, અને વિન્ટન પણ કહે છેઃ "*He sayd it in his prophecy; But how he wist it was ferly!*" એને વિષે

લોકમાન્યતા એવી છે કે ટૉમસને એકવાર પરીઓ પોતાની રાણી આગળ લઇ ગઇ, જેણીએ તેને 'ભવિષ્યનું જ્ઞાન' આપ્યું અને સાત વર્ષ પોતાની સાથે રાખી પાછો તેને દેશ મોકલી દીધો. ઇંગ્લંડના ત્રીજા ઍડવર્ડની સાથે સ્કૉચ લોકોને થયલી ડુપ્લીન અને હૅલીડનની લડાઇઓ વિષે પણ તેણે પોતાના દેશીઓને અગાઉથી ચેતાવ્યા હતા. બીશપ સ્પૉટીસવુડના જણાવવા પ્રમાણે "ઇંગ્લંડ અને સ્કૉટલંડના રાજ્યો એક એવા રાજાથી જોડાશે કે જેની મા ફ્રેંચ હશે અને જે રૉબર્ટ બ્રુસનો ૯ મો વંશજ હશે." એ તેની ભવિષ્યવાણી સ્કૉટલંડના જેમ્સ ૬ ઠા અને ઇંગ્લંડના જેમ્સ ૧લાના બાબમાં ફળીભૂત થઇ હતી. વળી ફ્લૉડનની નાશકારક લડાઇમાં જેમ્સ ચોથાની હાર તેમજ તેના અને જ્યોર્જ ડગલાસનાં મરણ વિષે પણ તેણે અગાહી દીધી હતી, અને દેશની શી સ્થિતિ થશે તે માટે પણ તેણે જણાવ્યું હતું કે:

*But then the lilye shal be loused when they least think;*
*Then clear king's blood shal quake for fear of death:*
*For churls shal chop off heads of their chief beirnes,*
*And carfe of the crowns that Christ hath appointed.*

(અપૂર્ણ.)

———:o:———

# સંસારનો ફાંસો.

લખનારઃ—દારાં કાપડીયા.

### પ્રકરણ ૩૭.

તે આખ્ખા દીવસ દરમીયાન પ્રીસીસ નોરમનની રીતભાતમાં કાંઈ એવું ઝનુની, કાંઈ એવું અચોકકસ, કાંઈ એવું વિચીત્ર હતું કે નાજાં પારખને ઘણી ચટકફટક થયા કીધી; તે બાપડીના નાજુક જીગરમાં કોઈ ઘણો ભયાનક ધાસ્તીનો ખટકો થયા કીધો, પણ તે ઘેરમાં કોઈબી એવું હતું નહિ કે જેની કને જઈ તે પોતાની ભયનો સ્ફોટ કરી શકે. તે સુંદરીએ મીસીસ નોરમનને તે એમેચ્યુઅનો નાટક નહિ જોવા જવા વાસ્તે સમજાવવાના અનેક પ્રયત્નો કર્યા; તેણીએ એટલે સુધી કહ્યું કે પોતે મીસીસ નોરમનના ડ્રેસીંગ રૂમમાં ગઈ, તેનું બંધ બારણું ખોલાવ્યું અને પોતે કાંઈ વાત કરવા માંગતી હતી એવું કહી તે શેઠાણીની મેડને પણ ત્યાંથી તરત દુર કરાવી નાંખી.

"મીસીસ નોરમન," તે કોમલાંગી બોલી; "ખુદાને ખાતર તમે જરા માહરૂં સમજો! આજે હું તમારે કાજે સુખી થઇ શકતી નથી; તમારો અવતારજ બદલાઇ ગયલો લાગેછ-તમે ઘણાં સીક દીસોછ?"

પરંતુ જવાબ દેવાને બદલે મીસીસ નોરમન તો ફરી ગઈ અને સામેની મોટી આરસીમાં પોતાના પડછાયાને ટીકીટીકીને જોવા લાગી.

"હું માંદી જેવી નથી લાગતી," તે ધીમાં અવાજે બોલી.

નાજાં પારખ તે ઇંગ્લીશ અબળાની વધારે નજદીક ગઇ, અને મીસીસ નોરમનની ખોલ્લી ગરદન આજુબાજુ પોતાના હાથ ભેરવ્યા; પછી એક અબળાની દીલસોજીથી દોરવાઇ, તે વાંકી વળી અને તે બાઇનાં ગાલો ચુમ્યાં. મીસીસ નોરમન તો જાણે સર્પે દંખી હોય તે મીસાલ ચમકી-ઝબકી ને નાજાંને આંચકો મારી ઉઠીને ઉભી થઇ. તેણીનો ચેહરો લાલચોળ થઇ આવ્યો હતો.

"એમ ના કરતી!" તેણીએ ઉશકેરાઇને પુકાર્યું. "ફરીથી એમ કદી કરતી નાં. તું મને પાછી માણસાઇ અવતારમાં લાવી મુકશે, અને માહરૂં જીગર તો પત્થર થઇ ગયુંછ. છેલ્લાં બે વરસ થયાં મને કદી કોઇએ કીસી દીધી નથી."

નાજાં પારખ ગરમ, ગમખ્વારીનાં મુંગાં આંસુએ રડતી એક ટેબલનો ટેકો લઇ ઉભી.

"મને કેહો," તે મધુરીએ નમ્ર હલકે પુછયું. "આજે સહવારે તમે કયાં ગયાં હતાં ?"

તે ઉમરવાળી અબળાના ચેહરાએ જરા વાર સેહજ ઠલ રંગ પકડયો, પણ પછીથી તો ત્યાં મોહત કરતાંબી બદતર ફીકાશ ફેલાઇ રહયો.

"તું તે કાંય જાણવા માંગેછ ?" તેણીએ શકથી આંખો ચુંચી કરી સવાલ કર્યો.

"કાંઇબી ખાસ કારણોસર તો નહિજ," નાજાંએ જવાબ દીધો. "ફક્ત હું તમારે વાસ્તે બહુ આતુર છેઉં, ને વળી આજે આખ્ખો દીવસ તમારી તબીયત ઠીક લાગતી નથી. આજે રાતે જવાનું માંડી વાળો, ભલાં મીસીસ નોરમન–તમારો ચેહરો આતશની માફક જળેછ અને તમારા હાથો તો બરફ કરતાં બી ઠંડા છે !"

"હું પેલાં પીછાંઓથી તેને ગરમ કરવા ચાહુંછ," મીસીસ નોરમને ઘણું કડવાસથી હસીને ટકોર કીધી.

"મરંવા દેઓની એ પીછાંને," નાજાં બોલી, "હું તદન ખાત્રી પુર્વક છેઉં કે એ પીછાંના સંબંધમાં તમારા ધણી જેટલા દલગીર થયાછ તેટલાજ પસ્તાયછ બી; હું તેવણના ચેહરા ઉપરથી તે વાંચી શકુંછ."

"તું એમ ધારેછ ?" મીસીસ નોરમને આતુરતાથી પૂછયું, "આહ, મને કેવો કરાર થાયછ ! પણ પેલી કારમખી નથી પસ્તાતી; એ તો ખાઇ પીને સ્ટેજ ઉપર પીછાં પેહડી આવવા મથેલી છે, અને લોકો બધાં માહરી મશકેરી કરે !"

"તમે એ અબળા વાસ્તે કાંય નથી ભુલી જતાં ?" નાજાંએ કાલાવાલા કર્યા, "એના ચેહરાની ખુબસુરતી ને અવાજની મધુરતાએ એ લોકોને ભાણ ભુલાં બનાવી દેછ. પણ યાદ રાખજો કે ખુબસુરતી જરૂર ઝાંખી પડશે ને અવાજ જરૂર મરી જશે. ખુદાને ખાતર એને ભુલી જાઓ !"

"આજના દીવસ પછી હું જરૂર ભુલી જવશ," મીસીસ નોરમને ઘણાં ગંભીર સરોદે કહયું, "પણ આજે તો હું એને એની સઘળી કુંકરાઇ સાથે પેલાં પીછાંમાં જોવા માંગુંછ. માત્ર આજની રાત ને પછીથી હું એક નાટક જોવા કદી પણ જવાની નથી."

જયારે તે શેઠાણીનું મનજ તે બીના ઉપર ચોંટી ચીટકીને બેઠેલું હતું ત્યારે તેમાં હરકત નાંખવાનું તે મધુરી માહુંબુબને ઘણું કુર લાગ્યું, કદાચ તેણી પોતાનો બોલ પાળશે, અને આજની રાત પછી હંમેશ વાસ્તે તેણી પેલી ફ્રેડાને ભુલી જશે.

"તમે એમ એકાંતમાં છુપાછુપ શા વાસ્તે જવા માંગોછ ?" નાજાંએ પ્રશ્ન કર્યો.

પણ તે સવાલનો જવાબ નાજાને મળ્યો નહિ; મળ્યો ખરો, પણ એવો કે જેનો તે કાંઇ મીનીંગ ઉપજાવી શકી નહિ. તકરાર કરવાનું તમામ ફેકટનું હતું; તે છતાં નાજાને તો કોઇ ભયાનક ચીજનો ખટકો થયાજ કરતો હતો, કે જે શું હતું તે બાપડી જાણી કે સમજી શકી નહિ.

તેઓ સાથેજ જમ્યાં; મી૰ નોરમન તો ઘેરમાં હતો નહિ, અને જમતી વખતે તેઓ વચ્ચે કાંઇ આઝી વાતચીત થઇ નહિ.

"આપણે ગાડીમાં જઇશું ?" નાજાએ પુછ્યું.

"નહિ. નહિ. આપરે કેબ સ્ટેન્ડ સુધી ચાલીનેજ જઇશું."

તે આંખોમાં કાંઇ ઘણાં ઘાડા અર્થસુચક ચમકારાઓ થતા હતા. જેને તે કોમળાંગીને બહુ બીહઘરાવી. તેણીએ ખરાં જીગરથી ઇચ્છયું કે મી૰ નોરમન ઘરમાં હતે-તે, સઘળો જોખમ ખેંચી. તેની આગળ જતે ને પોતાની ધણીઆણીને ઘેરની બાહાર નહિ નિકળવા દેવાની તાકીદ કરવા સમજાવ્યું હતે. પછી જે તમામ સાદો હેસ મીસીસ નોરમને પેહડયો તેનાંથી તેણી અજાયબીથી ચમકીજ ગઈ.

તેઓ ઘેરની બાહાર પડયાં, કે તરત થોડાં ડગલાં ચાલી તેઓને એક કેબ મળી ગઇ જેમાં બેસીને ઠીએતર ઉપર હંકારી ગયાં. તે જો કે એક એમેચ્યુરઝની ટોળકીનો નાટક હતો, છતાં ઠીએટર રાબેતાં કરતાં બી વધુ ચીકાર થઈ ગઈ હતી; તે બે બાળાઓને ઘણી મોટી મુશકેલીથી એકદમ નીચેના વર્ગની બે ટીકીટો-તેણી છેક ખુણામાં મળી શકી પણ તે છતાં એટલું નશીબવંતુ હતું કે ઠીએતરમાંનું એકેએક ખુણું તેઓ ત્યાંથી જોઇ શકતાં હતાં.

"જો, જો !" મીસીસ નોરમને પોતાનો ઉશકેરાયેલો અવાજ જેમ તેમ દાબી ઘણું ધીમેથી કહયું, "તું આય બધી બાઈઓને જોઇ શકેછ ? એઓમા માહરી ઘણી કેહવાતી સહીઓ છે. પેલી એક મીસીસ સીડની, કે જે માહરો હાથ હંમેશાં ઘણી માયાથી પકડેછ તે માહરા ધણીને લગતી સૌથી છેલ્લામાં છેલ્લી ગપો કહેછ, પેલી મીસ ડોલસ્કી કે જે હંમેશાં આંખમાં આંસુઓ સાથેજ માહરી સાથે વાતો કરેછ ને કેહછ કે એ એકટ્રેસ ફેરા કદી બેહસ્તમાં જઈ શકવાની નથી.—અને હવે એ બધાંઓ આજે એ ફેરાને વખાણશે ને માહરી ઠઠ્ઠા મશ્કરી કરશે, કાંયજે હું એકદમ સાદા ચેહરાની છેઉં."

અને એટલું બોલવાનુ તે અબળાએ પુરૂં કીધું કે તરતજ તે મકાન મોટા પોકારોની ગજનાથી બધું ધ્રુજી રહયું. આવકારના સાહદો, તાલીઓના ગગડાત અને ફુલોના વરસાદથી તે ઠીએતરનો એકેક પાયો જાણે ધમધમી આવ્યો; અને કાનના બેહર ફાડી મૂકે તેવા તે અવાજમાં ખુબસુરત ફેરા નમન કરતી અને હસ્તી સ્ટેજ ઉપર ઉભેલી હતી. 'ખુબસુરતી' શબ્દ તેણી વાસ્તેના વર્ણન માટે પુરતો નથી.

ખીહક ફેલાવનારી લાગતી હતી. તેણીએ પેલા ડાયમંડ નેકલેસ ને ક્રોસ પેહર્યો હતો જ્યારે તેણીના બાલમાં ડાયમન્ડ સ્ટારઝ મુકેલા હતા.

"પેલા ડાયમંડસ પાછા!" મીસીસ નોરમન બોલી, "એ પેલા નવાબ જેહાંગીરે આપેલા રૂબીઝ કાંય નહિ પેહડતી હોશે?"

નાજાએ જવાબ કર્યો નહિ; તેણી તો તેણીની સાંમેના તે ચીત્ત ચોરી લેનારાં 'વીઝન'ને વખાણવામાં ગરક ગઈ હતી.

"લોકો એનાં ઉપરથી કેવાં મરી ફીટેછ!" મીસીસ નોરમને જારી રાખ્યું. "એ લોક આય બધી ધામાંધુમી કરતાં કયારે થોભશે? વોટ નોનસનસ–એને હજી તો એની હોઠો પણ ખોલ્યા નથી: યુ સી, એ લોકો એનાં ચેહરાનાં વખાણ ગાયછ–એનાં પોતાનાં નહિ."

તે નાટક–બલ્કે એક ઓપરેટા ઘણો સરસ હતો. પેહલ્લા અંકમાં ફ્રેડા એક રાણી તરીકે રજુ થઇ હતી. તે તેનાં ભાગને ઘણો અચ્છો ઇંનસાફ આપતી હતી–તે પાર્ટને તે તદન લાયક હતી; અને જ્યારે એક સીનની આખેરીએ તેણીએ પોતાનાં માથાં ઉપર એક તાજ મુકી આ શબ્દો કહ્યાઃ "હું રાણી છઉં," ત્યારે તેણીનું જુસ્સાદાર, ઉશકેરાયેલું ઓડયન્સ સાવ દીવાનુંજ બની ગયું!

ઓહ, તેણીને પાછી અને પાછી બોલાવવામાં આવી! 'ખુબસુરત ફ્રેડા'નું નાંમ દરેકનાં હોઠો ઉપર હતું; ફુલો અને ગજરાઓનાં એક ઢગ તેણીનાં પગો આગળ આવી પડયો!

પછી નાટકનો તે સીન આવ્યો કે જે જોવા ખાસ તે ઓડયન્સનું ફેશનેબલ લોક આવ્યું હતું–પોતાનાં ધણીથી નાહસી છુટેલી તે રાણી એક ખેડુતની ઝુંપડીમાં આવી પડી હતી અને તેણી પાસે રાણી તરીકે દાવો કરવા કોઇબી ચીજ હતી નહિ, સીવાય એક ઘણાંજ મોંઘાં પીછાંની જોડ, કે જેની બેમુળ કીંમત તે ભુલી ગયેલી કેહવાતી હતી. ફ્રેડા એક રાણીનાં દમામદાર કપડામાં પુરતી ખુબસુરત હતી; કીંતુ એક ખેડુતનાં અવતારમાં તો તે કોઇ અજબ ઝલેહ મારી રહી હતી. તેણીના ચળકતા કાળા બાલ સુંદર વેલની માફક ખભાં ઉપર વેરવીખેર થઇ પડયા હતા; તેણીના સફેદ હાથો, જેઓ વટી તે પેલાં પીછાંને સાચવતી હતી તેઓ જોવા વાસ્તે ઘણાં અજબ ભર્યાં હતા. લોકોની નજર તેણીની ખુબસુરતી ઉપર જેમ જેમ વધારે પડતી તેમ તેમ લોકો તેણી ઉપર દીવાના બની જવા લાગ્યાં–તેઓ ઘેલાં, છાકટાં બની ગયાં હતાં!

તે એક ઘણો ફક્કડ એકટ હતો–બહુ અજબ ભરેલી રીતે ભજવાતો ને ટકાવી રાખવામાં આવેલો હતો. તે સખ્ખત, ઠંડી આંખો જે એકટ્રેસની દરેક હીલચાલ તપાસતી હતી તે વધારે ને વધારે ક્રુર બનતી ગઇ–તેઓ ધીક્કાર ને ક્રોધથી બળતી હતી; અને જ્યારે તેણીએ તે પીછાંને સ્ટેજ ઉપર જોયાં ત્યારે મીસીસ નોરમનનો ચેહરો ખુની બન્યો, કે જે જોતાંજ દીલનાં ગાત્રેગાત્રાં ઢીલાં પડી જાય!

નાજાનું જીગર તેણી વાસ્તે દાઝી આવ્યું; તેણીને તે એક શોકટનું વેદનાને સંભાવા જેવું લાગ્યું.

"તમે જે બધું જોવા માંગતા હતા તે તો જોઈ ચુકાંછ," તેણી નમ્રતાથી બોલી. "ચાલો હવે ઘેરે જઈએ, મીસીસ નોરમન."

"આય પ્લેમાં કેટલા એકટસ છે?" મીસીસ નોરમને સવાલ કર્યો.

"ચાર," નાજાંએ પ્રોગ્રામમાં જોઈને કહયું.

"ત્યારે તો," મીસીસ નોરમને જણાવ્યું, "આપણે ત્રીજા એકટ પછી ઉઠી જઇશુ."

ખુદાને ખબર હતી કે તેણીની ખુબસુરત શોખને ટીકતી બેઠેલી તે ગંભીર, શુંગસ, ગમખ્વાર બાઇનાં મગજમાંથી તે વખતે કેવા ભયાનક વિચારો પસાર થઇ જતા હતા! તે એખલાં દુઃખી જીગરમાં એટલી પુરતી ગમખ્વારી હતી કે તે આખ્ખાં ઓડયનસને તેણે શોકાતુર બનાવ્યું હતે, જો તેઓએ તે ભણી જોવાની દરકાર રાખી હોતે તો. જ્યારે ત્રીજો એકટ પુરો થયો ત્યારે તે ઉઠી.

"મને પુરતું મળ્યુંછ; આપણે હવે જઈશું," તેણીએ નાજાંને કહ્યું; પણ તેણીને લપેરા આવ્યા, અને ચાલી શકવા અગાઉ તેણીને નાજાંનાં હાથનો ટેકો લઇ કેટલીક મીનીટો સુધી થોભી જવું પડયું.

બીજી મીનીટે તો તેઓ બાહારની ઠંડી હવામાં આવી ઉભાં; રાતનાં આકાશમાં હજારો તારાઓ ઝગઝગી રહેલા હતા. તેઓ ઠીએટરનાં પોખાલ પોરટીકોમાં થોડી વાર ઉભાં; પછી નાજાંએ કહ્યું—

"હું એક કેબ બોલાઉં?"

મીસીસ નોરમને ઝબકીને ઉપર જોયું, જાણે એક મોટા સ્વપનામાંથી ચમકીને જાગી ઉઠી હોય તેમ.

"નહિ. આપણે ચાલતાં જઇશું," તેણીએ જવાબ દીધો.

નાજાંએ અજાયબીથી તેણી ભણી જોયું; પરંતુ તે ચાતુરીએ કશો રીમાર્ક કર્યો નહિ. મીસીસ નોરમનનાં ફાંટાને શરણે જવાનું હાલને કાજ તે છોકરીને વાજબી લાગ્યું, જો તે અબળા ફેન્ટ જેવી થઈ જશે તો ગાડી તો તૈયાર હતી.

તેઓ થોડો વખત સુધી ચાલયાં કીધાં; પછી એકાએક, અને જાણે પોતે શું કેહતી હતી તે જાણી શકતી નહિ હોય તેમ, મીસીસ નોરમન બોલી—

"હું અજબ થાંઉછ. શું નાટક આટલા વખતમાં પુરો થઇ ગયો હોશે?"

"હું ગાનુંછ કે તે અત્યારેજ ખલાસ થવા પાંમેલો હોવો જોઇયે," પોતાના નાના ઘડીયાળ ભણી નજર નાંખી નાજાં પારખે જવાબ કર્યો.

જો કે મોડું ઘણું થયેલું હતું છતાં જે મોહલ્લામાંથી તે બે બાઇઓ પસાર થઈ જતી હતી તેમાં લોકોની ઘણી આવણજાવણ હતી; અને સામેથી આવતાં એક

નાના ટોળકાંને પસાર કરી જતાં નાજાંને એકાએક માલમ પડયું કે તેણીની સાથી તેણીની બાજુમાં વધુવાર હતી નહિ. કુદરતી રવેશે તે કોમળાંગીએ વિચાર્યું કે મીસીસ નોરમન એકદમ આગલ વધી ગઇ હશે, અને, તેથી, પેહલી મીનીટો તો તે ગભરાઈ નહિ. તેણીએ જરા ઝડપી પગલાં ભર્યાં–પણ મીસીસ નોરમનનો આગળ ચાલતો આકાર નજરે પડયો નહિ! તોબી તે મધુરીને આવી રાતની વખતે એમ નજરચુકનો બનાવ કાંઇ ઘણો અસાધારણ લાગ્યો નહિ, અને ખાત્રી લાગી કે ઘેરે જતાં રસ્તામાં તો તે તેણીને જરૂર પેકડી પાડી શકશે. તે છતાં, તે બાઇની આખા દીવસની વિચિત્ર રીતભાત યાદ કરી તેણીને ભય ને કશો ખોટાંનો ખટકો થયો ખરો. એમ તો નહિ હોય કે મીસીસ નોરમને હાથે કરીને નજર ચુકાવી નાંખી હોય? અને જો તેમ કીધું હોય તો તેમાં તેણીની શું મકસદ સમાઈ હતી?

નાજાં આયદે 'નવાબ મનઝીલ'માં આવી પુગી; પણ તે ઘેરની શેઠાણી હજી સુધી આવવા પાંમી હતી નહિ. તેણી કયાં ગઇ હતી? તેણીનું શું થયું હતું? નાજાંને ઘણાં ઘણાં વિચારો આવ્યા. તે ચીંતાથી માંદી જેવી પડી ગઇ; તેણીને સમજ બી નહિ પડયું કે શું કરવું અને કેમ કરવું? સૌથી સરસ ચીજ જે કરવાની તેણીને લાગી તે પાછું ઠીએટર પર જઇ અને તલાસ કરવાની હતી. અને તેમ કરતાં કદાચ રસ્તામાં મીસીસ નોરમન મળી જાય એવી તેણીને ખાત્રી થઇ.

ઠીએટરથી થોડુંક છેટું હતું અને તેણી ધીમે ધીમે ચાલવા લાગી, ડાબી અને જમણી બાજુએ જોતી ને તેણીની શેઠાણીને મળી જવાની વકી રાખતી. પછી તે ઠીએટરની છેક ઘણી નજદીક આવી અને જોયું તો તે બાજુનો રસ્તો લોકોની ભીડથી અસાધારણ રીતે ચીકાર થઇ ગયો હતો. તે જેમ જેમ વધારે નજદીક આવતી ગઈ તેમ તેમ લોકોનો ધસારો એટલો મોટો માલમ પડયો કે તેણીને એકેક પગલું ભરતાં મોટી મુશીબત પડી.

"શું થયુંછ?" લોકોનાં ટોલકાંથી સેહજે દુર એક આબરૂદાર પોષાકમાં ઉભેલી અંગ્રેજ બાનુંને તેણીએ સવાલ કર્યો.

"શું તમે નથી જાણતાં?" તે બાઇએ ઉશકેરાયલા અવાજે પુકાર્યું "ઓહ, ધી બ્યુટીફુલ ફ્રેડા! આજે તો લોકોના જીગરને ખુશાલીથી ધ્રુજાવીને છક કર્યા હતાં અને હવે—"

નાજાં ધાસ્તી ને બીહકથી ફ્રેન્ટ જેવી થઇ ગઇ.

"અને હવે શું?" તેણીએ પુછયુઃ પણ પેલી અબળા તો ફરી ગઇ.

એકાએક ત્યાં એકઠું થયેલું લોક એક મોટોરકારને પસાર થઇ જવા વાસ્તે બે ભાગમાં વેંહચાઇ ગયું, કે જે કાર ઠીએટરનાં દરવાજા ભણી ગઈ; અને નાજાંએ પોતાને એક નાની રડતી છોકરીની બાજુમાં ઉભેલી જોઇ.

"ઓહ, ખુબસુરત ફ્રેડા! એ બિચારી માહરા તરફ કેવી ભલી હતી!" નાજાંએ તેણીને ડચકાં ખાઇને રડતી સમજી.

"એને શું થયુંછ તે મને કેહશો, જવાન બાનુ ?" તે કામળાંગીએ માયાથી તે રડતી બાળાને પૂછ્યું. "હું અહીં ઘણો વખત થયો ઉભેલી છેઉં, પણ મને કેહનારૂં કોઇ મળી શકતું નથી. લોકો-ખસુસ કરીને તમારાં યુરોપીયન લોકો ઘણુંજ ઉશકેરાઇ ગયેલાં માલમ પડેછ."

"ઉશકેરાઇ ગયેલાં ! એ લોકો દીવાના થઇ ગયાંછ," તે બાળકીએ ઘણા ઝનુનથી કહ્યું. "અને જો જેને એ કારસ્તાન કીધુંછ તેનો પત્તો હાથ લાગે કેની તો—તો તેને યા તેણીને ચીરી ફાંસી નાંખવામાં આવે."

પાછો નાજાંના જીગરમાં એક જાતનો અશાંતીનો ખટકો થયો-તે આતેશથી બધી થરથર ધ્રુજી.

"પણ શું થયુંછ તે તો મને જણાવો ?" તે સુંદરીએ પાછો સવાલ કર્યો.

"તમે નથી જાણતાં ?" જવાબ મળ્યો. "કોઇ માણસના અવતારના સેહતાને એનાં ચેહરા ઉપર ઝેરી એસીડ નાંખી બાળી નાંખ્યોછ !" તે નાની રમણીએ ઉસકેરાઇ જતા અવાજે ખોલાંસો કર્યો.

તે ખુલાસો સમજી નાજાં થોડીક મીનીટો તો જવાબ પણ દઇ શકી નહિ. તે ધાસ્તીથી જાણે પત્થર જેવી થઇ ગઇ. એ કોણે નાંખી હતી ?

"ઝેરી એસીડ !" આયંદે તે બાળાએ ખોખરા સાહદે કહ્યું. "તમે તદ્દન ખાત્રીપુર્વક છો-ઝેરી એસીડ ?"

"હા; અને એ લોકો કેહેછ કે એનો લવલી ચેહરો તમામ બળી ગયોછ. ડાકટરો કેહછ કે એ જીવશે તો ખરી, પણ એટલી કદરૂપી થઇ ગયેલી કે કોઇને એનાં તરફ જોવા પણ નહિ ગમે."

પછી વળી પાછો લોકોનો ઘઘારો ચાલુ થયો; અને જાણે જાદુથી હોય તેમ, ત્યાંનો ઉશકેરાયેલો ઘોંઘાટ તમામ દબાઇ ગયો, કેમજે પેલી મોટોર ગાડી ધીમેથી થીએટરની બાહાર નિકળી અને તેમાં ફેડા કે જે હવે વધુ વાર ખુબસુરત ન હતી તે બે ડાકટરો અને નર્સ સાથે હતી.

થીએટરની લાઇટો બુજવી નાંખવામાં આવી, લોકો-વેરવીખેર થઇ ગયાં, અને તે રાતનાં અંધકારમાં નાજાંએ પોતાને તમામં એખલી પડેલી જોઇ. તે ધીમે ધીમે ઘર તરફ જવા લાગી, ધાસ્તીથી સાવ સકમણકમ બનેલી અને ભયથી રગેરગ ધ્રુજતી હતી; અને જયાંથીણી તે પસાર થઇ ત્યાં તેણીએ ફેડા અને ફેડાનીજ વાત સમજી. એક ચીજ તે એકથી કરી શકી, અને તે એ કે ગુનેહગાર વિષે કોઇ કાંઇ જાણતું હતું નહિ-કોઇને પણ તે કામ વાસ્તે કોઇ ચોકકસ આસામી ઉપર શકી જઇ શકયો હતો નહિ.

જયારે એક વાર પાછી 'નવાબ મનઝીલ' નાં બારણાં આગળ નાજાં આવી ઉભી ત્યારે ત્યાંનો ઘંટ વજાડતાં તેણીનાં હાથો ધ્રુજ્યાં, અંદર તે શું જોશે અને શું સમજશે તે ધાસ્તીથી આયંદે સઘળી હીંમત એકઠી કરી તેણીએ ઘંટ વજા-

કર્યો, અને જવાબમાં આવી ઉભેલો ત્યાંનો એક મરદ નોકર તદન સાધારણ દીસ્યો. ત્યારે કાંઈ પણ અસાધારણ અંદર મકાનમાં નજ બન્યું હતું !

"બાઇ ઘેરમાં આવેલાં છે, મીસ." તેણીના સવાલના જવાબમાં તે નોકરે કહયું. "તમારા ગયા પછી એવણ તુરત આવ્યાં."

નાજાં પોતાના રૂમમા ગઈ. તે બીહક કે જે ખરાંપણાં કરતાં ઘણી ભયંકર દીસી હતી તે હવે તેણીમાંથી રફતે રફતે નાબુદ થવા લાગી; તે ભય કેટલો ભયાનક હોવી જોઇયે તેનો ખ્યાલ હવેજ માત્ર તેણીને તેણીના ધ્રુજતા અવ્યવો ને સફેદ ચેહરા ઉપરથી આવ્યો, તેણીએ તે ધાસ્તીને શબ્દોનો આકાર આપવાની હામ ભીડી ન હોતી, તેણી પોતાને પણ શબ્દો વાટે તે ભય કહી શકી હતી નહિ. હવે તેણી જોઇ શકી કે તે બધા ભયાનક ખ્યાલોનું સબરદબર ખોટા હતા, મીસીસ નોરમન તો ઘર આગળ તેણીના પૂછી જવાં પછીથી ઘણી જલ્દી આવી ચુકી હતી.

તેણી પોતાનાં ઓરડામાં આવી ઉભી, હીલચાલ કરવા વાસ્તે સાવ અશકત અને પોતાની ધ્રુજતી રગોને શાંત પાડવાની વેત્રણ કરતી. એક થોડી વધારે મીનીટો અને તેણી સાવધ થઇ શકી; પણ તે કોઇ ગુપ્ત, રાક્ષસી, ઠરામણી ભય તો જાણે તેણી આગળ લટકયાજ કરતી જણાતી ને જાણે તેની અસરથી હોય તેમ, ગમે તેવી કોશેશ છતાં, તેણીનાં હાથ પગમાં તો ધ્રુજરી થયાજ કીધી. એ શું હતું ? તેણીએ મીસીસ નોરમનની આયાને તેડી મંગાવી, કે જેણીએ આવતાંને વાર બીહકથી પોતાનાં ડોળા પોહળા પટાક કરી નાંખ્યા.

"બાઇ, બાઇ, તમુને શું છે-તમે કાંઇ સારાં દીસ્તાં નથી ? એમ બધાં ધ્રુજોછ કાંય ? હું તમારે વાસ્તે કાંઇ લાંઉ ?"

"મને જરા એક ગરમગરમ સ્ત્રોંગ કોફીનું કપ પીવા ગમશે," નાજાંએ કહ્યું.

તે દાસી પુત્રી ગઇ, અને જરા વારમાં કોફીનાં કપ સાથે પાછી ફરી.

"તમે ધારોછ, મીસ પારખ." તે દાસીપુત્રી બોલી, "માહરાં બાઇને પણ કાંઇ એવું લેવા ગમશે ? એવણ આયાંછ ત્યારનાં કાંઇ બરાબર લાગતાં નથી."

"મેં તુંને બોલાવી તેનું એજ કારણ કે હું બાઇ આગળ જંઇ શકું કે નહિ તે પૂછવાને વાસ્તે."

"હા-બાઇ, તમે જાઓ તો સારૂં, એવણ કંઇ 'બોલતાં'તા કે રસ્તામાં તમે ને એવણ એકાએક છુટાં પડી ગયાં, પછી મેં બધુ તમારે વાસ્તે કહયું. તમે પાછાં ચાલી ગયાં પછી તરતજ એવણ આવી લાગાં- પાંચ સાતેક મીનીટ પછી હોશે," તે દાસીપુત્રીએ ખોલાસો કર્યો. પાછો નાજાંના દીલમાં અંધ્યારો ફેલાયો.

"કોફીનું કપ હું લઇ જાઉં કે તમે લઇ જાઓછ, મીસ પારખ !"

"નહિ. હુંજ લઇ જવશ," નાજાં બોલી.

કોફીના કપ સાથે તે પોહળી ચાલો પસાર કરી જતી વખતે તે ફરેસ્તા જેવી સુંદરીનાં હોઠો ખરાં અંતઃકરણની જોશભરેલી બંદગીઓના કલામ પઢવામાં રોકાઈ ગયલા હતા; પણ તે કલામો જ્યારે તેણીએ મીસીસ નોરમનનો ચેહરો જોયો ત્યારે તુરતજ તેણીના હોઠો ઉપર મરી ગયા, તે ચેહરો બધી ભયાનક આફતથી હોય તેમ ભખી ખાધેલા જેવો હતો; આંખો તો જાણે આતશના ગોળાઓ મીસાલ દીસતી હતી. નાજાંએ કાફીનું કપ એક ટેબલ ઉપર મુકી દીધું અને બોલી—

"માય ડીયર મીસીસ નોરમન, તમે ઘણાંજ સીક થઇ ગયેલાં લાગોછ," તેણીએ કહયું. "હું તમારે વાસ્તે શું કરી શકું ?"

"હું સીક નથી, હું જરા પણ સીક નથી થઇ ગઇ," મીસીસ નોરમને ઉતાવળથી જવાબ દીધો, એટલી બધી ઉતાવળે કે નાજાં અજાયબીથી ચમકી.

"જો હું જરા 'અનનર્વ' થઇ ગઇ હોઉં તો તેમાં વાંક તમારો છે, મીસ પારખ; તમારે એમ મને છોડી દેવી જોઇતી ના હતી."

નાજાઃ તે કમનશીબ બાનું વાસ્તે દયાથી એટલી બધી દાઝી ગઇ હતી કે તેણીને ગુસ્સો કરે યા ખીજવાત ઉપજાવે તેવો કશો રીમાર્ક તે કરી શકી નહિ.

"હું એ વાસ્તે દલગીર છઉં," તેણીએ નમ્ર હલકે જણાવ્યું. "હું સમજી શકતી નથી કે મેં તમને કેમ 'મીસ' કીધાં."

"ત્યારે તું એમ કબુલેછ તો ખરી કે વાંક તાહરો હતો—કે તાહરે લીધેજ હું ભુલી પડી શકી ?"

"હા," નાજાંએ જવાબ દીધો—"મને બીહક લાગેછ કે તેમ છે ખરૂં."

"તું જાણેછ તો ખરી કે તાહરાં ઘેરે આવી ગયા પછી હું થોડીજ મીનીટમાં ઘેર પાછી ફરી હતી ?"

"હા—હું તે બરાબર જાણુંછ," તે રમણીએ શાંતીને જરા બી તજયા વગર ધીમાં અવાજે જવાબ કર્યો.

એક સધ્યારા અને સંતોષનો દેખાવ તે ચાલુ સફેદ ચેહરા ઉપર નાજાંનાં આ જવાબોથી એકાએક ધાઇ આવ્યો, જાણે કોઇ કીસમની રાક્ષસી બીહક તેણીનાં કાળજાંમાંથી ઓછી થઈ હોય તેમ.

"હું ખુશી છઉં કે એ તું જાણેછ," મીસીસ નોરમને કહ્યું. "એ તો જરા કઢંગુ દીસેછ કે હું એખદી પડી ગઈ. સારૂં છે કે તું જાણેછ."

તેણીએ પોતાનું માંથું નરમ ટકયા ઉપર ટેકવી દીધું, અને કશાબી મીનીંગ વગર તેણીની આંખો તે ઓરડાની ચોતરફ દોડવા લાગી.

"આય કોફી પીવાની જરા કોશેશ કરો," જે અવાજે એક નાના માંદા બચ્ચાંને આપણે કહયે છીએ તેવાજ પતામણા અવાજે નાજાંએ તેણીને કહયું.

"કોફી ? નહિ; મને તેની દરકાર નથી.' પછી જરા વારે ઘણી સીઘ્રતાથી—"હા–હા–લાવો–હું જરા પી જાઉં."

તેણીએ કોફીનું કપ ઘસઘસ પીને જરાવારમાં ખાલી કરી નાંખ્યું, અને તે ફીકકા ચેહરા ઉપર રંગ આવ્યો, તેણીની આંખોમાંનો ઝનુની દેખાવ પણ લગાર દપટ પડયો. નાજા તેણીની પાસે બેઠી, અને જે એક ભયંકર ટ્રેજેડી બનવા પામી હતી તેનાથી તેણીને વાકેફ કરવી કે નહિ તેના મોટાં વમાસણમાં પડી. તેણીએ પોતાના મનથી ઘણી તકરારો લીધી, અને મીસીસ નોરમનની આવી અસ્થિર હાલતમાં તે વાત તેને નહિજ જણાવવી એવા નિર્ણય ઉપર આયદે તે આવી શકી.

ઘણીક વારે મીસીસ નોરમનના હોઠો હાલ્યા; જાણે તે કાંઈ બોલવા માંગતી હોય, અને નાજાં તરફ અવારનવાર સવાલ કરતા દેખાવે તે ખાઈએ જોયું; પણ તે સુકકા હોઠો હંમેશાં પાછા ચુપકીદીમાં બંધ થઈ જતા અને તે ભારી પાપણો ને ચળકતી આંખોને ઢાંકી દેતા. પછી–ઘણે વારે આયદે તે બોલી.

"આજની રાત તમે માહરી આગળજ રહેશો, મીસ પારખ ?" તેણીએ પુછયું. "હું ઘણી નબળી અને નરવસ બની ગઇછ. હું જાણતી નથી કે કાંય."

"બેશક; હું મોટી ખુશી સાથે રેહવશ." નાજાંએ જવાબ દીધો, "અને હું બેસીને તમારી આગળ વાંચશ, કે જેથી તમને ઉંઘ આવી જાય."

પછી જો કે તે માહબુબે કલાકો સુધી વાંચ્યા કીધું, તો પણ તેણીએ દુઃખથી જળી જતાં માથાંએ અંહાથી તંહી અછાડપછાડ કીધી અને કશી ઉંઘ આવી શકી નહિ. લાગત બે દીવસો સુધી તે કમનશીબ બાનુ પોતાનાં રૂમની અંદર ભરાઈ રહી અને નાજાં સીવાય પોતાની આગળ કોઇનેબી આવવા દીધાં નહિ.

"હું કાંઈ માંદી થઇ નથી ગઈ," તે અવારનવાર ગભરાતથી બોલતી, "જરા મને નરવસ જેવું લાગ્યા કરેછ. તું તો માહરી આગળની આગળજ રેહજે–બીજા કોઇને આવવા દેતી નાં."

નાજાં મીસીસ નોરમન સાથે આખ્ખો વખત રહી–રાત અને દીસ; એ દરમીયાન તેણીને મી૦ નોરમનને મળવાનો કાંઈ પણ ચાન્સ મળી શકયો નહિ, અથવા તો તેની ધણીઆણીની બેચેની વિષે પણ તેને તે જણાવી શકી નહિ. તે તેણીની નજદીક કદી આવ્યો નહિ, પરંતુ દુરથી અને બાહારથીજ તેણે ખબર મેળવ્યા કીધી. વળી નાજાંને આ પણ જાણવાની તક મળી શકી નહિ કે એ મી૦ નોરમન પેલી ફ્રેડા વિષે શું જાણતો હતો ને કેવી રીતે તેણી વિષે તેને લાગતું હતું. એ બધું જાણવાની તે નાજનીનને ઉતકંઠા તો ઘણી થઈ; પણ તેને બર લાવવાનું તેણીથી ફાવી શકયું નહિ. મીસીસ નોરમન કોઇ અજબ જીજ્ઞાસાથી દરેક પેપરો મંગાવી જોતી અને તેમાંની એકેએક ખબર બહુજ ઝડપ ને આતુરતાથી વાંચતી–એટલી કે તે બાળા પોતે પણ એ જોઇ બહુ વિસ્મય પામતી.

એક્ટ્રેસ ક્રેકા વિષે આપવામાં આવતો હેવાલ બહુજ કરૂણામય ને દયા ઉશકેરે તેવો હતો; એ કાંઇ સાચ્ચું ન હતું કે તેણીનો ચેહરો બળી ગયો હતો; કીંતુ તે બલેહવંતી આંખો કે જેના વડી તેણે ભલાંભલાના જીગરો પોતાનાં પગો આગળ આણી અને કંચડી નાંખ્યા હતાં તેને મોટું નુકશાન થયું હતું. તેણીનાં કપાળ ઉપર એક ભયાનક દામ પડેલો હતો, અને બીજો એકેએક ગાલ ઉપર. તે પ્રવાહીએ પોતાનો ખોફ અને ક્રોધ તેણીની સુંદર ગરદન અને ખભાં ઉપર ખાલી કર્યો હતો.

ગુનેહગારને પકડી આપવા યાતો તેનો પત્તો મેળવી આપનાર વિષે એક મોટું ઇનામ જાહેર કરવામાં આવ્યું હતું—પરંતુ હજી સુધી કાંઇબી પરીણામ આવેલું જાહેર થયું હતું નહિ. તે ઝેરી એસીડ કેમ અને કેવી રીતે નાંખવામા આવી હતી તેબી કોઇથી પકડી શકાયું નહિ. કોઇ અજબ સંજોગો વચ્ચે તે ખુની હુમલો થવા પામ્યો હતો.

"જનમ દેશનીકાલનીજ સજા—જો કાંઇ બી થાય તો તે ગુનેહગાર ભોગવવા પામશે."

મીસીસ નોરમને, તે બનાવ ઉપરનાં ટીકકા વાંચતાં, ઉપલો વાકય વધારે ધ્યાનથી વાંચ્યો અને ફરી વાંચ્યો.

"એ મોહોતની સજા કરતાં ઘણી નપેતર સજા છે," તે બહુ નબળા અવાજે બોલી; "ખરૂં કેની ?" અને તેણીની જવાન કમપેન્યને ઉત્તર દીધો—

"અને એ ખુન કરવા કરતાં બી વધારે બદતર ગુનાહ છે."

મીસીસ નોરમન કમકમી, અને નાજાંનાં ચેહરા ભણી દયા માંગતી, ગભરાયેલી, ફાટેલે ડોળે જોવા લાગી.

તે એક ઘણો વિચિત્ર સંજોગ બન્યો, કે જ્યારે નાજાં તે કલંકીત ચેહરા ભણી તરખાતથી જોઇ રહી હતી ત્યારે મીસીસ નોરમનની આયાએ આવીને તેણીને કહયું કે મીં૰ નોરમન નાજાંને મળવા માંગતા હતા. તેણી ઉતાવળે ઉતાવળે નીચે ગઇ અને તે બરથારને ડ્રોઇંગ રૂમમાં મોટી ઉશકેરણી વચ્ચે ઉપર ને નીચે ફેરા ખાતો જોયો—તેનો ચેહરો ઘણો ઝનુની જેવો હતો, જ્યારે તે ઉપરનો ફીકાશ એક મુવેલાં માણસનાં ચેહરાને તદન મળતો આવ્યો. તે નાજાં તરફ ઘણી ઉતાવળે ફર્યો, અને જેવી તેણીને દાખલ થયેલી જોઇ કે તુરત તેણે તે મોટા ઓરડાનું બારણું ઢાંકી દીધું.

"તમે જાણોછ." તેણે ઉશકેરાતની એક બરાડ પાડી—"તમે જાણોછ, લોકો માહરી બૈયર વિષે શું કેહછ તે ?"

"નહિ," તે સુંદરીએ જવાબ દીધો. "હું કેમ જાણી શકું ? તમારાં ધણીઆણી એ દીવસ થયાં સીક છે, અને હું આખ્ખો વખત તેવણની આગળની આગળ રહેલી છેઉ."

"સીક ?" તેણે કહયું. "કાંઈ અજાયબ જેવું નહિ કેહવાય ! તમને ખબર નથી, પણ ગામમાં બહુ મજબુત અફવા ઉડલી છે કે આય કાઈમ તેણીએ પોતે કીધું'છ, અથવા કોઈને રોકીને કરાવેલું છે. ગ્રેટ હેવન ! શું તમે તે માનતાં નથી ?" નાજાંના ચેહરા ઉપરનાં લોહીનું ટીપેટીપું ઉડી ગયું અને તે એક કાપવા કાઢેલાં નિર્દોષ બકરાં પેરે ધ્રુજવા ને કાંપવા લાગી. "માઇ ગૉડ ! જો તમે કાંઈ પણ જાણતાં હોવ તો મને એકદમ કહી દેઓ, કે જેથી હું એને વખતસર બચાવી લઈ શકું !"

"હું જે જાણું છ તે તમને બધું કહી દેવશ," તે બાળાએ જવાબ કર્યો, અને તેણીએ માંડી મેળીને પેહલેથી છેલ્લે વેર બધી હકીકત તે ખાવંદને કહી દીધી.

તે ઘણો બુરો બદમાસ હતો—એક સંસારનો ફાંસો–અને તે છતાં તેણીને તેની દયા ઉપજી, કેમ જે તે વખતે તેનો મરદ ચેહરો એવો ભખી ખાધેલા જેવો, એવો રડમેસ અને કંગાળ બની ગયેલો હતો કે કોઈને બી દયા અને દીલસોઝી ઉપજ્યા વગર રેહ નહિ.

"હા–ત્યારે તો એનેજ કીધું'છ !" તેણે પુકાર્યું. "ઓહ, ખુદા ! હવે એનું શું ને ? હું શું કરૂં–કેમ કરૂં ?" અને તે બધો ધ્રુજવા લાગ્યો. "એ તદન દીવાની થઈ ગયેલી હોવી જોઇયે !"

"જો તેમ હોય તો," નાજાં ગંભીર સરોદે બોલી—"વાંક તમારો પોતાનો છે, તમે એને દીવાની કરી મુકી !"

તેણીનાં શબ્દોએ તેને શાંત ને સાવધ કર્યો. તેનું માંથું ગુંમી પડયું.

"હા–માહરા ગુનાહની એ મને સજા છે," તે બહુ ગમખ્વારીથી લજવાઈને બોલ્યો. પછી થોભીને–"આય તમારી કહેલી હકીકત જો સાચ્ચી હોય તો હવે એને માંથે ઘણી મોટી ધાસ્તી છે."

"હું ધારૂં છ કે સૌથી મોટી ધાસ્તી," નાજાંએ જવાબમાં જણાવ્યું.

"હું સમજી શકતો નથી કે એ અફવાએ કયાંથી મુળ લીધું. પણ જો પોલીસ કાંઇબી પગલાં ભરશે તો તમારી જબાનીના મુખ્ય આધારે એને સજા થશે–દેશપારની સજા–જન્મ દેશનીકાલની સજા," અને એ બોલતી વખતે તેનો અવાજ બહુ ભયાનક ને ગમઘોર વાગતો હતો. "તમુંને એકદમ કેથે ચાલી જવું જોઈયે; તમુંને ગમે ત્યાં જાઓ, પણ કોઈબી સલામતીભરેલી અને છુપી જગાએ જજો બીજા માણસોમાં તો પેલો અબદુલ્લો છે કે જેને તમુંને દાખલ કીધાં'તા અને એક એની આયા. હું એ લોકોને તો મેનેજ કરી શકશ,"

"હા, માહરે જવુંજ જોઇયે," નાજાં કબુલ થઇ, "જો કે એવણને છોડીને જવા મને મુદ્દલ ગમતું નથી."

"તમારાં ઠામ ઠેકાણાની ઇધાણીઓ છુપાવવા વાસ્તે તમારે એકદમ કાળજીવંત અને સંભાળભર્યાં બનવાની બહુ જરૂર છે," તે ઘણાં ગંભીરપણાથી સમજાવવા

લાગ્યો. "અહીંથી એક કેબ લઇ સ્ટેશન પર જજો-અને તમુને જે ગમે તે ટીકીટ લઈ કોઇ તદન ભલતાંજ સ્ટેશને ઉતરી પડજો અને બને તેટલી રીતે હંફાવી શકો તેમ કરજો, અલબત, તમારા જેવી એક નાજુક કુંમળી બાનું વાસ્તે એ ઘણુંજ કેહવાય-પણ સંજોગો જોતાં એ મને માંગી લેવાની ફરજ પડેછ. માફ કરજો-પણ સહીસલામતી ખાતર તમારી મુસાફરી કટકેકટકે ભાંગીનેજ પુરી કરજો-હું તમને સારી રીતે નવાજીને મોકલશ. તેની તમારે ચીંતા કરવાની નથી." તે બહુ ઉતાવળથી ને દયા ઉપજાવે તેવા ઉશકેરાયેલા અવાજે બોલતો હતો, "બનતાં તુલીક ખોર ખબર પણ ન કાઢતાં-એટલે કે તમારાથી જેટલું બને તેટલુજ. અને વરી અહીંના સ્ટેશન પરથી લીધેલી ટીકીટ સાવ બાળી નાંખવાની બી બહુંજ સાવચેતી ને તકેદારી રાખજો. એટલું તમે કરશો ?"

"હા-જરૂર," તે મધુરી માહાણુએ ધીમાં સરોદે જવાબ કર્યો.

"હવે તો હું દરેક અવાજે ચમકી જાઉછ-સેફજ સનસારાએ બી માહરાં ગાત્રેગાત્રાં ઢીલાં થઇ જાયછ. ખુદાને ખાતર! પોલીસની નજરે તમે ના પડતાં."

"હુ જેટલી બનશે તેટલી ઉતાવળ કરશ," નાજાએ જવાબ કર્યો. "તમારી તદન ખાત્રી છે કે એથી વધારે હું કાંઇ બી બજાવી શકવાની નથી-એનાંથી વધારે સારી ચીજ ?"

"કાંઇબી નહિ," તે ભરથારે કહયું "તમારી જુબાની અને જો તમે અહીં-રેહશો તો જુબાની આપવાની તમને ફરજજ પડશે-એને દેશતરીપાર કરવાને વાસ્તે બસ છે, ગુડ બાય, વાહલાં ને ભલાં મીસ પારખ."

"ગુડ બાય," નાજા-તે નિર્દોષ, દુન્યાદારીના દગા ફટકાથી વરસો સુધી બેખબર રહેલી તે બાળકી ઘણાં રડમસ અવાજે બોલી, "અને જો આય ભયંકાર બનાવનું સેવટ તમો બીહોછ તે કરતાં સારૂં આવે તો તમે એનાં તરફ હમેશ્ની વધારે દયાળુ થજો—કોઇબી સંજોગો વચ્ચે, હવે તમે એની ભણી માયા, દયા અને પ્યારથી વર્તજો."

"હું તે પ્રોમીસ કરૂંછ," તેણે કહયું, અને કેહતી વખતે તે મુર્ખ-અને મુર્ખ નહિ તો બીજો કોણ ?-ભરથારનો અવાજ લાગણીથી ધ્રુજયો.

પેકપુકનું કામ ઘણી ઝડપથી કરી લેવામાં આવ્યું; પણ નાજા તે કમનશીબ ધણીઆણીને મળ્યા વગર તે મકાન છોડી-જઈ શકી નહિ, -જો કે તેણીની વર્તણુક ગમે તેવી ભયાનક અને ત્રાસ ઉપજાવે એવી હતી, તોપણ હંમેશ વાસ્તે ચાલી જવા અગાઉ તેણી મીસીસ નોરમનનાં ઓરડામાં ગઈ, અને તેણીને બારી આગળની એક ખુરસી ઉપર ઢગલો પુંજો થઈ બેઠેલી જોઈ. તે પુંદરી તે વખતે જે ખરી કંગાળ્યતનો કરૂણામય અવતાર તે બાનુંનાં લખી કાઢેલા ચેહરા ઉપર ફેલાઇ રહેલો હતો તે તેણીની આખ્ખી જીંદગી દરમીયાંન

પણ સુધી જઈ શકી નહિ. તે જોતાં, નાજા તેણીનાં પાપનું અગાધપણું સદંતર વિસરી ગઇ, અને તે ઠંડા બરફ જેવા–અને ખુની–હાથો પોતાનામાં બહુ પ્યાર અને લાગણીથી લઇ લીધા.

"જે ખરાં દીલની તોબેહ કરે છે તેને પરવરદીગાર માફી બક્ષ્યા વગર રહી શકતો નથી," નાજાએ ધીમાં અને શાંત અવાજે કહ્યું.

પણ તે ભારી, ડલ દોજખી કંગાલ્યત તેણીનાં ચેહરા ઉપર જેવી ને તેવી રહી, અને નાજા ચુપકીદીમાં તેણીને છોડી આવી.

જ્યારે તે છોકરી એક વાર પાછી ચોક્ખી, નિરમળ બાહારની હવામાં આવી ઉભી ત્યારે તેણીએ પરવરદીગારનાં હજારો હજાર શુક્ર કર્યા કે ગુનાહ, કંગાલ્યત, કંકાસનું વેદના ઉપજાવે તેવું એક વાતાવરણ તે હવે હમેશ વાસ્તે છોડીને આવી હતી.

તેણીએ તેને જેમ કેહવામાં આવ્યું હતું તેમજ પોતાની મુસાફરી ખટકે ખટકે ભાગીને પુરી કીધી, અને આયદે થાક, જંજાળીથી ઘેરાયેલી તે મુંબાઇ આવી પુગી. અલબત્ત, મુંબાઇમાં તેણીએ ભલાં મેહરબાઇ મગોલને યાદ કર્યાં અને તેવણના માહીમ ખાતેના 'મેહર વિલા'માં જઇ ઉભી, કે જ્યાં તે જાણતી હતી કે તેણીને હંમેશાં બહુજ માયાકુળ આવકાર મળવાનો હતો. પ્રીય વાંચનારને કેહવાની કશીએ આવશ્યકતા નથી કે તે ચેહરેનમુન સુંદરીને "મેહર વિલા"માં બહુજ આનંદમય આવકાર મળ્યો.

અને ત્યાંજ–ત્યાંજ તે ભયાનક કાહાણી કે જેમાં તેણીએ થોડો ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો તેનું દરદનાક સેવટ વાંચ્યું અને જાણ્યું. તેણીને મોકલી દેવાનું આયદે કાંઇબી ખપ લાગી શકયું નહિ હતું; મીસીસ નોરમનની વિરૂદ્ધની જબાની બહુજ મજબુત હતી. ખુબસુરત ફ્રેડા એક ભયાનક માંદગીનું તાસવીસભર્યું બીછાણું લાંબા દીવસો સુધી ભોગવી આયદે માર્ગે લાગી ગઇ અને મોસીસ નોરમનની ત્યારપછી તપાસ ચાલી. તે ચકચારભર્યા કેસમાં તેણીએજ આ ખુની કર્મ કર્યું હતું એવું ઘણુંજ આસાનીથી પુરવાર થયું અને તે કંગાળ ઓરતને જીંદગીભરનાં કેદખાનાની સજા થઇ. ખરો ગુનેહગાર–તે બદમાસ ભરથાર કે જેણે તેણીને આવું એક કર્મ કરવા વાસ્તે તમામ દીવાની કરી મેળી હતી–તે તો આસાનીથી છટકી ને છુટો રેહવા પામ્યો, કે જે પ્રમાણે ઘણા ખરા એવા સંસારના ફાંસાઓ રહી જવા પામે છે, અને તે બાપડી–તે પ્યાર દીવાની ઓરત જડમુળથી ભર જવાનીમાં ઉડી અને ઉખડી ગઈ।

(સાંધણ છે.)

## ૫૦૦૦ વર્ષ પહેલાં લખાએલો

# જ્યોતીષનો મહાન ગ્રંથ!!!

હિંદુસ્તાનના મહાન રૂષીઓમાં ભૃગુ રૂષીનું નામ જગ મશહુર છે.

## પંડીત કાશીવાળા
## ને
## મળો.

આ મહાન રૂષાનું લખેલું તાજુબીભરેલું પુસ્તક "ભૃગુ સંહિતા" અમારી પાસે મોજુદ છે.

પ્રાચીન જ્યોતીષ શાસ્ત્રની સત્યતા જુઓ.

**કચ્છના નામદાર રાઓ જી. સી. આઇ. ઈ. ફીરોજશા મ્હેતા, ગોખલે, મ૦ ગાંધીજી, લો૦ તિલક, માવજી ગોવિંદજી શેઠ અને**
બીજા નામાંકિત આસામીઓની જન્મ કુંડલીઓ તેમના જીવનની સાચી વિગતો સહિત આ ગ્રંથમાંથી નીકળી છે.

આ ગ્રંથમાંથી તમોને નીચે જણાવેલી તાજુબી ભરેલી વિગતો મળશે.

મુંબઇના જાણીતા આગેવાનો, શ્રીમતો આ ખાતાંનો લાભ લઇ ચુકયા છે

એટલુંજ નહિં પણ મુંબઇમાં મહાન ગણાતા જ્યોતીષના પંડીતોનો પણ આ તાજુબીભરેલો ગ્રંથ જોવાને દરોડો પડે છે.

બહારગામના ઘરાકોએ કુંડળી સાથે રૂ. ૧૦ અગાઉથી મોકલવા. મજકુર ગ્રંથના આધારે સમગ્ર જીવનનું વૃતાંત રૂ. ૧૦ ની વી. પી. થી મોકલવામાં આવશે. એટલે એકંદર ફી રૂ. ૨૦ થશે.

## પંડીત કાશીવાળા
### ભૃગુ જ્યોતીષ કાર્યાલય.
૨૯૨–૯૪ બીજે માળે-કાલબાદેવી રોડ,
દાદી શેઠ અગ્યારી ગલીને નાકે
મુંબઇ ૨.

તમો સાથે લાવેલા કુંડલીની નકલ તેમાં તઇયાર જોશો–

કુંડલીના આધારે તમારી જીંદગીની જન્મથી મૃત્યુ સુધીની તેમજ મૃત્યુનો ટાઇમ વગેરે તાજુબી ભરેલી વિગતો તમે જોશો.